"વિવિધ ગ્રંથમાળા" વર્ષ ૩૦મું, સંવત ૧૯૯૭, અંક ૩૩૭ થી ૩૪૦

# શ્રીમનુસ્મૃતિ

## ગુજરાતી સરલાર્થ સહિત

ભાષાંતરકર્તા: શાસ્ત્રી શંકરદત્ત પાર્વતીશંકર
ઠે. એલિસબ્રીજ-અમદાવાદ

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक ने प्रकाशक-भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ પહેલી, પૃષ્ઠ ૬૪૮, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય રૂપિયા સવાબે




"વિવિધ ગ્રંથમાળા" વર્ષ ૩૦મું, સંવત ૧૯૯૭, અંક ૩૩૭ થી ૩૪૦

# श्रीमनुस्मृति

## ગુજરાતી સરલાર્થ સહિત

ભાષાંતરકર્તા: શાસ્ત્રી શંકરદત્ત પાર્વતીશંકર
ઠે. એલિસબ્રીજ–અમદાવાદ

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक ने प्रकाशक–भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ–૨

આવૃત્તિ પહેલી, પૃ૪ ૬૪૦, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય રૂપિયા સવાએ



# प्रकाशकनुं निवेदन

આ 'મનુસ્મૃતિ' વિવિધ ગ્રંથમાળાના ચાલુ ત્રીસમા વર્ષનું પ્રથમ પુસ્તક છે; અને સળંગ અંક ૩૩૭ થી ૩૪૦ રૂપે પ્રસિદ્ધ થાય છે.

'મનુસ્મૃતિ' આર્યજીવનનો એક અત્યંત પ્રાણવાન ગ્રંથ છે; એના સર્વ વિભાગોમાં આર્યસંસ્કૃતિનો મંગલ પ્રકાશ છે. એ માત્ર કાયદા કે શુષ્ક વિદ્વતાનું પ્રદર્શન કરનારો ગ્રંથ પણ નથી. એ મનુષ્યજીવન જુએ છે, આ વિશ્વની અનેક લીલાઓ તપાસે છે અને વિધવિધ દિશાઓમાં વહેતાં વહેણો ખોળે છે. એ પાતાળગંગાની ખોળ કરે છે, અને એ સૌમાંથી મંગલ મધુર અમૃતદર્શન પામી, કૈલાસ શિખર ઉપર દૃષ્ટિ સ્થિર કરાવે છે. આમ તે જીવનને કલ્યાણના પંથે ચઢાવીને સમાજની સહસ્ર નાડીઓમાં પ્રાણ ધબકાવે છે, વિવિધતામાં એકતા લાવે છે અને એ એકતાનો સાક્ષાત્કાર પામવા હાકલ આપે છે.

ધર્મ માત્ર કર્મકાંડોમાં નથી, પણ જીવનના શ્રદ્ધાયુક્ત સદાચાર-માં છે. તેથીજ વેદમાં બતાવેલા આચારવિચાર, સ્મૃતિઓમાં ઘડેલા નિયમાદિઓ, સત્પુરુષોએ કર્તવ્યમાં ઉતારેલા વ્યવ-હારો અને અંતરાત્માને પ્રસન્નતા આપનારાં શુદ્ધ આચરણો, એ સર્વને મનુદેવે ધર્મની વિશાળ વ્યાખ્યામાં સમાવ્યાં છે.

આથી શાસ્ત્રકારોએ કહ્યું છે કે, ભગવાન મનુએ જે કાંઈ કહ્યું છે તે ઔષધરૂપ છે. ભગવાન મનુ કહે છે કે, રાગ અને દ્વેષથી નિત્ય-મુક્ત રહેલા સંતજનોએ જેનો હૃદયમાં સાક્ષાત્કાર કર્યો છે

તે સાચો ધર્મ છે. માણસે કેવળ શાસ્ત્રને વળગી ન રહેતાં, સંતોના અનુભવ ઉપરથી પણ પોતાના હૃદયમાં ભાવનાની ભરતી ભરવી જોઇએ. જ્યારે એવી ભરતી આવે છે અને મનુષ્ય ભગવાનની આગળ સાચા હૃદયથી પોકાર કરે છે, ત્યારે ભગવાન તેની બાંય પકડે છે; અને ત્યારેજ તે ભક્તને શ્રીકૃષ્ણચંદ્રની બંસીના અમૃત-નાદનું અને શિવજીના ક્ષણેક્ષણે ચાલતા તાંડવનું રહસ્ય સમજાય છે. આથી કક્કોય નહિ ભણેલો, નીચ વર્ણમાં જન્મ પામેલો અને સંસારીઓથી તરછોડાયેલો છતાં ભક્ત ઊંચે ચડે છે—ભગવાનને સર્વભાવે ભજીને તરી જાય છે.

મનુષ્યોના પરંપરાગત સ્વભાવને ધ્યાનમાં લઇને મનુદેવે ચાર વર્ણો કહ્યા છે; અને તેમનાં જુદાં જુદાં કર્તવ્યો બતાવ્યાં છે. બ્રાહ્મ-ણોને મનુદેવે અપરિગ્રહી, વિદ્યાસંપન્ન, તપોનિષ્ઠ, સર્વત્યાગી અને સર્વમિત્ર રહેવાની આજ્ઞા આપી છે. તેમણે એવું જીવન જીવવું જોઇએ કે, જેથી અન્ય વર્ણોને સદાચારની પ્રેરણા સદા મળ્યા કરે. તેમણે આમ સંસ્કૃતિરક્ષક રહેવાનું છે, એટલે મનુદેવે એની આ-જીવિકાનો ભાર સમાજ ઉપર રાખ્યો છે. પણ સાથે સાથે પેટને ખાતર સંસ્કાર નહિ વેચવાની તેમને ચેતવણી પણ આપી છે.

એ પછી ક્ષત્રિયોને ભગવાન મનુદેવે સમાજની રક્ષાનું કામ સોંપ્યું છે. વીરતા, ઉદારતા, ધર્મપરાયણતા અને લોકરક્ષા આદિ તેમ-ની સંપત્તિ છે. ક્ષત્રિયનાં શૌર્ય, પરાક્રમ અને તેજ સમાજને કલ્યાણ-કારી અને ઉપયોગી થવાને બદલે લોકભક્ષક થાય નહિ, તે સારુ તેમણે કડક નિયમો આપ્યા છે;વળી તેમણે વૈશ્યોને માટે પણ ધંધાઓમાં અમુક વિધિ-નિષેધો કર્યા છે. વૈશ્યોએ માત્ર પાઇ-પૈસા માટે જીવ ઘસી નાખવાનો નથી. તેમણે ધર્મપૂર્વક પશુપાલન, ખેતી, વ્યાપાર, આદિથી સંપત્તિ મેળવીને સમાજને સમૃદ્ધ રાખવાનો છે અને ધર્મરક્ષા માટે છૂટે હાથે દ્રવ્યનો ઉપયોગ કરવાનો છે, એમ ભગવાન મનુએ જણાવ્યું છે. શૂદ્રને તેમણે સેવા ધર્મ બતાવ્યો છે, પણ એને માટે ઊંચ જીવનના અવકાશો રાખ્યા છે. શુદ્ધ સેવાભક્તિથી તે ઉત્તમ જીવન સિદ્ધ કરે, એવો તેમનો આદેશ છે. માટે નેવું વરસની ઉંમરે પહોંચેલા શૂદ્રને તે

બ્રાહ્મણના જેવો વંદનાનો અધિકારી ગણે છે. આ રીતે ચારે વર્ણ પોતપોતાના સ્વભાવે કરીને મળેલા સ્વધર્મમાં રહીને પોતાની આજીવિકાનો પ્રબંધ કરે અને જીવનની સાર્થકતા અનુભવવાની તેઓ વધુ ને વધુ તકો મેળવે, એ ભગવાન મનુની યોજનાનું રહસ્ય છે.

વર્ણની જેમ આશ્રમોની પુરાણી વ્યવસ્થા પણ એવાંજ કલ્યાણકારક તત્ત્વોથી ગૂંથાયેલી છે. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ, અને સંન્યાસ એમાંના જે પણ આશ્રમમાં મનુષ્ય હોય, તે તે આશ્રમના ધર્મનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવાથી તે પ્રભુપદની નજીક ને નજીક પહોંચતો જાય છે, એ નિઃસંશય વાત છે. જીવનનો ઉત્તરોત્તર વિકાસ કરી, માનવી ભગવાનના સર્વવ્યાપી ચરણને પામી સદાને માટે પરમ શાંતિ પ્રાપ્ત કરે, એ ધ્યેયને લક્ષમાં રાખીને વર્ણાશ્રમની વ્યવસ્થા યોજાયલી છે.

વર્ણ અને આશ્રમોના શાસ્ત્રીય બંધારણમાં સમગ્ર હિંદુસમાજ એક પરિવારવિશેષ તરીકે રહે એવી ગોઠવણ રહી છે. એ પરિવારમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણ એકબીજાના સહાયક થઈને રહેતા હતા અને પોતાના સ્વાભાવિક ગુણો પ્રમાણે કર્મોના વિભાગ કરીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરવા આનંદપૂર્વક પ્રયત્ન કરતા. ચારે વર્ણમાં અરસપરસ પ્રેમ હોવાથી શાંતિ અને આનંદ રહ્યા કરતો હતો. આજે તો પ્રેમની જગ્યાએ દ્વેષ અને કર્તવ્યને સ્થાને અધિકાર ચડી બેઠાં છે. એવી વિપરીત ચેષ્ટાથી સમાજ ક્રમશઃ દુર્બળ થતો ચાલી નાશને પંથે ચાલી રહ્યો છે. એટલે ભ્રાતૃપ્રેમ અને સ્વાર્થત્યાગની ભાવના જેટલી વહેલી જાગ્રત થાય તેટલી વધુ લાભદાયી નીવડશે.

ભગવાન મનુદેવે વર્ણોમાં, આશ્રમોમાં, લગ્નોમાં, આચારોમાં, યુદ્ધોમાં, વેપાર–વણજમાં તથા સેવા–ચાકરીમાં નિષેધો અને આદેશો આપ્યા છે; તેમાં ઊંડે જોનારને આજે પણ શિક્ષણના ઉત્તમોત્તમ આદર્શો મળશે, સમાજની અર્થવ્યવસ્થાનાં સુંદર સૂત્રો સાંપડશે, સંસારના અતિ જટિલ પ્રશ્નોની ગૂંચ ઊકલશે અને નવાં રહસ્યો પ્રાપ્ત થશે. જે સંસ્કૃતિએ હજારો વર્ષથી પોતાનો પ્રાણ ટકાવી રાખ્યો છે અને પરધર્મીઓના

અનેક હુમલાઓ થવા છતાં જેણે પોતાનું ગૌરવ હીણું પડવા દીધું નથી, તે આર્યસંસ્કૃતિ ભગવાન મનુ આમાં આપણને બતાવે છે. આજના સમયમાં તેમાં કંઇક ગાળવું પડે, કંઇક નવું કરવું પડે, કંઈક હેરફેર કરવું પડે, છતાં પ્રાણ તો મનુદેવે પ્રકટાવ્યો છે તેજ રહેશે.

ભગવાન મનુએ સ્ત્રીઓ સંબંધમાં જે વ્યવસ્થા આપી છે, તે સામે ઘણી વાર વંટોળ ચડાવવામાં આવે છે. મનુસ્મૃતિમાંના ગમે ત્યાંથી શ્લોકો ઉપાડી લઈ, તેના મનને ફાવે તેવા સંબંધો જોડી એ વંટોળનું સમર્થન કરવામાં આવે છે. પણ એ સર્વથા ભૂલભર્યું છે. કારણ કે હિંદુશાસ્ત્રોમાં સ્ત્રીજાતિના સંબંધમાં જે આદર-ભાવ છે, તે બીજે ક્યાંય મળવો દુર્લભ છે. ભગવાન મનુ કહે છે કે,

**उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।**
**सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥**

અર્થાત્ ઉપાધ્યાયથી આચાર્ય દશગણા, આચાર્યથી પિતા સોગણા **અને માતા પિતાથી હજારગણી પૂજવાયોગ્ય છે.** ભલા, સ્ત્રીજાતિનો આથી વિશેષ કયો આદર હોઈ શકે ?

આથી પણ આગળ વધીને તેઓ કહે છે કે, માત્ર વિવાહપ્રસંગેજ નહિ પણ હરહંમેશ કલ્યાણ ઇચ્છતા પિતાએ, ભાઇએ, પતિએ અને દિયરે પોતાનાં સ્ત્રીજનને સત્કાર આપવો જોઇએ અને તેમને વિભૂષિત કરવાં જોઇએ. જ્યાં સ્ત્રીઓનો સત્કાર થાય છે, ત્યાં દેવતાઓ આનંદ કરે છે; જ્યાં સ્ત્રીઓનો સત્કાર થતો નથી, ત્યાં સઘળી ક્રિયાઓ અફળ જાય છે. જે કુળમાં કુલીન સ્ત્રીઓ શોકમાં રહે છે, તે કુળ તત્કાલ વિનાશ પામે છે. જેમાં એ સ્ત્રીઓ શોક કરતી નથી, તે કુલ વૃદ્ધિ પામે છે. સત્કાર ન પામેલી સ્ત્રીઓ જે ઘરો ઉપર શાપ વરસાવે છે, તે ઘરો કૃત્યાએ* ભરખેલાં ઘરોની જેમ બધી રીતે ભાંગીને ભૂકો થાય છે. માટે અધિક ઐશ્વર્યની કામના કરનારા પુરુષોએ ઉત્સવો અને તહે-

---

* તંત્રાનુસાર કોઈ શત્રુનો નાશ કરવા માટે મંત્રદ્વારા ઉત્પન્ન કરેલી અભિચારિણી સ્ત્રી.

વારોના પ્રસંગોમાં સ્ત્રીઓને આભૂષણો, વસ્ત્રો અને ખાનપાનોથી સંતોષ આપવો જોઇએ. જે કુળમાં પતિ પત્નીથી સંતુષ્ટ છે અને પત્ની પતિથી સંતુષ્ટ છે, તે કુળમાં ચોક્કસ કલ્યાણજ છે.

સર્વ અવસ્થામાં સ્ત્રીનું રક્ષણ કરવાની ભગવાન મનુદેવની આજ્ઞા છે. આમ છતાં આગળ જતાં તેઓ એક મહત્ત્વની બાબત કહે છે કે, "આ સ્ત્રીરક્ષણની વાત કરું છું, છતાં ખરું રક્ષણ તો **સ્ત્રી પોતેજ કરશે.**" તેને લાકડીએ મારો કે બારણે તાળાં લગાવી ગોંધો, તો પણ તમે સાચવી શકશો નહિ. એ તો **સ્ત્રીજ પોતાનું સ્ત્રીત્વ સંભાળશે;** અને એમાં તો સ્વયંસ્ફુરણાનો આનંદ હશે, બહારથી લાદેલો જુલમ નહિ હોય. આથીજ **અશોકવાટિકામાં એક અનાથ જેવાં પડેલાં સીતાજી દશમુખ રાવણને કંપાવી શકે છે અને કુરુસભામાં અપમાનવશ થયેલાં દ્રૌપદી મહાભારત** મંડાવી શકે છે. આતો હજારો વર્ષે પહેલાંની વાત થઇ; પરંતુ આજ પણ પોતાના સ્ત્રીત્વના રક્ષણ માટે આત્મબલિદાન દેનાર સ્ત્રીશક્તિનો પરિચય આપણને કોઇ કોઇ વાર જાણુવા મળ્યા કરે છે. સ્ત્રી એ તો સચરાચર સૃષ્ટિના પાયામાં પડેલી શક્તિનું પંચભૂતાત્મક સ્વરૂપ છે.

એ મહાપદેથી સ્ત્રી ગબડી પડે નહિ એટલા માટે લગ્નાદિ સંબંધોમાં ભગવાન મનુએ મર્યાદાઓ બાંધી છે; પરંતુ ત્યાં 'સ્વતંત્રતા'નો ખોટો વાદ લાવવાની જરૂર નથી. સ્વેચ્છાચારને સ્વચ્છંદતાનું નામ શોભતું નથી. સ્ત્રી તથા પુરુષે પોતપોતાનાં સ્વાભાવિક કાર્યોમાં પ્રવૃત્ત રહી જીવનની સાધના કરવાની છે. આથી ભગવાન મનુના આદેશોમાં કોઈ સ્થળે કડકાઇ અને વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર દાબ જેવું જણાય છે; પણ સમાજનું પ્રત્યેક અંગ એકબીજાને ટેકો આપી શકે અને પોતપોતાનાં સ્વાભાવિક કર્મો કુશળતાપૂર્વક કરીને દરેક વ્યક્તિપ્રગતિ કરી શકે, એટલા માટે તેની આવશ્યકતા તેમણે સ્વીકારી છે. વળી સંસારમાં ક્યાંયે નિરપેક્ષ સ્વતંત્રતા નથી; બધું અન્યોન્ય સહકારથી અને પરસ્પર અનુકૂળતાથી ચાલે છે. કોઇ પણ સમાજ હરેક વ્યક્તિને દરેક પ્રકારે રાજી રાખી શકે છે, એવું કદી જોવામાં આવ્યું નથી. **મનને ફાવે તેમ વર્તવા દેવું અને પછી તે તે વર્તનનો બચાવ કરવા માટે**

**માનસશાસ્ત્રનો આધાર શોધવા જવું; તથા એમ પતનો થવા દઈને સમાજના સ્વાસ્થ્યને જોખમમાં મૂકવું, એ ભગવાન મનુને માન્ય નથી.**

"×આજકાલ સ્ત્રીજાતિના અધિકારો સંબંધમાં બે પ્રકારના મુખ્ય વિચારો પ્રવર્તી રહ્યા છે. પાશ્ચાત્ય શિક્ષણ પામેલાં સ્ત્રીપુરુષો માને છે કે, સ્ત્રી અને પુરુષમાં કોઇ ભેદ નથી; એટલે બંનેને સમાન અધિકાર હોવા જોઇએ. હવે અંગ્રેજી ભણેલી સ્ત્રીઓ તો એક ડગલું આગળ જાય છે; અને કહે છે કે, સ્ત્રીઓને પુરુષો કરતાં વિશેષ અધિકાર મળવા જોઈએ. આથી તેઓ નોકરીઓના દરેક વિભાગમાં, દરેક કામધંધામાં, મ્યુનિસિપાલિટીઓમાં, જિલ્લા બોર્ડોમાં, ધારાસભાઓમાં તેમજ વડી ધારાસભાઓમાં પુરુષોની બરાબર અધિકાર માગી રહી છે. તેઓ માને છે કે, ધારાસભાઓમાં માત્ર પુરુષોજ જાય છે, એટલે સ્ત્રીજાતિના અધિકારોનું બરાબર સંરક્ષણ થતું નથી. એ સ્ત્રીઓને પોતાના પતિ, પિતા અને ભાઇઓ ઉપર પણ વિશ્વાસ રહેનો નથી, કે તેઓ ધારાસભાઓમાં જઈને સ્ત્રીઓના અધિકારની રક્ષા કરી શકે છે. આ કંઈ ઓછા દુઃખની વાત છે?"

"કેટલાક લોકો એવું માને છે કે, સ્ત્રીજાતિએ પુરુષને અધીન રહેવું, ઘરકામ કરવું અને એમ પોતાનું આખું જીવન કાઢવું—એને ઉપદેશ આપવાની કે વિદ્યા ભણાવવાની કશીજ જરૂર નથી!"

"એ વિષય ઉપર ધાર્મિક તેમજ વ્યાવહારિક દૃષ્ટિએ વિચાર કરવાની આવશ્યકતા છે. પ્રથમ તો, સ્ત્રી અને પુરુષ એ બેમાં પ્રકૃતિએ કરીને ભેદ હોવાનું મળી આવે છે. એ બેના શારીરિક અવયવોમાં તો ભેદ છેજ. પણ એથી વિશેષ સ્ત્રીઓનાં શરીર સાધારણ રીતે વધુ કોમળ, હલકાં અને સુકુમાર હોય છે; ત્યારે પુરુષોનાં શરીર કઠોર, ભારે અને દૃઢ હોય છે. આમ કુદરતેજ સ્ત્રીઓનાં શરીર એવાં ઘડયાં છે કે, તેઓ શારીરિક દૃઢતા, કઠોરતા અને દૃઢતાનાં કામ કરી શકે નહિ. આ કારણને લીધે લાકડાં ચીરવાં, બોજ

× 'કલ્યાણ'ના એક અંકમાં "હિંદુ ધર્મમાં સ્ત્રીઓના અધિકાર" એ નામે આવેલા લેખમાંથી થોડા ફેરફાર સાથે.

લઇ જવો, હળ ચલાવવાં, કોશ હાંકવા, ખેતીકામ કરવાં, લશ્કરમાં જોડાઈ મારકાપ કરવી ઇત્યાદિ પુરુષોચિત કાર્યો સ્ત્રીઓ સલૂકાઇથી કરી શકતી નથી; જ્યારે તેઓ બાળઉછેરનાં, રાંધવાનાં, દળવાનાં, કાંતવાનાં, સીવવાગૂંથવાનાં, માંજવાનાં, ધોવાનાં વગેરે કામો સહેલાઇથી કરી શકે છે."

"અહીં એક પ્રશ્ન ઊભો થઇ શકે છે કે, કોઇ સ્ત્રી તો પુરુષ કરતાંય વિશેષ મજબૂત હોય છે અને તે શારીરિક ક્ષેત્રનાં કામોમાં પુરુષને પણ નીચું જોવડાવી શકે છે. પણ આ કંઇ વ્યાપક નિયમ નથી, બલ્કે અપવાદરૂપ છે. બેચાર વાંઝણી સ્ત્રીઓને જોઇને એવો સાર કાઢી શકાય નહિ કે, વાઝિયાપણું એ સ્ત્રીનું લક્ષણ છે. આથી આ વાત સમસ્ત સ્ત્રીજાતિને લાગુ પાડી શકાય નહિ."

"બીજો પ્રશ્ન એ થાય છે કે, સૃષ્ટિના પ્રારંભથીજ સ્ત્રી અને પુરુષને આ પ્રકારનાં કામો કરવાનો અભ્યાસ પડી ગયો છે; એટલે એ પ્રકારનાં કામો કરવાનું જાણે એમના સ્વભાવમાં ઊતરી ચૂકયાનું જણાય છે. પણ આથી ઊલટોજ અભ્યાસ પાડવામાં આવ્યો હોત, તો પુરુષો આજે જે કામ કરે છે તે સ્ત્રીઓ સહેલાઇથી સંભાળી લેત. તેમજ જે કામ આજે સ્ત્રીઓ કરે છે, તે પુરુષો સંભાળી લેત. આમ આપણી સામે ઊલટોજ ચિતાર હોત; કારણ કે સદીઓનો અભ્યાસ સ્વભાવરૂપ થઇ જાય છે અને એને પલટાવવો એ મુશ્કેલ છે. આનો જવાબ એ છે કે, સૃષ્ટિના આરંભથીજ સ્ત્રીઓ અને પુરુષોએ પોતપોતાની પ્રકૃતિ અનુસાર કાર્યોને સંભાળી લીધાં છે. જો એ હકીકત ન હોત, તો બાળકને જન્મ આપવાનું કામ જે આજે સ્ત્રીઓનું છે તે પુરુષો પણ કરી શકતા હોત. હવે બાળકને જન્મ આપવો એ સ્ત્રીઓનું કુદરતી કામ છે, તો તેના પાલનપોષણ માટે તેણે થોડા વખત સુધી ઘરમાં રહેવું પણ જરૂરી છે. પછી સ્ત્રી તથા બાળકોના ભરણપોષણ માટે પુરુષોએ બહાર ખેતી વગેરે કામો કરવાં આવશ્યક છે. આથી સૃષ્ટિના પ્રારંભમાં જે કંઇ થયું છે, તે સ્ત્રીઓ અને પુરુષોની માનસિક તેમજ શારીરિક અવસ્થાને અનુસાર યોગ્યજ થયું છે. વળી આ ભેદ કોઈ એક દેશમાં નહિ પણ સમસ્ત સંસારના સર્વ દેશોમાં ઓછેવત્તે રૂપે સમાનજ છે. આથી કરીને સિદ્ધ થાય

છે કે, સ્ત્રીઓ અને પુરુષોની શારીરિક રચનામાં, એમના ગર્ભધારણ આદિ શારીરિક ધર્મોમાં, તેમજ બાળબચ્ચાંનાં પાલનપોષણ આદિ કર્મોમાં ભેદ છે તેને લીધે તેમનાં કર્તવ્યકર્મોમાં અને વ્યવહાર આદિમાં ભેદ હોવો અનિવાર્ય છે."

"કોઈ કોઈ લોક માને છે કે, હિન્દુશાસ્ત્રોમાં સ્ત્રીઓને હલકો દરજ્જો આપવામાં આવ્યો છે. આ પાયા વિનાની વાત છે; હિન્દુશાસ્ત્રે સ્ત્રીતત્ત્વને જેટલું પિછાણ્યું છે, તેટલું ક્યાંયે કોઇએ પિછાણ્યું નથી. આથી કહ્યું છેઃ '**न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते।** એટલે કે, માત્ર ઘર છે તેથી ઘર ગૃહ કહેવાતું નથી, પણ ગૃહિણી છે તેથી તે ગૃહ કહેવાય છે. વળી બીજું કારણ એ છે કે, હિન્દુશાસ્ત્રે સ્ત્રીને પુરુષનું ડાબું અંગ કહ્યું છે. હવે ડાબા અંગમાં હૃદયનું સ્થાન છે અને હૃદય ઉપરજ સમસ્ત જીવનનો આધાર છે. આમ સ્ત્રી એ ગૃહસ્થજીવનનું હૃદય છે અને એના ઉપરજ ગૃહસ્થજીવનનું સમસ્ત અસ્તિત્વ નિર્ભર રહે છે. હૃદય પ્રેમનું કેન્દ્ર છે અને સ્ત્રીઓમાં પણ પુરુષોની સરખામણીમાં અધિક પ્રેમ છે."

"અહીં એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે, શાસ્ત્રોના આદેશો અનુમાનથી ઉપજાવી કાઢેલાં નથી, તેમ તેઓ મનફાવતાં કે પક્ષપાતભર્યાં પણ નથી. બલ્કે, દરેક વસ્તુનો મર્મ પકડીને અને તેનો ધર્મ સમજીને શાસ્ત્રકારોએ તે અનુસાર કર્મ અથવા અધિકારની વ્યવસ્થા કરી છે. મનુભગવાને સ્ત્રીપુરુષના તત્ત્વના વિષયમાં કહ્યું છે કે,

**द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत्।**
**अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः॥ (१-३२)**

"અર્થાત્ પરમાત્માએ પોતાના વ્યક્ત સ્વરૂપના બે ભાગ કર્યા; એમાં એક ભાગ પુરુષ થયો અને બીજો ભાગ સ્ત્રી થઈ. એ નારીભાગમાં તે પ્રભુએ (પુરુષભાગથી) વિરાટ જગત ઉત્પન્ન કર્યું, આ શ્લોકમાં સૂક્ષ્મરૂપમાં સ્ત્રી અને પુરુષના અધિકારોનો સંકેત છે. આ વાતને કર્મમીમાંસાકાર વધુ સ્પષ્ટ કરતાં કહે છે કે **यागपरः पुरुषधर्मः। तपःप्रधाना नार्यः।** અર્થાત્ ગૃહસ્થરૂપી વિશ્વમાં પુરુષનો ધર્મ છે કે, તે 'યાગરૂપ' થઇ રહે અને નારીનું કર્તવ્ય છે કે, તે

'તપ'રૂપ થઇ રહે. ભાવાર્થ એ છે કે, પુરુષે એવાં કર્મ કરવાં જોઇએ કે, જેથી તેને આ લોક અને પરલોકના ઐશ્વર્યની પ્રાપ્તિ થાય. પુરુષનાં એ કાર્યોમાં સહાયતા કરવા સારુ સ્ત્રી શારીરિક કષ્ટો સહન કરે છે. 'તપ' ધર્મ કાંઇ સહેલુંસુતરું કર્મ નથી. એ માટે પણ ઘણી ચતુરાઈ, બુદ્ધિ, જ્ઞાન અને શીલ આદિ ગુણોની આવશ્યકતા છે. આથી માતપિતાનો ધર્મ છે કે, તેઓ પોતાની કન્યાઓને વિદ્યા આદિ શુભ ગુણોથી સુશોભિત કરી કન્યાદાન કરે."

"જે પુરુષ સ્ત્રીજાતિ પાસે આવી કઠણ તપસ્યાની આશા કરે છે, તે પુરુષે પણ સત્પુરુષના જેવી કઠણ તપશ્ચર્યા આચરવી જોઇએ. પુરુષ જો એકપત્નીવ્રતથી ભ્રષ્ટ થાય, તો તેણે સ્ત્રીજાતિ પાસેથી પાતિવ્રત્યના ધર્મના પાલનની આશા રાખવી વ્યર્થ છે. સ્ત્રીજાતિ ઉપર પતિના આચરણનો પ્રભાવ પડવો સ્વાભાવિકજ છે. ઘણાય ભલાભોળા ભાઇઓ સમજી બેઠા છે કે, પુરુષનું બહારનું આચરણ રૂડુંરૂપાળું હોવું જોઇએ, ઘરનું અંદરનું આચરણ ફાવે તેવું હોય તેથી કંઇ હાનિ થતી નથી! એમનો આ વિચાર ભ્રમપૂર્ણ છે. આપણાં બાલબચ્ચાં, સ્ત્રીઓ અને કુટુંબના અન્ય લોકો ઉપર ઘરના આચાર અને વ્યવહારનોજ પ્રભાવ વિશેષ પડે છે."

"ભલા, સ્ત્રીજાતિને આથી અધિક કયું માન અને કયો સત્કાર હોઈ શકે એમ છે? અંગ્રેજી ભણતરને કારણે પાશ્ચાત્ય સભ્યતાના ચકરાવામાં ભૂલાં પડેલાં યુવકયુવતીઓ માની બેઠાં છે કે, હિન્દુ-સંસ્કૃતિએ સ્ત્રીજાતિને ભારે અપમાન કર્યું છે. અમે તેમને વિનંતિ કરીએ છીએ કે, એ ભાઇઓ અને બહેનો પાશ્ચાત્ય સભ્યતાનાં ચશ્માં ઉતારી નાખીને પોતાના પૂર્વજોના ગ્રંથો તથા ઇતિહાસોને વાંચે, તો તેમને જાણ થઈ જશે કે, હિંદુ સભ્યતામાં સ્ત્રીજાતિને જે ગૌરવ મળ્યું છે, તે બીજે ક્યાંય નથી. જ્યાં છૂટાછેડા દ્વારા સ્ત્રીને સદાને માટે ત્યજી દેવામાં આવે છે, ત્યાં સ્ત્રીજાતિને કેવુંક ગૌરવ મળ્યું હોય છે! ત્યાં તો સ્ત્રીઓનું અસ્તિત્વ ભેદાંબકરાં જેવાં પશુઓ જેવું છે. ડુંગર દૂરથી રળિયામણા લાગે છે, પાસે જઇએ છીએ ત્યારે તે વસ્તુના અસલીપણાનો પત્તો મળી આવે છે."

શાસ્ત્રોમાં તેની આટલી મહત્તા હોવા છતાં હજારો વર્ષની ગુલામીના કારણે કહો કે બીજાં કારણોથી કહો, પરંતુ હિંદુ સમાજની સ્ત્રીશક્તિ આજે બંધિયાર જેવી માલૂમ પડે છે. બેશક, તેને સચેત કરવાની તેમાં નવો પ્રાણ પૂરવાની જરૂર છે. એ માટે પ્રાચીન ઋષિ-મુનિઓએ જણાવેલા આદેશો સમજ્યા વિના, બહારથી ભભકાભર્યા દેખાતા પાશ્ચાત્ય સમાજનું આંધળું અનુકરણ કરવાની જરૂર નથી. એથી તો ઊલટું 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' થતાં આપણે સર્વ નાશને નોતરીશું. આપણા વિદ્વાનો, દેશભક્તો અને સામાજિક કાર્યકર્તાઓ વિદેશી સંસ્કારોનું આંધળું અનુકરણ નહિ કરતાં પ્રાચીન ઋષિ-મુનિઓએ બતાવેલા આદેશો મુજબ દેશને દોરવણી આપવાની પ્રેરણા મેળવે એવી ઈશ્વિર પ્રત્યે પ્રાર્થના છે.

આ સેવકથી પક્ષઘાતના વ્યાધિને લીધે સ્પષ્ટ બોલાતું નથી અને બિલકુલ લખી શકાતું નથી. એટલે આમાં આવેલા કેટલાય ગહન વિષયોની ચર્ચામાં વધુ નહિ ઊતરતાં ઉપર પ્રમાણે બે શબ્દો લખાવ્યા છે. વળી આ સેવક વિદ્વાન કે બુદ્ધિશાળી નથી; ઊલટું અવગુણ-સાગર હોઇ પરોપદેશે પાંડિત્ય જેવું કર્યા કરે છે.

આ ગ્રંથનું ભાષાંતર શાસ્ત્રી શંકરદત્ત પાર્વતીશંકર પાસે કરાવેલું છે. તે બને તેટલું સરળ અને ભાવવાહી થાય એ માટે યથાશક્ય પ્રયત્ન થયો છે.

આ પછીનાં પૃષ્ઠોમાં (૧) 'વિવિધ ગ્રંથમાળા'નું હાલનું ધોરણ અને તે પછી સુખદાત્રી ત્રણ દેવીઓ (૨) ત્રણ ગૃહદેવતાઓ અને (૩) શૌચ–પવિત્રતા એટલે શું? એ લેખો અપાયા છે; તે તરફ વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

તે પછી શુદ્ધિપત્ર પૃષ્ઠ ૩૧–૩૨ ઉપર છપાયું છે, તે પ્રમાણે ગ્રંથ સુધારીને વાંચવો ઘટે.

વાચકબંધુઓ આ ગ્રંથમાંથી પોતપોતાના સનાતન ધર્મ જાણવા–પાળવા શક્તિમાન થાય; અને પરમ શ્રેય–પ્રેયને માર્ગે પળવાની પ્રેરણા પ્રાપ્ત કરે, એવી ભાવનાપૂર્વક **हरिस्मरण** ।

સંવત ૧૯૯૭,<br>અષાઢ સુદિ ૬ } —ખરાબ ભિક્ષુ અખંડાનંદ

# "વિવિધ ગ્રંથમાળા"નું હાલનું ધોરણ

૧—વાર્ષિક મૂલ્ય પાકાં પૂઠાં સાથે રૂપિયા ૫) હોઇ ટપાલખર્ચ ચાલુ વર્ષનું માફ હોય છે. આફ્રિકા ઇત્યાદિ દેશાવર માટે વાર્ષિક-મૂલ્ય રૂપિયા ૮) અથવા શિલિંગ ૧૨) છે. ૨—પ્રત્યેક વર્ષ કારતકથી આસો સુધીનું ગણાય છે. વચ્ચે ગમે ત્યારે ગ્રાહક થવા છતાં કારતકથી પુસ્તકો અપાય છે. ૩—૫"×૭॥"ના કદનાં **પૃષ્ઠ ૧૯૦૦ થી ૨૧૦૦ સુધી** ત્રણથી ચાર પુસ્તકો દ્વારા અપાય છે. તેમાંનાં નીકળ્યાં હોય તે તે પુસ્તક ગ્રાહક થતી વખતે અપાઇ, બાકીનાં નીકળે તેમ મોકલાય છે. ૪—કોઇ વાર પુસ્તકોની સંખ્યા ચારથી વધે તો તે વધારાનું પુસ્તક સાદાં પૂંઠાંવાળું જ બંધાશે; અથવા બીજા બૉર્ડ પત્રીના પૂંઠાંવાળા પુસ્તકના ભેગું બંધાવાશે. ૫—પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને તે પછીના વર્ષનું વાર્ષિક મૂલ્ય મંગાવી લેવાશે; પણ બનતાં સુધી તે વિષે અગાઉથી ચેતવણી અપાઈ જેઓ નવા વર્ષમાં ગ્રાહક રહેવાની ના લખશે તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે. ૬—જેઓ પ્રથમથી ના નહિ લખતાં વી. પી. આવ્યે તે પાછું વાળશે, તો તે છેલ્લા પુસ્તક ઉપરનો સર્વ હક્ક ગુમાવશે. પરંતુ જેમનું વી. પી. ભૂલથી કે એવા કોઇ કારણથી પાછું વળ્યું હશે તેઓ પોતાનું વાર્ષિક મૂલ્ય મોકલી આપીને પોતાનું નામ પાછું ચાલુ કરાવી શકે છે તથા વી. પી. પાછું વળવાથી ટપાલ આદિ ખર્ચ રદ ગયું હોય તે મોકલીને પાછું વળેલું પુસ્તક પણ તેઓ મેળવી શકે છે. ૭—"વિવિધ ગ્રંથમાળા"નાં પુસ્તકો પૂરતી ચોકસી કરીને ટપાલમાં નંખાય છે; છતાં તે ગ્રાહકને મળે નહિ તો તેને માટે આ સંસ્થા જવાબદાર નથી. ટપાલખાતા પર અરજી કરવા છતાં જેઓ તે પુસ્તક ન મેળવી શકે, તેઓ તે બાબતનો ટપાલખાતા સાથેનો પત્રવહેવાર જોવા મોકલી આપશે તો બનતો વિચાર થશે. ૮—ગેરવલ્લે જાય નહિ તેટલા માટે દરેક પુસ્તક રજિસ્ટર્ડ પોસ્ટથી મેળવવું હોય તેમણે તે ખર્ચના બાર આના વધુ મોકલવા. ૯—વાર્ષિક મૂલ્ય રૂબરૂમાં ભરનારને તેજ વખતે છાપેલી પાવતી અપાય છે તથા વી. પી. દ્વારા વાર્ષિક મૂલ્ય ભરનારે વી. પી. ઉપર જે સરનામું, ટપાલની છાપ વગેરે હોય છે તેનેજ પાવતી તરીકે જાળવી રાખવાનું છે. ૧૦—મુંબઇના કાર્યાલયમાં "વિવિધ ગ્રંથમાળા"નું વાર્ષિક મૂલ્ય ભરનારે તે ભર્યા પછીનો સત્ર સંબંધ અમદાવાદનાજ કાર્યાલય સાથે સમજવાનો છે.

# सुखदात्री त्रण देवीओ

**इळा सरस्वती मही तिस्रोदेवीर्मयोभुवः बर्हिः सीदन्त्वास्रिधः ॥**

**( ऋग्वेद. १-१३-३९ )**

**ભાવાર્થઃ-માતૃભાષા, વિદ્યા અને માતૃભૂમિ આ ત્રણ દિવ્ય ગુણોને ધારણ કરતી હોવાથી દેવીઓ કહેવાય છે. એની સેવા કરવાથી માણસ કેવળ પોતાની ઉન્નતિ સાધે છે; એટલુંજ નહિ પણ સમગ્ર દેશને પણ ઉન્નતિમાં લાવી શકે છે. જેણે માતૃભાષાનો ત્યાગ કર્યો છે, તેણે પોતાના આત્માને અને પોતાના કુટુંબને અધઃપાતમાં ધકેલી દીધાં છે. જેણે માતૃભૂમિની સેવા નથી કરી, તેનું સ્થાન સ્વર્ગમાં નથી તો મુક્તિમાં તો ક્યાંથીજ હોય ? વિદ્યારૂપી દીપક હાથમાં લીધા વગર જે સંસારયાત્રા કરે છે તે કોઈ પણ દિવસ અંધકારમાંથી નીકળી શકતો નથી. સદૈવ સુખદાયક આ ત્રણ દેવીઓની સેવા અને પૂજા આપણાં અંતઃકરણમાંથી કદી પણ દૂર ન થાઓ. એ ત્રણ દેવીઓની ભાવનામય મૂર્તિ સર્વ કોઇના અંતઃકરણમાં સદૈવ પ્રકાશિત હો !**

---

# त्रण गृहदेवताओ

( લેખકઃ-આચાર્ય વિનોબા ભાવે )

કોઇની સ્વતંત્રતામાં બાધ આવે નહિ, મર્યાદાનો ભંગ ન થાય અને સમાજની ગાડી ધોરી માર્ગે ચાલે, સર્વે કામો શાંતિ અને ન્યાયથી થાય અને ક્રાંતિ કરવાનો પ્રસંગ ન આવે, એ મુદ્દો નજર આગળ રાખીનેજ હિંદુ સમાજની રચના થઈ છે. માટે હિંદુ સમાજે આ નિયમ બનાવી મૂક્યો છે કે, રોજની જરૂરિયાતોની વસ્તુઓ પર કોઇએ પણ કોઇના ઉપર આધાર રાખવો નહિ. આ નિયમનું સર-

ળતાથી પાલન થાય તે માટે હિંદુ સમાજે કેટલીક સંસ્થાઓ નિર્માણ કરી છે અને આવી સંસ્થાઓ ટકી રહે, તેઓનું રક્ષણ થાય, માટે તેઓનો ધર્મમાં સમાવેશ કરી ધર્મનું રૂપાંતર કરવામાં આવ્યું. આ સંસ્થાઓમાંથી ત્રણ સંસ્થાઓ પ્રથમ કોટિની છે.

**પહેલી સંસ્થા છે ચૂલો**—આજકાલ આપણે આ સંસ્થાનું મહત્ત્વ ભૂલી ગયા છીએ. કારણ હજુ સુધી સદ્‌ભાગ્યે આપણાં ઘરમાંના ચૂલાઓ બધેજ ટાઢા પડી નથી ગયા. અતિપરિચય વડે કેટલીક ચીજોની મહત્તા અને કિંમત આપણે ઓળખી શકતા નથી. નિશાળમાં "મહા હેતવાળી દયાળુજ મા તું" આવી કડીઓ ગોખી કાઢી હોય, છતાં પણ જ્યાં સુધી પોતાની મા જીવતી હોય ત્યાં સુધી એની મહત્તા અને એના અમોલ ઉપકારની કલ્પના ઉન્મત્ત બાળકને આવી શકતી નથી. પણ માતાના મરણ બાદ અનાથ થયા પછીજ એનો ખ્યાલ આવે છે કે મા એટલે શું? યુરોપમાં તો ઘેર ઘેર ચૂલાઓ ટાઢા પડતા જાય છે–બુઝાતા જાય છે; એથી કરીનેજ ત્યાંના મહાન કવિઓએ ચૂલાનો ગરમાવો, ઉબ, મીઠાશ એ વિષયો પર રસભર્યાં કાવ્યો રચ્યાં છે. સદ્‌ભાગ્યે હજુ સુધી આવાં શુષ્ક કાવ્યોની જરૂર આપણને ભાસતી નથી. છતાં પણ આપણે આ વાત ભૂલી શકતાં નથી કે, મુંબઈ નગરીમાં મિલો, કારખાનાંઓ અને કોલેજો જેવાં સ્થળોએ ગર્ધાવૈતરાં કરનારાં કેટલાંક પ્રાણીઓ હવે ચૂલાની ઉબથી વંચિત થવા લાગ્યાં છે. હવે તો આપણી આંખ ઉઘાડવી જોઈએ અને સાવચેતી રાખી આ નવાં ખેતરોમાં થતાં બીજના ઝેરી પાકનો નાશ કરવો જોઇએ. આપણા રાષ્ટ્રનો ચૂલો બુઝાય એવી મહાન ભયંકર ભૂલ બીજી કોઈ હોઈ શકેજ નહિ!

**બીજી મહત્ત્વની સંસ્થા છે 'ચક્કી'–ઘંટી**—આ ચક્કીમાં ફક્ત આટોજ નથી પિસાતો, પણ ઘરમાં દર કરીને પેઠેલું આળસ અને રોગો પણ પિસાય છે. આ સંસ્થાનો શહેરોમાંથી લોપ થતો જાય છે. એ નાશ પામી છે. જનાબાઇની સાથે બેસી ભગવાન પાંડુરંગે દળ્યું હતું, આ ઘટનાની સત્યતા શહેરોમાં રહેતી દેવીઓ નથી અનુભવી શકતી, પણ હવે તો ઊલટુંજ થયું છે. માબાપ પોતાની કન્યા માટે

એવું ઘર શોધી કાઢે છે કે, જ્યાં સાંબેલું કે ચક્કી છોકરીની નજરે પડે જ નહિ; તો પછી દળવાની કે ખાંડવાની વાત જ ક્યાં? છોકરીના નસીબમાં દળવાનું કે ખાંડવાનું તો હોય જ નહિ, એવો મત માબાપનો થઇ ગયો છે. ઘંટીના મધુરા સૂર સાથે ગાવા માટે કેટલાંક ગીતો સંત તુકારામ મહારાજે રચ્યાં છે અને બીજા રસભર્યા શ્લોકો પણ તૈયાર કર્યાં છે. રુકિમણી–ગીત, સીતા–ગીત સાવિત્રી–ગીત અને આ ત્રણે ગીતોની રચના કવિ મોરો પંતે કરી છે; પણ ફેશનમાં પડેલા લોકોનો આની સાથે શો સંબંધ કે મતલબ? શ્રમ–મહેનતની બચત કરીને શું કરવાના? જાત તો નથી બચવાની. શ્રમ કરવાનો એટલો બધો કંટાળો આવ્યો છે કે, જાત ન બચે તો ચાલે, પણ મહેનતની બચત થાય એ વધારે સારું. મિલમાંનો લોટ બળીને ભસ્મ થાય છે, તેથી રોગો વધારે પ્રમાણમાં ફૂલ્યાફાલ્યા છે. છાત્રાલયો, વીશીઓ, મેળા વગરે ઠેકાણે તો મહિનાઓ સુધી પડી રહેલો લોટ વપરાય છે. સોના જેવા ઘઉં મિલમાં દળાવી લાવવા એટલે ઘઉંનેજ નહિ પણ પોતાના અમોલ શરીરને પણ માટી ભેગું કરવા જેવું છે. આ વિષય પર તો નિષ્ણાત વૈદ્યો અને ડોકટરો પણ સહમત થયા છે. ચક્કીનો જીર્ણોદ્ધાર કરવો એ બહુજ અગત્યનું છે, પરંતુ આ મૂળ મુદ્દાની વાત દરેકને ગળે ઊતરવી જોઇએને?

**ત્રીજી સંસ્થા રેંટિયાની તરફ છે**—રેંટિયા વિષે તો આગળ જતાં ઘણાં ગીતો ગાવાનાં છે; છતાં પણ આજે મંગળાચરણનો શ્લોક બોલ્યેજ છૂટકો. જૂના જમાનામાં દરેક કુટુંબમાં રેંટિયો ફરતો હતો. એથી '**એક રોટી**'ની સાથે '**બે લંગોટી**'નો સવાલ પણ આપમેળેજ ઉકેલાતો હતો. ગામડાંઓના કારીગરોમાંથી વણકર પણ ખેડૂત કારીગર ગણાતો. ઘરમાં કાંતેલ સૂતર વણકરને આપી જરૂર પૂરતાં કપડાં વણાવી લઇ વણકરને તેના બદલામાં અનાજ મળી રહેતું. આ રિવાજ હવે તદ્દન મરી ગયો છે. રેંટિયાનો ઘરમાં પ્રવેશ થવાથી ચક્કી અને ચૂલાનો સવાલ આપમેળજ ઊકલે એવો છે. ગામડાંઓમાં લોકોને પેટપૂરતું મળી રહેતું નથી, એટલે શહેરોમાં આવવું પડે છે. ફરજિયાત શહેરોમાં આવવાનું જો બંધ કરી શકાય, તો આપમેળેજ ચોવીસ

કલાક ચૂલો સળગતો રહે અને ચક્કીના મધુરા સૂરો પ્રભાતે સંભળાય. ગામડાંઓના લોકનો શહેર તરફ વહેતો અખંડ પ્રવાહ રોકવાની શક્તિ ફક્ત રેંટિયામાં જ છે. રેંટિયાની ઘરમાં પ્રાણપ્રતિષ્ઠા-સ્થાપના થાય તો ચૂલો અને ચક્કી માટે બીજી હિલચાલ કરવાની જરૂર રહેતી નથી.

ચૂલો, ચક્કી અને ચરખો (રેંટિયો) આ અમારા ત્રણ ગૃહદેવતાઓ છે. આ દેવતાઓની ઉપાસના-સેવા કરનારાં નરનારીઓ સદાને માટે ચિર આનંદ અનુભવશે અને એમનું કલ્યાણ થશે. એમને શાંતિ, સંતોષ અને પોષણ પ્રાપ્ત થાઓ! (મરાઠી "મધુકર"માંથી)

# શૌચ–પવિત્રતા એટલે શું?

હિંદુ, મુસલમાન, બૌદ્ધ, ખ્રિસ્તી વગેરે સર્વ જૂના ધર્મો અને તેને ચુસ્ત પાળનારાઓ શુદ્ધિ અથવા પવિત્રતાનો મોટો મહિમા માને છે. એ સર્વ ધર્મોનાં ધર્મ સંબંધી ફરમાનોમાં પવિત્રતાના બહુ ઊંચા નિયમો બાંધેલા છે. હિંદુ લોકોનો પ્રાચીન આર્યધર્મ પવિત્રતાના બહુ સૂક્ષ્મ નિયમોથી ભરેલો છે અને એ ધર્મની સર્વ ક્રિયાઓ પવિત્રતાના પાયા ઉપર રચાયેલી છે. પવિત્રતાના આ બધા સૂક્ષ્મ નિયમો શરીરસંરક્ષણ સાથે બહુજ નિકટ સંબંધ રાખે છે; અથવા ખરું કહીએ તો એ નિયમો શરીરસંરક્ષણના પાયારૂપ છે. જે લોકો આ વાતના રહસ્યને સમજી શકતા નથી તેઓ આવી પવિત્રતા અથવા આચારોને અત્યાચાર ગણીને મશ્કરી કરે છે. પણ શારીરિક નિયમો તરફ દૃષ્ટિ કરતાં પવિત્રતાના એ આચારોમાં કાંઇ પણ અત્યાચાર જેવું જણાતું નથી.

પવિત્રતાનો આટલો મોટો મહિમા છતાં અને પ્રાચીન વડીલોની ધર્મ સંબંધી પવિત્રતાનો આપણે ઘણો ગર્વ ધરાવીએ છીએ છતાં, હાલના કાળમાં આપણે આપણી શારીરિક શુદ્ધિ સંબંધી સ્થિતિમાં અધમ થયા છીએ અને અપવિત્રતાના પરિણામે આપણે આપણી શારીરિક અને માનસિક ઉત્તમતાને ખોઈ બેઠા છીએ. આપણી આસપાસ નાના પ્રકારનાં દર્દો ઊભરાઇ રહ્યાં છે. એ સર્વ આપણી

શારીરિક અપવિત્રતાનું પરિણામ છે. જે વિષે આ માસિકમાં પ્રસંગો-પાત્ત લખાઈ ગયા છતાં, આ લેખથી જરા વધારે વિસ્તાર સાથે વાંચનારાઓના મન ઉપર અજવાળું પાડવાનો યત્ન કરવામાં આવ્યો છે.

શુદ્ધિને ધર્મશાસ્ત્રની ભાષામાં 'શૌચ' કહેવામાં આવે છે. આ શૌચના બે પ્રકાર છે. ૧. બાહ્ય શૌચ અને ૨. આભ્યંતર શૌચ. શરીરના તમામ અવયવોને શુદ્ધ રાખવા એ બાહ્ય શૌચ છે. સૂક્ષ્મ શરીર એટલે મનને પવિત્ર અથવા વિકાર વગરનું રાખવું, એ આભ્યંતર અથવા અંતરનું શૌચ છે. બાહ્ય શૌચ એટલે સ્થૂલ શરીરની પવિત્રતા, સ્નાન વગેરેથી મલિનતાનો ત્યાગ કરવાથી પ્રાપ્ત થાય છે; અને અંતઃકરણની શુદ્ધિ સદ્‌વિદ્યા, તપ તથા જ્ઞાનથી થાય છે, એવું શાસ્ત્ર કહે છે અને તે ખરું છે; પણ શરીરની શુદ્ધિ વિના મનની શુદ્ધિ થતી નથી અથવા બીજી રીતે બોલીએ તો મનની શુદ્ધિ માટે તનની શુદ્ધિની અવશ્ય જરૂર છે. શરીરની અંદર દેખાતાં હાડકાં, ચામડી, લોહી, માંસ વગેરે પદાર્થોને સ્થૂલ શરીર કહેવામાં આવે છે અને તેની અંદર જે અંતઃકરણ અથવા મન છે તે સૂક્ષ્મ શરીર છે. આ સૂક્ષ્મ શરીર અથવા મન એક રીતે સ્થૂલ શરીરને અથવા તનને આધીન છે, કેમકે તે સ્થૂલ શરીરમાંથીજ ઘડાય છે. આ વિષય ઘણો સૂક્ષ્મ હોવાથી તે વિષે કોઇ બીજા પ્રસંગે વિસ્તારથી લખવામાં આવશે. ટૂંકામાં સમજવાનું એ છે કે, મન એ શરીરનોજ પરિણામી અંશ હોવાથી, તે શરીર પ્રમાણે ઘડાય છે અને પવિત્ર શરીરમાંજ પવિત્ર મન હોઈ શકે છે. બહારની અપવિત્રતા મનને અપવિત્ર અથવા અપ્રસન્ન કરે છે. તાવ વગેરે રોગો એ શરીર સંબંધી પવિત્રતા નહિ પાળવાની પાપરૂપ શિક્ષા છે; અને કામ, ક્રોધ, કુસંપ, કલેશ, ઇત્યાદિ વિકારો અથવા દુર્ગુણો માનસિક અપવિત્રતાની પરિણામી શિક્ષા છે તથા તે સર્વ પરસ્પર સંબંધ ધરાવે છે. શારીરિક શુદ્ધિ પાળવાના નિયમો જાણવા પહેલાં, એ શુદ્ધિ આપણાં કયાં કયાં કાર્યો સાથે સંબંધ રાખે છે તે જાણવાની જરૂર છે. ખાવું, પીવું, પહેરવું, બેસવું, ઊઠવું, સૂવું, કામ કરવું ઇત્યાદિ દરેક ક્રિયા સાથે શરીરની શુદ્ધિ–અશુદ્ધિ થવાનો સંભવ છે. અને તેથી ડાહ્યા

પુરુષોએ એ બધાના નિયમો બાંધ્યા છે તથા બતાવ્યા છે. હાલમાં કેળવણીના પ્રચારની સાથે કેળવાયેલો વર્ગ ચોખ્ખાઇના સામાન્ય નિયમોને જાણતો થયો છે અને તેથી તે વર્ગ એમ પણ માનતો જણાય છે કે, ચોખ્ખાઇની બાબતમાં તો તે પરિપૂર્ણ છે. સાબુથી શરીર ધોવું અને ધોબીના ધોયેલાં ધોળાં કપડાં પહેરવાં, એ તેમનો ચોખ્ખાઇ સંબંધી ઊંચામાં ઊંચો ખ્યાલ છે. એક બીજા જૂના-પુરાણા વર્ગની પવિત્રતા સંબંધી તપાસ કરીએ તો, સ્નાન કરીને કોઇને અડવાથી શરીર છોવાઇ જાય અને ફરીથી નાહવું પડે. તિલક તાણ્યા વિના બહાર ન નીકળાય ઇત્યાદિ ખ્યાલો તેમની ઊંચામાં ઊંચી પવિત્રતાના નમૂના છે. અસ્તુ. એ બન્ને વર્ગોમાં પોતપોતાની ચોખ્ખાઈ અથવા પવિત્રતા સંબંધી સમજણમાં કાંઇ પણ ભૂલ છે એમ અમારું કહેવું નથી. સાબુ ચોળીને નાહવું તથા ધોયેલાં વસ્ત્ર પહેરવાં તેમજ સ્નાન કરીને કોઇનો સ્પર્શ નહિ કરવો એ બધા આચારમાં કાંઇક પણ અર્થ છે, પણ એ ઉભય વર્ગો બીજી ઘણી અગત્યની વાતોમાં શારીરિક શુદ્ધિનો આરોગ્ય સંબંધી હેતુ ભૂલી ગયા છે. શુદ્ધાશુદ્ધિનું પુરાણ ઘણું મોટું છે અને તેથી માત્ર એકજ દૃષ્ટાંત આપીને અમે એ ઉભય વર્ગના મન ઉપર પવિત્રતાનો વાસ્તવ હેતુ ઠસાવવા માગીએ છીએ. ઘરમાં છૂછી કરવાવાળા અને ટીલાંટપકાં તાણીને કે ભસ્મ લગાવીને સિદ્ધ બની બેઠેલા બ્રાહ્મણો પવિત્ર પોળોમાં અને સરિયામ રસ્તાઓમાં કે ખરાબ જગાઓ ઉપર જ્યારે મિષ્ટાન્ન ઉડાવવા મંડી જાય છે, તે વખતે તેઓ પોતાની પવિત્રતાનું બધું ભાન ભૂલી જતા હોય એમ જણાય છે; અથવા પવિત્રતા એટલે શું તેનો તેઓ અર્થજ સમજતા હોતા નથી. બીજી બાજુએ કેળવાયેલા–સુધરેલાઓ બબરચીખાનાંઓમાં બનેલાં પાંઉ, બિસ્કિટો, ચા–પાણી તથા ભ્રષ્ટતાથી ભરેલી વીશીઓ અને હોટેલોમાં નાસ્તો લેવામાં કાંઇ અપવિત્રતા જોતા નથી! અમે અત્રે નાતજાત કે ધર્મ સંબંધી મતભિન્નત્વના સવાલને બાજુ પર મૂકીને માત્ર શારીરિક પવિત્રતાના વૈદક સિદ્ધાંત ઉપર બોલવા માગીએ છીએ, તે ભૂલી જવાનું નથી. હોટેલોમાં નાસ્તો લેવાથી કે બબરચી

ખાનાંઓમાં બનેલી બિસ્કિટો ખાવાથી વટલાઇએ કે નહિ તેનો નિર્ણય કરવો એ અમારું કામ નથી; પણ જો શારીરિક અથવા વૈદ્યક નિયમોથી તેનો અનાયાસે નિર્ણય થઇ જતો હોય, તો તેનો સ્વીકાર કરવો એ દરેક ડાહ્યા માણસની ફરજ છે. જે આચરણથી શરીરમાં કોઈ રોગનાં પરમાણુઓનો સંસર્ગ થાય, તે આચરણ શરીરને વટલાવે છે એટલે રોગી બનાવે છે. જો વટલાવાનો કોઈ સ્વીકારવા લાયક અર્થ હોય તો તે આટલોજ છે અને એ અર્થમાં આપણાં શરીરને ડગલે ડગલે દરેક આચરણમાં અભડાવાનો કે વટલાવાનો સંભવ છે. હોટેલોમાં ખાનારા સુધરેલાઓની આપણા પુરાણા પવિત્ર બ્રાહ્મણો નિંદા કરતા હોય તો અમારે સ્પષ્ટપણે એમ પણ કહી દેવું જોઇએ કે, ખાળકૂવાના પાણી અને ગંદકી કરેલી જગાઓ ઉપર પત્રાવળીઓ મૂકીને જમવું તેના કરતાં હોટેલની બિસ્કિટો વધારે સારી હોવી જોઇએ. પવિત્રતાના નિયમો અને અભડાવા-વટલાવાના પ્રતિબંધો એ સર્વ શારીરિક અને માનસિક ઉન્નતિના ધોરણ ઉપર રચાયેલા હોવા જોઈએ અને વાસ્તવમાં છે પણ એમજ; પણ દિશા ભૂલી જવાઈ છે અને એક નાગર બ્રાહ્મણ બીજા બ્રાહ્મણ ભેગો બેસીને જમતાં વટલાય છે પણ હોટેલમાં કે ખાળકૂ-વાના પાણી ઉપર બેસીને જમતાં વટલાતો નથી ! શું ધર્મ સંબંધી પવિત્રતાનો આવો કાયદો છે ? જે કાયદો છે તેનો હેતુ આવો અર્થ વગરનો નથી, પણ શારીરિક અને માનસિક પવિત્રતા, આરોગ્ય તથા ઉન્નતિના પારમાર્થિક હેતુ ઉપર એ કાયદો રચાયેલો છે. શારી-રિક પવિત્રતામાં માત્ર શરીરની ચામડીની સુંદરતા કે વસ્ત્રની સફાઈનો-જ સમાવેશ થનો નથી, નાનીમોટી અસંખ્ય વાતો અને આચરણો એ પવિત્રતા સાથે સંબંધ રાખે છે; કેમકે શરીર ક્ષણે ક્ષણે અન્ય વસ્તુઓ સાથે સંસર્ગમાં આવે છે. શરીર અને વસ્ત્ર ઉપરાંત રહેવાનાં ઘર સાફસૂફ રાખવાં એ વાત સાધારણ માણસો પણ સમજી શકે છે; પણ એજ સાફસૂફ ઘરનાં રસોડાની તથા ખાવા બેસવાના સ્થળની સ્થિતિ ઘણાં કુટુંબોમાં ત્રાસ પેદા કરે એવી હોય છે. શારીરિક શુદ્ધિ અથવા વૈદકના નિયમ પર વિચાર કરી જોઇએ તો એવાં ગંદાં

રસોઇખાનાં અને ખાવાનાં સ્થળો રોગનાં ઘર હોવાં જોઇએ. ધન્ય છે પ્રાચીન ઋષિમુનિઓને ! રસોઇ કેવી રીતે કરવી, કોણે કરવી અને કોણે ન કરવી, કેવા સ્થળમાં કરવી અને કેવી પવિત્રતા રાખવી તેના પણ નિયમો બાંધ્યા. રસોઇ કરનારે સ્નાનથી શુદ્ધ થઇ ધોયેલ પવિત્ર વસ્ત્ર પહેરીને રસોડામાં દાખલ થવું અને પછી કોઈના સંસર્ગમાં આવવું નહિ. હાલના સુધરેલાઓ નવેણને ભલે હસી કાઢે, પણ એ નવેણ પાળવામાં વૈદકનો એટલે શારીરિક શુદ્ધિનો હેતુ રહેલો છે. જો રસોયો નવેણ ન પાળે અને રસોઇ કરતો કરતો જ્યાં ત્યાં અડકીને કે ફરીને આવે તો તે પોતાની સાથે પોતાના હાથમાં તેમજ પગમાં બહારની મલિનતા અથાવા જંતુઓને રસોડામાં દાખલ કરે, એ બેશક બનવા જોગ છે. એટલાજ માટે રસોઇ કરનારે ગંદી જગામાં નહિ જવું તથા વગર ધોયેલાં વસ્ત્રોનો કે સ્નાનથી પવિત્ર નહિ થયેલાં માણસોનો સ્પર્શ નહિ કરવો એવું ઠરાવેલું છે. એજ નિયમ જમવાની જગાઓને અને જમનારાઓને પણ લાગુ પડે છે. જેમ રસોઈ કરવાનાં રસોડાં પવિત્ર રાખવાં જોઇએ, તેમ ખાવા બેસવાની જગાઓ પણ શુદ્ધ હોવી જોઇએ. દક્ષિણી બ્રાહ્મણોમાં એ આચાર જળવાઇ રહ્યો છે. તેઓ ઘરમાં પણ જમવાની જગાને લીંપી શુદ્ધ કરે છે. પણ કાઠિયાવાડ તથા ગુજરાતના બ્રાહ્મણોની આ આચાર સંબંધી સ્થિતિ ઘણી લજ્જા ઉપજાવે એવી થઈ પડી છે. પછી બીજી હિંદુ વર્ણોનું તો બોલવું જ શું ? અંગ્રેજ વગેરે અન્ય જાતિઓથી આપણે શ્રેષ્ઠ હોવાનો દાવો કરીએ છીએ, પણ અંગ્રેજ લોકોનાં શરીરની, વસ્ત્રોની અને તેમનાં જમવાનાં સ્થળો તથા ટેબલોની સ્વચ્છતા આપણને લજ્જામાં નાખે છે અને એ સ્વચ્છતાના કારણથીજ શારીરિક તથા માનસિક બળમાં તેઓ હાલમાં આપણા કરતાં ચડિયાતો દરજ્જો ભોગવે છે.

શૌચક્રિયા એટલે મળમૂત્રનો ત્યાગ કરવા જેવી નિત્યક્રિયાને પણ આપણા પૂર્વજોએ ધર્મશાસ્ત્રના આચારાધ્યાયમાં દાખલ કરી છે. રહેવાના મકાનમાં જેમ જાજરૂ અને મોરીઓ હોય છે અને એ જગાઓને મલિન તથા અપવિત્ર માનીને તેનો આપણે સ્પર્શ કરતા નથી અથવા સ્પર્શ કર્યા પછી સ્નાનાદિકથી શુદ્ધિ કરીએ છીએ, એવીજ

ાતે શરીરમાં પણ મળમૂત્રનાં મલિન સ્થાનો છે. એ અપવિત્રતા
ની અંદરના મલિન પદાર્થો (ઝાડો તથા પેશાબ) ને લીધે છે.
રની એક આખી ઇમારતમાં રસોઈ કરવાની, બેસવાના, વાંચવા-
ખવાના અને ઝાડોપેશાબ કરવાના એમ ઘણા ખંડો હોય છે. જાજરૂ
ણુ એ ઇમારતનો એક ભાગ હોય છે, પણ તેને મકાનના એક અલગ
ડામાં કે ખૂણામાં રાખવામાં આવે છે, અને મકાનના બીજા ખંડો-
ાં જાજરૂની ગંદકી રખેને પેસી જાય, એવા ભયથી જાજરૂને એ
ખત વાળીચોળીને કે ધોઇને સાફ રાખવામાં આવે છે. જો એ
રનું જાજરૂ મલિન રહે તથા તેમાં ગંદકી ભરાઇ રહે, તો તેની ગંદકી
ાખા મકાનના બધા ખંડોની હવાને બગાડી, તેની અંદરના વસ-
ારાઓની પ્રકૃતિને ખરાબ કરે છે. શરીરની અંદરના જાજરૂને માટે
ણુ એજ નિયમ લાગુ પાડવો. શરીરની અંદર જેટલો કચરો તથા
દારો નિરુપયોગી ભાગ હોય છે, તે ઝાડાપેશાબ વાટે બહાર નીકળે
. આ મલિન ઝાડાપેશાબમાં અસંખ્ય ગંદા પરમાણુઓ હોય
. જો તે રોગી પરમાણુઓ શરીરની અંદર રહે તો જેમ જાજ-
ની ગંદકી ઘરના બીજા ખંડોને બગાડે છે તેમ, શરીરના બીજા
ારા ભાગોને બગાડી રોગી બનાવે છે. માટે સવારમાં ઊઠીને શૌચ કરવું
ેટલે મળમૂત્રનો ત્યાગ કરવો, એટલુંજ નહિ પણ શૌચક્રિયા કરી
ાવીને અમુક વિધિથી ગુહ્ય અવયવોને ધોઇ સાફ કરવા તથા
ાનથી શુદ્ધ થવા પવિત્ર આચાર આપણને ફરમાવે છે. સુઘડતાના
મા ઉત્તમ આચારનો ખરો હેતુ નહિ સમજવાને લીધે સુધરેલાઓ
થા કેટલાક પવિત્ર કહેવાતા બ્રાહ્મણો પણ જાજરૂમાં જઈ આવીને
રિપૂર્ણ રીતે ગુદા, હાથ તથા પગની શુદ્ધિ કરતા નથી. પરિણામ
ે થાય કે, ઝાડા તથા પેશાબના મલિન અને રોગી પરમાણુઓ હાથ
ર તેમજ શરીર તથા વસ્ત્રો ઉપર વિસ્તાર પામે છે. માટે જાજરૂમાં
ઈ આવનાર માણુસે પુષ્કળ માટી કે સાબુ વડે ગુદા, હાથ તથા
ગ વારંવાર ધોવા જોઇએ. પાશ્ચિમાત્ય વિદ્વાન તબીબોના સૂક્ષ્મ
ંતુઓ સંબંધી વિચારો અને શોધો એવું અજવાળું પાડે છે કે,
ણાક રોગો એવા રોગી જંતુમૂલક છે અને તેથી તેવાં જંતુઓ

અથવા પિશાચોને બનતા પ્રયાસથી દૂર રાખવા જોઇએ. આવાં વ્યાધિજન્ય જંતુઓ ઉત્પન્ન થવા ન પામે, વધવા ન પામે અને આપણાં શરીરોને વ્યાધિનું કારણ થવા ન પામે તેનો માત્ર એકજ ઉપાય છે અને તે શૌચ એટલે પવિત્રતા છે. પવિત્રતા માત્ર શરીર અને વસ્ત્ર સંબંધીજ નહિ પણ હરેક પ્રકારની પવિત્રતા પાળવાની જરૂર છે. રહેવાનાં ઘર સાફસૂફ રાખવાં એ વાત સાધારણ માણસો પણ અગત્યની સમજે છે; પણ એજ સાફસૂફ ઘરમાં જમવા બેસવાની જગા રોજ રોજ અને ક્ષણે ક્ષણે શુદ્ધ કરવી જોઈએ. એ વાતનો અર્થ થોડાજ સમજી શકે છે. જેઓ આવી પવિત્રતા સંબંધી વધારે કાળજી રાખે છે, તેઓને વહેમી ગણીને મશ્કરી કરવામાં આવે છે; પણ શૌચાશૌચનું રહસ્ય સમજનારાઓને તેમાં અત્યાચાર જેવું કશું લાગશે નહિ. આ પૃથ્વી જંતુઓથી ભરપૂર છે. વાતાવરણ પણ જંતુઓનું ભરેલું છે. ચોખ્ખી હવા એમનાં દુષ્ટ જંતુઓનો નાશ કરે છે. જંતુનાશક સુગંધી પદાર્થો, પાણી, માટી વગેરે પણ એવાં જંતુઓનો નાશ કરે છે. માટે મળમૂત્રનો ત્યાગ કરીને મળમૂત્રથી બગડેલા અવયવો તથા હાથને પુષ્કળ પાણી તથા માટી કે સાબુ વડે સાફ કરવા જોઇએ. હાથનું કામ નિરંતર કામ કરવાનું હોવાથી અનેક વસ્તુઓનો હાથને સ્પર્શ થાય છે, અને તે વસ્તુઓના પરમાણુઓ હાથને વળગી રહેવાનો સંભવ છે. એજ હાથનો જમતી વખતે, કાંઇ ખાવાની વસ્તુ પકડતી વખતે તથા પાણી પીતાં પણ ઉપયોગ કરીએ છીએ અને તે વખતે હાથને સારી રીતે સાફ ન કરવામાં આવે, તો હાથને ચોંટેલાં બહારનાં અનેક રજકણો ખાવાપીવાના પદાર્થો ભેગા શરીરમાં અને લોહીમાં ભળવા પામે છે. આ વાતો દેખીતી ઘણી નજીવી લાગે છે, પણ આપણાં પવિત્ર ધર્મશાસ્ત્રોની આજ્ઞાઓ તથા હાલના શાસ્ત્રીય તબીબોના આધારભૂત અભિપ્રાયોના આધારે ભાર દઇને કહી શકાય છે કે, એ વાતો નજીવી નથી પણ ઘણીજ અગત્યની છે. અને તેથી આપણા જૂના આચારો એ શરીરશુદ્ધિ સંબંધી પવિત્રતા તથા આરોગ્યના સબળ ધોરણ ઉપર ઘડાયેલા છે; એટલેજ તે આચારોને પૂર્ણ આદર સાથે માનવા તથા પાળવા એ આપણી ફરજ છે.

('વૈદ્યકલ્પતરુ'ના એક અંકમાંથી)

# अनुक्रमणिका

## અધ્યાય ૧ લો

### જગતની ઉત્પત્તિનો વિષય



## અધ્યાય ૨ જો

### સોળ સંસ્કારોનો વિધિ તથા બ્રહ્મચારીના ધર્મ

## અધ્યાય ૩ જો

### ગૃહસ્થના ધર્મ, વિવાહોનાં લક્ષણ, પંચમહાયજ્ઞ તથા શ્રાદ્ધવિધિ

## અધ્યાય ૪ થો

### બ્રાહ્મણની આજીવિકા તથા ગૃહસ્થને યોગ્ય સદાચાર



## અધ્યાય ૫ મો

### ભક્ષ્યાભક્ષ્ય પદાર્થો, આશૌચનિર્ણય, પદાર્થશુદ્ધિ તથા સ્ત્રીધર્મ

## અધ્યાય ૯ મો

### સ્ત્રીપુરુષના ધર્મો, દાયભાગ, જુગારનો નિષેધ તથા અપરાધીને શિક્ષા કરવાની રીતિ

## અધ્યાય ૧૦ મો

### વર્ણસંકર જાતિઓ, તેનાં કર્મો તથા ચાર વર્ણના આપત્તિકાળના ધર્મો



## અધ્યાય ૧૧ મો

### જુદી જુદી જાતનાં પાપકર્મો તથા તેના પ્રાયશ્ચિત્તનો વિધિ

## અધ્યાય ૧૨ મો

### શુભાશુભ કર્મથી થતી ગતિ તથા આત્મજ્ઞાનનું સ્વરૂપ

## શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦ | ૧૭ | તફર | તરફ |
| ૬૪ | ૨૩ | विशेपै | विशेषै |
| ૭૧ | ૨૧ | संभापे | संभाषे |
| ૭૨ | ૪ | कुर्यादमि | कुर्यादभि |
| ૭૮ | ૧૫ | અનુળકૂતાએ | અનુકૂળતાએ |
| ૭૯ | ૨૩ | गुरुगह्ववनीय | गुरुराह्ववनीय |
| ૮૮ | ૧૧ | ખૃએ | ખૂએ |
| ૮૮ | ૧૭ | वृपली | वृषली |
| ૯૨ | ૨ | *सुप्तां | सुप्तां |
| ૯૯ | ૯ | બ્રાહ્મણોએ | બ્રાહ્મણોએ જલદાનપૂર્વક |
| ૧૦૨ | ૨ | ठ्याक्षामिणो | ठ्याश्रमिणो |
| ૧૧૨ | ૧૪ | નામ કર્મનું | કર્મનું નામ |
| ૧૨૩ | ૨૧ | भ्रातुर्मुतस्य | भ्रातुर्मृतस्य |
| ૧૪૧ | ૧૫ | ખાવાયું | ખવાયું |
| ૧૬૦ | ૧૫ | क्र्‍या | त्तया |
| ૧૬૧ | ૯ | मूत्र | मूत्रं |
| ૧૬૮ | ૨૨ | कदानच | कदाचन |
| ૧૭૦ | ૮ | ध्ववज | ध्वज |
| ૧૭૪ | ૧૦ | प्रादुरकृता | प्रादुष्कृता |
| ૧૮૧ | ૨૦ | एत यत्रं | एतत् त्रयं |
| ૧૮૧ | ૨૧ | एतत्रयं | एतत् त्रयं |
| ૧૯૧ | ૧૨ | ૧૭૮ | ૧૭૯ |
| ૧૯૨ | ૧૮ | શામાઇ | શમાઇ |
| ૧૯૨ | ૨૨ | બ્રહ્માણે | બ્રાહ્મણે |
| ૧૯૪ | ૩ | दातुर्भनवत्य | दातुर्भवत्यन |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૬ | ૧૬ | આપ | નહિ કે |
| ૨૧૧ | ૧૩ | કૃછ્ર | કૃચ્છ્ર |
| ૨૩૯ | ૧૮ | ब्रह्मवरि | ब्रह्मचारि |
| ૨૪૬ | ૧૯ | फलः | फलैः |
| ૨૬૯ | ૪ | નિગ્ય | નિત્ય |
| ૨૭૬ | ૬ | તે તે | તે |
| ૨૮૦ | ૨૩ | અનુચિત્ત | અનુચિત |
| ૨૮૯ | ૨ | राष्ट्र | राष्ट्रा |
| ૨૯૩ | ૭ | અપણું | અર્પણ |
| ૩૨૭ | ૨ | समञ्चसम् | समञ्जसम् |
| ૩૨૭ | ૧૨ | धर्भ | धर्म |
| ૩૩૨ | ૧૪ | पयश्येन् | पश्येन् |
| ૩૨૬ | ૨૧ | મને | તેમને |
| ૩૪૨ | ૨૧ | विशपेण | विशेषेण |
| ૩૪૩ | ૧૨ | તુ | તું |
| ૩૮૪ | ૬ | બ્રાહ્માણો | બ્રાહ્મણો |
| ૩૪૮ | ૨૩ | આદિ મંત્રોથી | આદિ |
| ૩૫૬ | ૨૨ | वर्णक्रम्रात् | वर्णक्रमात् |
| ૩૬૪ | ૩ | सज्जायते | सञ्जायते |
| ૪૪૪ | ૭ | ઉપત્ન | ઉત્પન્ન |
| ૪૪૪ | ૧૯ | પ્રશંસા | પ્રશંસા જોવું |
| ૪૪૫ | ૨૩ | स्ककर्मसु | स्वकर्मसु |
| ૫૨૯ | ૬ | લટ્ | લટ્ |
| ૫૫૫ | ૪ | गृह्वादव | गृह्वादेव |
| ૫૭૬ | ૧૬ | द्रयतो | प्रयतो |
| ૫૯૫ | ૨૦ | तामिस्त्र | तामिस्त्र |
| ૫૯૬ | ૩ | वालुकापान् | वालुकातापान् |
| ૬૦૫ | ૧૬ | કહ્યું | મને કહ્યું |



# श्री मनुस्मृति

## (मानवधर्मशास्त्रम्)

### સરળ ગુજરાતી ભાષાંતર સહિત

## અધ્યાય ૧ લો

ઋષિઓ મનુને ધર્મ પૂછે છે—

**मनुमेकाग्रमासीनमभिगम्य महर्षयः ।**
**प्रतिपूज्य यथान्यायमिदं वचनमब्रुवन् ॥ १ ॥**

એકાગ્ર ચિત્તે વિરાજેલા ભગવાન મનુ પાસે જઇને, તેમને વળતું પૂજન અર્પી, મહર્ષિઓએ ન્યાયપૂર્વક આ વચન કહ્યું.

**भगवन्सर्ववर्णानां यथावदनुपूर्वशः ।**
**अन्तरप्रभवाणां च धर्मान्नो वक्तुमर्हसि ॥ २ ॥**

હે ભગવન્! સૌ વર્ણોના તેમજ સકલ સંકીર્ણ જાતિઓના ધર્મોને તમે યથાવત્ અને યથાક્રમ કહેવાને યોગ્ય છો. ૨

*[जरायुजाण्डजानां च तथा संस्वेदजोद्भिदाम् ।
भूतग्रामस्य सर्वस्य प्रभवं प्रलयं तथा ॥
आचारांश्चैव सर्वेषां कार्याकार्यविनिर्णयम् ।
यथाकामं यथायोगं वक्तुमर्हस्यशेषतः ॥

જરાયુજ (કોથળીમાંથી થતાં), અંડજ (ઈંડાંમાંથી થતાં), સ્વેદજ (પરસેવામાંથી થતાં), ઉદ્ભિદ (જમીન ફોડી ઉપર આવતાં), એ સર્વ પ્રાણીસમુદાયોનાં જન્મ તથા મરણ વિશે, સૌના આચાર તેમજ તેમનાં કાર્ય ને અકાર્યના નિર્ણય વિશે તમે યથાર્થ રીતે, યથેચ્છાએ, અશેષે કહેવાને યોગ્ય છો.]*

त्वमेको ह्यस्य सर्वस्य विधानस्य स्वयंभुवः ।
अचिन्त्यस्याप्रमेयस्य कार्यतत्त्वार्थवित्प्रभो ॥ ३ ॥

કેમકે, હે પ્રભુ! સ્વયંભૂ, અપ્રમેય અને અચિંત્ય એ વેદનાં સર્વ વિધાન (અગ્નિહોત્રાદિ કર્મકાંડ તથા જ્ઞાનકાંડ)ના કાર્યને તેમજ તત્ત્વાર્થને તમે જ એક જાણવાવાળા છો. ૩

स तैः पृष्टस्तथा सम्यगमितौजा महात्मभिः ।
प्रत्युवाचार्च्य तान्सर्वान्महर्षीञ्छ्रूयतामिति ॥ ४ ॥

તે મહર્ષિઓએ આ પ્રમાણે વિધિપૂર્વક પૂછ્યું, ત્યારે અમાપ ઓજસવાળા તે ભગવાન મનુદેવે તેમને સૌને સત્કારીને ઉત્તર આપ્યો: સાંભળો. ૪

પ્રલય સમયે જગતની સ્થિતિ—

आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ।
अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ ५ ॥

---

* જે શ્લોકો [ ] આ પ્રમાણે કૌંસમાં આપ્યા છે તે ક્ષેપક સમજવા.

પૂર્વે આ જગત અંધકારમય (માયાલીન), અપ્રજ્ઞાત (જાણ્યું જાય નહિ એવું), અલક્ષણ (જેનું લક્ષણ ન બાંધી શકાય એવું), અતર્ક્ય (તર્કમાં આવી શકે નહિ એવું), અવિજ્ઞેય (પ્રમાણથી પામી શકાય નહિ એવું) અને સર્વ બાજુએ જાણે સુષુપ્તિમાં પડ્યું હોય એવું હતું. ૫

સ્વયંભૂનો પ્રાદુર્ભાવ—

**ततः स्वयंभूर्भगवानव्यक्तो व्यञ्जयन्निदम् ।**
**महाभूतादि वृत्तौजाः प्रादुरासीत्तमोनुदः ॥ ६ ॥**

પછી અવ્યક્ત અને સ્વયંભૂ ભગવાને આ મહાભૂતાદિને પ્રકટ કર્યાં અને અંધકારનો નાશ કરનારા તે પૂર્ણ શક્તિમાન પ્રાકટ્ય પામ્યા. ૬

**योऽसावतीन्द्रियग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः ।**
**सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ ॥ ७ ॥**

જે બાહ્યેન્દ્રિયોથી અગોચર છે, જે સૂક્ષ્મ સ્વરૂપ છે, જે અવયવઆકારથી રહિત છે, જે સનાતન છે, જે પ્રાણીમાત્રના આત્મારૂપ છે અને જે પ્રમાણોથી પર અને અચિંત્ય છે, તે પરમાત્મા પોતેજ (હિરણ્યગર્ભરૂપે) પ્રકટ થયા. ૭

જગની સૃષ્ટિ—

**सोऽभिध्याय शरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः ।**
**अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥ ८ ॥**

વિવિધ પ્રજાઓને સર્જવાની ઇચ્છાવાળા તેમણે સંકલ્પથી પોતાના શરીરમાંથી પ્રથમ જલનેજ સર્જ્યું અને તેમાં પોતાની શક્તિરૂપી બીજ રોપ્યું. ૮

**तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम् ।**
**तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥ ९ ॥**

તે બીજ સૂર્યના જેવી પ્રભાવાળું સુવર્ણમય ઈંડું થયું; અને તે ઈંડામાં સર્વ લોકના પિતામહ એવા બ્રહ્મા પોતે (વિરાટરૂપે) પ્રકટ થયા. ૯

**आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।**
**ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥ १० ॥**

જલને 'नार' કહ્યું છે અને તે 'नर' (પરમાત્મા)થી જન્મ્યું છે. તે જલ પૂર્વે પરમાત્માનું अयन (નિવાસસ્થાન) હતું, તેથી પરમાત્માને नारायण કહેવામાં આવ્યા છે. ૧૦

[ **सहस्रशीर्षा पुरुषो रुक्मबाहुस्त्वतीन्द्रियः ।**
**ब्रह्मा नारायणाख्यस्तु सुष्वाप सलिले तदा ॥**

હજાર શિરવાળા, સોનલવર્ણા હાથવાળા અને ઇંદ્રિયોથી અગોચર એવા નારાયણ નામે બ્રહ્મા ત્યારે જલમાં સૂતા હતા.]

**यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् ।**
**तद्विसृष्टः स पुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ॥ ११ ॥**

સૃષ્ટિના કારણરૂપ, અવ્યક્ત, નિત્ય, સત્ તથા અસત્‌ના આત્મારૂપ એવા પરમાત્માએ પ્રકટ કરેલા તે પુરુષ લોકમાં 'બ્રહ્મા' નામે કહેવાય છે. ૧૧

**तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ।**
**स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद् द्विधा ॥ १२ ॥**

તે ભગવાન તે ઈંડામાં એક વર્ષ સુધી રહ્યા અને પછી પોતાના આત્મધ્યાનથી તેને બે ભાગમાં કર્યું. ૧૨

**ताभ्यां स शकलाभ्यां च दिवं भूमिं च निर्ममे ।**
**मध्ये व्योम दिशश्चाष्टावपां स्थानं च शाश्वतम् ॥ १३ ॥**

તે બે ભાગોમાંથી તેમણે સ્વર્ગલોક અને પૃથ્વીલોક તેમજ તે બેની વચ્ચે આકાશ, આઠ દિશાઓ તથા સનાતન જલ-સ્થાનો નિર્માણ કર્યાં. ૧૩

**[ वैकारिकं तैजसं च तथा भूतादिमेव च ।**
**एकमेव त्रिधाभूतं महानित्येव संस्थितम् ॥**
**इंद्रियाणां समस्तानां प्रभवं प्रलयं तथा ।**

મહત્તત્ત્વ આ ત્રણ રૂપે પ્રકટ્યું—વૈકારિક, તૈજસ અને તામસ. એજ સમસ્ત ઇંદ્રિયોના જન્મમરણનું કારણ છે. ]

**उद्बबर्हात्मनश्चैव मनः सदसदात्मकम् ।**
**मनसश्चाप्यहंकारमभिमन्तारमीश्वरम् ॥ १४ ॥**

તે પરમાત્માએ પોતાને વિશે રહેલા સત્ અને અસત્રૂપ મહત્તત્ત્વને પ્રકટ કર્યું અને તેમાંથી 'હું ઈશ્વર છું' એવું અભિમાન કરનારો અહંકાર ઉત્પન્ન કર્યો. ૧૪

**महान्तमेव चात्मानं सर्वाणि त्रिगुणानि च ।**
**विषयाणां ग्रहीतॄणि शनैः पञ्चेन्द्रियाणि च ॥ १५ ॥**

તે અહંકારમાંથી મનને, સત્ત્વાદિ ત્રણ ગુણોને અને શબ્દાદિ વિષયોને ગ્રહણ કરનારી પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયોને ક્રમે ક્રમે ઉત્પન્ન કરી. ૧૫

**[अविशेषान् विशेषांश्च विषयांश्च पृथक् पृथक् ।**

વળી શબ્દાદિ પાંચ વિષયોને, આકાશાદિ પાંચ મહા-ભૂતોને તેમજ તેમની તન્માત્રાઓને પૃથક્ પૃથક્ બનાવ્યાં.]

**तेषां त्ववयवान्सूक्ष्मान्षण्णामप्यमितौजसाम् ।**
**सन्निवेश्यात्ममात्रासु सर्वभूतानि निर्ममे ॥ १६ ॥**

પછી અમાપ ઓજસ્વી એવા તે છ પદાર્થો (અહંકાર અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ)ના સૂક્ષ્મ અવયવોને તેમના વિકારો (ઇંદ્રિયો તથા મહાભૂતો)માં મેળવી પરમાત્માએ સર્વ ભૂતોને નિર્માણ કર્યાં. ૧૬

**यन्मूर्त्यवयवाः सूक्ष्मास्तस्येमान्याश्रयन्ति षट् ।**
**तस्माच्छरीरमित्याहुस्तस्य मूर्तिं मनीषिणः ॥ १७ ॥**

શરીરરૂપી મૂર્તિના છ સૂક્ષ્મ અવયવો (અહંકાર અને પાંચ તન્માત્રાઓ) તે પંચ મહાભૂતો અને ઇંદ્રિયોનો આશ્રય કરે છે, તેથી પંડિતો તે બ્રહ્મની મૂર્તિને શરીર કહે છે. (षडाश्रयणाच्छरीरम्) ૧૭

**तदाविशन्ति भूतानि महान्ति सह कर्मभिः ।**
**मनश्चावयवैः सूक्ष्मैः सर्वभूतकृदव्ययम् ॥ १८ ॥**

પછી પોતપોતાનાં કર્મો સાથે આકાશાદિ મહાભૂતો તથા સૂક્ષ્મ અવયવો સાથે મન, એ અવ્યય અને સર્વ ભૂતોના કર્તા એવા વિરાટપુરુષમાં પ્રવેશે છે. ૧૮

જગતની ઉત્પત્તિ--

**तेषामिदं तु सप्तानां पुरुषाणां महौजसाम् ।**
**सूक्ष्माभ्यो मूर्तिमात्राभ्यः संभवत्यव्ययाद् व्ययम् ॥१९॥**

મહાઓજસ્વી તે સાત પુરુષતત્ત્વો (મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રા)ના સૂક્ષ્મ શરીરઅવયવો (પંચ મહાભૂતો, દશેન્દ્રિયો અને મન એ સોળ)માંથી આ શરીર બને છે—અવિનાશી પ્રકૃતિમાંથી વિનાશી જગત ઉત્પન્ન થાય છે. ૧૯

**आद्याद्यस्य गुणं त्वेषामवाप्नोति परः परः ।**
**यो यो यावतिथश्चैषां स स तावद्गुणः स्मृतः ॥ २० ॥**

આકાશાદિ આદ્ય તત્ત્વોના શબ્દાદિ ગુણો તે તે પછીનાં તત્ત્વોમાં મળે છે અને તેમાં જે જે જેટલામું તત્ત્વ છે તે તે તેટલા ગુણોથી યુક્ત છે. ૨૦

**सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् ।**
**वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे ॥ २१ ॥**

તે હિરણ્યગર્ભે આરંભમાં જ વેદના શબ્દોથી તે સર્વનાં જુદાંજુદાં નામો અને કર્મો તથા અલગઅલગ લૌકિક વ્યવસ્થાઓ નિર્માણ કરી. ૨૧

**कर्मात्मनां च देवानां सोऽसृजत्प्राणिनां प्रभुः ।**
**साध्यानां च गणं सूक्ष्मं यज्ञं चैव सनातनम् ॥ २२ ॥**

તે પછી પ્રભુએ દેવોના, પ્રાણીઓના, કર્મસ્વભાવવાળા અચેતનોના તેમજ સૂક્ષ્મ સાધ્યોના ગણોને અને સનાતન યજ્ઞને સર્જ્યાં. ૨૨

**अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम् ।**
**दुदोह यज्ञसिद्ध्यर्थमृग्यजुःसामलक्षणम् ॥ २३ ॥**

પછી, યજ્ઞની સિદ્ધિ માટે બ્રહ્માએ ઋક્, યજુષ્, અને સામ નામના ત્રણ સનાતન વેદોનું અગ્નિ, વાયુ અને સૂર્યમાંથી દોહન કર્યું. ૨૩

**कालं कालविभक्तीश्च नक्षत्राणि ग्रहांस्तथा ।**
**सरितः सागराञ्छैलान्समानि विषमाणि च ॥ २४ ॥**

तपो वाचं रतिं चैव कामं च क्रोधमेव च।
सृष्टिं ससर्ज चैवेमां स्रष्टुमिच्छन्निमाः प्रजाः॥ २५॥

પછી, આ પ્રજાઓને સર્જવાની ઇચ્છાવાળા તેમણે કાળ, કાળવિભાગ, નક્ષત્રો, ગ્રહો, સરિતાઓ, સાગરો, પર્વતો, સમ અને વિષમ ભૂમિભાગો, તપ, વાચા, રતિ, કામ અને ક્રોધ, એ સૃષ્ટિ સર્જી. ૨૪, ૨૫

कर्मणां च विवेकार्थं धर्माधर्मौ व्यवेचयत्।
द्वन्द्वैरयोजयच्चेमाः सुखदुःखादिभिः प्रजाः॥ २६॥

કર્મોના વિવેક માટે પ્રજાપતિએ ધર્મ અને અધર્મની વિવેચના કરી અને આ પ્રજાઓને સુખદુઃખાદિ દ્વંદ્વો સાથે જોડી દીધી.

अण्व्यो मात्रा विनाशिन्यो दशार्धानां तु याः स्मृताः।
ताभिः सार्धमिदं सर्वं संभवत्यनुपूर्वशः॥ २७॥

આ સર્વ જગત, અણુ સરખી જે પાંચ નશ્વર તન્માત્રાઓ કહી છે, તેમની સાથે અનુક્રમે ઉત્પન્ન થાય છે. ૨૭

यं तु कर्मणि यस्मिन्स न्ययुङ्क्त प्रथमं प्रभुः।
स तदेव स्वयं भेजे सृज्यमानः पुनः पुनः॥ २८॥

તે પ્રભુએ જેને જે કર્મમાં પ્રથમ જોડ્યો હતો, તે પોતે ફરી ફરીને જન્મતાં તેજ કામને ભજતો રહે છે. ૨૮

हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मावृतानृते।
यद्यस्य सोऽदधात्सर्गे तत्तस्य स्वयमाविशेत्॥ २९॥

તે બ્રહ્માએ સર્જનના પ્રારંભમાં તે જીવને જે કાઇ હિંસ્ર, કે અહિંસ્ર, કોમળ કે ક્રૂર, ધર્મ કે અધર્મ, સત્ય કે અસત્ય,

એવા કર્મમાં નિયત કર્યો હતો, તે તેનું કર્મ તેને આપોઆપ મળી રહે છે. ૨૯

**यथर्तुलिङ्गान्यृतवः स्वयमेवर्तुपर्यये ।**
**स्वानि स्वान्यभिपद्यन्ते तथा कर्माणि देहिनः ॥३०॥**

જેમ ઋતુ પલટાતાં ઋતુઓ પોતેજ ઋતુચિહ્નો ધારણ કરે છે, તેમ દેહધારીઓ પણ પોતપોતાનાં કર્મોને સ્વયં પ્રાપ્ત કરે છે. ૩૦

**लोकानां तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः ।**
**ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत् ॥३१॥**

પછી લોકની વૃદ્ધિ માટે તેમણે મોં, બાહુ, સાથળ અને પગમાંથી અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ઉત્પન્ન કર્યા.

**द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ।**
**अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥३२॥**

બ્રહ્માએ પોતાના દેહના બે ભાગ કર્યા. એક અડધિયાનો પુરુષ થયો અને બીજાની સ્ત્રી થઇ. તે સ્ત્રીમાં તે પ્રભુએ વિરાટ-પુરુષ સર્જ્યો. ૩૨

**तपस्तप्त्वासृजद्यं तु स स्वयं पुरुषो विराट् ।**
**तं मां वित्तास्य सर्वस्य स्रष्टारं द्विजसत्तमाः ॥३३॥**

હે દ્વિજવરો! તે વિરાટપુરુષે પોતે તપ તપીને જેને ઉત્પન્ન કર્યો હતો, તે હું આ સર્વ જગતનો સ્રષ્ટા છું એમ તમે જાણો. ૩૩

**अहं प्रजाः सिसृक्षुस्तु तपस्तप्त्वा सुदुश्चरम् ।**
**पतीन्प्रजानामसृजं महर्षीनादितो दश ॥३४॥**

मरीचिमत्र्यङ्गिरसौ पुलस्त्यं पुलहं क्रतुम् ।
प्रेचतसं वसिष्ठं च भृगुं नारदमेव च ॥ ३५ ॥

પ્રજા સર્જવાની ઇચ્છાવાળા મેં અત્યંત દુષ્કર તપ કરીને પ્રથમ આ દશ પ્રજાપતિ મહર્ષિઓને સર્જ્યા—મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતસ, વસિષ્ઠ, ભૃગુ અને નારદ. ૩૪,૩૫

एते मनूंस्तु सप्तान्यानसृजन्भूरितेजसः ।
देवान्देवनिकायांश्च महर्षींश्चामितौजसः ॥ ३६ ॥

यक्षरक्षःपिशाचांश्च गन्धर्वाप्सरसोऽसुरान् ।
नागान्सर्पान्सुपर्णांश्च पितॄणां च पृथग्गणान् ॥ ३७ ॥

विद्युतोऽशनिमेघांश्च रोहितेन्द्रधनूंषि च ।
उल्कानिर्घातकेतूंश्च ज्योतींष्युच्चावचानि च ॥ ३८ ॥

किन्नरान्वानरान्मत्स्यान्विविधांश्च विहङ्गमान् ।
पशून्मृगान्मनुष्यांश्च व्यालांश्चोभयतोदतः ॥ ३९ ॥

कृमिकीटपतङ्गांश्च यूकामक्षिकमत्कुणम् ।
सर्वं च दंशमशकं स्थावरं च पृथग्विधम् ॥ ४० ॥

ભારે તેજસ્વી મનુઓ, દેવો, દેવનિવાસો, અપાર ઓજસ્વી મહર્ષિઓ, યક્ષો, રાક્ષસો, પિશાચો, ગંધર્વો, અપ્સરાઓ, અસુરો, નાગો, સર્પો, ગરુડો, પિતૃઓના વિવિધ સમૂહો, વીજળીઓ, ઇંદ્રવજ્ર, મેઘો, વિવિધરંગી ઇંદ્રધનુષ્યો, ઉલ્કાઓ, ઉત્પાતસૂચક ધૂમકેતુઓ, ઊંચાનીચા તારાઓ, કિન્નરો, વાનરો, મત્સ્યો, વિવિધ પંખીઓ, પશુઓ, મૃગો, મનુષ્યો, વ્યાલો

(પેટે ચાલનારાં), બેઉ બાજુ દંતાળાં પ્રાણીઓ, કૃમીઓ, કીટો, પતંગિયાં, જૂ, માખી, માંકડ, સૌ જાતના ડાંસ, મચ્છરો, વિવિધ પ્રકારનાં વૃક્ષાદિ સ્થાવરો—એ બધાં તે મહાતેજસ્વી પ્રજાપતિએ સર્જ્યાં. ૩૯–૪૦

[यथाकर्म यथाकालं यथाप्रज्ञं यथाक्रमम् ।
यथायुगं यथादेशं यथावृत्ति यथाक्रमम् ॥

આ સર્જનકાર્ય કાલ, બુદ્ધિ, શાસ્ત્રશ્રવણ, યુગ, દેશ, વર્તન અને ક્રમ અનુસાર હતું. ]

एवमेतैरिदं सर्वं मन्नियोगान्महात्मभिः ।
यथाकर्म तपोयोगात्सृष्टं स्थावरजङ्गमम् ॥ ४१ ॥

આમ મારી આજ્ઞાથી તે મહાત્માઓએ પોતાના તપના યોગથી આ સ્થાવરજંગમ સકલ સૃષ્ટિને કર્માનુસાર સર્જી.

येषां तु यादृशं कर्म भूतानामिह कीर्तितम् ।
तत्तथा वोऽभिधास्यामि क्रमयोगं च जन्मनि ॥ ४२ ॥

એ પ્રાણીઓનું અહીં જેવું કર્મ કહેવાયું છે, તે વિશે તેમજ તેમના જન્મોના અનુક્રમ વિશે હું તમને કહીશ. ૪૨

पशवश्च मृगाश्चैव व्यालाश्चोभयतोदतः ।
रक्षांसि च पिशाचाश्च मनुष्याश्च जरायुजाः ॥ ४३ ॥

પશુઓ, મૃગો, નાગો, બેઉ બાજૂ દાંતવાળાઓ, રાક્ષસો, પિશાચો અને મનુષ્યો—એ જરાયુજ છે. ૪૩

अण्डजाः पक्षिणः सर्पा नक्रा मत्स्याश्च कच्छपाः ।
यानि चैवंप्रकाराणि स्थलजान्यौदकानि च ॥ ४४ ॥

પક્ષીઓ, સર્પો, મગરો, માછલીઓ, કાચબાઓ અને એ જાતના સ્થલના તથા જલના જીવો—એ અંડજ છે. ૪૪

**स्वेदजं दंशमशकं यूकामक्षिकमत्कुणम् ।**
**ऊष्मणश्चोपजायन्ते यच्चान्यत्किंचिदीदृशम् ॥ ४५ ॥**

ડાંસ, મચ્છર, જૂ, માખી, માંકડ, તેમજ કંઇક એમના જેવા બીજા બાફથી થનારાઓ—એ સ્વેદજ છે. ૪૫

**उद्भिज्जाः स्थावराः सर्वे बीजकाण्डप्ररोहिणः ।**
**ओषध्यः फलपाकान्ता बहुपुष्पफलोपगाः ॥ ४६ ॥**
**अपुष्पाः फलवन्तो ये ते वनस्पतयः स्मृताः ।**
**पुष्पिणः फलिनश्चैव वृक्षास्तूभयतः स्मृताः ॥ ४७ ॥**

બી વાવ્યાથી તથા કલમ રોપ્યેથી ઊગવાવાળાં સર્વ સ્થાવરો ઉદ્ભિજ્જ છે, અર્થાત્ જમીન ફોડીને ઉપર આવનારાં છે. તેમાં જેમને ખૂબ ફૂલ અને ફળ આવે છે તથા જે ફળ પાકયે વિલાઇ જાય છે તેમને ઔષધિઓ કહે છે. ફૂલ વિનાના હોઇ જેઓ ફળવાળાં થાય છે, તેમને વનસ્પતિ કહેવામાં આવે છે. જેમને ફૂલ તથા ફળ બન્ને આવે છે, તેમને વૃક્ષ કહેવાય છે.

**गुच्छगुल्मं तु विविधं तथैव तृणजातयः ।**
**बीजकाण्डरुहाण्येव प्रताना वल्ल्य एव च ॥ ४८ ॥**

વિવિધ ગુચ્છો (જેના મૂળમાંથી અનેક વેલીઓ નીકળે છે અને ઉપર ગુચ્છાઓ થાય છે) તથા ગુલ્મો (જેના મૂળમાંથી એક સાંઠો ઊગે છે અને ઉપર જાળ બાઝે છે), અનેક જાતનાં ઘાસ, તેમજ પથરાતા ચાલતા વેલાઓ—એ બી વાવ્યે કે કલમ રોપ્યે થનારાં છે. ૪૮

**तमसा बहुरूपेण वेष्टिताः कर्महेतुना ।**
**अन्तःसंज्ञा भवन्त्येते सुखदुःखसमन्विताः ॥ ४९ ॥**

તેઓ કર્મના હેતુરૂપ અનેક પ્રકારના તમોગુણથી ઘેરાયેલાં છે અને સુખદુઃખથી યુક્ત એવા તેઓ અંતરમાં જ્ઞાનવાન છે.

**एतदन्तास्तु गतयो ब्रह्माद्याः समुदाहृताः ।**
**घोरेऽस्मिन्भूतसंसारे नित्यं सततयायिनि ॥५०॥**

ઘોર અને નિત્ય ચાલતા આ પ્રાણીસંસારમાં બ્રહ્માથી માંડીને સ્થાવર સુધીની આ ઉત્પત્તિ કહી. ૫૦

**एवं सर्वं स सृष्ट्वेदं मां चाचिन्त्यपराक्रमः ।**
**आत्मन्यन्तर्दधे भूयः कालं कालेन पीडयन् ॥५१॥**

અચિંત્ય પરાક્રમી તે પ્રજાપતિ આ રીતે આ સર્વ સૃષ્ટિને તેમજ મને સર્જ્યા પછી, પાછા સૃષ્ટિકાલને પ્રલયકાળથી નાશ કરતા રહે છે અને પોતાને વિશે અંતર્ધાન પામે છે. ૫૧

**यदा स देवो जागर्ति तदेदं चेष्टते जगत् ।**
**यदा स्वपिति शान्तात्मा तदा सर्वं निमीलती ॥५२॥**

તે પ્રજાપતિદેવ જ્યારે જાગ્રત હોય છે, ત્યારે આ જગત ચેષ્ટામય હોય છે. તે શાંતાત્મા જ્યારે સૂતા હોય છે, ત્યારે સર્વ સૃષ્ટિ લય પામે છે. ૫૨

**तस्मिन्स्वपति स्वस्थे तु कर्मात्मानः शरीरिणः ।**
**स्वकर्मभ्यो निवर्त्तन्ते मनश्च ग्लानिमृच्छति ॥५३॥**

તે પ્રજાપતિ સ્વસ્થતાપૂર્વક સૂતા હોય છે, ત્યારે કર્માત્મા દેહધારીઓ પોતાનાં કર્મોમાંથી નિવૃત્ત થઈ જાય છે અને મન તથા ઇંદ્રિયો પણ વૃત્તિઓથી છૂટાં પડે છે. ૫૩

**युगपत्तु प्रलीयन्ते यदा तस्मिन्महात्मनि ।**
**तदायं सर्वभूतात्मा सुखं स्वपिति निर्वृतः ॥५४॥**

જ્યારે સર્વ ભૂતો તે મહાત્મા પ્રજાપતિને વિશે એકીસમયેજ પ્રલય પામે છે; ત્યારે એ પ્રાણીમાત્રના આત્મા નિવૃત્ત થઇને સુખપૂર્વક સૂએ છે. ૫૪

**तमोऽयं तु समाश्रित्य चिरं तिष्ठति सेन्द्रियः ।**
**न च स्वं कुरुते कर्म तदोत्क्रामति मूर्तितः ॥५५॥**

આ જીવ તમોગુણને આશ્રયે રહીને લાંબા કાળ સુધી ઇંદ્રિય યુક્ત રહે છે, અને પછી જ્યારે પોતાનાં કર્મ કરી શકતો નથી ત્યારે તે શરીરમાંથી નીકળી જાય છે. ૫૫

**यदाणुमात्रिको भूत्वा बीजं स्थास्नु चरिष्णु च ।**
**समाविशति संसृष्टस्तदा मूर्तिं विमुञ्चति ॥५६॥**

જીવ પૂર્વદેહને છોડે છે, ત્યારે પરમાણુ જેવડો થઇને (એટલે કે, દેહ, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, વાયુ અને અવિદ્યા સાથે જોડાઇને) સ્થાવરમાં અને જંગમમાં બીજરૂપે પ્રવેશે છે અને તે તે સ્થાવર અને જંગમનું શરીર ધારણ કરે છે. ૫૬

**एवं स जाग्रत्स्वप्नाभ्यामिदं सर्वं चराचरम् ।**
**संजीवयति चाजस्रं प्रमापयति चाव्ययः ॥५७॥**

આમ, તે અવિનાશી બ્રહ્મા જાગ્રતિ અને સ્વપ્નથી આ સર્વ ચર અને અચર જગતને વારંવાર સર્જે છે અને સંહારે છે. ૫૭

**इदं शास्त्रं तु कृत्वासौ मामेव स्वयमादितः ।**
**विधिवद्ग्राहयामास मरीच्यादींस्त्वहं मुनीन् ॥५८॥**

તે બ્રહ્માએ પોતેજ આ શાસ્ત્ર રચ્યું અને પ્રથમ મને ભણાવ્યું. મરીચિ આદિ મુનિઓને તો તે મેં વિધિપૂર્વક શીખવ્યું. ૫૮

**एतद्वोऽयं भृगुः शास्त्रं श्रावयिष्यत्यशेषतः ।**
**एतद्धि मत्तोऽधिजगे सर्वमेषोऽखिलं मुनिः ॥५९॥**

આ ભૃગુમુનિ તમને એ શાસ્ત્ર સંપૂર્ણતઃ સંભળાવશે; કેમકે, તેઓ સર્વ શાસ્ત્ર તે મારી પાસેથી શીખ્યા છે. ૫૯

**ततस्तथा स तेनोक्तो महर्षिर्मनुना भृगुः ।**
**तानब्रवीदृषीन्सर्वान्प्रीतात्मा श्रूयतामिति ॥ ६० ॥**

પછી, તે મનુએ તે મહર્ષિ ભૃગુને તે પ્રમાણે કહ્યું; ત્યારે પ્રસન્ન મનવાળા તે ઋષિએ સર્વ ઋષિઓને કહ્યું: તે સાંભળો.

સાત મુનિઓની ઉત્પત્તિ—

**स्वायंभुवस्यास्य मनोः षड्वंश्या मनवोऽपरे ।**
**सृष्टवन्तः प्रजाः स्वाः स्वा महात्मानो महौजसः ॥ ६१ ॥**
**स्वारोचिषश्चोत्तमश्च तामसो रैवतस्तथा ।**
**चाक्षुषश्च महातेजा विवस्वत्सुत एव च ॥ ६२ ॥**

આ સ્વાયંભુવ મનુના વંશમાં બીજા ૭ મનુઓ થયા હતા. સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, મહાતેજસ્વી ચાક્ષુષ અને સૂર્યપુત્ર વૈવસ્વત. તે મહાઓજસ્વી મહાત્માઓએ પોતપોતાની પ્રજા સર્જી. ૬૧, ૬૨

**स्वायंभुवाद्याः सप्तैते मनवो भूरितेजसः ।**
**स्वे स्वेऽन्तरे सर्वमिदमुत्पाद्यापुश्चराचरम् ॥६३॥**

સ્વાયંભુવ આદિ આ સાત અત્યંત તેજસ્વી મનુઓએ પોતપોતાના મન્વંતરમાં આ સર્વ ચરાચરને ઉત્પન્ન કર્યાં અને તેમનું પાલન કર્યું. ૬૩

[**कालप्रमाणं वक्ष्यामि यथावत्तन्निबोधत ।**

હવે હું કાલનું પ્રમાણ યથાવત્ કહું છું, તે તમે સાંભળો.]

**निमेषो दश चाष्टौ च काष्ठा त्रिंशत्तु ताः कला।**
**त्रिंशत्कला मुहूर्तः स्यादहोरात्रं तु तावतः ॥ ६४ ॥**

અઢાર નિમેષની એક કાષ્ટા, ત્રીસ કાષ્ટાની એક કલા, ત્રીસ કલાનું એક મુહૂર્ત અને ત્રીસ મુહૂર્તનો એક રાત્રિદિવસ થાય.

**अहोरात्रे विभजते सूर्यो मानुषदैविके ।**
**रात्रिः स्वप्नाय भूतानां चेष्टायै कर्मणामहः ॥ ६५ ॥**

માનવી અને દૈવી રાત્રિદિવસને સૂર્ય વિભાગે છે. રાત્રિ પ્રાણીઓની નિદ્રા માટે છે અને દિવસ તેમની કર્મચેષ્ટા માટે છે.

**पित्र्ये रात्र्यहनी मासः प्रविभागस्तु पक्षयोः ।**
**कर्मचेष्टास्वहः कृष्णः शुक्लः स्वप्नाय शर्वरी ॥ ६६ ॥**

મનુષ્યોનો એક માસ તે પિતૃઓનો એક રાત્રિદિવસ છે. તેમાં બે પક્ષભાગો છે—કૃષ્ણપક્ષ તે તેમનો કામકાજનો દિવસ છે અને શુકલપક્ષ તે તેમની નિદ્રા માટેની રાત્રિ છે. ૬૬

**दैवे रात्र्यहनी वर्षं प्रविभागस्तयोः पुनः ।**
**अहस्तत्रोदगयनं रात्रिः स्याद्दक्षिणायनम् ॥ ६७ ॥**

મનુષ્યોનું એક વર્ષ તે દેવતાઓનો એક રાત્રિદિવસ છે. તેમાંય બે પક્ષભાગો છે—ઉત્તરાયણ એ તેમનામાં દિવસ છે અને દક્ષિણાયન એ રાત્રિ છે. ૬૭

**ब्राह्मस्य तु क्षपाहस्य यत्प्रमाणं समासतः ।**
**एकैकशो युगानां तु क्रमशस्तन्निबोधत ॥ ६८ ॥**

હવે બ્રહ્માના રાત્રિદિવસનું જે પ્રમાણ છે, તે એક એક યુગના અનુક્રમે સંક્ષેપમાં સાંભળો. ૬૮

યુગોનું પરિમાણ—

**चत्वार्याहुः सहस्राणि वर्षाणां तु कृतं युगम् ॥**
**तस्य तावच्छती संध्या संध्यांशश्च तथाविधः ॥६९॥**

દેવોનાં ચાર હજાર વર્ષોને તેઓ સત્યયુગ કહે છે. તેની આગળના તેટલા જ સેંકડો (ચારસો) દેવવર્ષોની યુગસંધ્યા હોય છે અને તેની પાછળનાં તેટલાં જ (ચારસો) દેવવર્ષોનો સંધ્યાંશ હોય છે. [આમ સત્યયુગ=૪,૮૦૦ દેવવર્ષો.] ૬૯

**इतरेषु ससंध्येषु ससंध्यांशेषु च त्रिषु ।**
**एकापायेन वर्तन्ते सहस्राणि शतानि च ॥७०॥**

બાકીના ત્રણ યુગોમાં તેમજ તેમની સંધ્યાઓ તથા તેમના સંધ્યાંશોમાં અનુક્રમે એક એક હજાર તથા એક એક સો વર્ષો ઓછાં થતાં રહે છે. [આમ, ત્રેતાયુગ=૩,૦૦૦+૩૦૦+૩૦૦=૩,૬૦૦ દેવવર્ષો; દ્વાપરયુગ=૨,૦૦૦+૨૦૦+૨૦૦=૨,૪૦૦ દેવવર્ષો;અને કલિયુગ=૧,૦૦૦+૧૦૦+૧૦૦=૧,૨૦૦ દેવવર્ષો.] ૭૦

**यदेतत्परिसंख्यातमादावेव चतुर्युगम् ।**
**एतद्द्वादशसाहस्रं देवानां युगमुच्यते ॥७१॥**

ચાર યુગોનું આ જે આરંભમાં પરિમાણ કહ્યું, તે કુલ ૧૨,૦૦૦ દેવવર્ષોનો એક દેવયુગ થાય છે. ૭૧

**दैविकानां युगानां तु सहस्रं परिसंख्यया ।**
**ब्राह्ममेकमहर्ज्ञेयं तावतीं रात्रिमेव च ॥७२॥**

એક હજારની સંખ્યાના દેવયુગોનો બ્રહ્માનો એક દિવસ જાણવો અને તેટલા જ પ્રમાણની તેની એક રાત્રિ જાણવી. ૭૨

**तद्वै युगसहस्रान्तं ब्राह्मं पुण्यमहर्विदुः ।**
**रात्रिं च तावतीमेव तेऽहोरात्रविदो जनाः ॥ ७३ ॥**

રાતદિવસને જાણવાવાળા તે લોકો સહસ્ર દેવયુગોને અંતે બ્રહ્માનો એક પુણ્ય દિવસ થતો જાણે છે. તેની રાત્રિ પણ તેટલા જ પ્રમાણની તેઓ સમજે છે. ૭૩

**तस्य सोऽहर्निशस्यान्ते प्रसुप्तः प्रतिबुध्यते ।**
**प्रतिबुद्धश्च सृजति मनः सदसदात्मकम् ॥ ७४ ॥**

સૂતેલા તે બ્રહ્મા તેમના આ રાત્રિદિવસને અંતે ફરી જાગે છે અને જાગીને તે સત્ અને અસત્ એ બન્ને રૂપી મનને સર્જે છે. ૭૪

**मनः सृष्टिं विकुरुते चोद्यमानं सिसृक्षया ।**
**आकाशं जायते तस्मात्तस्य शब्दं गुणं विदुः ॥ ७५ ॥**

સર્જવાની ઇચ્છાથી પ્રેરાતું મન સૃષ્ટિ કરે છે; તેમાં પ્રથમ આકાશ જન્મે છે અને તેનો ગુણ શબ્દ છે, એમ વિદ્વાનો જાણે છે. ૭૫

**आकाशात्तु विकुर्वाणात्सर्वगन्धवहः शुचिः ।**
**बलवाञ्जायते वायुः स वै स्पर्शगुणो मतः ॥ ७६ ॥**

વિકાર પામતા આકાશમાંથી સર્વ ગંધને વહેનારો, પવિત્ર અને બલવાન એવો વાયુ ઉત્પન્ન થાય છે અને તેનો ગુણ સ્પર્શ મનાયો છે. ૭૬

**वायोरपि विकुर्वाणाद्विरोचिष्णु तमोनुदम् ।**
**ज्योतिरुत्पद्यते भास्वत्तद्रूपगुणमुच्यते ॥ ७७ ॥**

વિકાર થતા વાયુમાંથી પ્રકાશમાન અને અંધકારનાશક એવું તેજસ્વી તેજ પ્રકટે છે અને તેનો ગુણ રૂપ કહેવાય છે. ૭૭

ज्योतिषश्च विकुर्वाणादापो रसगुणाः स्मृताः ।
अद्भ्यो गन्धगुणा भूमिरित्येषा सृष्टिरादितः ॥७८॥

વિકાર પામતા તેજમાંથી જલ થાય છે અને તેનો ગુણ રસ કહેવાય છે. જલમાંથી ગન્ધરૂપી ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે. આમ આરંભથી સૃષ્ટિ કહી. ૭૮

[ परस्परानुप्रवेशाद्धारयन्ति परस्परम् ।
गुणं पूर्वस्य पूर्वस्य धारयन्त्युत्तरोत्तरम् ॥

ભૂતો એકબીજામાં પ્રવેશીને એકબીજાના ગુણોને ધારણ કરે છે. પછીપછીનાં ભૂતો આગળઆગળનાં ભૂતોના ગુણોને ધારણ કરે છે. ]

यत्प्राग्द्वादशसाहस्रमुदितं दैविकं युगम् ।
तदेकसप्ततिगुणं मन्वन्तरमिहोच्यते ॥७९॥

બાર હજાર વર્ષોનો જે આગળ દેવયુગ કહ્યો છે, તેવા એકોતેર દેવયુગોને અહીં એક મન્વંતર કહેવાય છે. ૭૯

मन्वन्तराण्यसंख्यानि सर्गः संहार एव च ।
क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनः पुनः ॥८०॥

પરમેષ્ઠી બ્રહ્મા આમ અસંખ્ય મન્વન્તરોને, ઉત્પત્તિને તથા સંહારને જાણે ખેલ કરતા હોય તેમ વારંવાર રચે છે. ૮૦

યુગોના ધર્મ—

चतुष्पात्सकलो धर्मः सत्यं चैव कृते युगे ।
नाधर्मेणागमः कश्चिन्मनुष्यान्प्रति वर्तते ॥८१॥

સત્યયુગમાં સત્ય તથા ચાર પાયે પૂરો એવો ધર્મ હોય છે. તેમાં મનુષ્યો ધન,વિદ્યા આદિ કશું પણ અધર્મથી મેળવતા નથી.

**इतरेष्वागमाद्धर्मः पादशस्त्ववरोपितः।**
**चौरिकानृतमायाभिर्धर्मश्चापैति पादशः ॥८२॥**

ત્રેતાદિ બીજા દરેક યુગમાં અધર્મપ્રાપ્તિને લીધે ધર્મનો એક એક પાયો અનુક્રમે ઓછો થાય છે; અને ચોરી, જૂઠ, માયા આદિને લીધે ધર્મ પણ દરેક યુગે ચોથા ભાગે ઘટે છે. ૮૨

**अरोगाः सर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः।**
**कृतत्रेतादिषु ह्येषामायुर्ह्रसति पादशः ॥८३॥**

સત્યયુગમાં સૌ મનુષ્યો રોગરહિત, સિદ્ધ અર્થવાળા અને ચારસો વર્ષની આવરદાવાળા હોય છે. ત્રેતાદિ યુગોમાં તેમનું આયુષ્ય ક્રમપૂર્વક ચોથા ભાગે ઓછું થાય છે. ૮૩

**वेदोक्तमायुर्मर्त्यानामाशिषश्चैव कर्मणाम्।**
**फलन्त्यनुयुगं लोके प्रभावश्च शरीरिणाम् ॥८४॥**

મનુષ્યોની વેદોક્ત આવરદા, કર્મોની ઇષ્ટ સિદ્ધિ અને દેહધારીઓનો પ્રભાવ એ આ લોકમાં યુગાનુસાર ફળે છે. ૮૪

**अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे।**
**अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥८५॥**

યુગના હ્રાસ પ્રમાણે, માણસોના ધર્મો સત્યયુગમાં જુદા છે, દ્વાપરમાં બીજા છે અને કલિયુગમાં વળી ત્રીજા છે. ૮૫

**तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते।**
**द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे ॥८६॥**

કૃતયુગમાં તપ શ્રેષ્ઠ છે તો ત્રેતામાં જ્ઞાન ઉત્તમ છે. દ્વાપ-રમાં તેઓ યજ્ઞને શ્રેષ્ઠ કહે છે, તો કલિયુગમાં એક દાન જ ઉત્તમ કહેવાય છે. ૮૬

[ब्राह्मं कृतयुगं प्रोक्तं त्रेता तु क्षत्रियं युगम् ।
वैश्यो द्वापरमित्याहुः शूद्रः कलियुगः स्मृतः ॥

કૃતયુગ બ્રાહ્મણરૂપી, ત્રેતાયુગ ક્ષત્રિયરૂપી, દ્વાપરયુગ વૈશ્ય-રૂપી અને કલિયુગ શૂદ્રરૂપી કહેવાયા છે.]

ચારે વર્ણની ઉત્પત્તિ અને તેનાં કર્મ—

सर्वस्यास्य तु सर्गस्य गुप्त्यर्थं स महाद्युतिः ।
मुखबाहूरुपज्जानां पृथक्कर्माण्यकल्पयत् ॥८७॥

તે મહાતેજસ્વી બ્રહ્માએ આ સર્વ સૃષ્ટિના સંરક્ષણ સારુ મુખ, બાહુ, ઊરુ અને પાદમાંથી જન્મેલા (બ્રાહ્મણાદિ) માટે અલગઅલગ કર્મો નિર્માણ કર્યાં છે. ૮૭

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥८८॥

અધ્યાપન, અધ્યયન, યજન, યાજન, દાન લેવું અને દાન આપવું—એ ૭ બ્રાહ્મણોનાં કર્મો તેમણે નિર્માણ કર્યાં છે. ૮૮

प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥८९॥

પ્રજાનું રક્ષણ કરવું, દાન આપવું, યજ્ઞ કરવો, અધ્યયન કરવું અને વિષયોમાં આસક્તિ ન રાખવી—એ કર્મો ક્ષત્રિયો માટે સંક્ષેપમાં નિર્માણ કર્યાં છે. ૮૯

पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥९०॥

પશુઓનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવો, અધ્યયન કરવું, વેપારવણજ કરવો, વ્યાજવટું કરવું અને ખેતી કરવી-એ વૈશ્યનાં કર્મો છે. ૯૦

**एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ ९१ ॥**

તે ભગવાને શૂદ્રને માટે આ એક જ કર્મનો આદેશ આપ્યો છે–ઉપલા ત્રણે વર્ણોની ઈર્ષ્યા વિના સેવા કરવી. ૯૧

**ऊर्ध्वं नाभेर्मेध्यतरः पुरुषः परिकीर्तितः ।**
**तस्मान्मेध्यतमं त्वस्य मुखमुक्तं स्वयंभुवा ॥ ९२ ॥**

પુરુષને નાભિ ઉપરના ભાગે વિશેષ પવિત્ર કહ્યો છે. તેમાંય સ્વયંભૂ ભગવાને તેના મોંને સૌથી પવિત્ર કહ્યું છે. ૯૨

**उत्तमाङ्गोद्भवाज्ज्यैष्ठ्याद्ब्रह्मणश्चैव धारणात् ।**
**सर्वस्यैवास्य सर्गस्य धर्मतो ब्राह्मणः प्रभुः ॥ ९३ ॥**

અંગોમાં ઉત્તમ એવા મુખમાંથી જન્મ્યો હોવાથી, ક્ષત્રિયાદિથી પ્રથમ હોવાથી, તેમજ વેદને ધારણ કરતો હોવાથી બ્રાહ્મણ, ધર્મે કરીને આ સર્વ સૃષ્ટિનો પ્રભુ છે. ૯૩

**तं हि स्वयंभूः स्वादास्यात्तपस्तप्त्वादितोऽसृजत् ।**
**हव्यकव्याभिवाह्याय सर्वस्यास्य च गुप्तये ॥ ९४ ॥**

દેવોને હવ્ય તથા પિતૃઓને કવ્ય પહોંચાડવા માટે તેમજ આ સર્વ જગતની રક્ષા સારુ સ્વયંભૂ ભગવાને તપ તપીને આદિમાં તે બ્રાહ્મણને પોતાના મુખમાંથી સર્જ્યો છે. ૯૪

**यस्यास्येन सदाश्नन्ति हव्यानि त्रिदिवौकसः ।**
**कव्यानि चैव पितरः किं भूतमधिकं ततः ॥ ९५ ॥**

જેના મોંએથી દેવો હવ્યોને અને પિતૃઓ કવ્યોને જમે છે, તેના કરતાં બીજું કયું પ્રાણી અધિક હોઈ શકે? ૯૫

**भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः ।**
**बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ॥ ९६ ॥**

ભૂતોમાં પ્રાણવાળાએ શ્રેષ્ઠ છે, પ્રાણવાળાઓમાં બુદ્ધિ-થી આજીવિકા કરનારાં પ્રાણીએ શ્રેષ્ઠ છે, બુદ્ધિજીવીઓમાં મનુષ્યો શ્રેષ્ઠ છે, અને મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે. ૯૬

**ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धयः ।**
**कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥ ९७ ॥**

બ્રાહ્મણોમાં વિદ્વાનો શ્રેષ્ઠ છે, વિદ્વાનોમાં સિદ્ધ બુદ્ધિવાળા શ્રેષ્ઠ છે, સિદ્ધ બુદ્ધિવાળાઓમાં આચારનિષ્ઠ શ્રેષ્ઠ છે, અને આચારનિષ્ઠોમાં બ્રહ્મવેત્તા શ્રેષ્ઠ છે. ૯૭

**[ तेषां न पूजनीयोऽन्यस्त्रिषु लोकेषु विद्यते ।**
**तपोविद्याविशेषेण पूजयन्ति परस्परम्**
**ब्रह्मविद्भ्यः परं भूतं न किंचिदिह विद्यते ॥**

ત્રણે લોકમાં તેમને માટે કોઈ બીજો પૂજ્ય નથી; પણ જે તપ અને વિદ્યામાં વિશેષ હોય તેની પરસ્પર પૂજા કરવી. બ્રહ્મ-વેત્તાથી ચડિયાતું એવું કોઈ પણ પ્રાણી આ જગતમાં નથી.]

**उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती ।**
**स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ ९८ ॥**

બ્રાહ્મણની ઉત્પત્તિ જ ધર્મની સનાતન મૂર્તિરૂપ છે. તે ધર્માચારણ કરવા માટે જ ઉત્પન્ન થયો છે અને તે મોક્ષ મેળવવા માટે સમર્થ થઈ શકે છે. ૯૮

**ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।**
**ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥ ९९ ॥**

બ્રાહ્મણ જન્મથી જ પૃથ્વીનો અધિપતિ થઈને જન્મે છે, અને પ્રાણીમાત્રના ધર્મભંડારની રક્ષા માટે સમર્થ છે. ૯૯

**सर्वं स्वं ब्राह्मणस्येदं यत्किंचिज्जगतीगतम् ।**
**श्रैष्ठ्येनाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥ १०० ॥**

આ જગતમાં જે કાંઈ ધનાદિ છે, તે સર્વ બ્રાહ્મણનું છે. પોતાની શ્રેષ્ઠતાને લીધે તથા કુલીન જન્મને કારણે બ્રાહ્મણ એ સર્વ માટે ચોક્કસ યોગ્ય છે. ૧૦૦

**स्वमेव ब्राह्मणो भुंक्ते स्वं वस्ते स्वं ददाति च ।**
**आनृशंस्याद्ब्राह्मणस्य भुञ्जते हीतरे जनाः ॥ १०१ ॥**

બ્રાહ્મણ પોતાનું જ જમે છે, પોતાનું જ પહેરે છે અને પોતાનું જ આપે છે; બીજા માણસો તો બ્રાહ્મણની કૃપાથી જ ભોગવે છે. ૧૦૧

**तस्य कर्मविवेकार्थं शेषाणामनुपूर्वशः ।**
**स्वायंभुवो मनुर्धीमानिदं शास्त्रमकल्पयत् ॥ १०२ ॥**

તે બ્રાહ્મણના તથા બીજાઓના ક્રમવાર કર્મવિવેક માટે બુદ્ધિમાન સ્વાયંભુવ મનુએ આ શાસ્ત્ર રચ્યું છે. ૧૦૨

**विदुषा ब्राह्मणेनेदमध्येतव्यं प्रयत्नतः ।**
**शिष्येभ्यश्च प्रवक्तव्यं सम्यङ्नान्येन केनचित् ॥ १०३ ॥**

વિદ્વાન બ્રાહ્મણે આનું પ્રયત્નપૂર્વક અધ્યયન કરવું અને શિષ્યોને તે સારી રીતે ભણાવવું; પણ બ્રાહ્મણ સિવાય કોઈ બીજાએ તે ભણાવવું નહિ. ૧૦૩

**इदं शास्त्रमधीयानो ब्राह्मणः शंसितव्रतः ॥**
**मनोवाग्देहजैर्नित्यं कर्मदोषैर्न लिप्यते ॥ १०४ ॥**

આ શાસ્ત્રનું અધ્યયન કરનારા ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણને મન, વાણી અને કાયાથી થતા દોષોનો લેપ લાગતો નથી. ૧૦૪

**पुनाति पंक्तिं वंश्यांश्च सप्त सप्त परावरान् ।**
**पृथिवीमपि चैवेमां कृत्स्नामेकोऽपि सोऽर्हति ॥ १०५ ॥**

આવો તે બ્રાહ્મણ પોતાની પંક્તિને અને સાત પૂર્વજોને તથા સાત વંશજોને પવિત્ર કરે છે; તેમજ તે એક જ સમગ્ર પૃથ્વીને સ્વીકારવા યોગ્ય થાય છે. ૧૦૫

**[ यथा त्रिवेदाध्ययनं धर्मशास्त्रमिदं तथा**
**अध्येतव्यं ब्राह्मणेन नियतं स्वर्गमिच्छता ॥**

સ્વર્ગને ઇચ્છતા બ્રાહ્મણે જેમ ત્રણ વેદોનું તેમ આ ધર્મશાસ્ત્રનું અવશ્ય અધ્યયન કરવું જોઇએ. ]

**इदं स्वस्त्ययनं श्रेष्ठमिदं बुद्धिविवर्धनम् ।**
**इदं यशस्यमायुष्यमिदं निःश्रेयसं परम् ॥ १०६ ॥**

આ ધર્મશાસ્ત્ર શ્રેષ્ઠ મંગલકારી છે, બુદ્ધિને વિશેષ વધારનારું છે અને યશ તથા આયુષને દેનારું તેમજ પરમમોક્ષને આપનારું છે. ૧૦૬

આચારની પ્રશંસા—

**अस्मिन्धर्मोऽखिलेनोक्तो गुणदोषौ च कर्मणाम् ।**
**चतुर्णामपि वर्णानामाचारश्चैव शाश्वतः ॥ १०७ ॥**

આ ધર્મશાસ્ત્રમાં ધર્મસમગ્રને, કર્મોના ગુણદોષોને અને ચારે વર્ણોના સનાતન આચારને વર્ણવવામાં આવ્યા છે. ૧૦૭

**आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।**
**तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥ १०८ ॥**

વેદમાં તથા સ્મૃતિમાં કહેલો આચાર એ જ પરમ ધર્મ છે, તેથી નિત્ય આત્મવાન એવા દ્વિજે સદા એ આચાર-માં યુક્ત રહેવું. ૧૦૮

**आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ।**
**आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत् ॥ १०९ ॥**

આચારથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ વેદના ફળને પામતો નથી; પણ આચારથી સંયુક્ત રહેલો તે સંપૂર્ણ ફલભાગી થાય છે.

**एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम् ।**
**सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम् ॥ ११० ॥**

આમ, મુનિઓએ આચારમાં ધર્મની ગતિ જોઇને, પરમ આચારને સર્વ તપના મૂળરૂપે સ્વીકાર્યો છે. ૧૧૦

આ ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા વિષયોનું વર્ણન—

**जगतश्च समुत्पत्तिं संस्कारविधिमेव च ।**
**व्रतचर्योपचारं च स्नानस्य च परं विधिम् ॥ १११ ॥**
**दाराधिगमनं चैव विवाहानां च लक्षणम् ।**
**महायज्ञविधानं च श्राद्धकल्पश्च शाश्वतः ॥ ११२ ॥**

જગતની ઉત્પત્તિ (એ પહેલા અધ્યાયમાં), ગર્ભાધાનાદિ સંસ્કારોનો વિધિ તેમજ બ્રહ્મચારીનાં વ્રત, સેવા અને ઉપચારો (એ બીજામાં), સમાવર્તન સમયના સ્નાનનો ઉત્તમ વિધિ, કન્યા પરણવી તે, વિવાહોનાં લક્ષણો, મહાયજ્ઞનું વિધાન અને સનાતન શ્રાદ્ધવિધિ એ (ત્રીજા અધ્યાયમાં) કહ્યાં છે. ૧૧૧,૧૧૨

**वृत्तीनां लक्षणं चैव स्नातकस्य व्रतानि च ।**
**भक्ष्याभक्ष्यं च शौचं च द्रव्याणां शुद्धिमेव च ॥ ११३ ॥**

स्त्रीधर्मयोगं तापस्यं मोक्षं संन्यासमेव च।
राज्ञश्च धर्ममखिलं कार्याणां च विनिर्णयम्॥ ११४॥
साक्षिप्रश्नविधानं च धर्मं स्त्रीपुंसयोरपि।
विभागधर्मं द्यूतं च कण्टकानां च शोधनम्॥ ११५॥

આજીવિકાઓનાં લક્ષણો અને સ્નાતકનાં વ્રતો (એ ચોથા અધ્યાયમાં) છે. તેમજ ભક્ષ્યાભક્ષ્યનો વિચાર, શૌચનો વિધિ, દ્રવ્યોની શુદ્ધિ અને સ્ત્રીઓના ધર્મનું વર્ણન (પાંચમામાં છે.) (છઠ્ઠા અધ્યાયમાં) વાનપ્રસ્થના ધર્મ, મોક્ષધર્મ તથા સંન્યાસીના ધર્મ કહ્યા છે. રાજાનો અખિલ ધર્મ (સાતમામાં) કહ્યો છે. દાવાઓનો નિકાલ અને સાક્ષીઓને પૂછવાના પ્રશ્નનું વિધાન, એ (આઠમામાં) છે. સ્ત્રીપુરુષના ધર્મો, દાયભાગોનો વિચાર, જૂગટાનો નિષેધ અને ચોરડાકુઓરૂપી કંટકોની ખોળ એ (નવમામાં) કહ્યાં છે. ૧૧૩–૧૧૫

वैश्यशूद्रोपचारं च संकीर्णानां च संभवम्।
आपद्धर्मं च वर्णानां प्रायश्चित्तविधिं तथा॥ ११६॥

(દશમા અધ્યાયમાં) વૈશ્ય તથા શૂદ્રોનાં કર્તવ્યો, સંકરજાતિઓની ઉત્પત્તિ, તેમજ વર્ણોના આપદ્ધર્મો વર્ણવ્યા છે. પ્રાયશ્ચિત્તવિધિ (અગિયારમામાં) છે. ૧૧૬

संसारगमनं चैव त्रिविधं कर्मसंभवम्।
निःश्रेयसं कर्मणां च गुणदोषपरीक्षणम्॥ ११७॥

ત્રિવિધ કર્મને કારણે સંસારમાં થતાં આગમન વિશે, મોક્ષ વિશે, તેમજ કર્મના ગુણદોષની પરીક્ષા વિશે (બારમા અધ્યાયમાં) કહ્યું છે. ૧૧૭

**देशधर्माञ्जातिधर्मान्कुलधर्माश्च शाश्वतान् ।**
**पाषण्डगणधर्मांश्च शास्त्रेऽस्मिन्नुक्तवान्मनुः ॥ ११८॥**

વળી, મનુએ આ ધર્મશાસ્ત્રમાં દેશધર્મો, જાતિધર્મો તેમજ સનાતન કુલધર્મો કહ્યા છે; અને પાખંડીઓના તથા વેપારી-સમૂહોના ધર્મો પણ વર્ણવ્યા છે. ૧૧૮

**यथेदमुक्तवाञ्छास्त्रं पुरा पृष्टो मनुर्मया ।**
**तथेदं यूयमप्यद्य मत्सकाशान्निबोधत ॥ ११९॥**

પૂર્વે, મેં પૂછ્યું ત્યારે મનુએ જે પ્રમાણે મને આ શાસ્ત્ર કહ્યું હતું, તે પ્રમાણે તમે પણ આજે મારી પાસેથી તે સાંભળો.

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां प्रथमोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૧લો સમાપ્ત

---

# अध्याय २ जो

ધર્મનું સ્વરૂપ—

**विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।**
**हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥ १॥**

રાગ અને દ્વેષથી સદૈવ મુક્ત સંત–વિદ્વાનોએ જેને સેવ્યો છે, તેમજ જેનો હૃદયથી પરચો મેળવ્યો છે, એવો જે ધર્મ તે તમે સાંભળો. ૧

**कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।**
**काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥ २॥**

ફળની કામનાથી ધર્માચરણ કરવું એ સારું નથી; તેમ આ લોકમાં કામના વિના કર્મો કરવામાં આવે એ પણ સંભવિત

નથી. કેમકે, વેદની જ્ઞાનપ્રાપ્તિ અને વૈદિક કર્મયોગ એ બન્ને કામનાને યોગ્ય છે. ૨

**संकल्पमूलः कामो वै यज्ञाः सङ्कल्पसंभवाः ।**
**व्रतानि यमधर्माश्च सर्वे सङ्कल्पजाः स्मृताः ॥३॥**

કામનાઓ સંકલ્પરૂપી મૂળવાળી છે. યજ્ઞો સંકલ્પોમાંથી સંભવે છે. વ્રતો, યમો, અને ધર્મો એ સૌ સંકલ્પમૂલક કહેવાયા છે.૩

**अकामस्य क्रिया काचिद्दृश्यते नेह कर्हिचित् ।**
**यद्यद्धि कुरुते किंचित्तत्तत्कामस्य चेष्टितम् ॥४॥**

આ લોકમાં કામનારહિત પુરુષની કયારેય કોઇ ક્રિયા જણાતી નથી. માણસ જે કંઇ કરે છે, તે કામનાની જ ચેષ્ટા છે. ૪

**तेषु सम्यग्वर्तमानो गच्छत्यमरलोकताम् ।**
**यथा संकल्पितांश्चेह सर्वान्कामान्समश्नुते ॥५॥**

તે કામોમાં સમ્યક્ રીતે રહેનારો અમરલોકને પામે છે અને પોતે સંકલ્પ કર્યા હોય તે પ્રમાણે તે સર્વ કામોને મેળવે છે.

**[असद्वृत्तस्तु कामेषु कामोपहतचेतनः ।**
**नरकं समवाप्नोति तत्फलं न समश्नुते ॥**

પણ અસત્ય આચરણવાળો અને કામનાઓને વિશે મૂઢચિત્ત થયેલો મનુષ્ય તે ફળને પામતો નથી—તે તો નરકને પામે છે.]

**[तस्माच्छ्रुतिस्मृतिप्रोक्तं यथाविध्युपपादितम् ।**
**काम्यं कर्मेह भवति श्रेयसे न विपर्ययः ॥**

તેથી શ્રુતિ અને સ્મૃતિમાં કહેલાં તેમજ યથાવિધિ સ્વીકારાયેલાં કામ્ય કર્મો આ લોકમાં શ્રેયસ્કર થાય છે. તે વિપરીત ફળ આપતાં નથી.]

ધર્મનાં પ્રમાણોઃ—

**वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम्।**
**आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ ६ ॥**

અખિલ વેદ, વેદ જાણનારાઓએ રચેલાં ધર્મશાસ્ત્રો તથા તેમનું શીલ, સત્પુરુષોના આચાર તેમજ તેમની આત્મપ્રસન્નતા, એ સો ધર્મોના પ્રમાણરૂપ છે. ૬

**यः कश्चित्कस्यचिद्धर्मो मनुना परिकीर्तितः।**
**स सर्वोऽभिहितो वेदे सर्वज्ञानमयो हि सः ॥ ७ ॥**

મનુએ જે કોઇનો જે કંઇ ધર્મ કહ્યો છે, તે સર્વ વેદમાં કહ્યો છે; કેમકે, તે વેદ સર્વ જ્ઞાનના કોશરૂપ છે. ૭

**सर्वं तु समवेक्ष्येदं निखिलं ज्ञानचक्षुषा।**
**श्रुतिप्रामाण्यतो विद्वान्स्वधर्मे निविशेत वै ॥ ८ ॥**

આ બધું જ્ઞાનરૂપી દૃષ્ટિએ સમગ્ર રીતે જોઇવિચારીને વિદ્વાન પુરુષ વેદનાં પ્રમાણો પ્રમાણે સ્વધર્મનું સેવન કરે. ૮

**श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन्हि मानवः।**
**इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥ ९ ॥**

જે માણસ શ્રુતિ અને સ્મૃતિમાં કહેલા ધર્મનું અનુષ્ઠાન કરે છે, તે આ લોકમાં કીર્તિને અને પરલોકમાં સર્વોત્તમ સુખને મેળવે છે. ૯

**श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः।**
**ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥१०॥**

શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર એમ જાણવું. સર્વ અર્થોને વિશે તે વિવાદથી પર છે; કેમકે બંનેથી તે ધર્મ પ્રકાશે છે. ૧૦.

**योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद्द्विजः ।**
**स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥ ११ ॥**

જે દ્વિજ હેતુશાસ્ત્રનો (મિથ્યા તર્કવાદનો) આશ્રય લઇને આ બે ધર્મમૂલરૂપ શ્રુતિ તથા સ્મૃતિને અવગણે છે, તે નાસ્તિક અને વેદનિન્દકને સત્પુરુષોએ બહિષ્કૃત કરવો જોઇએ. ૧૧

**वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।**
**एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ १२ ॥**

વેદ, સ્મૃતિ, સદાચાર અને આત્મપ્રસન્નતા એ ધર્મનાં ચાર પ્રકારનાં સાક્ષાત્ લક્ષણો કહ્યાં છે. ૧૨

**अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते ।**
**धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ १३ ॥**

અર્થ અને કામમાં અનાસક્ત હોય તેમને ધર્મજ્ઞાન આપવું. ધર્મની જિજ્ઞાસાવાળાઓ માટે શ્રુતિ એ પરમપ્રમાણ છે. ૧૩

**श्रुतिद्वैधं तु यत्र स्यात्तत्र धर्मावुभौ स्मृतौ ।**
**उभावपि हि तौ धर्मौ सम्यगुक्तौ मनीषिभिः ॥ १४ ॥**

જ્યાં શ્રુતિઓ બે મતની હોય, ત્યાં બેઉ મતોને ધર્મરૂપ કહ્યા છે. પંડિતોએ તે બંનેને સમ્યક્ ધર્મો જણાવ્યા છે. ૧૪

**उदितेऽनुदिते चैव समयाध्युषिते तथा ।**
**सर्वथा वर्तते यज्ञ इतीयं वैदिकी श्रुतिः ॥ १५ ॥**

વેદની આ શ્રુતિ છે—સૂર્ય ઊગ્યો હોય, તે પછી (**उदिते जुहुयात्**) અથવા સૂર્યોદય પહેલાં અરુણોદય હોય ત્યારે (**अनुदिते जुहुयात्**) અથવા સૂર્ય કે તારા કશું દેખાતું ન હોય તે વખતે (**समायाध्युषिते जुहुयात्**) એમ હરકોઈ સમયે યજ્ઞ થઇ શકે છે.

[श्रुतिं पश्यन्ति मुनयः स्मरन्ति तु यथास्मृति ।
तस्मात्प्रमाणं मुनयः प्रमाणं प्रथितं भुवि ॥

મુનિઓ શ્રુતિનાં દર્શન કરે છે અને તે યથાસ્મરણ સ્મૃતિ રચે છે. તેથી, મુનિઓએ રચેલી સ્મૃતિઓ જગતમાં પ્રસિદ્ધ પ્રમાણરૂપ છે. ]

[धर्मव्यतिक्रमो दृष्टः श्रेष्ठानां साहसं तथा ।
तदन्वीक्ष्य प्रयुञ्जानाः सीदन्त्यपरधर्मजाः ॥

શ્રેષ્ઠ મનુષ્યનાં સાહસ અને ધર્મોલ્લંઘન જોઇને જે અન્યધર્મીઓ તેમનું અનુકરણ કરે છે,તેઓ ડૂબી જાય છે. ]

निषेकादिश्मशानान्तो मन्त्रैर्यस्योदितो विधिः ।
तस्य शास्त्रेऽधिकारोऽस्मिञ्ज्ञेयो नान्यस्य कस्यचित् ॥१६॥

જેમને માટે ગર્ભાધાનથી માંડી અંત્યેષ્ટિ સુધીના (વૈદિક મંત્રોથી) સંસ્કારો કહ્યા છે, તેને આ ધર્મશાસ્ત્રમાં અધિકાર જાણવો બીજા કોઇને નહિ. ૧૬

सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥१७॥

સરસ્વતી અને દૃષદ્વતી એ બે દેવનદીઓની વચ્ચેના દેવોએ નિર્મેલા દેશને બ્રહ્માવર્ત કહે છે. ૧૭

तस्मिन्देशे य आचारः पारंपर्यक्रमागतः ।
वर्णानां सान्तरालानां स सदाचार उच्यते ॥१८॥

તે દેશમાં ચાતુર્વર્ણ્યો અને અન્ય સંકરપ્રજાઓમાં પરંપરાપૂર્વક જે આચાર ચાલ્યો આવ્યો છે, તેને સદાચાર કહે છે.

[विरुद्धा च विगीता च दृष्टार्थादिष्टकारणे।
स्मृतिर्न श्रुतिमूला स्याद्या चैषा संभवश्रुतिः ॥

જે સ્મૃતિ વેદવિરુદ્ધ ને નિંદિત હોય, જે લૌકિક અર્થનો આદેશ આપનારી હોય, જેનું મૂળ શ્રુતિમાં ન હોય અને જેનું મૂળ શ્રુતિમાં હોવાની માત્ર અટકળજ હોય, તે સ્મૃતિ તરીકે પ્રમાણ રૂપ નથી.]

कुरुक्षेत्रं च मत्स्याश्च पञ्चालाः शूरसेनकाः।
एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरः ॥१९॥

કુરુક્ષેત્ર, મત્સ્ય, પંચાલ અને શૂરસેન એ બ્રહ્મર્ષિ દેશો છે અને તેઓ માત્ર બ્રહ્માવર્ત પછીને સ્થાને છે. ૧૯

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः।
स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥२०॥

તે તે દેશોમાં જન્મેલા બ્રાહ્મણ પાસેથી પૃથ્વીમાંના સર્વ માનવોએ પોતપોતાનો સદાચાર શીખવો જોઇએ. ૨૦

हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥२१॥

હિમાલય અને વિન્ધ્યાચલની વચ્ચે વિનશન નામના સરસ્વતીના લોપસ્થાનથી પૂર્વ તરફના તથા પ્રયાગથી પશ્ચિમ બાજુના પ્રદેશને મધ્યદેશ કહ્યો છે. ૨૧

आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात्।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥२२॥

એ બે પર્વતોની વચ્ચે, પૂર્વ સમુદ્રથી તે પશ્ચિમ સમુદ્ર

સુધીનો જે પ્રદેશ છે, તેને પંડિતો આર્યાવર્ત કહે છે. ૨૨

**कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ।**
**स ज्ञेयो याज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परः ॥२३॥**

જેમાં કાળિયાર હરણ સહેજે ફરે છે, તેને યજ્ઞને યોગ્ય દેશ જાણવો; એ સિવાયના બીજાને *મ્લેચ્છ દેશ જાણવો. ૨૩

**एतान्द्विजातयो देशान्संश्रयेरन्प्रयत्नतः ।**
**शूद्रस्तु यस्मिन्कस्मिन्वा निवसेद्वृत्तिकर्शितः ॥ २४ ॥**

દ્વિજવર્ણોએ આ દેશોમાં પ્રયત્નપૂર્વક વસવું. આજીવિકાના સંકટવાળા શૂદ્રે તો ગમે તે દેશમાં વાસ કરવો. ૨૪

**एषा धर्मस्य वो योनिः समासेन प्रकीर्तिता ।**
**संभवश्चास्य सर्वस्य वर्णधर्मान्निबोधत ॥ २५ ॥**

આમ, ધર્મનું કારણ અને આ સર્વ જગતની ઉત્પત્તિ એ મેં તમને સંક્ષેપમાં કહ્યાં. હવે, તમે વર્ણધર્મો સાંભળો. ૨૫

દ્વિજવર્ણના સંસ્કારો—

**वैदिकैः कर्मभिः पुण्यैर्निषेकादिर्द्विजन्मनाम् ।**
**कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च ॥२६॥**

આ લોક અને પરલોકમાં પાવનકારી ગર્ભાધાન આદિ શરીરસંસ્કારો દ્વિજવર્ણોને પુણ્યકારી વૈદિક કર્મોથી કરવા જોઇએ.

---

* સરખાવો:—

**चातुर्वर्ण्यव्यवस्थानं यस्मिन्देशे न विद्यते ।**
**स म्लेच्छदेशो विज्ञेयः आर्यावर्तस्ततःपरः ॥विष्णुपुराण॥**

અર્થાત્ જે દેશમાં ચાતુવર્ણ્ય વ્યવસ્થા નથી, તે દેશને મ્લેચ્છ જાણવો–તેથી બીજો આર્યાવર્ત છે. (વિષ્ણુ પુરાણ)

**गार्भैर्होमैर्जातकर्मचौडमौञ्जीनिबन्धनैः ।**
**बैजिकं गार्भिकं चैनो द्विजानामपमृज्यते ॥ २७ ॥**

ગર્ભશુદ્ધિ કરનારા ગાર્ભહોમો, જાતકર્મ, ચૂડાકર્મ અને મૌંજીબંધન(ઉપનયનદીક્ષા) એ સંસ્કારો કરવાથી દ્વિજોનાં બૈજિક (પિતાના બીજ સંબંધી) તથા ગાર્ભિક (માતાના ગર્ભસંબંધી) પાપોનું નિવારણ થાય છે. ૨૭

**स्वाध्यायेन व्रतैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।**
**महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ २८ ॥**

વેદના સ્વાધ્યાયો, વ્રતો, હોમો, ત્રણ વેદોના અધ્યયનનાં વ્રતો, તર્પણો, પુત્રોત્પત્તિ, પંચ મહાયજ્ઞો અને જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો–એ વડે શરીરને બ્રહ્મપ્રાપ્તિ માટે યોગ્ય કરાય છે. ૨૮

જાતકર્મસંસ્કાર—

**प्राङ्नाभिवर्धनात्पुंसो जातकर्म विधीयते ।**
**मन्त्रवत्प्राशनं चास्य हिरण्यमधुसर्पिषाम् ॥ २९ ॥**

નાળછેદનની પહેલાં દ્વિજપુત્રને જાતકર્મ સંસ્કાર કરવામાં આવે અને તેને (ગૃહ્યસૂત્રના)મંત્રપૂર્વક સોનું, મધ અને ઘી ચાટવા અપાય. ૨૯

નામકરણસંસ્કાર—

**नामधेयं दशम्यां तु द्वादश्यां वास्य कारयेत् ।**
**पुण्ये तिथौ मुहूर्ते वा नक्षत्रे वा गुणान्विते ॥ ३० ॥**

એના જન્મને દશમે કે બારમે વાસે અથવા એ પછી પવિત્ર તિથિએ, શુભ મુહૂર્તમાં કે ગુણવાન નક્ષત્રમાં એનું નામકરણ પડાવવું. ૩૦

**मङ्गल्यं ब्राह्मणस्य स्यात्क्षत्रियस्य बलान्वितम् ।**
**वैश्यस्य धनसंयुक्तं शूद्रस्य तु जुगुप्सितम् ॥ ३१ ॥**

બ્રાહ્મણનું નામ મંગલકારી હોય, ક્ષત્રિયનું બલભર્યું હોય, વૈશ્યનું ધનયુક્ત હોય અને શૂદ્રનું તુચ્છતાદર્શક હોય. ૩૧

**शर्मवद्ब्राह्मणस्य स्याद्राज्ञो रक्षासमन्वितम् ।**
**वैश्यस्य पुष्टिसंयुक्तं शूद्रस्य प्रेष्यसंयुतम् ॥ ३२ ॥**

બ્રાહ્મણનું નામ 'શર્મ' વાળું હોય, ક્ષત્રિયનું નામ રક્ષાસંપન્ન (વર્માદિવાળું) હોય, વૈશ્યનું નામ પુષ્ટિયુક્ત (ગુપ્તાદિ) હોય અને શૂદ્રનું નામ દાસયુક્ત હોય. ૩૨

**स्त्रीणां सुखोद्यमक्रूरं विस्पष्टार्थं मनोहरम् ॥**
**मङ्गल्यं दीर्घवर्णान्तमाशीर्वादाभिधानवत् ॥ ३३ ॥**

સ્ત્રીઓનાં નામ સુખે બોલાય એવાં, કઠોરતા વિનાનાં, સ્પષ્ટ અર્થવાળાં, મનોહર, મંગલસૂચક, છેડે દીર્ઘવર્ણવાળાં અને આશીર્વાદવાચક હોય. ૩૩

નિષ્ક્રમણ તથા અન્નપ્રાશનસંસ્કાર—

**चतुर्थे मासि कर्तव्यं शिशोर्निष्क्रमणं गृहात् ।**
**षष्ठेऽन्नप्राशनं मासि यद्वेष्टं मङ्गलं कुले ॥ ३४ ॥**

બાળકને ચોથે મહિને (ઘરબહાર લઈ જવાનો) 'નિષ્ક્રમણ' સંસ્કાર કરવો અને છઠ્ઠે મહિને તેને 'અન્નપ્રાશન' સંસ્કાર કરાવવો અથવા કુલમાં જે ઇષ્ટ અને મંગલ કર્મવિધિ હોય તે કરાવવો. ૩૪

ચોલસંસ્કાર—

**चूडाकर्म द्विजातीनां सर्वेषामेव धर्मतः ।**
**प्रथमेऽब्दे तृतीये वा कर्तव्यं श्रुतिचोदनात् ॥ ३५ ॥**

શ્રુતિની આજ્ઞાથી સૌ દ્વિજવર્ણોનાં બાળકોને પહેલે કે ત્રીજે વરસે ધર્માનુસાર ચૂડાકર્મ ( વાળ ઉતારવા )નો સંસ્કાર કરવો જોઈએ. ૩૫

ઉપનયનસંસ્કાર—

**गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।**
**गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥ ३६ ॥**

બ્રાહ્મણને ગર્ભથી આઠમે વર્ષે, ક્ષત્રિયને ગર્ભથી અગિયારમે વર્ષે અને વૈશ્યને ગર્ભથી બારમે વર્ષે ઉપનયનસંસ્કાર કરવો.

**ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ।**
**राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे ॥ ३७ ॥**

બ્રહ્મતેજની કામનાવાળા વિપ્રે પોતાના પુત્રને પાંચમે વર્ષે, બળ ઇચ્છતા ક્ષત્રિયે તેને છઠ્ઠે વરસે અને અહીં ધનની ઇચ્છાવાળા વૈશ્યે તેને આઠમે વરસે ઉપનયન કરવું. ૩૭

**आषोडशाद्ब्राह्मणस्य सावित्री नातिवर्तते ।**
**आद्वाविंशात्क्षत्रबन्धोराचतुर्विंशतेर्विशः ॥ ३८ ॥**

બ્રાહ્મણને સોળ વરસ સુધી, ક્ષત્રિયને બાવીસ વરસ સુધી અને વૈશ્યને ચોવીસ વરસ સુધી ઉપનયનસંસ્કારનો સમય વહી જતો નથી. ૩૮

**अत ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः ।**
**सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिताः ॥ ३९ ॥**

એ અવધિ પછી પણ ત્રિવર્ણના જે પુરુષો યથાસમયે સંસ્કારવિહીન રહે છે, તેઓ તે સાવિત્રીથી ભ્રષ્ટ થયેલા વ્રાત્યો આર્યોથી નિન્દિત થાય છે. ૩૯

**नैतैरपूतैर्विधिवदापद्यपि हि कर्हिचित् ।**
**ब्राह्मान्यौनांश्च संबन्धान्नाचरेद्ब्राह्मणः सह ॥ ४० ॥**

બ્રાહ્મણે કયારેય, આપત્તિકાળમાં પણ એ અશુદ્ધ લોકો સાથે વિધિપૂર્વક વૈદિક અને વૈવાહિક સંબંધો ન આચરવા. ૪૦

**कार्ष्णरौरववास्तानि चर्माणि ब्रह्मचारिणः ।**
**वसीरन्नानुपूर्वेण शाणक्षौमाविकानि च ॥ ४१ ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના બ્રહ્મચારીઓએ અનુ-ક્રમે કાળિયાર મૃગનાં, રુરુ મૃગનાં અને બકરાંનાં ચર્મો ઓઢવાં, તેમજ પ્રેમપૂર્વક શણ, અળસી અને ઊનનાં વસ્ત્ર પહેરવાં. ૪૧

**मौञ्जी त्रिवृत्समा श्लक्ष्णा कार्या विप्रस्य मेखला ।**
**क्षत्रियस्य तु मौर्वी ज्या वैश्यस्य शणतान्तवी ॥ ४२ ॥**

વિપ્રની મેખલા મુંજની, ત્રેવડી સરખી વણેલી અને લીસી રાખવી; ક્ષત્રિયની મેખલા મોરવેલના રેસાની કે ધનુષની પણ-છની રાખવી; અને વૈશ્યની મેખલા શણના તાંતણાની રાખવી.

**मुञ्जालाभे तु कर्तव्या कुशाश्मन्तकबल्वजैः ।**
**त्रिवृता ग्रन्थिनैकेन त्रिभिः पञ्चभिरेव वा ॥ ४३ ॥**

મુંજ આદિ ન મળે, તો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે અનુ-ક્રમે દર્ભ, આવળ અને બળબીજના રેસામાંથી ત્રણ સેરનો એક કંદોરો કરવો અને તેને એક, ત્રણ કે પાંચ ગાંઠો વાળી પહેરવો.

**कार्पासमुपवीतं स्याद्विप्रस्योर्ध्ववृतं त्रिवृत् ।**
**शणसूत्रमयं राज्ञो वैश्यस्याविकसौत्रिकम् ॥ ४४ ॥**

બ્રાહ્મણની જનોઇ ત્રણ સેરની, જમણી બાજુથી વળ દઇ વણાયેલી અને સૂતરની હોય; ક્ષત્રિયની જનોઈ તેવી જ પણ

શણની જોઈએ અને વૈશ્યની તેવી જ ઊનની જનોઈ હોય. ૪૪

**ब्राह्मणो बैल्वपालाशौ क्षत्रियो वाटखादिरौ ।**
**पैलवौदुम्बरौ वैश्यो दण्डानर्हन्ति धर्मतः ॥ ४५ ॥**

ધર્મશાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણને બીલી અથવા ખાખરાનો, ક્ષત્રિયને વડ અથવા ખેરનો અને વૈશ્યને પીલુડી અથવા ઊંબ-રાનો દંડ ધારણ કરવો જોઈએ.

**केशान्तिको ब्राह्मणस्य दण्डः कार्यः प्रमाणतः ।**
**ललाटसंमितो राज्ञः स्यात्तु नासान्तिको विशः ॥ ४६ ॥**

બ્રાહ્મણનો દંડ શિખા સુધી પહોંચે એટલા પ્રમાણનો, ક્ષત્રિયનો કપાળ સુધી આવે એવડો અને વૈશ્યનો નાકની અણી સુધી અડકે એવા પ્રમાણનો કરવો. ૪૬

**ऋजवस्ते तु सर्वे स्युरव्रणाः सौम्यदर्शनाः ।**
**अनुद्वेगकरा नृणां सत्वचो नाग्निदूषिताः ॥ ४७ ॥**

તે સર્વ દંડો સીધા, છિદ્ર વિનાના, સુંદર દેખાવવાળા, માણસોને ઉદ્વેગ ન કરનારા, છાલવાળા અને અગ્નિથી આંચ ન પામેલા હોય. ૪૭

**प्रतिगृह्येप्सितं दण्डमुपस्थाय च भास्करम् ।**
**प्रदक्षिणं परीत्याग्निं चरेद्भैक्षं यथाविधि ॥ ४८ ॥**

બ્રહ્મચારીએ ઇષ્ટ દંડ ધારણ કરીને સૂર્યનું ઉપસ્થાન કરવું અને અગ્નિની પ્રદક્ષિણા કર્યા પછી, યથાવિધિ ભિક્ષા માટે વિચરવું. ૪૮

**भवत्पूर्वं चरेद्भैक्षमुपनीतो द्विजोत्तमः ।**
**भवन्मध्यं तु राजन्यो वैश्यस्तु भवदुत्तरम् ॥ ४९ ॥**

ઉપનયન સંસ્કાર પામેલા બ્રાહ્મણ બ્રહ્મચારીએ ભિક્ષા માગતાં '**भवत्**' શબ્દને આદિમાં કહેવો, ક્ષત્રિયે તે મધ્યમાં કહેવો અને વૈશ્યે તેને અંતે કહેવો. (દાખલા તરીકે બ્રાહ્મણ કહે: **भवति भिक्षां देहि;** ક્ષત્રિય કહે: '**भिक्षां भवति देहि;** વૈશ્ય કહે: **भिक्षां देहि भवति.**) ૪૯

**मातरं वा स्वसारं वा मातुर्वा भगिनीं निजाम् ।**
**भिक्षेत भिक्षां प्रथमं या चैनं नावमानयेत् ॥ ५० ॥**

બ્રહ્મચારીએ પ્રથમ ભિક્ષા પોતાની માતા, બહેન, સગી માસી અથવા પોતાનું જે અપમાન નહિ કરે તેની પાસે માગવી.

**समाहृत्य तु तद्भैक्षं यावदर्थममायया ।**
**निवेद्य गुरवेऽश्नीयादाचम्य प्राङ्मुखः शुचिः ॥ ५१ ॥**

પોતાની જરૂરજોગી ભિક્ષા માગી લાવી, તેણે નિષ્કપટ રીતે ગુરુને તે નિવેદિત કરવી અને પોતે પવિત્ર થઇ, પૂર્વ દિશા તરફ મુખ રાખી, આચમન કરી તે જમવી. ૫૧

ભોજનવિધિ—

**आयुष्यं प्राङ्मुखो भुंक्ते यशस्यं दक्षिणामुखः ।**
**श्रियं प्रत्यङ्मुखो भुंक्ते ऋतं भुंक्ते ह्युदङ्मुखः ॥ ५२ ॥**

આમ ઉગમણે મુખ રાખનારો આયુષ્યવર્ધક જમે છે, દક્ષિણ તરફ મોં રાખનારો યશોવર્ધક જમે છે, પશ્ચિમ તરફ મોં રાખનારો લક્ષ્મી ભોગવે છે, અને ઉત્તર તરફ મોં રાખનારો સત્ય પામે છે. ૫૨

[सायं प्रातर्द्विजातीनामशनं स्मृतिनोदितम् ।
नान्तरे भोजनं कुर्यादग्निहोत्रसमो विधिः ॥

દ્વિજોને માટે સ્મૃતિએ સાંજે ને સવારે બે વેળા ભોજન કહ્યું છે. વચ્ચે ભોજન કરવું નહિ. આ અગ્નિહોત્રના જેવો વિધિ છે.]

उपस्पृश्य द्विजो नित्यमन्नमद्यात्समाहितः ।
भुक्त्वा चोपस्पृशेत्सम्यगद्भिः खानि च संस्पृशेत् ॥५३॥

દ્વિજે નિત્ય આચમન કરીને સ્વસ્થ ચિત્તે જમવું. જમ્યા પછી રૂડી રીતે આચમન કરવું અને પાણીથી નેત્ર આદિ ઇંદ્રિયોનો સ્પર્શ કરવો. ૫૩

पूजयेदशनं नित्यमद्याच्चैतदकुत्सयन् ।
दृष्ट्वा हृष्येत्प्रसीदेच्च प्रतिनन्देच्च सर्वशः ॥ ५४ ॥

નિત્ય ભોજનની પૂજા કરવી, તેની કૂથલી ન કરવી, તે જોઇને આનંદ પામવો, પ્રસન્ન થવું અને સર્વ રીતે તેનું અભિનંદન કરવું.

पूजितं ह्यशनं नित्यं बलमूर्जं च यच्छति ।
अपूजितं तु तद्भुक्तमुभयं नाशयेदिदम् ॥ ५५ ॥

સત્કારેલું ભોજન નિત્ય બલ અને ઓજ આપે છે; પણ ન સત્કારેલું તે ખાવામાં આવે તો એ બન્ને નાશ પામે છે. ૫૫

नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा ।
न चैवात्यशनं कुर्यान्न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ ५६ ॥

કોઇને ય એઠું જૂઠું આપવું નહિ, તેમજ વચગાળેના વખતે જમવું નહિ, વધારે પડતું ખાવું નહિ, તેમ એઠા હાથમોંએ ક્યારેય ઊઠી જવું નહિ. ૫૬

अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ॥
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥ ५७ ॥

અતિભોજન એ આરોગ્યને બગાડનારું, આયુષ્ય ક્ષીણ કરનારું અને સ્વર્ગનાશક છે. વળી તે પાપરૂપ અને લોકનિન્દિત છે. અકરાંતિયાપણું ન રાખવું. ૫૭

આચમનવિધિ—

ब्राह्मेण विप्रस्तीर्थेन नित्यकालमुपस्पृशेत् ।
कायत्रैदशिकाभ्यां वा न पित्र्येण कदाचन ॥ ५८ ॥

બ્રાહ્મણે સર્વ કાળે બ્રાહ્મતીર્થથી, પ્રજાપત્યતીર્થથી કે દૈવતીર્થથી આચમન કરવું પણ—ક્યારે ય પિતૃતીર્થથી તે કરવું નહિ.

अङ्गुष्ठमूलस्य तले ब्राह्मं तीर्थं प्रचक्षते ।
कायमङ्गुलिमूलेऽग्रे दैवं पित्र्यं तयोरधः ॥ ५९ ॥

અંગૂઠાના મૂળતલે બ્રાહ્મતીર્થ, આંગળીઓના મૂળે પ્રાજાપત્યતીર્થ, આંગળીઓના ટેરવે દૈવતીર્થ અને અંગૂઠો તથા તર્જની એ બેની વચાળને પિતૃતીર્થ કહે છે. ૫૯

त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।
खानि चैव स्पृशेदद्भिरात्मानं शिर एव च ॥ ६० ॥

પહેલાં ત્રણ વાર પાણીનું આચમન કરવું, તે પછી બે વાર મોં સાફ કરવું અને તે પછી જળ વડે નેત્રાદિ ઇંદ્રિયોને, હૃદયને તથા મસ્તકને સ્પર્શવાં. ૬૦

अनुष्णाभिरफेनाभिरद्भिस्तीर्थेन धर्मवित् ।
शौचेप्सुः सर्वदाचामेदेकान्ते प्रागुदङ्मुखः ॥ ६१ ॥

પવિત્રતાની ઇચ્છાવાળા ધર્મજ્ઞ પુરુષે સદા એકાંતમાં પૂર્વ કે ઉત્તર દિશામાં મોં રાખી, ગરમ નહિ એવા ફીણ વિનાના જલથી બ્રાહ્મ વગેરે તીર્થ વડે આચમન કરવું. ૬૧

**हृद्गाभिः पूयते विप्रः कण्ठगाभिस्तु भूमिपः।**
**वैश्योऽद्भिः प्राशिताभिस्तु शूद्रः स्पृष्टाभिरन्ततः॥ ६२॥**

બ્રાહ્મણ હૃદય સુધી પહોંચે તેટલા અને ક્ષત્રિય કંઠ સુધી પહોંચે તેટલા જળથી પવિત્ર થાય છે. વૈશ્ય પાણીના પ્રાશન માત્રથી તેમજ શૂદ્ર સ્પર્શમાત્રથી શુદ્ધ થાય છે. ૬૨

**उद्धृते दक्षिणे पाणावुपवीत्युच्यते द्विजः।**
**सव्ये प्राचीन आवीती निवीती कण्ठसज्जने॥ ६३॥**

જેનો જમણો હાથ જનોઇની બહાર હોય, તેને 'ઉપ-વીતી' દ્વિજ કહે છે; જેનો ડાબો હાથ જનોઇની બહાર હોય, તેને 'પ્રાચીનાવીતી' કહે છે અને જેણે જનોઈ કંઠમાંજ રાખ્યું હોય, તેને 'નિવીતી' કહે છે. ૬૩

**मेखलामजिनं दण्डमुपवीतं कमण्डलुम्।**
**अप्सु प्रास्य विनष्टानि गृह्णीतान्यानि मन्त्रवत्॥ ६४॥**

મેખલા, મૃગચર્મ, દંડ, જનોઇ અને કમંડલ એ ફાટેતૂટે ત્યારે પાણીમાં નાખી દેવાં અને ગૃહ્યસૂત્રના મંત્રપૂર્વક બીજાં નવાં ધારણ કરવાં. ૬૪

કેશાન્તસંસ્કાર—

**केशान्तः षोडशे वर्षे ब्राह्मणस्य विधीयते।**
**राजन्यबन्धोर्द्वाविंशे वैश्यस्य द्व्यधिके ततः॥ ६५॥**

કેશાંત સંસ્કાર બ્રાહ્મણોને સોળમા વર્ષે, ક્ષત્રિયને વીસમા વર્ષે અને વૈશ્યને ચોવીસમા વર્ષે કરવો. ૬૫

**अमन्त्रिका तु कार्येयं स्त्रीणामावृदशेषतः ।**
**संस्कारार्थं शरीरस्य यथाकालं यथाक्रमम् ॥ ६६ ॥**

સ્ત્રીઓને પણ જાતકર્માદિ ક્રમની આ સર્વ ક્રિયાઓ યથા-કાલે ને યથાક્રમે વૈદિક મંત્ર વિના કરવી. ૬૬

કન્યાનો વિવાહસંસ્કાર—

**वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ।**
**पतिसेवा गुरौ वासो गृहार्थोऽग्निपरिक्रिया ॥ ६७ ॥**

પરંતુ, સ્ત્રીઓના વિવાહનો વિધિ વૈદિક સંસ્કાર કહેવાયો છે, પતિસેવા એ ગુરુકુલવાસ છે અને ગૃહકાર્ય એ અગ્નિ-ઉપાસના છે. ૬૭

**[अग्निहोत्रस्य शुश्रूषा सायमुद्वासमेव च ।**
**कार्यं पत्न्या प्रतिदिनमिति कर्म च वैदिकम् ॥**

પત્નીએ રોજ અગ્નિહોત્રની સેવા કરવી અને સાંજે ભારેલા અગ્નિને કુંડબહાર કાઢવો, એ વૈદિક કર્મ છે.]

બ્રહ્મચારીનાં કર્મો—

**एष प्रोक्तो द्विजातीनामौपनायनिको विधिः ।**
**उत्पत्तिव्यञ्जकः पुण्यः कर्मयोगं निबोधत ॥ ६८ ॥**

દ્વિજત્વની ઉત્પત્તિને સૂચવનારો પવિત્ર એવો આ દ્વિજોનો ઉપનયનવિધિ કહ્યો. હવે તે ઉપનયન પામેલાઓનો કર્મયોગ સાંભળો. ૬૮

**उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः ।**
**आचारमग्निकार्यं च संध्योपासनमेव च ॥ ६९ ॥**

ગુરુએ શિષ્યને યજ્ઞોપવીત આપી પ્રથમ શૌચ, આચાર, હોમવિષયક અગ્નિકાર્ય અને સંધ્યોપાસના શીખવવાં. ૬૯

વેદાધ્યયનનો વિધિ—

**अध्येष्यमाणस्त्वाचान्तो यथाशास्त्रमुदङ्मुखः ।**
**ब्रह्माञ्जलिकृतोऽध्याप्यो लघुवासा जितेन्द्रियः ॥ ७० ॥**

અધ્યયન કરવાની ઇચ્છાવાળા શિષ્યે શાસ્ત્રાનુસાર આચમન કરી, ઉત્તર દિશા તરફ મુખ રાખી, બ્રહ્માંજલિ જોડી, હળવાં વસ્ત્ર પહેરી અને જિતેંદ્રિય રહી અધ્યયનને યોગ્ય થવું. ૭૦

**ब्रह्मारम्भेऽवसाने च पादौ ग्राह्यौ गुरोः सदा ।**
**संहत्य हस्तावध्येयं स हि ब्रह्माञ्जलिः स्मृतः ॥ ७१ ॥**

વેદના અધ્યયનના આરંભમાં તથા અંતમાં સદા ગુરુના ચરણોનો સ્પર્શ કરવો અને બે હાથ જોડીને અધ્યયન કરવું; આ બ્રહ્માંજલિ કહેવાય છે. ૭૧

**व्यत्यस्तपाणिना कार्यमुपसंग्रहणं गुरोः।**
**सव्येन सव्यः स्प्रष्टव्यो दक्षिणेन च दक्षिणः ॥ ७२ ॥**

ગુરુનો પાદસ્પર્શ ઊલટા હાથથી કરવો—એટલે કે ડાબે હાથે ડાબા પગને અને જમણે હાથે જમણા પગને સ્પર્શવા. ૭૨

**अध्येष्यमाणं तु गुरुर्नित्यकालमतन्द्रितः ।**
**अधीष्व भो इति ब्रूयाद्विरामोऽस्त्विति चारमेत् ॥ ७३ ॥**

અધ્યયન કરવા ઇચ્છતા શિષ્યને ગુરુએ સદૈવ આળસરહિત રહીને **अधीष्व भो** ( ચાલો ભણો ) એમ કહી આરંભ કરવો અને **विरामोऽस्तु** (વિરામ હો) એમ કહી અટકવું. ૭૩

**ब्रह्मणः प्रणवं कुर्यादादावन्ते च सर्वदा ।**
**स्रवत्यनोंकृतं पूर्वं पुरस्ताच्च विशीर्यति ॥ ७४ ॥**

વેદાધ્યયનના આરંભમાં અને અંતમાં સદા ૐકારનો

ઉચ્ચાર કરવો. આરંભમાં એ પ્રણવોચ્ચાર કર્યો હોય નહિ, તો અધ્યયન ઓસરી જાય છે અને અંતમાં એ ઉચ્ચાર ન કર્યો હોય તો એ અધ્યયન વેરાઈ જાય છે. ૭૪

**प्राक्कूलान्पर्युपासीनः पवित्रैश्चैव पावितः ।**
**प्राणायामैस्त्रिभिः पूतस्तत ओंकारमर्हति ॥ ७५ ॥**

પૂર્વ તરફના અગ્રભાગવાળા દર્ભાસને બેસીને, પવિત્ર દર્ભોથી શુદ્ધ થઇને, તેમજ ત્રણ પ્રાણાયામથી પુનિત થઈને ૐકારનો ઉચ્ચાર કરવો જોઈએ. ૭૫

**अकारं चाप्युकारं च मकारं च प्रजापतिः ।**
**वेदत्रयान्निरदुहद्भूर्भुवःस्वरितीति च ॥ ७६ ॥**

પ્રજાપતિએ **अ**કાર **उ**કાર, અને **म**કારને (ૐકારને) તથા **भूर्**, **भूवर्** અને **स्वर्** એ વ્યાહૃતિઓને ત્રણ વેદમાંથી દોહીને કાઢી છે. ૭૬

**त्रिभ्य एव तु वेदेभ्यः पादं पादमदूदुहत् ।**
**तदित्यृचोऽस्याः सावित्र्याः परमेष्ठी प्रजापतिः ॥ ७७ ॥**

પરમેષ્ઠી પ્રજાપતિએ 'તત્' થી આરંભી તે ગાયત્રીની ઋચાના ત્રણ પાદ ત્રણ વેદમાંથી એક એક કરીને દોહ્યા છે. ૭૭

**एतदक्षरमेतां च जपन्व्याहृतिपूर्विकाम् ।**
**संध्ययोर्वेदविद्विप्रो वेदपुण्येन युज्यते ॥ ७८ ॥**

જે વેદજ્ઞ બ્રાહ્મણ બેઉ સંધ્યાએ એ ૐકારરૂપ અક્ષરનો તથા વ્યાહૃતિ સાથે ગાયત્રીનો જપ કરે છે, તે વેદાધ્યયનનું પુણ્ય પામે છે.

**सहस्रकृत्वस्त्वभ्यस्य बहिरेतत् त्रिकं द्विजः ।**
**महतोऽप्येनसो मासात्त्वचेवाहिर्विमुच्यते ॥ ७९ ॥**

જે દ્વિજ ગામબહાર એ ત્રણ (ૐકાર, વ્યાહૃતિ તથા ત્રિપદા ગાયત્રી)નો એક માસ સુધી રોજ એક હજાર જપ કરે છે, તે જેમ સાપ કાંચળીથી મુક્ત થાય છે, તેમ મહાપાપથી છૂટો થાય છે. ૭૯

**एतयर्चा विसंयुक्तः काले च क्रियया स्वया ।**
**ब्रह्मक्षत्रियविट्योनिर्गर्हणां याति साधुषु ॥ ८० ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યજાતિનો જે કોઈ આ ગાયત્રી ઋચાથી વિહીન હોય, તેમજ જે યોગ્ય કાળે પોતાની ક્રિયાથી રહિત રહે, તે સાધુઓમાં નિંદા પામે છે. ૮૦

**ओंकारपूर्विकास्तिस्रो महाव्याहृतयोऽव्ययाः ।**
**त्रिपदा चैव सावित्री विज्ञेयं ब्रह्मणो मुखम् ॥ ८१ ॥**

ૐકારપૂર્વકની ત્રણ અવ્યય મહાવ્યાહૃતિઓને તેમજ ત્રણ પદવાળી ગાયત્રીને વેદના મુખરૂપ જાણવી. ૮૧

**योऽधीतेऽहन्यहन्येतांस्त्रीणि वर्षाण्यतन्द्रितः**
**स ब्रह्म परमभ्येति वायुभूतः खमूर्तिमान् ॥ ८२ ॥**

જે પુરુષ અતંદ્રિત રહીને ત્રણ વર્ષ સુધી પ્રણવ અને વ્યાહૃતિ સાથે આ ગાયત્રીનું રોજરોજ અધ્યયન કરે છે, તે વાયુરૂપ થઈને અને આકાશ જેવો મૂર્તિમાન થઈને પરબ્રહ્મને પામે છે. ૮૨

**एकाक्षरं परं ब्रह्म प्राणायामाः परं तपः ।**
**सावित्र्यास्तु परं नास्ति मौनात्सत्यं विशिष्यते ॥ ८३ ॥**

ૐકાર એ એકાક્ષર પરબ્રહ્મ છે; પ્રાણાયામ એ પરમ તપ છે, ગાયત્રીથી પર કોઇ મંત્ર નથી અને સત્ય મૌન કરતાં વિશેષ છે. ૮૩

**क्षरन्ति सर्वा वैदिक्यो जुहोति यजति क्रियाः ।**
**अक्षरं दुष्करं ज्ञेयं ब्रह्म चैव प्रजापतिः ॥ ८४ ॥**

હોમ તથા યજ્ઞની સર્વ વૈદિક ક્રિયાઓ નાશવંત છે. એકાક્ષર ૐકારનેજ અવિનાશી જાણવો–તે બ્રહ્મ અને પ્રજાપતિરૂપ છે.

જપનું માહાત્મ્ય—

**विधियज्ञाज्जपयज्ञो विशिष्टो दशभिर्गुणैः ।**
**उपांशुः स्याच्छतगुणः साहस्रो मानसः स्मृतः ॥८५॥**

વિધિયજ્ઞ (દર્શ પૌર્ણમાસ આદિ) કરતાં જપયજ્ઞ દશગણો અધિક છે; તે ઉપાંશુ જપયજ્ઞ (પાસે બેઠેલો માણસ પણ જપ સાંભળી ન શકે એવો) હોય, તો તે સોગણો અધિક છે; અને તે માનસ (મનમાંજ ચાલતો) જપયજ્ઞ હોય, તો તે હજારગણો અધિક છે. ૮૫

**ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ।**
**सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥ ८६ ॥**

વિધિયજ્ઞો સાથે જોડાયેલા જે ચાર પાકયજ્ઞો (અગ્નિહોત્ર, વૈશ્વદેવ, નિત્યશ્રાદ્ધ અને અતિથિપૂજન) છે, તે જપયજ્ઞની સોળમા ભાગની કલાને પણ યોગ્ય નથી. ૮૬

**जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः ।**
**कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ ८७ ॥**

જપથી જ બ્રાહ્મણ સંસિદ્ધિને પામે છે, એમાં સંશય નથી. પછી બીજું કરે કે ન કરે, તોપણ તેને 'મૈત્ર' (સૂર્યોપાસક) કહેવામાં આવે છે.૮૭

ઇન્દ્રિયનિગ્રહનું માહાત્મ્ય—

**इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।**
**संयमे यत्नमातिष्ठेद्विद्वान्यन्तेव वाजिनाम् ॥ ८८ ॥**

સારથિ જેમ ઘોડાઓને યત્નપૂર્વક સંયમમાં રાખે છે, તેમ વિદ્વાને મનને ખેંચી જનારા વિષયોમાં વિચરતી ઇન્દ્રિયોને યત્નપૂર્વક સંયમમાં રાખવી જોઇએ. ૮૮

**एकादशेन्द्रियाण्याहुर्यानि पूर्वे मनीषिणः ।**
**तानि सम्यक्प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ ८९ ॥**

પૂર્વે પંડિતોએ જે અગિયાર ઇન્દ્રિયો કહી છે, તે હું તમને સારી રીતે, યથાવત્ ને અનુક્રમે કહીશ. ૮૯

**श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा नासिका चैव पञ्चमी ।**
**पायूपस्थं हस्तपादं वाक्चैव दशमी स्मृता ॥ ९० ॥**

કાન, ચામડી, આંખ, જીભ, નાક એ પાંચ; ગુદા, ઉપસ્થ, હાથ, પગ અને વાણી એ પાંચ; એમ દશ ઇંદ્રિયો કહી છે. ૯૦

**बुद्धीन्द्रियाणि पञ्चैषां श्रोत्रादीन्यनुपूर्वशः ।**
**कर्मेन्द्रियाणि पञ्चैषां पाय्वादीनि प्रचक्षते ॥ ९१ ॥**

આમાં કાન વગેરે પહેલી પાંચને જ્ઞાનેન્દ્રિયો કહે છે અને ગુદા વગેરે પછીની પાંચને કર્મેન્દ્રિયો કહે છે. ૯૧

**एकादशं मनो ज्ञेयं स्वगुणेनोभयात्मकम् ।**
**यस्मिञ्जिते जितावेतौ भवतः पञ्चकौ गणौ ॥ ९२ ॥**

પોતાના ગુણે કરીને જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એમ જે ઉભયરૂપી છે, તે મનને અગિયારમું જાણવું. એ જીતવામાં આવતાં, બેઉ પંચેન્દ્રિયો જિતાઇ રહે છે. ૯૨

**इन्द्रियाणां प्रसङ्गेन दोषमृच्छत्यसंशयम् ।**
**संनियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥ ९३ ॥**

ઇન્દ્રિયોના વિશેષ સંગથી નિઃસંશય દોષ લાગે છે. તેમનો સંયમ કરવાથી જ સિદ્ધિ મળે છે. ૯૩

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ ९४ ॥**

કામ કંઇ કામનાઓના ઉપભોગથી શમતો નથી, તે તો જેમ આહુતિથી અગ્નિ વધે તેમ ફરી વધ્યે જ જાય છે. ૯૪

**यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलांस्त्यजेत् ।**
**प्रापणात्सर्वकामानां परित्यागो विशिष्यते ॥ ९५ ॥**

જે આ સર્વ કામનાઓને પ્રાપ્ત કરે છે અને જે એ સર્વને કેવળ તજી જ દે છે, તે બેમાં સર્વ કામનાઓનો ત્યાગ એ સર્વ કામનાઓની પ્રાપ્તિ કરતાં વિશેષ ચડિયાતો છે. ૯૫

**न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया ।**
**विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ॥ ९६ ॥**

વિષયોમાં જોડાયેલી એ ઇંદ્રિયોને માત્ર વિષયસેવનના ત્યાગથી તેટલી સંયમિત કરી શકાતી નથી, જેટલી નિત્ય-જ્ઞાનથી તે સંયમિત કરી શકાય છે. ૯૬

**वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।**
**न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥ ९७ ॥**

વિષયથી દૂષિત ભાવવાળા થયેલા માણસને વેદો, ત્યાગ, યજ્ઞો, નિયમો અને તપો ક્યારેય સિદ્ધિ આપતાં નથી. ૯૭

**श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः।**
**न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥९८॥**

સાંભળ્યા, સ્પર્શ્યા, જોયા, જમ્યા અને સૂંઘ્યા છતાં જે માણસને હર્ષ કે ગ્લાનિ થતાં નથી, તેને જિતેન્દ્રિય જાણવો. ૯૮

**इन्द्रियाणां तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम्।**
**तेनास्य क्षरति प्रज्ञा दृतेः पात्रादिवोदकम् ॥९९॥**

જેમ જલપાત્રમાં એક છિદ્ર હોતાં તેમાંથી બધું પાણી ટપકી જાય છે, તેમ સૌ ઇન્દ્રિયોમાંથી એક પણ સ્ખલિત હોતાં માણસની પ્રજ્ઞા વહી જાય છે. ૯૯

**वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा।**
**सर्वान्संसाधयेदर्थानक्षिण्वन्योगतस्तनुम् ॥१००॥**

ઇન્દ્રિયસમૂહને વશ કરીને અને મનને સંયમમાં રાખીને, શરીરને ક્ષીણ થવા દીધા સિવાય, સૌ અર્થો યોગપૂર્વક સાધવા.

**पूर्वां संध्यां जपंस्तिष्ठेत्सावित्रीमार्कदर्शनात्।**
**पश्चिमां तु समासीनः सम्यगृक्षविभावनात् ॥१०१॥**

પ્રાતઃસંધ્યા વખતે સૂર્યોદય સુધી ગાયત્રીજપ કરતાં ઊભા રહેવું અને સાયંસંધ્યા વખતે નક્ષત્રોદય સુધી ગાયત્રીજપ કરતાં રૂડી રીતે બેસી રહેવું. ૧૦૧

સંધ્યાવંદન—

**पूर्वां संध्यां जपंस्तिष्ठन्नैशमेनो व्यपोहति।**
**पश्चिमां तु समासीनो मलं हन्ति दिवाकृतम् ॥१०२॥**

પ્રાતઃસંધ્યામાં જે ઊભો રહી ગાયત્રી જપે છે, તેનાં રાતે કરેલાં પાપ નાશ પામે છે; સાયંસંધ્યામાં બેસીને જે તે જપે છે, તે પોતાનાં દિવસે કરેલાં પાપને દૂર કરે છે. ૧૦૨

न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ।
स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्द्विजकर्मणः ॥ १०३ ॥

જે દ્વિજ પ્રાતઃસંધ્યાનું અનુષ્ઠાન કરતો નથી, તેમજ જે સાયંસંધ્યાની ઉપાસના કરતો નથી, તેને સર્વ દ્વિજકર્મોમાંથી શૂદ્રની જેમ બાકાત કરવો. ૧૦૩

સ્વાધ્યાય—

अपां समीपे नियतो नैत्यकं विधिमास्थितः ।
सावित्रीमप्यधीयीत गत्वारण्यं समाहितः ॥१०४॥

જલાશયની સમીપમાં કે અરણ્યમાં જઈને નિયમયુક્ત થઈ, સાવધાન ચિત્તે નિત્યવિધિમાં રહેવું અને સાવિત્રીનુંય અધ્યયન કરવું. ૧૦૪

वेदोपकरणे चैव स्वाध्याये चैव नैत्यके ।
नानुरोधोऽस्त्यनध्याये होममन्त्रेषु चैव हि ॥१०५॥

વેદાંગો ભણવાથી, નિત્યના સ્વાધ્યાયથી તેમજ હોમમંત્રોથી અનધ્યાયને બાધ આવતો નથી. ૧૦૫

नैत्यके नास्त्यनध्यायो ब्रह्मसत्रं हि तत्स्मृतम् ।
ब्रह्माहुतिहुतं पुण्यमनध्यायवषट्कृतम् ॥ १०६ ॥

નિત્યકર્મમાં અનધ્યાય હોતો નથી, કેમકે તે બ્રહ્મયજ્ઞરૂપ કહેવાય છે. તેમાં વેદની આહુતિરૂપે જે હોમ તે અનધ્યાયમાં કરવામાં આવતા સમાપ્તિસૂચક વષટ્ જેવો પવિત્ર છે. ૧૦૬

यः स्वाध्यायमधीतेऽब्दं विधिना नियतः शुचिः ।
तस्य नित्यं क्षरत्येष पयो दधि घृतं मधु ॥ १०७ ॥

પવિત્ર અને નિયમપરાયણ રહી, જે એક વર્ષ સુધી સ્વાધ્યાયનું અધ્યયન કરે છે, તેને તે સ્વાધ્યાય દૂધ, દહીં, ઘી અને મધ વરસાવે છે. ૧૦૭

**अग्नीन्धनं भैक्षचर्यामधःशय्यां गुरोर्हितम् ।**
**आसमावर्तनात्कुर्यात्कृतोपनयनो द्विजः ॥ १०८ ॥**

ઉપનયન પામેલા દ્વિજે સમાવર્તન સુધી હોમકાષ્ટો એકઠાં કરવાં, ભિક્ષા માગી લાવવી, નીચે પથારી રાખવી અને ગુરુની હિતસેવા કરવી. ૧૦૮

ભણાવવા યોગ્ય શિષ્યો—

**आचार्यपुत्रः शुश्रूषुर्ज्ञानदो धार्मिकः शुचिः ।**
**आप्तः शक्तोऽर्थदः साधुः स्वोऽध्याप्या दश धर्मतः ॥१०९॥**

આચાર્યનો પુત્ર, સેવક, જાણકારી આપનાર, ધાર્મિક, પવિત્ર, આપ્તજન, શક્તિસમર્થ, ધન દેનાર, સદાચારી અને પોતીકો માણસ—એ દશને ધર્મપૂર્વક અધ્યાપન કરવું. ૧૦૯

**नापृष्टः कस्यचिद्ब्रूयान्न चान्यायेन पृच्छतः ।**
**जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ ११० ॥**

કોઇના પૂછયા વિના કયારેય ન ઉપદેશવું, તેમ અન્યાયથી પૂછનારને ઉત્તર ન વાળવો. જાણતાં છતાં, બુદ્ધિમાને સંસારમાં જડની જેમ આચરવું. ૧૧૦

**अधर्मेण च यः प्राह यश्चाधर्मेण पृच्छति ।**
**तयोरन्यतरः प्रैति विद्वेषं वाऽधिगच्छति ॥ १११ ॥**

જે અધર્મથી બોલે છે અને અધર્મથી પૂછે છે, તેમાંનો એક મરી જાય છે અથવા પરસ્પર દ્વેષી બની રહે છે. ૧૧૧

धर्माथौं यत्र न स्यातां शुश्रूषा वापि तद्विधा।
तत्र विद्या न वक्तव्या शुभं बीजमिवोषरे ॥११२॥

જ્યાં ધર્મ અને અર્થ નથી અથવા જ્યાં અનુરૂપ સેવા નથી, ત્યાં વિદ્યા નજ કહેવી—એ તો ખારપાટમાં શુભ બી વાવ્યા જેવું નિરર્થક છે. ૧૧૨

विद्ययैव समं कामं मर्तव्यं ब्रह्मवादिना।
आपद्यपि हि घोरायां न त्वेनामिरिणे वपेत् ॥११३॥

બ્રહ્મવાદીએ વિદ્યા સાથે જ મરી જવું સારું છે—પણ, ઘોર આપત્તિમાં યે એણે ખારપાટમાં વિદ્યાબીજ નજ વાવવું. ૧૧૩

विद्या ब्राह्मणमेत्याह शेवधिस्तेऽस्मि रक्ष माम्।
असूयकाय मां मादास्तथा स्यां वीर्यवत्तमा ॥ ११४ ॥

વિદ્યાએ બ્રાહ્મણની પાસે આવીને કહ્યું: 'હું તારો ભંડાર છું. તું મને રક્ષ. તું મને ઈર્ષ્યાળુને આપીશ નહિ. તો હું વિશેષ વીર્યવતી થઈશ. ૧૧૪

यमेव तु शुचिं विद्यान्नियतब्रह्मचारिणम्।
तस्मै मां ब्रूहि विप्राय निधिपायाप्रमादिने ॥ ११५ ॥

'તું જેને પવિત્ર, નિયમયુક્ત અને બ્રહ્મચારી જાણે તેવા વિદ્યાના નિધિને રક્ષનારા અપ્રમાદી બ્રાહ્મણનેજ તું મને ભણાવજે.'

ब्रह्म यस्त्वननुज्ञातमधीयानादवाप्नुयात्।
स ब्रह्मस्तेयसंयुक्तो नरकं प्रतिपद्यते ॥ ११६ ॥

ગુરુ અધ્યયન કરાવતા હોય, ત્યારે જે આજ્ઞા વિના જ વેદ ગ્રહણ કરે છે, તે વેદની ચોરીવાળો માણસ નરકને પામે છે.

लौकिकं वैदिकं वापि तथाऽध्यात्मिकमेव च।
आददीत यतो ज्ञानं तं पूर्वमभिवादयेत् ॥ ११७ ॥

જેમની પાસેથી લૌકિક, વૈદિક અને આધ્યાત્મિક જ્ઞાન મેળવ્યું હોય, તેમને પ્રથમ પ્રણામ કરવા. ૧૧૭

**[जन्मप्रभृति यत्किंचिच्चेतसा धर्ममाचरेत् ।**
**तत्सर्वं विफलं ज्ञेयमेकहस्ताभिवादनात् ॥**

જન્મથી માંડીને ચિત્તથી જે કાંઈ ધર્માચરણ કર્યું હોય, તે એક હાથે નમન કરવાથી વિફળ થાય છે, એમ જાણવું.]

**सावित्रीमात्रसारोऽपि वरं विप्रः सुयन्त्रितः ।**
**नायन्त्रितस्त्रिवेदोऽपि सर्वाशी सर्वविक्रयी ॥ ११८ ॥**

સુસંયમી વિપ્ર ભલે માત્ર ગાયત્રીનું જ જ્ઞાન ધરાવતો હોય તો ય શ્રેષ્ઠ છે. પણ ત્રણ વેદ ભણ્યા છતાં ગમે તે બીજું ખાનારો, બધી જાતનો વિક્રય કરનારો અને અસંયમી એવો બ્રાહ્મણ માન્યજ નથી. ૧૧૮

**शय्यासनेऽध्याचरिते श्रेयसा न समाविशेत् ।**
**शय्यासनस्थश्चैवैनं प्रत्युत्थायाभिवादयेत् ॥ ११९ ॥**

વિદ્યા આદિમાં આપણાથી અધિક હોય તેઓ જે શય્યા કે આસન ઉપર બિરાજ્યા હોય, તે ઉપર ક્યારે ય સાથે ન બેસવું. એવા કોઇ આવી પડે, તો આપણે શય્યા કે આસન ઉપર બેઠા હોઈ એ ત્યાંથી ઊઠી તેમને વંદન કરવાં. ૧૧૯

**ऊर्ध्वं प्राणा ह्युत्क्रामन्ति यूनः स्थविर आयति ।**
**प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते ॥१२०॥**

વૃદ્ધ વડીલ આવતાં યુવાનોના પ્રાણ ઊંચે જાય છે—તે ઊઠીને અભિવંદન કર્યાથી પાછા સ્થાને આવે છે. ૧૨૦

**अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।**
**चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशो बलम् ॥१२१॥**

વૃદ્ધોને નિત્ય પ્રણામ કરનારનાં અને તેમની સદૈવ સેવા કરનારનાં આયુષ, વિદ્યા, યશ અને બલ એ ચાર વૃદ્ધિ પામે છે.

પ્રણામનું ફળ—

**अभिवादात्परं विप्रो ज्यायांसमभिवादयन् ।**
**असौ नामाहमस्मीति स्वं नाम परिकीर्तयेत् ॥ १२२ ॥**

વડીલને નમન કરતી વખતે વિપ્રે અભિવાદન પછી 'હું તે નામનો છું' એમ કહી પોતાનું નામ કહેવું. ૧૨૨

**नामधेयस्य ये केचिदभिवादं न जानते ।**
**तान्प्राज्ञोऽहमिति ब्रूयात्स्त्रियः सर्वास्तथैव च ॥ १२३ ॥**

કોઇ નામોચ્ચારપૂર્વકના નમસ્કારને ન સમજતા હોય, તો બુદ્ધિમાને તેમને 'હું છું' એટલુંજ કહેવું-સૌ સ્ત્રીઓને પણ એમજ કહેવું. ૧૨૩

**भोःशब्दं कीर्तयेदन्ते स्वस्य नाम्नोऽभिवादने ।**
**नाम्नां स्वरूपभावो हि भोभाव ऋषिभिः स्मृतः ॥१२४॥**

અભિવાદનમાં પોતાના નામને અંતે '**भोः**' શબ્દ કહેવો. (દા. ત. **अभिवादये शुभशर्माहमस्मि भोः**) કેમકે, ઋષિઓએ '**भोः**' શબ્દને સામાના નામના સ્વરૂપરૂપ કહ્યો છે. ૧૨૪

**आयुष्मान्भव सौम्येति वाच्यो विप्रोऽभिवादने ।**
**अकारश्चास्य नाम्नोऽन्ते वाच्यःपूर्वाक्षरः प्लुतः ॥१२५॥**

સામા નમસ્કારમાં બ્રાહ્મણે '**आयुष्यमान् भव, सौम्य**' (હે સૌમ્ય ! ઘણાં વરસો જીવ) એમ કહેવું અને એ નમસ્કાર કરનારના નામના અંતમાં રહેલા અકારને અથવા તેના પૂર્વાક્ષરને પ્લુત ઉચ્ચારવો. ૧૨૫

**यो न वेत्त्यभिवादस्य विप्रः प्रत्यभिवादनम् ।**
**नाभिवाद्यः स विदुषा यथा शूद्रस्तथैव सः ॥ १२६ ॥**

જે બ્રાહ્મણ નમનના બદલામાં સામું નમન જાણતો નથી, તેને વિદ્વાને નમન ન કરવું–તે તો શૂદ્રના જેવો છે. ૧૨૬

**ब्राह्मणं कुशलं पृच्छेत्क्षत्रबन्धुमनामयम् ।**
**वैश्यं क्षेमं समागम्य शूद्रमारोग्यमेव च ॥ १२७ ॥**

બ્રાહ્મણ મળતાં 'કુશળ' પૂછવું, ક્ષત્રિય મળતાં 'સુખ' પૂછવું, વૈશ્ય મળતાં 'ક્ષેમ' પૂછવું અને શૂદ્ર મળતાં 'આરોગ્ય' પૂછવું. ૧૨૭

**अवाच्यो दीक्षितो नाम्ना यवीयानपि यो भवेत् ।**
**भोभवत्पूर्वकं त्वेनमभिभाषेत धर्मवित् ॥ १२८ ॥**

જેણે યજ્ઞદીક્ષા લીધી હોય, તે ઉંમરમાં નાનો હોય તોય તેને નામ લઇને બોલાવવો નહિ. પણ ધર્મજ્ઞે '**भोः**' અને '**भवत्**' શબ્દો સાથે તેની સાથે બોલવું. ૧૨૮

**परपत्नी तु या स्त्री स्यादसंबन्धा च योनितः ।**
**तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीति च ॥ १२९ ॥**

જે સ્ત્રી પરપત્ની હોય તથા જન્મને અંગે સંબંધવાળી ન હોય, તેને ભવતી, સુભગા, બહેન એમ કહેવું. ૧૨૯

**मातुलांश्च पितृव्यांश्च श्वशुरानृत्विजो गुरून् ।**
**असावहमिति ब्रूयात्प्रत्युत्थाय यवीयसः ॥ १३० ॥**

મામા, કાકા, સસરા, ઋત્વિજો અને વિદ્યાગુરુઓ પોતાથી નાના હોય, તોય તેમને મળતાં ઊઠીને 'તે હું છું' એમ કહેવું.

**मातृष्वसा मातुलानी श्वश्रूरथ पितृष्वसा ।**
**संपूज्या गुरुपत्नीवत्समास्ता गुरुभार्यया ॥ १३१ ॥**

માસી, મામી, સાસુ અને ફોઈ આ બધાં ગુરુપત્નીની જેમ પૂજ્ય છે–તેથી ગુરુપત્નીની જેમ તેમને આદરસત્કાર આપવો.

**भ्रातुर्भार्योपसंग्राह्या सवर्णाहन्यहन्यपि ।**
**विप्रोष्य तूपसंग्राह्या ज्ञातिसंबन्धियोषितः ॥ १३२ ॥**

મોટા ભાઇની પત્ની પોતાના વર્ણની હોય, તો રોજ તેને પાયે લાગવું. પણ સગાંસબંધીની સ્ત્રીઓને તો પરદેશથી આવીને પગે લાગવું. ૧૩૨

**पितुर्भगिन्यां मातुश्च ज्यायस्यां च स्वसर्यपि ।**
**मातृवद्वृत्तिमातिष्ठेन्माता ताभ्यो गरीयसी ॥ १३३ ॥**

ફોઇ, માસી અને મોટી બહેન એમના તરફ માતાની જેમ આદરભાવ રાખવો–પણ માતા તે સર્વથી અધિક છે. ૧૩૩

**दशाब्दाख्यं पौरसख्यं पञ्चाब्दाख्यं कलाभृताम् ।**
**त्र्यब्दपूर्वं श्रोत्रियाणां स्वल्पेनापि स्वयोनिषु ॥ १३४ ॥**

એક જ નગરમાં રહેવાવાળો ઉંમરે દશ વર્ષ મોટો હોય, કલાકારીગરીવાળો પાંચ વર્ષે મોટો હોય, વેદ ભણવાવાળો ત્રણ વર્ષે મોટો હોય અને સગોસંબંધી થોડો જ મોટો હોય, તોપણ તે સૌ વચ્ચે મૈત્રીવ્યવહાર છે. ૧૩૪

**ब्राह्मणं दशवर्षं तु शतवर्षं तु भूमिपम् ।**
**पितापुत्रौ विजानीयाद्ब्राह्मणस्तु तयोः पिता ॥ १३५ ॥**

બ્રાહ્મણ દશ વર્ષનો હોય અને રાજા સો વરસનો હોય, તો ય તેમને પિતાપુત્ર જાણવા–તે બેમાં બ્રાહ્મણ પિતારૂપ છે. ૧૩૫

માનનાં કારણ—

**वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी ।**
**एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥ १३६ ॥**

ધન, બંધુ, વય, કર્મ અને પાંચમી વિદ્યા એ માનનાં સ્થાનો છે—તેમાં પછી પાછીનું તે આગળ આગળના કરતાં ચડિયાતું છે. ૧૩૬

**पञ्चानां त्रिषु वर्णेषु भूयांसि गुणवन्ति च ।**
**यत्र स्युः सोऽत्र मानार्हः शूद्रोऽपि दशमीं गतः ॥१३७॥**

ત્રણે વર્ણોમાં જે આ પાંચમાંથી જેટલા વિશેષ ગુણવાળા હોય, તેટલા તેઓ અહીં માનપાત્ર છે. નેવું વર્ષે પહોંચેલો શૂદ્ર પણ માનને યોગ્ય છે. ૧૩૭

**चक्रिणो दशमीस्थस्य रोगिणो भारिणः स्त्रियाः ।**
**स्नातकस्य च राज्ञश्च पन्था देयो वरस्य च ॥१३८॥**

ચક્રવાળા વાહનમાં બેઠેલાને, નેવું વર્ષ થયેલાને, રોગીને, ભારવાળાને, સ્ત્રીઓને, સ્નાતકને, રાજાને તેમજ વરરાજાને માર્ગ આપવો. ૧૩૮

**तेषां तु समवेतानां मान्यौ स्नातकपार्थिवौ ।**
**राजस्नातकयोश्चैव स्नातको नृपमानभाक् ॥ १३९ ॥**

તે બધાં એકસાથે થઇ ગયાં હોય, તો સ્નાતક અને રાજાને માનયોગ્ય ગણવા. રાજા અને સ્નાતક એ બેમાં સ્નાતક રાજા તરફથી માન પામે. ૧૩૯

આચાર્ય વગેરેનાં લક્ષણ—

**उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विजः ।**
**सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ १४० ॥**

જે દ્વિજ શિષ્યને ઉપનયન આપીને તેને કલ્પ અને રહ-સ્ય સહિત વેદાધ્યયન કરાવે છે, તેને આચાર્ય કહે છે. ૧૪૦

**एकदेशं तु वेदस्य वेदाङ्गान्यपि वा पुनः ।**
**योऽध्यापयति वृत्त्यर्थमुपाध्यायः स उच्यते ॥ १४१ ॥**

જે આજીવિકા માટે વેદના એક ભાગનું અને વળી વેદાં-ગોનું અધ્યાપન કરે છે, તે ઉપાધ્યાય કહેવાય છે. ૧૪૧

**निषेकादीनि कर्माणि यः करोति यथाविधि ।**
**संभावयति चान्नेन स विप्रो गुरुरुच्यते ॥ १४२ ॥**

જે વિપ્ર યથાવિધિ ગર્ભાધાન આદિ સંસ્કારો કરે છે અને અન્નથી પોષે છે, તે ગુરુ કહેવાય છે. ૧૪૨

**अग्न्याधेयं पाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ।**
**यः करोति वृतो यस्य स तस्यर्त्विगिहोच्यते ॥ १४३ ॥**

વરણમાં વરાયેલો જે બ્રાહ્મણ જેને માટે અગ્ન્યાધેય (આહવનીય આદિ અગ્નિ પ્રગટાવવાનું કાર્ય), પાકયજ્ઞો અને અગ્નિષ્ટોમાદિ યજ્ઞો કરે છે, તે તેનો અહીં ઋત્વિજ કહે-વાય છે. ૧૪૩

**य आवृणोत्यवितथं ब्रह्मणा श्रवणावुभौ ।**
**स माता स पिता ज्ञेयस्तं न द्रुह्येत्कदाचन ॥ १४४ ॥**

જે બ્રાહ્મણ બેઉ કાનોમાં વેદથી સત્ય ભરી દે છે, તેને માતા અને પિતારૂપ જાણવો—ક્યારેય તેનો દ્રોહ ન કરવો. ૧૪૪

**उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।**
**सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥ १४५ ॥**

દશ ઉપાધ્યાયો કરતાં એક આચાર્ય શ્રેષ્ઠ ગૌરવવાન છે, સો આચાર્યો કરતાં એક પિતા શ્રેષ્ઠતર ગૌરવવાળો છે અને હજાર પિતાઓ કરતાં એક માતા શ્રેષ્ઠતમ ગૌરવવતી છે. ૧૪૫

**उत्पादकब्रह्मदात्रोर्गरीयान्ब्रह्मदः पिता ।**
**ब्रह्मजन्म हि विप्रस्य प्रेत्य चेह च शाश्वतम् ॥१४६॥**

જન્મ આપનાર અને વેદ આપનાર એ પિતાઓમાં વેદ આપનાર પિતા વિશેષ ગરવો છે. કેમકે, બ્રાહ્મણનો વેદજન્મ આ લોકમાં ને પરલોકમાં અવિનાશી છે. ૧૪૬

**कामान्माता पिता चैनं यदुत्पादयतो मिथः ।**
**संभूतिं तस्य तां विद्याद्योनावभिजायते ॥ १४७॥**

માતાપિતા તો પરસ્પર કામથી એ બાળકને ઉત્પન્ન કરે છે—યોનિમાં તેનો જે જન્મ થાય છે, તેને તો માત્ર શરીરની ઉત્પત્તિ જ જાણવી. ૧૪૭

**आचार्यस्त्वस्य यां जातिं विधिवद्वेदपारगः ।**
**उत्पादयति सावित्र्या सा सत्या साजरामरा ॥१४८॥**

પણ, વેદના પારગામી આચાર્ય સાવિત્રીએ કરીને તેને જે જન્મ આપે છે, એ સત્યરૂપ અને અજરામર છે. ૧૪૮

**अल्पं वा बहु वा यस्य श्रुतस्योपकरोति यः ।**
**तमपीह गुरुं विद्याच्छ्रुतोपक्रियया तया ॥ १४९ ॥**

જે વેદાધ્યયનનો થોડો કે ઘણો ઉપકાર કરે છે, તેને પણ વેદાધ્યયનરૂપી એ ઉપકારને લીધે ગુરુ માનવો. ૧૪૯

વિદ્વાનની મહત્તા—

**ब्राह्मस्य जन्मनः कर्ता स्वधर्मस्य च शासिता ।**
**बालोऽपि विप्रो वृद्धस्य पिता भवति धर्मतः ॥१५०॥**

વેદજન્મ આપનાર અને સ્વધર્મ ઉપદેશનાર વિપ્ર બાળક હોય, તો ય ધર્માનુસારે તે વૃદ્ધનો પિતારૂપ છે. ૧૫૦

**अध्यापयामास पितॄञ्शिशुराङ्गिरसः कविः ।**
**पुत्रका इति होवाच ज्ञानेन परिगृह्य तान् ॥ १५१ ॥**

અંગિરાના પુત્ર બાળક કવિએ પિતૃઓને અધ્યયન કરાવ્યું અને જ્ઞાનરૂપી ઉપકાર કરી તેમને 'હે પુત્રો' એમ કહ્યું. ૧૫૧

**ते तमर्थमपृच्छन्त देवानागतमन्यवः ।**
**देवाश्चैतान्समेत्योचुर्न्याय्यं वः शिशुरुक्तवान् ॥ १५२ ॥**

આથી, ક્રોધે ભરાયેલા તેઓએ તે વિષે દેવોને પૂછ્યું, અને દેવોએ મળીને તેમને કહ્યું, બાળકે તમને ન્યાયયુક્ત કહ્યું છે.

**अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ।**
**अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥ १५३ ॥**

અજ્ઞાની બાળક જ છે અને મંત્ર આપનારો પિતારૂપ છે. પંડિતો અજ્ઞાનીને જ બાળક કહે છે અને મંત્ર દેનારને જ પિતા કહે છે. ૧૫૩

**न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।**
**ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥ १५४ ॥**

ઉંમર વધવાથી, પળિયાં આવવાથી, ધનથી અને સગાંવહાલાંથી કોઇ મહાન થતો નથી. ઋષિઓએ ધર્મ ઠરાવ્યો છે, કે જે વેદવેદાંગ ભણેલો છે તે જ અમારામાં મહાન છે.

**विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ।**
**वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥ १५५ ॥**

બ્રાહ્મણોની મોટાઈ જ્ઞાનથી, ક્ષત્રિયોની પરાક્રમથી, વૈશ્યો-ની ધનધાન્યથી અને શૂદ્રોની ઉંમરથી હોય છે. ૧૫૫

**न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।**
**यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥ १५६ ॥**

માથે ધોળા આવ્યા હોય તેથી કંઇ તે વૃદ્ધ થતો નથી, પણ જુવાન હોઇને ય જે વેદ ભણે છે, તેને જ દેવો વૃદ્ધ જાણે છે.

**यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।**
**यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ १५७ ॥**

જેમ લાકડાનો હાથી અને ચામડાનું હરણ, તેમ વેદા-ધ્યયનરહિત વિપ્ર-એ ત્રણ માત્ર નામે જ શોભે છે. ૧૫૭

**यथा पण्ढोऽफलः स्त्रीषु यथा गौर्गवि चाफला ।**
**यथा चाज्ञेऽफलं दानं तथा विप्रोऽनृचोऽफलः ॥ १५८ ॥**

જેમ નપુંસક સ્ત્રીઓને વિશે અફળ છે, જેમ ગાય બીજી ગાયના સંબંધે વિફળ છે અને જેમ અજ્ઞાનીને આપેલું દાન નિષ્ફળ છે, તેમ વેદાધ્યયનરહિત વિપ્ર પણ ફળરહિત છે. ૧૫૮

**अहिंसयैव भूतानां कार्यं श्रेयोऽनुशासनम् ।**
**वाक्चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥ १५९ ॥**

ધર્મ ઇચ્છતા ગુરુએ શિષ્યાદિને અહિંસાથી જ કલ્યાણ-શિક્ષણ આપવું અને વાણી પણ મધુર અને કોમળ વાપરવી.

**यस्य वाङ्मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा ।**
**स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम् ॥ १६० ॥**

જેનાં મન અને વાણી શુદ્ધ છે તથા સારી રીતે સંરક્ષિત છે, તે વેદાન્તમાં કહેલું સર્વ ફળ પામે છે. ૧૬૦

**नारुन्तुदः स्यादार्तोऽपि न परद्रोहकर्मधीः ।**
**ययाऽस्योद्विजते वाचा नालोक्यां तामुदीरयेत् ॥१६१॥**

પોતે દુઃખી થયા છતાં સામાને દુઃખદાયી ન થવું, બીજાના દ્રોહના કર્મમાં બુદ્ધિ ન કરવી અને જે વાણીથી અન્યને ઉદ્વેગ થાય તેવી સ્વર્ગને ખાળનારી વાણી ન બોલવી. ૧૬૧

**संमानाद्ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।**
**अमृतस्येव चाकाङ्क्षेदवमानस्य सर्वदा ॥ १६२ ॥**

બ્રાહ્મણે નિત્ય ઝેરની જેમ સંમાનથી ડરતા રહેવું અને સદા અપમાનની અમૃતની જેમ આકાંક્ષા રાખવી. ૧૬૨

**सुखं ह्यवमतः शेते सुखं च प्रतिबुद्ध्यते ।**
**सुखं चरति लोकेऽस्मिन्नवमन्ता विनश्यति ॥ १६३ ॥**

આ સંસારમાં અપમાનિત થયેલો સુખથી સૂએ છે, સુખથી જાગે છે અને સુખથી વિચરે છે–તેનું અપમાન કરનારો વિનાશ પામે છે. ૧૬૩

વેદ ભણવાની આવશ્યકતા—

**अनेन क्रमयोगेन संस्कृतात्मा द्विजः शनैः ।**
**गुरौ वसन्संचिनुयाद्ब्रह्माधिगमिकं तपः ॥ १६४ ॥**

આ ક્રમયોગે સંસ્કાર પામેલા આત્માવાળો દ્વિજ ગુરુને ત્યાં રહી, વેદપ્રાપ્તિ માટેના તપનો ધીરે ધીરે સંચય કરવો.

**तपोविशेषैर्विविधैर्व्रतैश्च विधिचोदितैः ।**
**वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥ १६५ ॥**

દ્વિજોએ વિશિષ્ટ તપોથી અને વિધિપૂર્વક બતાવેલાં વિવિધ વ્રતોથી સમગ્ર વેદનું રહસ્ય સહિત અધ્યયન કરવું. ૧૬૫

**वेदमेव सदाऽभ्यस्येत्तपस्तप्स्यन्द्विजोत्तमः ।**
**वेदाभ्यासो हि विप्रस्यः तपः परमिहोच्यते ॥ १६६ ॥**

તપ તપવાની ઇચ્છાવાળા બ્રાહ્મણે સદૈવ વેદનું જ અધ્યયન કરવું; કેમકે, વેદાભ્યાસ એ જ બ્રાહ્મણ માટે આ સંસારમાં પરમ તપ કહેવાય છે. ૧૬૬

**आहैव स नखाग्रेभ्यः परमं तप्यते तपः ।**
**यः स्रग्व्यपि द्विजोऽधीते स्वाध्यायं शक्तितोऽन्वहम् ॥१६७॥**

જે બ્રાહ્મણ રોજ શક્તિ અનુસાર વેદનો સ્વાધ્યાય કરે છે, તેણે પુષ્પની માળા ધારણ કરી હોય તોપણ નખશિખપર્યંત તે પરમ તપ તપે છે, એમ કહેવાયું છે. ૧૬૭

**योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।**
**स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥ १६८ ॥**

જે દ્વિજ વેદનું અધ્યયન નહિ કરતાં બીજે શ્રમ કરે છે, તે સહકુટુંબ જીવતાં જ શૂદ્રત્વને પામે છે. ૧૬૮

**मातुरग्रेऽधिजननं द्वितीयं मौञ्जिबन्धने ।**
**तृतीयं यज्ञदीक्षायां द्विजस्य श्रुतिचोदनात् ॥ १६९ ॥**

વેદવિધાન પ્રમાણે દ્વિજનો પ્રથમ જન્મ માતાની કૂખમાં છે, બીજો જન્મ યજ્ઞોપવીતમાં છે અને ત્રીજો જન્મ યજ્ઞદીક્ષામાં છે. ૧૬૯

**तत्र यद्ब्रह्मजन्मास्य मौञ्जिबन्धनचिह्नितम् ।**
**तत्रास्य माता सावित्री पिता त्वाचार्य उच्यते॥ १७० ॥**

તેમાં મૌંજિબંધનરૂપી ચિહ્નવાળો એનો જે બ્રહ્મજન્મ છે, તેમાં ગાયત્રી માતા અને આચાર્ય પિતા કહેવાય છે. ૧૭૦

**वेदप्रदानादाचार्यं पितरं परिचक्षते ।**
**न ह्यस्मिन्युज्यते कर्म किंचिदामौञ्जिबन्धनात् ॥ १७१ ॥**

વેદાધ્યયન આપવાથી આચાર્ય પિતારૂપ કહેવાય છે. કારણ કે મૌંજિબંધન સુધી એ બાળકને વિશે બીજું કશુંય કર્મ યોજાતું નથી. ૧૭૧

**नाभिव्याहारयेद्ब्रह्म स्वधानिनयनादृते ।**
**शूद्रेण हि समस्तावद्यावद्वेदे न जायते ॥ १७२ ॥**

ઉપનયન વિનાના બાળકને સ્વધાયુક્ત શ્રાદ્ધકર્મના મંત્ર સિવાય વેદનો ઉચ્ચાર ન કરાવવો; કેમકે, જ્યાં સુધી વેદના અધ્યયન માટે તે યોગ્ય થયો નથી ત્યાં સુધી શૂદ્ર સમાન છે.

**कृतोपनयनस्यास्य व्रतादेशनमिष्यते ।**
**ब्रह्मणो ग्रहणं चैव क्रमेण विधिपूर्वकम् ॥ १७३ ॥**

એ ઉપનયનસંસ્કાર પામેલાને વ્રતોના આદેશો બતાવવા અને એને ક્રમપૂર્વક યથાવિધિ વેદ ભણાવવો. ૧૭૩

**यद्यस्य विहितं चर्म यत्सूत्रं या च मेखला ।**
**यो दण्डो यच्च वसनं तत्तदस्य व्रतेष्वपि ॥ १७४ ॥**

જેને માટે જે ચર્મ, જે જનોઈ, જે મેખલા, જે દંડ અને જે વસ્ત્રનાં વિધાન હોય, તે તેણે વ્રતોમાં પણ ધારણ કરવાં. ૧૭૪

બ્રહ્મચારીના નિયમો—

**सेवेतेमांस्तु नियमान्ब्रह्मचारी गुरौवसन् ।**
**सन्नियम्येन्द्रियग्रामं तपोवृद्ध्यर्थमात्मनः ॥ १७५ ॥**

ગુરુકુલમાં રહીને, બ્રહ્મચારીએ પોતાના તપની વૃદ્ધિ માટે ઇન્દ્રિયોના સમુદાયને વશ કરવા અને નીચેના નિયમોનું સેવન કરવું. ૧૭૫

**नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षिपितृतर्पणम् ।**
**देवताभ्यर्चनं चैव समिदाधानमेव च ॥ १७६ ॥**

નિત્ય સ્નાન કરીને તથા શુદ્ધ થઇને દેવ, ઋષિ તથા પિતૃઓનું તર્પણ કરવું, દેવોનું પૂજન કરવું અને અગ્નિમાં સમિધો મૂકવી. ૧૭૬

**वर्जयेन्मधु मांसं च गन्धं माल्यं रसान्स्त्रियः ।**
**शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ १७७ ॥**

મધ, માંસ, ચન્દનાદિ સુગંધી દ્રવ્યો, માલા, રસો, સ્ત્રીઓ, સઘળા આસવ આદિ આથાઓ અને પ્રાણીઓની હિંસા—એ બધાંને તેણે વર્જવાં. ૧૭૭

**अभ्यङ्गमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् ।**
**कामं क्रोधं च लोभं च नर्तनं गीतवादनम् ॥ १७८ ॥**

તેણે અંગે તેલ ન ચોળવું, આંખમાં આંજણ ન આંજવું, જોડા ન પહેરવા અને છત્રી ન ઓઢવી. વળી તેણે કામ, ક્રોધ, લોભ, નૃત્ય અને ગીતવાદનનો ત્યાગ કરવો. ૧૭૮

**द्यूतं च जनवादं च परिवादं तथाऽनृतम् ।**
**स्त्रीणां च प्रेक्षणालम्भमुपघातं परस्य च ॥ १७९ ॥**

જૂગટું, ફોગટ પંચાત, કૂથલી અને અસત્યને વર્જવાં; તેમજ તેણે સ્ત્રીઓને જોયા કરવી, તેમનો સ્પર્શ કરવો અને પારકાનું ભૂંડુ કરવું—એ સર્વનો ત્યાગ કરવો. ૧૭૯

एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्क्वचित् ।
कामाद्धि स्कन्दयन्रेतो हिनस्ति व्रतमात्मनः ॥१८०॥

હરકોઈ સ્થાનમાં તેણે એકલા સૂવું, કયારે ય વીર્ય સ્ખલન ન કરવું. કામનાથી જે વીર્ય સ્ખલન કરે છે, તે પોતાના બ્રહ્મચર્યવ્રતનો લોપ કરે છે. ૧૮૦.

स्वप्ने सिक्त्वा ब्रह्मचारी द्विजः शुक्रमकामतः ।
स्नात्वाऽर्कमर्चयित्वा त्रिः पुनर्मामित्यृचं जपेत् ॥ १८१॥

દ્વિજ બ્રહ્મચારીને સ્વપ્નમાં અનિચ્છાએ જો વીર્ય સ્ખલન થઈ જાય તો તેણે સ્નાન કરી, સૂર્યનું પૂજન કરવું અને '**पुनर्मामेत्विन्द्रियम्**' (ફરી મને વીર્ય આવો) એ ઋચા ત્રણ વાર જપવી. ૧૮૧

उदकुम्भं सुमनसो गोशकृन्मृत्तिकाकुशान् ।
आहरेद्यावदर्थानि भैक्षं चाहरहश्चरेत् ॥ १८२ ॥

બ્રહ્મચારીએ ગુરુ માટે પાણીનો ઘડો, ફૂલ, ગાયનું છાણ, માટી અને કુશ એ પૂરતા પ્રમાણમાં આણવાં અને પ્રતિદિન ભિક્ષા માગી લાવવી. ૧૮૨

वेदयज्ञैरहीनानां प्रशस्तानां स्वकर्मसु ।
ब्रह्मचार्याहरेद्भैक्षं गृहेभ्यः प्रयतोऽन्वहम् ॥ १८३ ॥

બ્રહ્મચારીએ વેદયજ્ઞથી યુક્ત અને સ્વકર્મમાં પ્રતિષ્ઠિત ગ્રહસ્થોને ઘેરથી રોજ નિયમપૂર્વક ભિક્ષા લાવવી. ૧૮૩

गुरोः कुले न भिक्षेत न ज्ञातिकुलबन्धुषु ।
अलाभे त्वन्यगेहानां पूर्वं पूर्वं विवर्जयेत् ॥ १८४॥

ગુરુના કુળમાં તેમજ સગાંવહાલાં અને કુટુંબીઓમાં ભિક્ષા માગવી નહિ, પણ જો બીજાં ગૃહેથી ભિક્ષા ન મળી હોય, તો નજીકનાં સંબંધીઓને છોડી દૂરનાં સગાંને ત્યાંથી લાવવી. ૧૮૪

**सर्वं वापि चरेद्ग्रामं पूर्वोक्तानामसंभवे ।**
**नियम्य प्रयतो वाचमभिशस्तांस्तु वर्जयेत् ॥ १८५ ॥**

આગળ કહેલાઓને ત્યાંથી ભિક્ષા મળે નહિ, તો આખા ગામમાં ફરવું, વાણીને પ્રયત્નપૂર્વક નિયમમાં રાખવી અને અભિશાપ પામેલાઓને વર્જવા. ૧૮૫

**दूरादाहृत्य समिधः संनिदध्याद्विहायसि ।**
**सायं प्रातश्च जुहुयात्ताभिरग्निमतन्द्रितः ॥ १८६ ॥**

સમિધને દૂરથી લાવીને અધ્ધર રાખી મૂકવી, તંદ્રારહિત રહીને તે સમિધોથી સવારસાંજ અગ્નિમાં હોમ કરવો. ૧૮૬

**अकृत्वा भैक्षचरणमसमिध्य च पावकम् ।**
**अनातुरः सप्तरात्रमवकीर्णिव्रतं चरेत् ॥ १८७ ॥**

સાજેતાજે હોવા છતાં, જો બ્રહ્મચારી સાત રાત સુધી ભિક્ષા ન માગી લાવે, તેમજ અગ્નિમાં સમિધથી હોમ ન કરે, તો તેણે *અવકીર્ણિવ્રત (વ્રતનો ભંગ થયાનું પ્રાયશ્ચિત્ત) કરવું. ૧૮૭

**भैक्षेण वर्तयेन्नित्यं नैकान्नादी भवेद्व्रती ।**
**भैक्षेण व्रतिनो वृत्तिरुपवाससमा स्मृता ॥ १८८ ॥**

વ્રતીએ નિત્ય ભિક્ષાથી રહેવું, પણ કોઇ એક ઘરનું અન્ન ખાવું નહિ. ભિક્ષાવ્રતીની આજીવિકા એ ઉપવાસસમી કહેવાઇ છે. ૧૮૮

---

* જુઓ અધ્યાય ૭ મો.

[न भैक्ष्यं परपाकः स्यान्न च भैक्ष्यं प्रतिग्रहः ।
सोमपानसमं भैक्ष्यं तस्माद्भैक्षेण वर्तयेत् ॥

ભિક્ષાન્ન કંઈ પરાન્ન નથી, તેમ તે દાનરૂપ પણ નથી; ભિક્ષાન્ન તો સોમરસના પાન સમાન છે. તેથી, બ્રહ્મચારીએ ભિક્ષાથીજ આજીવિકા ચલાવવી.]

[भैक्ष्यस्यागमशुद्धस्य प्रोक्षितस्य हुतस्य च ।
यांस्तस्य ग्रसते ग्रासांस्ते तस्य क्रतुभिः समाः ॥

જે ભિક્ષા શુદ્ધ ઘેરથી મળી હોય, જેને વેદના મંત્રોથી પ્રોક્ષણ કર્યું હોય અને જે હોમ કરતાં શેષ રહેલું હોય, તે ભિક્ષાના જેટલા કોળિયા બ્રહ્મચારી લે છે, તેટલા કોળિયા તેને યજ્ઞ સમાન થાય છે.]

व्रतवद्देवदैवत्ये पित्र्ये कर्मण्यथर्षिवत् ।
काममभ्यर्थितोऽश्नीयाद्व्रतमस्य न लुप्यते ॥ १८९ ॥

આમંત્રણ થયું હોય તો બ્રહ્મચારીએ દેવો માટેનાં યજ્ઞ-કાર્યોમાં વ્રતધારીની જેમ અને પિતૃઓ અર્થેનાં શ્રાદ્ધકર્મોમાં ઋષિની જેમ ભોજન લેવું. આમ કર્યે એના વ્રતનો લોપ થતો નથી. ૧૮૯

ब्राह्मणस्यैव कर्मैतदुपदिष्टं मनीषिभिः ।
राजन्यवैश्ययोस्त्वेवं नैतत्कर्म विधीयते ॥ १९० ॥

પંડિતોએ આ ભોજનકર્મ બ્રાહ્મણ વર્ણના બ્રહ્મચારી માટે જ ઉપદેશ્યું છે. ક્ષત્રિય અને વૈશ્ય જાતિના બ્રહ્મચારીઓ માટે આ કર્મનું એ વિધાન નથી. ૧૯૦

**चोदितो गुरुणा नित्यमप्रचोदित एव वा।**
**कुर्यादध्ययने यत्नमाचार्यस्य हितेषु च ॥ १९१ ॥**

ગુરુએ આજ્ઞા કરી હોય કે ન કરી હોય, તોપણ બ્રહ્મચારીએ નિત્ય અધ્યયનમાં તેમજ આચાર્યનાં હિતકાર્યોમાં યત્નવાન રહેવું. ૧૯૧

**शरीरं चैव वाचं च बुद्धीन्द्रियमनांसि च।**
**नियम्य प्राञ्जलिस्तिष्ठेद्वीक्षमाणो गुरोर्मुखम् ॥१९२॥**

તેણે શરીર, વાણી, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો અને મન એ સર્વને નિયમમાં રાખવાં અને હાથ જોડી ગુરુના મુખ સામે જોતા ઊભા રહેવું. ૧૯૨

**नित्यमुद्धृतपाणिः स्यात्साध्वाचारः सुसंयतः।**
**आस्यतामिति चोक्तः सन्नासीताभिमुखं गुरोः ॥१९३॥**

બ્રહ્મચારીએ જમણો હાથ નિત્ય ઉપરણા બહાર ઊંચે રાખવો, સદાચારી રહેવું, સુસંયમ પાળવો અને ગુરુ 'બેસ' એમ કહે ત્યારે તેમની સંમુખ બેસવું. ૧૯૩

**हीनान्नवस्त्रवेषः स्यात्सर्वदा गुरुसन्निधौ।**
**उत्तिष्ठेत्प्रथमं चास्य चरमं चैव संविशेत् ॥ १९४ ॥**

ગુરુની સમીપમાં પોતે સદાય હળવાં અન્નવસ્ત્ર રાખવાં, તેમની પહેલાં ઊઠવું અને તેમની પછી સૂવું. ૧૯૪

**प्रतिश्रवणसंभाषे शयानो न समाचरेत्।**
**नासीनो न च भुञ्जानो न तिष्ठन्न पराङ्मुखः ॥१९५॥**

સૂતાં સૂતાં, બેઠાં બેઠાં, ખાતાં ખાતાં, ઊભાં ઊભાં અને

અવળું મોં રાખીને ગુરુની આજ્ઞાનો ઉત્તર આપવો નહિ તેમ સંભાષણ કરવું નહિ. ૧૯૫

आसीनस्य स्थितः कुर्यादभिगच्छंस्तु तिष्ठतः ।
प्रत्युद्गम्य त्वाव्रजतः पश्चाद्धावंस्तु धावतः ॥१९६॥

ગુરુ બેઠા હોય તો ઊભા રહીને, તે ઊભા હોય તો તેમની પાસે જઇને, તે આવતા હોય તો તેમની સામે જઇને અને તે ઉતાવળે જતા હોય તો તેમની પાછળ દોડીને શિષ્યે તેમની આજ્ઞા લેવી તથા તેમની સાથે વાતચીત કરવી. ૧૯૬

पराङ्मुखस्याभिमुखो दूरस्थस्यैत्य चान्तिकम् ।
प्रणम्य तु शयानस्य निदेशे चैव तिष्ठतः ॥१९७॥

ગુરુનું મોં ઊલટી બાજુએ હોય તો શિષ્યે તેમની સંમુખ જવું, ગુરુ દૂર ઊભા હોય તો તેણે તેમની નિકટ જવું, તેમજ તે સૂતા હોય તો તેણે તેમને પ્રણામ કરવા અને તેમની આજ્ઞામાં રહેવું. ૧૯૭

नीचं शय्यासनं चास्य सर्वदा गुरुसन्निधौ ।
गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥१९८॥

ગુરુની સમીપમાં તેણે ગુરુ કરતાં પોતાનાં શય્યા અને આસન સદૈવ નીચાં રાખવાં, તેમજ ગુરુની નજર પડે ત્યાં ફાવે તેમ બેસવું નહિ. ૧૯૮

नोदाहरेदस्य नाम परोक्षमपि केवलम् ।
न चैवास्यानुकुर्वीत गतिभाषितचेष्टितम् ॥१९९॥

પરોક્ષમાં પણ ગુરુ વિશે એકલે નામે ન બોલવું; તેમ તેમની ચાલ, ભાષણ અને ચેષ્ટાના ચાળા પાડવા નહિ. ૧૯૯

**गुरोर्यत्र परीवादो निन्दा वापि प्रवर्तते ।**
**कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा ततोऽन्यतः ॥२००॥**

જ્યાં ગુરુની નિંદા કે કૂથલી થતી હોય, ત્યાં પોતાના બન્ને કાન ઢાંકી દેવા અને ત્યાંથી બીજે સ્થળે ચાલ્યા જવું.૨૦૦

**परिवादात्खरो भवति श्वा वै भवति निन्दकः ।**
**परिभोक्ता कृमिर्भवति कीटो भवति मत्सरी ॥२०१॥**

ગુરુની કૂથલી સાંભળવાથી શિષ્ય બીજે જન્મે ગધેડો જન્મે છે અને ગુરુની નિન્દા કરનારો કૂતરાનો અવતાર પામે છે. ગુરુની વસ્તુઓને ભોગવનારો કીડો થાય છે અને ગુરુની અદેખાઇ કરનારો જીવડો થઇને જન્મે છે. ૨૦૧

**दूरस्थो नार्चयेदेनं न क्रुद्धो नान्तिके स्त्रियाः ।**
**यानासनस्थश्चैवैनमवरुह्याभिवादयेत् ॥ २०२ ॥**

દૂર રહ્યે રહ્યે, ક્રોધમાં આવીને અથવા ગુરુ સ્ત્રીઓ સાથે હોય ત્યારે શિષ્યે ગુરુને સત્કારાદિ કરવાં નહિ. પોતે કોઈ વાહનમાં કે આસન ઉપર બેઠો હોય, તો ત્યાંથી ઊઠીને કે ઊતરીને ગુરુને અભિવંદન કરવું. ૨૦૨

**प्रतिवातेऽनुवाते च नासीत गुरुणा सह ।**
**असंश्रवे चैव गुरोर्न किंचिदपि कीर्तयेत् ॥२०३॥**

ગુરુ તરફથી શિષ્ય તરફ અને શિષ્ય તરફથી ગુરુ તરફ પવન આવતોજતો હોય એવી રીતે શિષ્યે ગુરુની સાથે બેસવું નહિ. વળી ગુરુ સાંભળે નહિ એવી રીતે પણ કશું ય કહેવું–કરવું નહિ. ૨૦૩

गोऽश्वोष्ट्रयानप्रासादप्रस्तरेषु कटेषु च ।
आसीत गुरुणा सार्धं शिलाफलकनौषु च ॥२०४॥

બળદ, ઘોડા અને ઊંટનાં વાહનોમાં, અટારીઓમાં, ચટાઇઓ ઉપર, શિલાઓ તથા પાટો ઉપર તેમજ હોડીઓમાં ગુરુની સાથે બેસી શકાય છે. ૨૦૪

गुरोर्गुरौ सन्निहिते गुरुवद्वृत्तिमाचरेत् ।
न चानिसृष्टो गुरुणा स्वान्गुरूनभिवादयेत् ॥२०५॥

ગુરુના ગુરુ હાજર હોય, તો શિષ્યે તેમની સાથે ગુરુની જેમ આચરવું. ગુરુની આજ્ઞા વિના તેણે પોતાનાં વડીલોને પણ વંદન કરવાં નહિ. ૨૦૫

विद्यागुरुष्वेतदेव नित्या वृत्तिः स्वयोनिषु ।
प्रतिषेधत्सु चाधर्मान्हितं चोपदिशत्स्वपि ॥२०६॥

વિદ્યાગુરુઓ, પોતાનાં સગાં ગૃહજનો, અધર્મથી રોકનારાઓ અને હિતકારી ઉપદેશ આપનારાઓ એ સૌ સાથે નિત્ય ઉપર પ્રમાણે વર્તવું. ૨૦૬

श्रेयस्सु गुरुवद्वृत्तिं नित्यमेव समाचरेत् ।
गुरुपुत्रेषु चार्येषु गुरोश्चैव स्वबन्धुषु ॥ २०७ ॥

શ્રેષ્ઠ એવા વડીલો, સદાચારી ગુરુપુત્રો, તેમજ ગુરુનાં પોતાનાં સંબંધીઓ સાથે નિત્ય ગુરુની પેઠે વર્તવું. ૨૦૭

बालः समानजन्मा वा शिष्यो वा यज्ञकर्मणि ।
अध्यापयन्गुरुसुतो गुरुवन्मानमर्हति ॥ २०८ ॥

ગુરુનો પુત્ર બાળક હોય, સરખી વયનો હોય અને યજ્ઞકાર્યોમાં પોતાનો શિષ્ય હોય, છતાં જો તે અધ્યાપનકાર્ય કરતો હોય, તો તેને ગુરુના જેવું માન ઘટે છે. ૨૦૮

उत्सादनं च गात्राणां स्नापनोच्छिष्टभोजने ।
न कुर्याद् गुरुपुत्रस्य पादयोश्चावनेजनम् ॥२०९॥

પણ તે ગુરુપુત્રનાં ગાત્રોની ચંપી કરવી નહિ, તેને સ્નાન કરાવવું નહિ, તેનું એઠું ખાવું નહિ અને તેના પગ પખાળવા નહિ. ૨૦૯

गुरुवत्प्रतिपूज्याः स्युः सवर्णा गुरुयोषितः ।
असवर्णास्तु संपूज्याः प्रत्युत्थानाभिवादनैः ॥२१०॥

ગુરુપત્ની ગુરુના વર્ણની હોય, તો તેનું ગુરુની જેમ પૂજન કરવું. તે જો બીજા વર્ણની હોય, તો તેને માત્ર સામે ઊભા થઇને વંદનથી સત્કાર આપવો. ૨૧૦

अभ्यञ्जनं स्नापनं च गात्रोत्सादनमेव च ।
गुरुपत्न्या न कार्याणि केशानां च प्रसाधनम् ॥२११॥

ગુરુપત્નીને તેલ વગેરે ચોળવાં નહિ, તેને સ્નાન કરાવવું નહિ તેનાં અંગોને ચંપી કરવી નહિ, તેમજ તેના કેશને શણગાર સજવા નહિ. ૨૧૧

गुरुपत्नी तु युवतिर्नाभिवाद्येह पादयोः ।
पूर्णविंशतिवर्षेण गुणदोषौ विजानता ॥ २१२ ॥

ગુણદોષ જાણનારા પૂરા વીસ વરસના શિષ્યે તરુણ ગુરુપત્નીને પાદસ્પર્શપૂર્વક અભિવંદન કરવું નહિ ૨૧૨

स्वभाव एष नारीणां नराणामिह दूषणम् ।
अतोऽर्थान्न प्रमाद्यन्ति प्रमदासु विपश्चितः ॥ २१३ ॥

નારીઓનો આ સ્વભાવ નરોને દૂષણકારી છે. આથી, વિદ્વાનોએ પ્રમદાઓના સંબંધમાં પ્રમાદ ન સેવવો જોઈએ.

अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः ।
प्रमदा ह्युत्पथं नेतुं कामक्रोधवशानुगम् ॥ २१४ ॥

કામ અને ક્રોધને વશ વર્તનારાને પ્રમદા આડે માર્ગે ચડાવી દે છે. પછી ભલે તે પુરુષો આ લોકમાં વિદ્વાન હોય કે અવિદ્વાન હોય. ૨૧૪

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ २१५ ॥

માતા, બહેન કે દીકરી એમની સાથે ય એકાંતમાં બેસવું નહિ; કેમકે ઇન્દ્રિયોનો બલવાન સમૂહ વિદ્વાનને પણ તાણી જાય છે. ૨૧૫

कामं तु गुरुपत्नीनां युवतीनां युवा भुवि ।
विधिवद्वन्दनं कुर्यादसावहमिति ब्रुवन् ॥२१६॥

પણ તરુણ શિષ્યે તરુણ ગુરુપત્નીને 'હું અમુક છું' એમ કહી, જમીન ઉપર લાંબા થઈ, વિધિપૂર્વક પ્રણામ કરવા. ૨૧૬

विप्रोष्य पादग्रहणमन्वहं चाभिवादनम् ।
गुरुदारेषु कुर्वीत सतां धर्ममनुस्मरन् ॥ २१७ ॥

પરદેશથી આવીને, શિષ્યે ગુરુપત્નીનો ચરણસ્પર્શ કરવો અને સત્પુરુષોના ધર્મનું સ્મરણ રાખી દરરોજ જમીન ઉપર શિર ઢાળી તેને પ્રણામ કરવા. ૨૧૭

यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥ २१८ ॥

માણસ જેમ કોદાળીથી ખોદતાં પાણીને પ્રાપ્ત કરે છે, તેમ શિષ્ય, સેવા કરતાં ગુરુમાં રહેલી વિદ્યાને મેળવે છે. ૨૧૮

**मुण्डो वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ।**
**नैनं ग्रामेऽभिनिम्लोचेत्सूर्यो नाभ्युदियात्क्वचित् ॥२१९॥**

બ્રહ્મચારીએ માથે મુંડન કરાવવું અથવા જટા વધારવી અથવા માત્ર શિખારૂપી જટા રાખવી. એને ગામમાં ક્યારે ય સૂર્યાસ્ત ન થઈ જાય, તેમ એને સૂર્યોદય પણ ન થઈ જાય.

**तं चेदभ्युदियात्सूर्यः शयानं कामचारतः ।**
**निम्लोचेद्वाप्यविज्ञानाज्जपन्नुपवसेद्दिनम् ॥ २२० ॥**

જો તે બ્રહ્મચારી ઇચ્છાપૂર્વક સૂઈ રહ્યો હોય તેવામાં સૂર્ય ઊગી જાય અથવા ગામમાં હોય ત્યારે તે ન જાણતાં સૂર્ય અસ્ત પામી જાય, તો તેણે એક દિવસનો ઉપવાસ કરવો અને ગાયત્રીનો જપ કરવો. ૨૨૦

**सूर्येण ह्यभिनिर्मुक्तः शयानोऽभ्युदितश्च यः ।**
**प्रायश्चित्तमकुर्वाणो युक्तः स्यान्महतैनसा ॥ २२१ ॥**

જો એ બ્રહ્મચારી ગામમાં હરતોફરતો હોય અને તેવામાં સૂર્યાસ્ત થાય તથા એ સૂતો રહ્યો હોય અને તે વખતે સૂર્યોદય થાય, તો એ બદલ તે પ્રાયશ્ચિત્ત નહિ કરનારને મહાપાપ લાગે છે. ૨૨૧

**आचम्य प्रयतो नित्यमुभे संध्ये समाहितः ।**
**शुचौ देशे जपञ्जप्यमुपासीत यथाविधि ॥ २२२ ॥**

તેણે પ્રયત્નપૂર્વક બેઉ સંધ્યા સમયે, નિત્ય આચમન કરી,

સ્થિરચિત્ત રહી અને પવિત્ર સ્થાનમાં બેસી, ગાયત્રીજાપ જપતાં વિધિપૂર્વક ઉપાસના કરવી. ૨૨૨

**यदि स्त्री यद्यवरजः श्रेयः किंचित्समाचरेत् ।**
**तत्सर्वमाचरेद्युक्तो यत्र वास्य रमेन्मनः ॥ २२३ ॥**

જો કોઇ સ્ત્રી અથવા કોઇ નાનો નોકર કંઇ પણ કલ્યાણકારી સદાચાર પાળતાં હોય, તો શિષ્યે તે સર્વ આચારોમાં તત્પર રહેવું અથવા એને જેમાં ગોઠતું હોય તેવા સદાચારો પાળવા. ૨૨૩

**धर्मार्थावुच्यते श्रेयः कामार्थौ धर्म एव च ।**
**अर्थ एवेह वा श्रेयस्त्रिवर्ग इति तु स्थितिः ॥ २२४ ॥**

કોઇક કહે છે કે, ધર્મ અને અર્થ કલ્યાણરૂપ છે; કોઇક કહે છે કે, કામ અને અર્થ જ ધર્મ છે; કોઇક કહે, છે કે અર્થ એ જ અહીં કલ્યાણકારી છે; પણ ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગ પરસ્પર અનુળકૂતાએ સેવ્યા હોય તો તે કલ્યાણકારી છે, એવો ધર્મનિર્ણય છે. ૨૨૪

**आचार्यश्च पिता चैव माता भ्राता च पूर्वजः ।**
**नार्तेनाप्यवमन्तव्या ब्राह्मणेन विशेषतः ॥ २२५ ॥**

પોતે પીડા પામ્યો હોય, તો ય આચાર્ય, પિતા, માતા અને મોટા ભાઇનું અપમાન કરવું નહિ. બ્રાહ્મણે તો ખાસ કરીને એવું અપમાન કરવું નહિ. ૨૨૫

માતા, પિતા અને ગુરુની ભક્તિ—

**आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः ।**
**माता पृथिव्या मूर्तिस्तु भ्राता स्वो मूर्तिरात्मनः ॥२२६॥**

આચાર્ય બ્રહ્મની મૂર્તિ છે, પિતા પ્રજાપતિની મૂર્તિ છે, માતા પૃથ્વીની મૂર્તિ છે અને પોતાનો ભાઇ પોતાના પંડની મૂર્તિ છે. ૨૨૬

**यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥ २२७ ॥**

માતાપિતા બાળકોના જન્મ–ઉછેર માટે જે ક્લેશ સહે છે, તેનો સો વર્ષે પણ બદલો વાળી શકાતો નથી. ૨૨૭

**तयोर्नित्यं प्रिये कुर्यादाचार्यस्य च सर्वदा ।**
**तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ २२८ ॥**

તે માતપિતા તથા આચાર્યનું સદાસર્વદા પ્રિય કરવું. તે ત્રણેય સંતુષ્ટ થાય તેમાંજ સર્વ તપ સમાઈ જાય છે. ૨૨૮

**तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते ।**
**न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥ २२९ ॥**

એ ત્રણેની સેવા કરવી એ પરમ તપ કહેવાય છે. તેમની સંમતિ વિના અન્ય ધર્મ આચરવો નહિ. ૨૨૯

**त एव हि त्रयो लोकास्त एव त्रय आश्रमाः ।**
**त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः ॥ २३० ॥**

કારણ કે, તેઓ જ ત્રણ લોકરૂપ છે, તેઓજ ત્રણ આશ્રમો રૂપ છે અને તેઓજ ત્રણ વેદોરૂપ છે. તેમને જ ત્રણ અગ્નિરૂપ કહ્યા છે. ૨૩૦

**पिता वै गार्हपत्योऽग्निर्माताग्निर्दक्षिणः स्मृतः ।**
**गुरुराहवनीयस्तु साग्नित्रेता गरीयसी ॥ २३१ ॥**

પિતા ગાર્હપત્ય અગ્નિ છે, માતા દક્ષિણ અગ્નિ છે અને

ગુરુ આહ્‌વનીય અગ્નિ છે એમ કહ્યું છે. આમ તે ત્રણેય અગ્નિઓની શ્રેષ્ઠતર મૂર્તિઓ છે. ૨૩૧

**त्रिष्वप्रमाद्यन्नेतेषु त्रींल्लोकान्विजेयद्गृही ।**
**दीप्यमानः स्ववपुषा देववद्दिवि मोदते ॥ २३२ ॥**

જે ગૃહસ્થાશ્રમી આ ત્રણેની સાવધાનતાપૂર્વક ઉપાસના કરે છે, તે ત્રણેય લોક ઉપર વિજય મેળવે છે અને પોતાના દેહથી પ્રકાશમાન રહી, દેવની જેમ સ્વર્ગમાં આનંદ ભોગવે છે.

**इमं लोकं मातृभक्त्या पितृभक्त्या तु मध्यमम् ।**
**गुरुशुश्रूषया त्वेवं ब्रह्मलोकं समश्नुते ॥ २३३ ॥**

તે માતાની ભક્તિથી આ લોકને, પિતાની ભક્તિથી મધ્યમ લોકને અને ગુરુની ભક્તિથી બ્રહ્મલોકને ભોગવે છે. ૨૩૩

**सर्वे तस्यादृता धर्मा यस्यैत त्रय आदृताः ।**
**अनादृतास्तु यस्यैते सर्वास्तस्याऽफलाः क्रिया ॥ २३४ ॥**

જે આ ત્રણેને સત્કાર આપે છે, તે સર્વ ધર્મોનો સત્કાર કરે છે. જે એ ત્રણેનો અનાદર કરે છે, તેની તે સર્વ ક્રિયાઓ અફલ જાય છે. ૨૩૪

**यावत्त्रयस्ते जीवेयुस्तावन्नान्यं समाचरेत् ।**
**तेष्वेव नित्यं शुश्रूषां कुर्यात्प्रियहिते रतः ॥ २३५ ॥**

તે ત્રણે જીવતા હોય ત્યાંસુધી કંઈજ અન્યથા આચરણ ન કરવું, તેમને પ્રિય હોય એવું હિત કરવામાં તત્પર રહીને નિત્ય તેમની જ સેવા કરવી. ૨૩૫

**तेषामनुपरोधेन पारत्र्यं यद्यदाचरेत् ।**
**तत्तन्निवेदयेत्तेभ्यो मनोवचनकर्मभिः ॥ २३६ ॥**

તેમના વિરોધ વિના મન, વચન અને કાયાથી જે જે પારલૌકિક કર્મ આચરવામાં આવે, તે તે તેમને કહેવાં.૨૩૬

**त्रिष्वेतेष्वितिकृत्यं हि पुरुषस्य समाप्यते ।**
**एष धर्मः परः साक्षादुपधर्मोऽन्य उच्यते ॥ २३७ ॥**

એ ત્રણની સેવા કરવાથી પુરુષની સર્વ કર્તવ્યતા પૂર્ણ થાય છે. એજ સાક્ષાત્ પરમ ધર્મ છે અને બીજા તો ઉપધર્મ કહેવાય છે. ૨૩૭

હિતકર ઉપદેશ-

**श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।**
**अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥ २३८ ॥**

શ્રદ્ધાવાળા થઈને શૂદ્ર પાસેથી ય શુભવિદ્યા મેળવવી. શૂદ્ર-જાતિ પાસેથીય પરમધર્મ ગ્રહણ કરવો અને હીન કુળમાંથી પણ સ્ત્રીરત્ન લેવું. ૨૩૮

**विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।**
**अमित्रादपि सद्वृत्तममेध्यादपि काञ्चनम् ॥ २३९ ॥**

વિષમાંથીય અમૃત લેવું અને બાળક પાસેથી સુભાષિત લેવું. શત્રુ પાસેથી પણ સદ્વર્તન લેવું અને કથીરમાંથીય કાંચન લેવું. ૨૩૯

**स्त्रियो रत्नान्यथो विद्या धर्मः शौचं सुभाषितम् ।**
**विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥ २४० ॥**

સ્ત્રીઓ, રત્નો, વિદ્યા, ધર્મ, પવિત્રતા, સુભાષિત અને વિવિધ શિલ્પો આટલાં સર્વની પાસેથી ગ્રહણ કરવા યોગ્ય છે.

अब्राह्मणादध्ययनमापत्काले विधियते ।
अनुव्रज्या च शुश्रूषा यावदध्ययनं गुरोः ॥२४१॥

આપત્કાલે અબ્રાહ્મણ પાસેથી અધ્યયન કરવું. તે ગુરુ પાસે જ્યાં સુધી અધ્યયન ચાલતું હોય, ત્યાં સુધી તેને અનુસરવું અને તેની સેવા કરવી. ૨૪૧

नाब्राह्मणे गुरौ शिष्यो वासमात्यन्तिकं वसेत् ।
ब्राह्मणे चाननूचाने कांक्षन्गतिमनुत्तमाम् ॥२४२॥

શિષ્યે અબ્રાહ્મણ ગુરુને ત્યાં જીવનભરનો ગુરુકુલવાસ કરવો નહિ; તેમજ શ્રેષ્ઠતમ ગતિ ઇચ્છનારે વેદવેદાંગ નહિ ભણેલા બ્રાહ્મણને ત્યાં પણ વસવું નહિ. ૨૪૨

यदि त्वात्यन्तिकं वासं रोचयते गुरोः कुले ।
युक्तः परिचरेदेनमाशरीरविमोक्षणात् ॥२४३॥

જો ગુરુકુલમાં જીવનભર વાસ કરવાની ઇચ્છા થાય તો શરીર છૂટે ત્યાંસુધી નિયમપરાયણ રહી તેણે એ ગુરુની સેવા કરવી. ૨૪૩

आसमाप्तेः शरीरस्य यस्तु शुश्रूषते गुरुम् ।
स गच्छत्यञ्जसा विप्रो ब्रह्मणः सद्म शाश्वतम् ॥२४४॥

જે વિપ્ર દેહ પડતાં સુધી ગુરુની સેવા કરે છે, તે સરલતાપૂર્વક બ્રહ્મના સનાતન ધામને પામે છે. ૨૪૪

न पूर्वं गुरवे किञ्चिदुपकुर्वीत धर्मवित् ।
स्नास्यंतु गुरुणाऽऽज्ञप्तः शक्त्या गुर्वर्थमाहरेत् ॥२४५॥

ધર્મવેત્તા બ્રહ્મચારીએ અધ્યયન પહેલાં ગુરુનો કોઈ પ્રકારનો ઉપકાર કરવો નહિ. સમાવર્તન સંસ્કાર કર્યા પછી, ગુરુની આજ્ઞાથી તેણે યથાશક્તિ ગુરુ માટે દક્ષિણા લાવવી. ૨૪૫

**क्षेत्रं हिरण्यं गामश्वं छत्रोपानहमासनम् ।**
**धान्यं शाकं च वासांसि गुरवे प्रीतिमावहेत ॥ २४६ ॥**

ક્ષેત્ર, સુવર્ણ, ગાય, ઘોડો, છત્રી, પગરખાં, આસન, ધાન્ય, શાક અને વસ્ત્રો એ ગુરુને પ્રીતિપૂર્વક અર્પણ કરવાં. ૨૪૬

**आचार्ये तु खलु प्रेते गुरुपुत्रे गुणान्विते ।**
**गुरुदारे सपिण्डे वा गुरुवद्वृत्तिमाचरेत् ॥ २४७ ॥**

આચાર્ય અવસાન પામ્યા હોય, તો ગુણવાન ગુરુપુત્ર, ગુરુપત્ની અથવા તેમના સપિંડીઓ વિશે ગુરુના જેવું જ વર્તન રાખવું. ૨૪૭

**एतेष्वविद्यमानेषु स्थानासनविहारवान् ।**
**प्रयुञ्जानोऽग्निशुश्रूषां साधयेद्देहमात्मनः ॥ २४८ ॥**

આમાંનું કોઈ રહ્યું હોય નહિ, તો પોતે ગુરુનાં સ્થાન તથા આસનમાં રહેવું અને ગુરુના અગ્નિની સેવામાં રહી પોતાના આવરદાની સિદ્ધિ કરવી. ૨૪૮

**एवं चरति यो विप्रो ब्रह्मचर्यमविप्लुतः ।**
**स गच्छत्युत्तमस्थानं न चेहाजायते पुनः ॥ २४९ ॥**

જે વિપ્ર આ પ્રમાણે અખંડ બ્રહ્મચર્ય પાળે છે, તે ઉત્તમ સ્થાનને પામે છે અને આ લોકમાં તેને ફરી જન્મવાનું રહેતું નથી. ૨૪૯

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां द्वितीयोध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૨ જો સમાપ્ત

# अध्याय ३ जो

षट्त्रिंशदाब्दिकं चर्यं गुरौ त्रैवेदिकं व्रतम् ।
तदर्धिकं पादिकं वा ग्रहणान्तिकमेव वा ॥ १ ॥

ત્રણે વેદના અધ્યયન માટે બ્રહ્મચારીએ છત્રીસ વરસ સુધી અથવા અઢાર વરસ સુધી, અથવા નવ વરસ સુધી, અથવા વેદાધ્યયન પૂરું થાય ત્યાં સુધી ગુરુકુલમાં રહી વેદવ્રત પાળવું. ૧

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥ २ ॥

અખંડ બ્રહ્મચર્ય રાખીને બ્રહ્મચારીએ અનુક્રમે ત્રણ, બે અથવા એક વેદનું અધ્યયન કરવું અને પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. ૨

ગૃહસ્થાશ્રમ માંડવાનો સમય—

तं प्रतीतं स्वधर्मेण ब्रह्मदायहरं पितुः ।
स्रग्विणं तल्प आसीनमर्हयेत्प्रथमं गवा ॥ ३ ॥

સ્વધર્મપાલનથી પ્રસિદ્ધ થયેલા અને પિતા અથવા પિતારૂપ આચાર્ય પાસેથી વેદરૂપી વારસો લાવનારા તે બ્રહ્મચારીને આસન ઉપર બેસાડવો અને તેને પુષ્પની માળા પહેરાવી તેનું મધુપર્કવિધિથી પૂજન કરવું. ૩

गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।
उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥ ४ ॥

ગુરુની અનુમતિ પામી અને યથાવિધિ સ્નાન તથા સમાવર્તન કરી, દ્વિજે સવર્ણા અને સુલક્ષણા એવી કન્યાને પરણવું. ૪

**असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।**
**सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ ५ ॥**

જે માતૃપક્ષે સપિંડી ન હોય, તેમ જે પિતૃપક્ષે સગોત્રી નહોય તે કન્યા દંપતીનાં ધર્મકાર્યો તેમજ પ્રજોત્પાદન અર્થે દ્વિજવર્ણોને સારૂ સ્તુત્ય છે.

પરણવા યોગ્ય કન્યા—

**महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।**
**स्त्रीसंबंधे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ ६ ॥**
**हीनक्रियं निष्पुरुपं निश्छन्दो रोमशार्शसम् ।**
**क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥ ७ ॥**

ગાય, બકરાં, મેંઢાં, ધન અને ધાન્યથી મહાસમૃદ્ધ હોય, તો ય નીચેનાં દશ કુલોને સ્ત્રીસંબંધમાં વર્જ્ય રાખવાં. જાતકર્માદિ સંસ્કારવિહીન, પુરુષ પ્રજા વિનાનાં, વેદાધ્યયનરહિત, ખૂબ રૂંવાંવાળાં સ્ત્રીપુરુષોનાં, તેમજ હરસ, ક્ષય, મંદાગ્નિ, ફેફસાં, સફેદ કોઢ અને ગલત કોઢ એ રોગોવાળાં. ૬, ૭

કેવી કન્યા સાથે પરણવું—

**नोद्वहेत्कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ।**
**नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥ ८ ॥**

ભૂરિયા વાળવાળી, અધિક અંગવાળી, રોગવાળી, રૂંવા-

ાંરહિત, તેમ જ અતિશય રૂંવાડાંવાળી, બડબડિયણ અને
ાંજરી આંખવાળી કન્યાને પરણવું નહિ. ૮

**नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्युपर्वतनामिकाम् ।**
**न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥९॥**

નક્ષત્ર, વૃક્ષ, નદી, મ્લેચ્છ, પર્વત, પક્ષી, સર્પ અને
ાસ, એમનાં નામે નામની તેમજ ભયંકર નામવાળી કન્યાને
રણવું નહિ. ૯

**[ नातिस्थूलां नातिकृशां न दीर्घां नातिवामनाम् ।**
**वयोधिकां नांगहीनां न सेवेत्कलहप्रियाम् ॥**

અતિ સ્થૂલ, ખૂબ દૂબળી, લાંબી, ઠીંગણી, મોટી ઉંમરની,
ંગહીણી અને કજિયાળી કન્યાને લેવી નહિ. ]

**अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।**
**तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत्स्त्रियम् ॥ १० ॥**

ખોડખાંપણ વગરનાં ગાત્રોવાળી, સૌમ્ય નામવાળી, હંસ
ને હાથીના જેવી ગતિવાળી, ઝીણાં રૂંવાંવાળી, મુલાયમ
ાળવાળી, કોમળ દાંતવાળી અને સુકુમાર અંગવાળી એવી
ીને પરણવું. ૧૦

**यस्यास्तु न भवेद्भ्राता न विज्ञायेत वा पिता ।**
**नोपयच्छेत तां प्राज्ञः पुत्रिकाधर्मशङ्कया ॥ ११ ॥**

જે કન્યાને ભાઈ ન હોય અથવા જેના પિતા સંબંધે
ાળ ન હોય, એવી કન્યાને બુદ્ધિમાને પુત્રિકાધર્મની* શંકાએ
રણવું નહિ. ૧૧

* પુત્રિકા ધર્મ અથવા પુત્રિકાકરણ એટલે પુત્રીને જે પુત્ર થાય,
ાને પુત્રીના પિતા ખોળે લે તે.

सवर्णाऽग्रे द्विजातिनां प्रशस्ता दारकर्मणि।
कामतस्तु प्रवृत्तानामिमाः स्युः क्रमशोऽवराः ॥ १२ ॥

દંપતીના ધર્મકાર્યમાં દ્વિજવર્ણોને માટે પ્રથમ સવર્ણા પત્ની જ શ્રેષ્ઠ છે. કામનાના કારણે જો બીજા વિવાહોની પ્રવૃત્તિ થાય છે, તો તેમાં તે પત્નીઓ નીચેના ક્રમે ચડતી-ઊતરતી થાય. ૧૨

शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा च विशः स्मृते।
ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥ १३ ॥

શૂદ્રને શૂદ્રજાતિની જ પત્ની હોય, વૈશ્યને વૈશ્ય ઉપરાંત શૂદ્રજાતિની પત્નીઓ હોઇ શકે, ક્ષત્રિયને ક્ષત્રિય ઉપરાંત વૈશ્ય અને શૂદ્રજાતિની પત્નીઓ હોઈ શકે, તેમ જ બ્રાહ્મણને બ્રાહ્મણ ઉપરાંત ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રજાતિની પત્નીઓ હોઇ શકે. 13

કામનાથી કરવામાં આવતા વિવાહ—

न ब्राह्मणक्षत्रिययोरापद्यपि हि तिष्ठतोः ॥
कस्मिंश्चिदपि वृत्तान्ते शूद्रा भार्योपदिश्यते ॥ १४ ॥

બ્રાહ્મણ અને ક્ષત્રિયો આપત્તિમાં આવી પડયા હોય તો પણ તેમને શૂદ્રજાતિની પત્ની થયાનું કોઇ વૃત્તાંતમાં જણાતું નથી. ૧૪

हीनजातिस्त्रियं मोहादुद्वहन्तो द्विजातयः ।
कुलान्येव नयन्त्याशु ससंतानानि शूद्रताम् ॥ १५ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યજાતિના પુરુષો જો મોહથી હીન જાતિની સ્રીને પરણે, તો તેમનું કુળ તરત સંતાનો સહિત શૂદ્રતાને પામે છે. ૧૫

**शूद्रावेदि पतत्यत्रेरुतथ्यतनयस्य च ।**
**शौनकस्य सुतोत्पत्त्या तदपत्यतया भृगोः १६ ॥**

અત્રિ અને ઉતથ્યપુત્ર ગૌતમ માને છે કે, શૂદ્રને પરણવાથી દ્વિજ પતિત થાય છે; શૌનકનો મત છે કે, શૂદ્ર સ્ત્રીમાં પુત્રોત્પત્તિ કરવાથી તે પતિત થાય છે અને ભૃગુ માને છે કે, તેનાં સંતાનને સંતાનોત્પત્તિ થવાથી તે દ્વિજ પતિત થાય છે. ૧૬

**शूद्रां शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम् ।**
**जनयित्वा सुतं तस्यां ब्राह्मण्यादेव हियते ॥ १७ ॥**

શૂદ્ર સ્ત્રીને પથારીમાં તેડવાથી બ્રાહ્મણ અધોગતિને પામે છે અને તેનામાં પુત્ર પેદા કરીને તે બ્રાહ્મણત્વ સુધ્ધાં ખએ છે. ૧૭

**दैवपित्र्यातिथेयानि तत्प्रधानानि यस्य तु ।**
**नाश्नन्ति पितृदेवास्तन्न च स्वर्गं स गच्छति ॥ १८ ॥**

જેને ત્યાં દેવ, પિતૃ અને અતિથિ સંબંધીનાં કાર્યો તે શૂદ્ર સ્ત્રીના વડપણ હેઠળ થાય છે, તેના અન્નને પિતૃઓ અને દેવો જમતા નથી અને તે સ્વર્ગે જતો નથી. ૧૮

**वृषलीफेनपीतस्य निःश्वासोपहतस्य च ।**
**तस्यां चैव प्रसूतस्य निष्कृतिर्न विधीयते ॥ १९ ॥**

જેણે શૂદ્ર સ્ત્રીના અધરરસનું પાન કર્યું છે, જેણે તેના નિઃશ્વાસને ઝીલ્યા છે અને જે તેને વિશે પ્રજા ઉત્પન્ન કરે છે તેને માટે શુદ્ધિનું કોઈ વિધાન નથી. ૧૯

**चतुर्णामपि वर्णानां प्रेत्य चेह हिताहितान् ।**
**अष्टाविमान्समासेन स्त्रीविवाहान्निबोधत ॥ २० ॥**

ચાતુર્વર્ણ્ય માટે આ લોક અને પરલોકમાં હિતાહિત કરનારા આઠ પ્રકારના આ સ્ત્રી–વિવાહોને સંક્ષેપમાં સાંભળો.

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽसुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥ २१ ॥**

બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો અધમ પૈશાચવિવાહ છે. ૨૧

**यो यस्य धर्म्यो वर्णस्य गुणदोषौ च यस्य यौ ।**
**तद्वः सर्वं प्रवक्ष्यामि प्रसवे च गुणागुणान् ॥ २२ ॥**

જે વર્ણને માટે જે વિવાહ ધર્મયુક્ત છે તે, જે વિવાહના જે ગુણદોષો છે તે, તેમજ જે વિવાહની સંતતિના જે ગુણ-અવગુણો છે તે બધું હું તમને કહીશ. ૨૨

**षडनुपूर्व्या विप्रस्य क्षत्रस्य चतुरोऽवरान् ।**
**विट्शूद्रयोस्तु तानेव विद्याद्धर्म्यानराक्षसान् ॥ २३ ॥**

બ્રાહ્મણો માટે અનુક્રમે પહેલા છ વિવાહો ધર્મયુક્ત છે, ક્ષત્રિયો માટે એ છમાંના પાછલા ચાર ધર્મ્ય છે અને વૈશ્યો તથા શૂદ્રો માટે રાક્ષસવિવાહ સિવાયના બાકીના આસુર, ગાંધર્વ અને પૈશાચવિવાહો ધર્માનુકૂળ છે. ૨૩

**चतुरो ब्राह्मणस्याद्यान्प्रशस्तान्कवयो विदुः ।**
**राक्षसं क्षत्रियस्यैकमासुरं वैश्यशूद्रयोः ॥ २४ ॥**

પંડિતો બ્રાહ્મણો માટે પહેલા ચાર વિવાહોને, તો ક્ષત્રિયો માટે એક રાક્ષસવિવાહને અને વૈશ્ય તથા શૂદ્રો માટે આસુર-વિવાહને શ્રેષ્ઠ જાણે છે. ૨૪

**पश्चानां तु त्रयो धर्म्यों द्वावधर्म्यौ स्मृताविह ।**
**पैशाचश्चासुर श्चैव न कर्तव्यौ कदाचन ॥२५॥**

ધર્મશાસ્ત્રમાં પાછલા પાંચ વિવાહોમાં આગલા ત્રણ વિવાહને ધર્મ્ય અને પાછલા બેને અધર્મ્ય કહ્યા છે. તેથી, કયારે ય આસુર અને પૈશાચવિવાહ કરવા નહિ. ૨૫

**पृथक्पृथग्वा मिश्रौ वा विवाहौ पूर्वचोदितौ ।**
**गान्धर्वो राक्षसश्चैव धर्म्यौ क्षत्रस्य तौ स्मृतौ ॥२६॥**

પૂર્વે કહેલા જુદા જુદા તથા મિશ્ર જે ગાંધર્વ અને રાક્ષસ-વિવાહો છે, તે ક્ષત્રિયો માટે ધર્મ્ય કહ્યા છે. ૨૬

**आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।**
**आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥२७॥**

વેદસંપન્ન અને શીલવાન વરને બોલાવી, વરકન્યા બંનેને વસ્ત્રાભૂષણથી આચ્છાદી તથા તેમને સત્કાર આપી, કન્યાનું જે દાન કરવામાં આવે છે, તે બ્રાહ્મવિવાહ કહેવાય. ૨૭

**यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ।**
**अलंकृत्य सुतादानं दैवं धर्मं प्रचक्षते ॥ २८ ॥**

વિસ્તૃત યજ્ઞમાં રૂડી રીતે ઋત્વિજનું કર્મ કરનારને અલંકારપૂર્વક જે કન્યાદાન કરવામાં આવે છે, તે દૈવવિવાહ કહેવાય. ૨૮

**एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः ।**
**कन्याप्रदानं विधिवदार्षो धर्मः स उच्यते ॥ २९ ॥**

વર પાસેથી ધર્મપૂર્વક ગાયની એક અથવા બે જોડ લઈને

જે વિધિપૂર્વક કન્યાદાન કરાય છે, તેને આર્ષવિવાહ કહેવામાં આવે છે. ૨૯

**सहोभौ चरतां धर्ममिति वाचाऽनुभाष्य च ।**
**कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥३०॥**

'**सहोभौ चरतां धर्मम्**' (તમે બેઉ સાથે રહી ધર્માચરણ કરો) એવું વચન કહીને, વરકન્યાને સત્કારીને જે કન્યાદાન અપાય છે, તે પ્રાજાપત્યવિવાહ કહેવાય છે. ૩૦

**ज्ञातिभ्यो द्रविण दत्त्वा कन्यायै चैव शक्तितः**
**कन्याप्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥३१॥**

કન્યાને તેમજ તેનાં સગાંવહાલાંને શક્તિ અનુસાર દ્રવ્ય આપી, જે મનસ્વી રીતે કન્યાદાન લેવામાં આવે છે, તેને આસુરવિવાહ કહે છે. ૩૧

**इच्छयाऽन्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।**
**गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसंभवः ॥ ३२ ॥**

વર અને કન્યાની એકમેકની ઇચ્છાથી તેમનો જે પરસ્પર સંયોગ થાય છે, તેને કામરૂપી મૂળવાળો મૈથુનવિષયક ગાંધર્વ-વિવાહ જાણવો. ૩૨

**हत्वा छित्त्वा च भित्त्वा च क्रोशन्तीं रुदतीं गृहात् ।**
**प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ ३३ ॥**

કન્યાપક્ષના માણસોને મારીને, છેદીને તથા ભાંગીને રડતી-કકળતી કન્યાને ઘરમાંથી બળાત્કારપૂર્વક હરી જવામાં આવે, તેને રાક્ષસવિવાહ કહે છે. ૩૩

*सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहानां पैशाचश्चाष्टमोऽधमः ॥ ३४ ॥

ઊંઘમાં પડેલી, કેફમાં ઘેરાયેલી અને બેભાન રહેલી કન્યાને એકાંતમાં જે સેવવામાં આવે છે, તે વિવાહોમાં અત્યંત પાપી એવો આઠમો અધમ પૈશાચવિવાહ છે. ૩૪

अद्भिरेव द्विजाग्र्याणां कन्यादानं विशिष्यते ।
इतरेषां तु वर्णानामितरेतरकाम्यया ॥ ३५ ॥

બ્રાહ્મણોએ કન્યાદાન આપવું એ ઉત્તમ છે. બીજા વર્ણ-વાળાઓ પોતપોતાની ઇચ્છા પ્રમાણે બીજી રીતે પણ કન્યાદાન કરે. ૩૫

यो यस्यैषां विवाहानां मनुना कीर्तितो गुणः ।
सर्वं शृणुत तं विप्राः सर्वं कीर्तयतो मम ॥ ३६ ॥

હવે મનુએ આ વિવાહોમાં જેના જે ગુણ કહ્યા છે, તે સર્વ હું તમને કહું છું. હે વિપ્રો ! તમે તે બધું સાંભળો. ૩૬

વિવાહનાં ફળ—

दश पूर्वान्परान्वंश्यानात्मानं चैकविंशकम् ।
ब्राह्मीपुत्रः सुकृतकृन्मोचयेदेनसः पितॄन् ॥ ३७ ॥

બ્રાહ્મવિવાહથી થયેલો પુણ્યકારી પુત્ર દશ પૂર્વના પિતૃ-ઓને અને દશ પછીના વંશજોને તેમજ એકવીસમા પોતાને પાપથી છોડાવે છે. ૩૭

दैवोढाजः सुतश्चैव सप्त सप्त परावरान् ।
आर्षोढाजः सुतस्त्रींस्त्रीन्षट्षट् कायोढजः सुतः ॥ ३८ ॥

દૈવવિવાહથી ઉત્પન્ન થયેલો તેવો પુત્ર આગલીપાછલી સાતસાત પેઢીઓને, આર્ષવિવાહથી ઉત્પન્ન થયેલો તેવો પુત્ર આગલીપાછલી ત્રણત્રણ પેઢીઓને, તેમજ પ્રાજાપત્યવિવાહથી ઉત્પન્ન થયેલો તેવો પુત્ર આગલીપાછલી છ છ પેઢીઓને પાપથી છોડાવે છે. ૩૮

**ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ।**
**ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥ ३९ ॥**

બ્રાહ્મથી અનુક્રમના એ ચાર વિવાહોમાં શિષ્ટોને માન્ય એવા બ્રહ્મવર્ચસ્વી પુત્રો જન્મે છે. ૩૯

**रूपसत्त्वगुणोपेता धनवन्तो यशस्विनः ।**
**पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥ ४० ॥**

વળી તે પુત્રો રૂપ, સત્ત્વ અને ગુણથી સંપન્ન, ધનવાન, યશસ્વી, પૂરા ભોગવાળા અને ધર્મિષ્ઠ થઈને સો વરસનું આવરદા ભોગવે છે. ૪૦

**इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ।**
**जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥ ४१ ॥**

એ સિવાયના બીજા દુર્વિવાહોમાં ઘાતકી, જૂઠાબોલા અને વેદધર્મનો દ્વેષ કરનારા પુત્રો જન્મે છે. ૪૧

**अनिन्दितैः स्त्रीविवाहैरनिंद्या भवति प्रजा ।**
**निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान्विवर्जयेत् ॥ ४२ ॥**

અનિન્દિત સ્ત્રીઓ સાથેના વિવાહોથી અનિંદ્ય પ્રજા જન્મે છે અને નિન્દિત સ્ત્રીઓ સાથેના વિવાહોથી નિન્દિત પ્રજા થાય છે; આથી, મનુષ્યોએ નિંદિત વિવાહો વર્જવા. ૪૨

पाणिग्रहणसंस्कारः सवर्णासूपदिश्यते ।
असवर्णास्वयं ज्ञेयो विधिरुद्वाहकर्मणि ॥ ४३ ॥

પાણિગ્રહણ (હસ્તમેળાપ)નો સંસ્કાર સવર્ણા કન્યાના સંબંધમાં કહ્યો છે. પણ, અસવર્ણા કન્યા સાથે લગ્નકર્મમાં નીચેનો વિધિ જાણવો. ૪૩

शरः क्षत्रियया ग्राह्यः प्रतोदो वैश्यकन्यया ।
वसनस्य दशा ग्राह्या शूद्रयोत्कृष्टवेदने ॥ ४४ ॥

પોતાનાથી ચડિયાતા વર્ણમાં પરણતી વખતે, ક્ષત્રિય કન્યાએ બાણ, વૈશ્ય કન્યાએ પરોણો અને શૂદ્ર કન્યાએ પોતાના વસ્ત્રનો છેડો એ અનુક્રમે ઝાલી રાખવાં. ૪૪

સ્ત્રીગમનનો સમય—

ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ।
पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ ४५ ॥

સ્વપત્નીમાં પ્રીતિવાળા પુરુષે સદા ઋતુકાલે જ સ્ત્રીસંગ કરવો. રતિની ઇચ્છાથી તે વ્રતવાળો તેની પાસે પર્વ સિવાયના દિવસે જાય. ૪૫

ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडश स्मृताः ।
चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः ॥ ४६ ॥

સ્ત્રીઓને સોળ રાતનો સ્વાભાવિક ઋતુકાલ કહ્યો છે. તેમાં સત્પુરુષોએ નિંદેલા અટકાવના આગલા ચાર દિવસો સાથે સમાઈ જાય છે. ૪૬

तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः ॥ ४७ ॥

તે સોળમાં પહેલી ચાર રાતો તેમજ અગિયારમી તથા તેરમી રાતો એ (સ્ત્રીસમાગમ માટે) નિન્દિત છે. બાકીની દશ રાતો સ્તુતિપાત્ર છે. ૪૭

**युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।**
**तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम् ॥ ४८ ॥**

બેકી રાતે (સ્ત્રીસંગ કરવાથી) પુત્રો જન્મે છે અને એકી રાતે પુત્રીઓ જન્મે છે; તેથી પુત્રની ઇચ્છાવાળાએ ઋતુકાલે બેકી રાતે જ સ્ત્રીસંગ કરવો. ૪૮

**पुमान्पुंसोऽधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ।**
**समेऽपुमान्पुंस्त्रियौ वा क्षीणेऽल्पे च विपर्ययः ॥ ४९ ॥**

પુરુષનું શુક્ર અધિક હોય તો પુરુષ પ્રજા થાય છે. સ્ત્રીનું રજ વિશેષ હોય તો સ્ત્રીપ્રજા થાય છે અને બન્નેનાં વીર્ય તથા રજ સરખાં હોય તો નપુંસક પ્રજા થાય છે અથવા સ્ત્રીપુરુષનું જોડકું જન્મે છે. વળી, બન્નેનાં વીર્ય તથા રજ ક્ષીણ હોય અથવા અલ્પ હોય, તો ઊલટું થાય છે—ગર્ભ રહેતો નથી. ૪૯

**निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।**
**ब्रह्मचार्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥ ५० ॥**

નિન્દિત રાત્રિઓમાં તેમજ બીજી આઠ રાતોમાં જે સ્ત્રી-સંગને વર્જે છે, તે તે આશ્રમમાં વસતા છતાં બ્રહ્મચારી જ છે.

કન્યાવિક્રય કરવો નહિ—

**न कन्यायाः पिता विद्वान्गृह्णीयाच्छुल्कमण्वपि ।**
**गृह्णंश्छुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥ ५१ ॥**

કન્યાના વિદ્વાન પિતાએ કન્યા પેટે રજ સરખું પણ ધન લેવું નહિ. લોભવશ થઈ જે માણસ એવું મૂલ્ય લે છે, તે સંતાન વેચનારો થાય છે. ૫૧

**स्त्रीधनानि तु ये मोहादुपजीवान्ति बान्धवाः ।**
**नारीयानानि वस्त्रं वा ते पापा यान्त्यधोगतिम् ॥ ५२ ॥**

જે બાંધવો મોહને લીધે કન્યાદિના સ્ત્રીધન ઉપર જીવે છે અને એ સ્ત્રીઓનાં વાહનો તથા વસ્ત્રોનો ઉપભોગ કરે છે, તે પાપિયાઓ અધોગતિને પામે છે. ૫૨

**आर्षे गोमिथुनं शुल्कं केचिदाहुर्मृषैव तत् ।**
**अल्पोऽप्येवं महान्वापि विक्रयस्तावदेव सः ॥ ५३ ॥**

આર્ષવિવાહમાં વરે જે ગાયજોડીરૂપી મૂલ્ય આપવાનું હોય છે, તે ખોટું છે એમ કેટલાક આચાર્યો કહે છે. કેમકે થોડો હોય કે ઘણો હોય તોય તે વિક્રય જ છે. ૫૩

**यासां नाददते शुल्कं ज्ञातयो न स विक्रयः ।**
**अर्हणं तत्कुमारीणामानृशंस्यं च केवलम् ॥ ५४ ॥**

સગાંસંબંધીઓ કન્યાને મળેલું ધન પોતે લે નહિ તો તે વિક્રય નથી; એ તો તે કન્યાનો કેવળ દયાયુક્ત સત્કાર છે. ૫૪

સ્ત્રીઓનો સત્કાર કરવો જોઇએ—

**पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।**
**पूज्या भूषयितव्याश्च कल्याणमीप्सुभिः ॥ ५५ ॥**

પોતાનું અત્યંત કલ્યાણ ઇચ્છનારા પિતાઓએ, ભાઈઓએ, પતિઓએ તેમજ દિયરોએ તે કન્યાઓને વસ્ત્રાભૂષણોથી સત્કારવી જોઈએ. ૫૫

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ ५६ ॥

જ્યાં નારીઓ પૂજાય છે, ત્યાં દેવો રમે છે; જ્યાં તેઓ પૂજાતી નથી, ત્યાં સર્વ ક્રિયાઓ અફળ છે. ૫૬

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥ ५७ ॥

જે કુળમાં બહેન, દીકરી, દેરાણી, જેઠાણી તેમજ સાસુ, નણંદ વગેરે સ્ત્રીઓ શોક કર્યા કરે છે, તે કુળ ઝટ નાશ પામે છે. જે કુળમાં તેઓ શોક કરતી નથી, તે જ સર્વદા વૃદ્ધિ પામે છે.

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥५८॥

સત્કાર ન પામેલી બહેન આદિ સ્ત્રીઓ જે ઘરોને શાપ આપે છે, તે ઘરો જાણે કૃત્યાથી હણાયેલાં હોય તેમ ચારેકોરથી વિનાશ પામે છે. ૫૮

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥ ५९ ॥

આથી, ઐશ્વર્યની ઇચ્છાવાળા પુરુષોએ એ સ્ત્રીઓને સત્કારપ્રસંગોએ તથા ઓચ્છવટાણે સદા વસ્ત્રાલંકારો અને ખાનપાનોથી સત્કારવી. ૫૯

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ ६० ॥

જે કુળમાં ભર્તા ભાર્યાથી સંતુષ્ટ છે અને જેમાં ભાર્યા ભર્તાથી સંતુષ્ટ છે, તે કુલમાં સાચે જ અચલ કલ્યાણ છે. ૬૦

**यदि हि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत् ।**
**अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्तते ॥ ६१ ॥**

સ્ત્રી જો શોભાયુક્ત ન રહેતી હોય અને પુરુષને પ્રસન્ન કરી શકતી ન હોય, તો અપ્રસન્નતાને કારણે પુરુષથી સંતાન થતાં નથી. ૬૧

**[ यदा भर्ता च भार्या च परस्परवशानुगौ ।**
**तदा धर्मार्थकामानां त्रयाणामपि संगतम् ॥**

જ્યારે પતિ અને પત્ની બન્ને એકમેકને વશ વર્તતાં હોય, ત્યારે ધર્મ, અર્થ અને કામ એ ત્રણેયનો સંગમ થાય છે.]

કુળ ઊતરી જવાનાં કારણો—

**स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।**
**तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ६२ ॥**

સ્ત્રીઓ ઝગઝગિત હોય, તો તેનું આખું કુળ ઝગઝગ થઈ રહે છે. તે ઝળહળહીન હોય તો તેનું સમસ્ત કુટુંબ ઝાંખું પડે છે. ૬૨

**कुविवाहैः क्रियालोपैर्वेदानध्ययनेन च ।**
**कुलान्यकुलतां यान्ति ब्राह्मणातिक्रमेण च ॥ ६३ ॥**

કુવિવાહ કરવાથી, ક્રિયાનો લોપ કરવાથી, વેદનું અધ્યયન ન કરવાથી અને બ્રાહ્મણનું ઉલ્લંઘન કરવાથી સારાં કુલો પણ અધમતાને પામે છે. ૬૩

**शिल्पेन व्यवहारेण शूद्रापत्यैश्च केवलैः ।**
**गोभिरश्वैश्च यानैश्च कृष्या राजोपसेवया ॥ ६४ ॥**
**अयाज्ययाजनैश्चैव नास्तिक्येन च कर्मणाम् ।**
**कुलान्याशु विनश्यन्ति यानि हीनानि मन्त्रतः ॥ ६५ ॥**

ચિત્રાદિ શિલ્પનો ધંધો કરવાથી, વ્યાજવટાવ આદિ વ્યવહાર કરવાથી, કેવળ શૂદ્ર સ્ત્રીમાં સંતાનોત્પત્તિ કરવાથી, ગાય, ઘોડા અને વાહનોનાં વેચાણ કરવાથી, ખેતી કરવાથી, રાજની ચાકરી કરવાથી, અનધિકારીને યજ્ઞો કરાવવાથી, શ્રોત અને સ્માર્ત કર્મોમાં નાસ્તિકતા રાખવાથી, તેમજ વેદમંત્રોથી વિહીન રહેવાથી કુળો તત્કાળ વિનાશ પામે છે. ૬૪, ૬૫

**मन्त्रतस्तु समृद्धानि कुलान्यल्पधनान्यपि ।**
**कुलसंख्यां च गच्छन्ति कर्षन्ति च महद्यशः ॥ ६६ ॥**

જે કુળો વેદમંત્રોથી સમૃદ્ધ છે, તેઓ અલ્પ ધનવાળાં હોય તો પણ કુલ ગણનામાં આવે છે અને તે યશને પ્રાપ્ત કરે છે. ૬૬

**वैवाहिकेऽग्नौ कुर्वीत गृह्यं कर्म यथाविधि ।**
**पञ्चयज्ञविधानं च पक्तिं चान्वाहिकीं गृही ॥ ६७ ॥**

ગૃહસ્થાશ્રમીએ વિવાહસમયના અગ્નિમાં ગૃહ્યમાં કહેલાં કર્મો (સવારસાંજનો હોમ, અષ્ટકાદિ હોમ અને શાંતિપૌષ્ટિક કર્મો) કરવાં; તેમજ તેમાં વૈશ્વદેવાદિ પંચ યજ્ઞોનું વિધાન કરવું અને પોતાનું નિત્યનું ભોજન રાંધવું. ૬૭

પાંચ હિંસાનાં સ્થાનો—

**पञ्च सूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ।**
**कण्डनी चोदकुम्भश्च बध्यते यास्तु वाहयन् ॥ ६८ ॥**

ચૂલો, ઘંટી, ખાંડણી અને સાંબેલું, સાવરણી અને પાણિયારું, એ પાંચ ગૃહસ્થના ઘરમાં હિંસાસ્થાનો છે; જેઓ એમનો ઉપયોગ કરે છે તેઓ દોષમાં બંધાય છે. ૬૮

**तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः ।**
**पञ्च क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥ ६९ ॥**

તે સર્વના પ્રાયશ્ચિત્ત માટે મહર્ષિઓએ ક્રમપૂર્વક ગૃહસ્થાશ્રમીઓ સારુ નિત્યના પંચ મહાયજ્ઞો નિર્મ્યા છે. ૬૯

પાંચ મહાયજ્ઞો—

**अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।**
**होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥ ७० ॥**

વેદનું અધ્યાપન એ બ્રહ્મયજ્ઞ છે, પિતૃઓનું તર્પણ તે પિતૃયજ્ઞ છે, હોમ કરવો તે દેવયજ્ઞ છે, બલિવિશ્વદેવ કરવો તે ભૂતયજ્ઞ છે અને અતિથિનું પૂજન કરવું તે મનુષ્યયજ્ઞ છે. ૭૦

**पञ्चैतान्यो महायज्ञान्न हापयति शक्तितः ।**
**स गृहेऽपि वसन्नित्यं सूनादोषैर्न लिप्यते ॥ ७१ ॥**

જે માણસ પોતાની શક્તિ પ્રમાણે આ પંચ મહાયજ્ઞો કરે છે, તે નિત્ય ગૃહસ્થાશ્રમમાં રહેવા છતાં પણ હિંસાદોષથી લેપાતો નથી. ૭૧

**देवतातिथिभृत्यानां पितृणामात्मनश्च यः ।**
**न निर्वपति पञ्चानामुच्छ्वसन्न स जीवति ॥ ७२ ॥**

દેવ, અતિથિ, ભરણપોષણના અધિકારીઓ, તેમજ પિતૃઓ અને પોતાનો પંડ એમ પાંચને જે તૃપ્ત કરતો નથી, તે શ્વાસે જીવતો છતાં મરેલો છે. ૭૨

**अहुतं च हुतं चैव तथा प्रहुतमेव च ।**
**ब्राह्मं हुतं प्राशितं च पञ्चयज्ञान्प्रचक्षते ॥ ७३ ॥**

કેટલાક અહુત, હુત, પ્રહુત, બ્રાહ્મહુત અને પ્રાશિતને પણ કહે છે. ૭૩

**जपोऽहुतो हुतो होमः प्रहुतो भौतिको बलिः ।**
**ब्राह्मं हुतं द्विजाऽयार्चा प्राशितं पितृतर्पणम् ॥ ७४ ॥**

ગાયત્રીનો જપ એ અહુત છે, હોમ એ હુત છે, ભૂતબલિ એ પ્રહુત છે, બ્રાહ્મણપૂજન એ બ્રાહ્મહુત છે અને પિતૃતર્પણ એ પ્રાશિત છે. ૭૪

**स्वाध्याये नित्ययुक्तः स्याद्दैवे चैवेह कर्मणि ।**
**दैवकर्मणि युक्तो हि बिभर्तीदं चराचरम् ॥ ७५ ॥**

ગૃહસ્થીએ સ્વાધ્યાયમાં અને દેવકર્મમાં નિત્ય પરાયણ રહેવું. કેમકે, દેવકર્મમાં તત્પર રહેનાર આ ચરાચર જગતને પોષે છે.

**अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपातिष्ठते ।**
**आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ ७६ ॥**

અગ્નિમાં વિધિસર હોમેલી આહુતિ સૂર્યને પહોંચે છે. સૂર્યમાંથી જલવૃષ્ટિ થાય છે, વૃષ્ટિમાંથી અન્ન થાય છે અને અન્નથી પ્રજાઓ થાય છે. ૭૬

**यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।**
**तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥ ७७ ॥**

જેમ સર્વ જીવો પ્રાણવાયુને આધારે જીવે છે, તેમ સર્વ આશ્રમો ગૃહસ્થાશ્રમને આશ્રયે વર્તે છે. ૭૭

**[ यथा नदीनदाः सर्वे समुद्रे यांति संस्थितिम् ।**
**एवमाश्रमिणः सर्वे गृहस्थे यांति संस्थितिम् ॥**

જેમ સર્વ નદો ને નદીઓ સમુદ્રમાં આશ્રય કરે છે, તેમ સર્વ આશ્રમીઓ ગૃહસ્થાશ્રમીમાં આશ્રય પામે છે. ]

यस्मात्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।
गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ ७८ ॥

ત્રણે આશ્રમીઓને ગૃહસ્થાશ્રમી નિત્ય જ્ઞાન અને અન્નથી ટકાવે છે, તેથી ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે. ૭૮

स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ।
सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥ ७९ ॥

અક્ષય સ્વર્ગને તેમજ આ લોકમાં નિત્ય સુખને ઇચ્છનારાએ એ ગૃહસ્થાશ્રમને ધારણ કરવો જોઇએ—દુર્બળ ઇન્દ્રિયોવાળાઓથી તે ધારણ કરી જ શકતો નથી. ૭૯

ऋषयः पितरो देवा भूतान्यतिथयस्तथा ।
आशासते कुटुम्बिभ्यस्तेभ्यः कार्यं विजानता ॥८०॥

ઋષિઓ, પિતૃઓ, દેવો, પ્રાણીઓ અને અતિથિઓ જો કુટુંબીઓ પાસેથી તૃપ્તિની આશા રાખે છે, તો વિદ્વાન ગૃહસ્થે તેમને સારુ પંચ મહાયજ્ઞો કરવા જોઇએ. ૮૦

स्वाध्यायेनार्चयेतर्षीन्होमैर्देवान्यथाविधि ।
पितॄन् श्राद्धैश्च नॄनन्नैर्भूतानि बलिकर्मणा ॥ ८१ ॥

ઋષિઓને સ્વાધ્યાયથી, દેવોને હોમોથી, પિતૃઓને શ્રાદ્ધોથી, મનુષ્યોને અન્નોથી અને ભૂતોને બલિકર્મથી યથાવિધિ પૂજવા. ૮૧

कुर्यादहरहः श्राद्धमन्नाद्येनोदकेन वा ।
पयोमूलफलैर्वापि पितृभ्यः प्रीतिमावहन् ॥ ८२ ॥

પિતૃઓ તરફથી પ્રીતિ મેળવવા ઇચ્છતા ગૃહસ્થે રોજ અન્નાદિથી, અથવા જલથી, અથવા દૂધ, કંદમૂળ અને દૂધથી શ્રાદ્ધ કરવું. ૮૨

**एकमप्याशयेद्विप्रं पित्रर्थे पाञ्चयज्ञिके ।**
**न चैवात्राशयेत्कंचिद्वैश्वदेवं प्रति द्विजम् ॥ ८२ ॥**

પંચમહાયજ્ઞોમાં પિતૃ અર્થેના યજ્ઞમાં એક બ્રાહ્મણને જમાડવોજ. પણ એ વૈશ્વદેવયજ્ઞમાં તો (શક્તિ ના હોય તો) એક બ્રાહ્મણને જમાડાય નહિ. ૮૩

**वैश्वदेवस्य सिद्धस्य गृह्येऽग्नौ विधिपूर्वकम् ।**
**आभ्यः कुर्याद्देवताभ्यो ब्राह्मणो होममन्वहम् ॥ ८४ ॥**

વૈશ્વદેવ માટે તૈયાર રસોઇ થતાં, તેમાંથી બ્રાહ્મણે રોજ દેવતાઓને ઉદ્દેશીને વિધિપૂર્વક ગૃહ્ય અગ્નિમાં હોમ કરવો. ૮૪

**अग्नेः सोमस्य चैवादौ तयोश्चैव समस्तयोः ।**
**विश्वेभ्यश्चैव देवेभ्यो धन्वन्तरय एव च ॥ ८५ ॥**

પ્રથમ અગ્નિ અને સોમને જુદી જુદી આહુતિઓ આપવી; પછી તેમને ભેગી આહુતિ આપવી; તે પછી વૈશ્વદેવોને તથા ધન્વંતરિને આહુતિ આપવી. (જેમકે **अग्नये स्वाहा, सोमाय स्वाहा, अग्निषोमाभ्यां स्वाहा, विश्वेभ्यो देवेभ्यः स्वाहा, धन्वंतरये स्वाहा ।**) ૮૫

**कुह्वै चैवानुमत्यै च प्रजापतय एव च ।**
**सह द्यावापृथिव्योश्च तथा स्विष्टकृतेऽन्ततः ॥ ८६ ॥**

કુહુ (અમાવાસ્યા)ને, અનુમતિ (પૂનમ)ને અને પ્રજાપતિને તેમજ દ્યાવા અને પૃથ્વીને અને અંતે સ્વિષ્ટકૃતને એમ

આહુતિઓ આપવી. ( દા. ત. **कुह्वै अमायै स्वाहा, पौर्णमास्यै अनुमत्यै स्वाहा, प्रजापतये स्वाहा, द्यावापृथ्वीभ्यां स्वाहा, अग्नये स्विष्टकृते स्वाहा ।** ) ૮૬

**एवं सम्यग्घविर्हुत्वा सर्वदिक्षु प्रदक्षिणम् ।**
**इन्द्रान्तकाप्पतीन्दुभ्यः सानुगेभ्यो बलिं हरेत् ॥ ८७ ॥**

આમ, સમ્યક રીતે આહુતિ આપીને, સર્વ દિશાઓમાં પ્રદક્ષિણા કરવી, અને ઇંદ્ર, યમ, વરુણ તથા ચંદ્રને એમના અનુચરો સાથે બલિ આપવો. ( જેમકે પૂર્વમાં **इन्द्राय नमः । इन्द्र पुरुषेभ्यो नमः ।** દક્ષિણમાં **यमाय नमः । यम पुरुषेभ्यो नमः ।** પશ્ચિમમાં **वरुणाय नमः । वरुणपुरुषेभ्यो नमः ।** અને ઉત્તરમાં **सोमाय नमः । सोमपुरुषेभ्यो नमः ।** એમ બલિ આપવા.)

**मरुद्भ्य इति तु द्वारि क्षिपेदप्स्वद्भ्य इत्यपि ।**
**वनस्पतिभ्य इत्येवं मुसलोलूखले हरेत् ॥ ८८ ॥**

ઘરના ઉંબરામાં **मरुद्भ्यो नमः** ( મરુતોને નમસ્કાર ) કહીને જલમાં **अद्भ्यो नमः** ( જલને નમસ્કાર ) કહીને અને ખાંડણીસાંબેલામાં **वनस्पतिभ्यो नमः** ( વનસ્પતિઓને નમસ્કાર ) કહીને બલિ આપવા. ૮૮

**उच्छीर्षके श्रियै कुर्याद्भद्रकाल्यै च पादतः ।**
**ब्रह्मवास्तोष्पतिभ्यां तु वास्तुमध्ये बलिं हरेत् ॥ ८९ ॥**

વાસ્તુપુરુષના મસ્તક ઉપર એટલે ઘરની છત ઉપર (ઈશાન ખૂણામાં ) **श्रियै नमः** કહીને, વાસ્તુપુરુષના ચરણમાં એટલે ઘરના મધ્યમાં **भद्रकाल्यै नमः** કહીને અને વાસ્તુપુરુષના મધ્ય

ભાગમાં એટલે ઘરના મધ્યભાગમાં **ब्रह्मवास्तोष्पतिभ्यां नमः** કહીને બલિ આપવા. ૮૯

**विश्वेभ्यश्चैव देवेभ्यो बलिमाकाश उत्क्षिपेत् ।**
**दिवाचरेभ्यो भूतेभ्यो नक्तंचारिभ्य एव च ॥ ९० ॥**

વિશ્વેદેવતાઓને આકાશમાં બલિ નાખવો ( **विश्वेभ्यो देवेभ्यो नमः** ) તેમજ દિવાચર ભૂતોને તથા રાત્રિચરોને બલિ આપવા. ( **दिवाचरेभ्यो भूतेभ्यो नमः नक्तंचारिभ्यो भूतेभ्यो नमः** ) ૯૦

**पृष्ठवास्तुनि कुर्वीत बलिं सर्वात्मभूतये ।**
**पितृभ्यो बलिशेषं तु सर्वं दक्षिणतो हरेत् ॥ ९१ ॥**

ઘરના સૌથી ઉપરના ભાગમાં ( **सर्वात्म भूतये नमः** ) સર્વાત્મભૂતિને બલિ આપવો; બધો બલિશેષ દક્ષિણદિશામાં પિતૃઓને **पितृभ्यो नमः** કહીને આપવો. ૯૧

**शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् ।**
**वायसानां कृमीणां च शनकैर्निर्वपेद्भुवि ॥ ९२ ॥**

હવે કૂતરાં, પતિતો, ચાંડાલો, પાપી રોગવાળાઓ, કાગડાઓ, કીડીકીડાઓ એ સૌ માટે જમીન ઉપર ધીરે રહીને બલિ આપવા. ૯૨

**एवं यः सर्वभूतानि ब्राह्मणो नित्यमर्चति ।**
**स गच्छति परं स्थानं तेजोमूर्तिं पथर्जुना ॥ ९३ ॥**

જે દ્વિજ આ રીતે સર્વ ભૂતોને નિત્ય સત્કારે છે, તે તેજોમૂર્તિ અર્ચિર્ માર્ગદ્વારા પરમ સ્થાનને પામે છે. ૯૩

**कृत्वैतद्बलिकर्मैवमतिथिं पूर्वमाशयेत् ।**
**भिक्षां च भिक्षवे दद्याद्विधिवद्ब्रह्मचारिणे ॥ ९४ ॥**

આમ બલિકર્મ કર્યા પછી, પ્રથમ અતિથિઓને જમાડવા અને સંન્યાસીને તેમજ બ્રહ્મચારીને વિધિપૂર્વક ભિક્ષા આપવી.

**यत्पुण्यफलमाप्नोति गां दत्त्वा विधिवद्गुरोः ।**
**तत्पुण्यफलमाप्नोति भिक्षां दत्त्वा द्विजो गृही ॥ ९५ ॥**

ગુરુને વિધિપૂર્વક ગોદાન આપવાથી જે પુણ્યફલ સાંપડે છે, તે પુણ્યફલ ગૃહસ્થી દ્વિજને ભિક્ષા આપીને મેળવે છે. ૯૫

**भिक्षामप्युदपात्रं वा सत्कृत्य विधिपूर्वकम् ।**
**वेदतत्त्वार्थविदुषे ब्राह्मणायोपपादयेत् ॥ ९६ ॥**

વેદના તત્ત્વાર્થને જાણનારા બ્રાહ્મણનો વિધિપૂર્વક સત્કાર કરીને ભિક્ષા આપવી અથવા પાણીનું ભરેલું એક પાત્ર તો આપવું જ. ૯૬

**नश्यन्ति हव्यकव्यानि नराणामविजानताम् ।**
**भस्मीभूतेषु विप्रेषु मोहाद्दत्तानि दातृभिः ॥ ९७ ॥**

દાતાઓ જો મૂર્ખ જેવા બ્રાહ્મણોને મૂઢતાથી હવ્યો ને કવ્યો આપે છે, તો તે અજ્ઞાની માણસોને આપેલાં હવ્યો તથા કવ્યો નાશ પામે છે. ૯૭

**विद्यातपःसमृद्धेषु हुतं विप्रमुखाग्निषु ।**
**निस्तारयति दुर्गाच्च महतश्चैव किल्बिषात् ॥ ९८ ॥**

વિદ્યા અને તપમાં સમૃદ્ધ એવા બ્રાહ્મણના મુખરૂપી અગ્નિમાં જે ભોજન આપવામાં આવે છે, તે માણસને મહા-સંકટ ને મહાપાપમાંથી તારે છે. ૯૮

[ अनर्हते यद्दाति न ददाति यदर्हते ।
अर्हानर्हापरिज्ञानाद्दनी धर्मान्न हीयते ॥

જે ધનવાન અયોગ્ય નહિ ઓળખવાથી દાન આપે છે અને યોગ્યને આપતો નથી, તે ધર્મથી ભ્રષ્ટ થતો નથી; કારણ કે તેને યોગ્ય અને અયોગ્યનું જ્ઞાન નથી. ]

[ काले न्यायागतं पात्रे विधिवत्प्रतिपादितम् ।
ददाति परमं सौख्यमिह लोके परत्र च ॥

ન્યાયપૂર્વક મેળવેલું ધન જો વિધિપૂર્વક યોગ્ય કાલે યોગ્ય પાત્રને આપ્યું હોય, તો તે આ લોક તેમજ પરલોકમાં પરમસુખ આપે છે.]

[ प्रतिग्रहेण शुद्धेन शस्त्रेण क्रयविक्रयात् ।
यथाक्रमं द्विजातीनां धनं न्यायादुपागतम् ॥

બ્રાહ્મણે શુદ્ધ પ્રતિગ્રહથી, ક્ષત્રિયે શસ્ત્રથી, અને વૈશ્યે ખરીદીવેચાણથી ન્યાયપૂર્વક ધન મેળવ્યું ગણાય છે.]

અતિથિસત્કાર—

संप्राप्ताय त्वतिथये प्रदद्यादासनोदके ।
अन्नं चैव यथाशक्ति सत्कृत्य विधिपूर्वकम् ॥ ९९ ॥

બારણે આવેલા અતિથિને વિધિપૂર્વક સત્કારવો; તેને આસન તથા જલ તેમજ યથાશક્તિ ભોજન આપવું. ૯૯

शिलानप्युञ्छतो नित्यं पञ्चाग्नीनपि जुह्वतः ।
सर्वं सुकृतमादत्ते ब्राह्मणोऽनर्चितो वसन् ॥ १०० ॥

જે શિલોંછવૃત્તિથી (ખળું કે ખેતરમાં રહી ગયેલા કણ વીણીને આજીવિકા ચલાવતો હોય અને નિત્ય પંચાગ્નિમાં

આહુતિ આપતો હોય, તે પણ જો અતિથિ બ્રાહ્મણને ન સત્કારે, તો તેનું સર્વ પુણ્ય તે બ્રાહ્મણ હરી લે છે. ૧૦૦

तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥ १०१ ॥

(બેસવા માટે) તૃણાસન, (વિશ્રાંતિ માટે) ભૂમિ, (પીવા માટે) પાણી અને ચોથું મીઠીમધુરી વાણી—એટલાં વાનાં સત્પુરુષોના ઘરમાંથી કદીય નાશ પામતાં નથી. ૧૦૧

एकरात्रं तु निवसन्नतिथिर्ब्राह्मणः स्मृतः ।
अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ॥ १०२ ॥

એક રાત રહેનાર બ્રાહ્મણ અતિથિ છે, એમ કહ્યું છે; તે નિત્યવાસ કરતો નથી, તેથી તે અતિથિ કહેવાય છે. ૧૦૨

नैकग्रामीणमतिथिं विप्रं साङ्गतिकं तथा ।
उपस्थितं गृहे विद्याद्भार्या यत्राग्नयोऽपि वा ॥ १०३ ॥

એકજ ગામમાં રહેનારો અને કથાદિ કરીને સંબંધમાં આવેલો કોઇ બ્રાહ્મણ જો સ્ત્રી કે અગ્નિઓ હોય એવા ઘરમાં આવી ચડે, તોપણ તેને અતિથિ જાણવો નહિ. ૧૦૩

उपासते ये गृहस्थाः परपाकमबुद्धयः ।
तेन ते प्रेत्य पशुतां व्रजन्त्यन्नादिदायिनाम् ॥ १०४ ॥

જે અણસમજુ ગૃહસ્થો પારકાના અન્નને ઉપાસે છે, તેઓ મરણપછી તે અન્ન દેનારાને ત્યાં પશુરૂપે અવતરે છે. ૧૦૪

[ परपाकान्नपुष्टस्य सततं गृहमेधिनः ।
दत्तमिष्टं तपोऽधीतं यस्यान्नं तस्य तद्भवेत् ॥

જે ગૃહસ્થાશ્રમી નિત્ય પરાન્નથી જાડોમાતો થાય છે, તેનાં દાન, યજ્ઞ, તપ અને અધ્યયન જેનું તે અન્ન હોય તેને પૂગે છે.]

**अप्रणोद्योऽतिथिः सायं सूर्योढो गृहमेधिना।**
**काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसेत् ॥ १०५ ॥**

ગૃહસ્થીએ સંધ્યાકાલે સૂર્યાસ્ત વખતે આવી ચડેલા અતિથિને ના કહેવી નહિ. બરાબર ટાણે કે કટાણે તે આવી ચડ્યો હોય, તોય તેને ઘરમાં ભૂખ્યો વાસ ન આપવો. ૧૦૫

**न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत्।**
**धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं वातिथिपूजनम् ॥ १०६ ॥**

અતિથિને જે જમાડ્યું ન હોય તે પોતે પણ જમવું નહિ. અતિથિપૂજન એ ધન, યશ, આયુષ્ય અને સ્વર્ગને આપનારું છે. ૧૦૬

**आसनावसथौ शय्यामनुव्रज्यामुपासनाम् ।**
**उत्तमेषूत्तमं कुर्याद्धीने हीनं समे समम् ॥ १०७ ॥**

બેસવા માટે આસન, આશ્રય માટે ઘર, સૂવા માટે શય્યા અને આવતાં–જતાં આદરમાન તથા સેવા એ ઉત્તમને ઉત્તમ, હીનને હીન અને મધ્યમને મધ્યમ એ રીતે આપવાં. ૧૦૭

**वैश्वदेवे तु निर्वृत्ते यद्यन्योऽतिथिराव्रजेत् ।**
**तस्याप्यन्नं यथाशक्ति प्रदद्यान्न बलिं हरेत् ॥ १०८ ॥**

વૈશ્વદેવ થઇ ગયા પછી જો બીજો અતિથિ આવી પહોંચે તો તેને પણ યથાશક્તિ ભોજન આપવું; પણ તે પાકમાંથી બલિ મૂકવા નહિ. ૧૦૮

**न भोजनार्थं स्वे विप्रः कुलगोत्रे निवेदयेत् ।**
**भोजनार्थं हि ते शंसन्वान्ताशीत्युच्यते बुधैः ॥ १०९ ॥**

વિપ્રે ભોજનને માટે પોતાનાં કુળગોત્રને કહેવાં નહિ. ભોજનને સારુ તે જો તે કહે છે, તો પંડિતો તેને વાંતાશી (એકિલું ખાનાર) કહે છે. ૧૦૯

**न ब्राह्मणस्य त्वतिथिर्गृहे राजन्य उच्यते ।**
**वैश्यशूद्रो सखा चैव ज्ञातयो गुरूरेव च ॥ ११० ॥**

બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, મિત્ર, સગાંસંબંધી, તેમજ ગુરુ એટલા અતિથિ ગણાતા નથી. ૧૧૦

**यदि त्वतिथिधर्मेण क्षत्रियो गृहमाव्रजेत् ।**
**भुक्तवत्सु च विप्रेषु कामं तमपि भोजयेत् ॥ १११ ॥**

કદી બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય અતિથિ તરીકે આવી ચડે, તો બ્રાહ્મણે જમ્યા પછી તેને પણ જમાડવો. ૧૧૧

**वैश्यशूद्रावपि प्राप्तौ कुटुम्बेऽतिथिधर्मिणौ ।**
**भोजयेत्सह भृत्यैस्तावानृशंस्यं प्रयोजयन् ॥ ११२ ॥**

વૈશ્યો અને શૂદ્રો જો બ્રાહ્મણ કુટુંબમાં અતિથિજોગે આવી પહોંચે, તો તેમને પણ દયામાયાથી સેવકો સાથે જમાડવા.

**इतरानपि सख्यादीन्संप्रीत्या गृहमागतान् ।**
**प्रकृत्याऽन्नं यथाशक्ति भोजयेत्सह भार्यया ॥ ११३ ॥**

પ્રીતિએ કરીને જે મિત્રાદિ બીજાઓ ઘેર આવ્યા હોય, તેમને પણ ઉત્તમ રસોઇ કરી પત્ની સાથે જમાડવા. ૧૧૩

**सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीः स्त्रियः ।**
**अतिथिभ्योऽग्र एवैतान्भोजयेदविचारयन् ॥ ११४ ॥**

સુવાસણને, કુંવારિકાને, રોગીઓને, તેમજ ગર્ભવતી સ્ત્રીઓને બીજો વિચાર નહિ કરતાં અતિથિની પહેલાં પણ જમાડવાં ૧૧૪

**अदत्त्वा तु य एतेभ्यः पूर्वं भुङ्क्ते विचक्षणः ।**
**स भुञ्जानो न जानाति श्वगृध्रैर्जग्धिमात्मनः ॥ ११५ ॥**

જે મૂર્ખ તેમને ભોજન આપ્યાં પહેલાંજ પોતે જમી લે છે, તે જમનારો જાણતો નથી કે, તે પોતે મરણ પછી કૂતરાં અને ગીધોનો ભક્ષ થશે. ૧૧૫

**भुक्तवत्स्वथ विप्रेषु स्वेषु भृत्येषु चैव हि ।**
**भुञ्जीयातां तत पश्चादवशिष्टं तु दम्पती ॥ ११६ ॥**

વિપ્રો અને પોતાનો સેવકસમુદાય જમી રહે, તે પછી દંપતીએ બાકી રહેલું અન્ન જમવું. ૧૧૬

**देवानृषीन्मनुष्यांश्च पितॄन्गृह्याश्च देवताः ।**
**पूजयित्वा ततः पश्चाद्गृहस्थः शेषभुग्भवेत् ॥ ११७ ॥**

દેવો, ઋષિઓ, મનુષ્યો, પિતૃઓ અને ઘરના દેવોનું પૂજન કર્યા પછી ગૃહસ્થે શેષ જમવું. ૧૧૭

**अघं स केवलं भुंक्ते यः पचत्यात्मकारणात् ।**
**यज्ञशिष्टाशनं ह्येतत्सतामन्नं विधीयते ॥ ११८ ॥**

જે પોતાના પંડને માટેજ રાંધે છે, તે કેવલ પાપજ જમે છે. સત્પુરુષો માટે તો યજ્ઞશિષ્ટ ભોજન એજ ભોજન છે, એમ શાસ્ત્રવિધાન્ છે. ૧૧૮

**राजर्त्विक्स्नातकगुरून्प्रियश्वशुरमातुलान् ।**
**अर्हयेन्मधुपर्केण परिसंवत्सरात्पुनः ॥ ११९ ॥**

રાજા, ઋત્વિજ, સ્નાતક, ગુરુ, પ્રિયજન, સસરો અને મામા એક વરસ દહાડે પાછા ઘેર આવે, તો તેમનું મધુપર્કથી પૂજન કરવું. ૧૧૯

**राजा च श्रोत्रियश्चैव यज्ञकर्मण्युपस्थितौ ।**
**मधुपर्केण संपूज्यौ न त्वयज्ञ इति स्थितिः ॥ १२० ॥**

રાજા અને શ્રોત્રિય બ્રાહ્મણ એ બંને જો યજ્ઞકર્મમાં ગમે ત્યારે આવી પહોંચે, તો તેમને મધુપર્કથી સત્કારવા. પણ તેઓ યજ્ઞ સિવાયને પ્રસંગે આવ્યા હોય, તો તેઓની પૂજા કરવી નહિ એવી મર્યાદા છે. ૧૨૦

**सायं त्वन्नस्य सिद्धस्य पत्न्यमन्त्रं बलिं हरेत् ।**
**वैश्वदेवं हि नामैतत्सायंप्रातर्विधीयते ॥ १२१ ॥**

સાંજે રાંધેલા અન્નમાંથી પત્નીએ મંત્ર વિના આહુતિ આપવી. આ નામ કર્મનું વૈશ્વદેવ છે અને તે સાંજે ને સવારે કરવામાં આવે છે. ૧૨૧

માસિક શ્રાદ્ધનો વિધિ—

**पितृयज्ञं तु निर्वर्त्य विप्रश्चेन्दुक्षयेऽग्निमान् ।**
**पिण्डान्वाहार्यकं श्राद्धं कुर्यान्मासानुमासिकम् ॥ १२२ ॥**

અગ્નિહોત્રી વિપ્રે દરમાસે અમાસને દિવસે પિતૃયજ્ઞથી પરવારી 'પિંડાન્વાહાર્યક' શ્રાદ્ધ કરવું. (આ શ્રાદ્ધમાં હોમ પછી એક ખાડો ખોદી પિંડ મૂકવામાં આવે છે અને તે પિંડોમાંથી બ્રાહ્મણે લઈને થોડાક ભાગ ખાવાનો હોય છે. આને અન્વાહાર્ય પણ કહે છે.) ૧૨૨

**पितॄणां मासिकं श्राद्धमन्वाहार्यं विदुर्बुधाः**
**तच्चामिषेण कर्तव्यं प्रशस्तेन प्रयत्नतः ॥ १२३ ॥**

પિતૃઓના માસિક શ્રાદ્ધને પંડિતો અન્વાહાર્ય કહે છે અને તે ઉત્તમ માંસ સાથે પ્રયત્નપૂર્વક કરવું જોઈએ. ૧૨૩

[ **न निर्वपति यः श्राद्धं प्रमीतपितृको द्विजः ।**
**इन्दुक्षये मासि मासि प्रायश्चित्तीभवेत्तु सः ॥**

જેનો પિતા અવસાન પામ્યો હોય, એવો દ્વિજ જો મહિને મહિને અમાવાસ્યાને દિવસે આ શ્રાદ્ધ કરે નહિ, તો તે પ્રાયશ્ચિત્તને પાત્ર થાય છે.]

યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં જમાડવા યોગ્ય બ્રાહ્મણો—

**तत्र ये भोजनीयाः स्युर्ये च वर्ज्या द्विजोत्तमाः ।**
**यावन्तश्चैव यैश्चान्नैस्तान्प्रवक्ष्याम्यशेषतः ॥ १२४ ॥**

તે શ્રાદ્ધમાં કયા બ્રાહ્મણો જમાડવા યોગ્ય છે, કોણ વર્જ્ય છે અને કેટલાને કયા અન્નથી જમાડવા ઘટે છે, તે બધું હું અશેષે કહું છું. ૧૨૪

**द्वौ दैवे पितृकार्ये त्रीनेकैकमुभयत्र वा ।**
**भोजयेत्सुसमृद्धोऽपि न प्रसज्जेत विस्तरे ॥ १२५ ॥**

દેવકાર્યમાં બે, પિતૃકાર્યમાં ત્રણ, અથવા એ બેઉમાં એક એક એમ બ્રાહ્મણ જમાડવા—પણ ગૃહસ્થ સારી સમૃદ્ધિવાળો હોય, તો પણ તેણે આમાં વિસ્તાર નહિ કરવો. ૧૨૫

**सत्क्रियां देशकालौ च शौचं ब्राह्मणसंपदः ।**
**पञ्चैतान्विस्तरो हन्ति तस्मान्नेहेत विस्तरम् ॥ १२६ ॥**

વિસ્તાર કરવાથી સત્કાર, ક્રિયા, દેશકાલ, પવિત્રતા તથા ગુણસંપન્ન બ્રાહ્મણો, એ સર્વ સચવાતાં નથી; તેથી આમાં વિસ્તાર નહિ કરવો. ૧૨૬

प्रथिता प्रेतकृत्यैषा पित्र्यं नाम विधुक्षये ।
तस्मिन्युक्तस्यैति नित्यं प्रेतकृत्यैव लौकिकी ॥ १२७ ॥

મરી ગયેલાઓને ઉદ્દેશીને આ જે કર્મ અમાસે કરવામાં આવે છે તે પિત્ર્યકર્મને નામે પ્રસિદ્ધ છે. તેમાં નિત્યયુક્ત રહેનારને આ લૌકિક પ્રેતક્રિયા સફળ ફળે છે. ૧૨૭

श्रोत्रियायैव देयानि हव्यकव्यानि दातृभिः ।
अर्हत्तमाय विप्राय तस्मै दत्तं महाफलम् ॥ १२८ ॥

યોગ્યતાવાળા અને વેદસંપન્ન વિપ્રનેજ દાતાએ હવ્યો અને કવ્યો આપવાં. તેમને આપેલું દાન મહાફળ દેનારું છે. ૧૨૮

एकैकमपि विद्वांसं दैवे पित्र्ये च भोजयेत् ।
पुष्कलं फलमाप्नोति नामन्त्रज्ञान्बहूनपि ॥ १२९ ॥

દેવકાર્ય અને પિતૃકાર્યમાં એક એક વિદ્વાનનેજ જમાડવો, તેથી પુષ્કળ ફળ મળે છે. પણ મંત્ર ન જાણનારા અનેકોને જમાડવાથી કશું ફળ સાંપડતું નથી. ૧૨૯

दूरादेव परीक्षेत ब्राह्मणं वेदपारगम् ।
तीर्थं तद्धव्यकव्यानां प्रदाने सोऽतिथिः स्मृतः ॥ १३० ॥

વેદમાં પારંગત બ્રાહ્મણની પણ ઊંડેથી પરીક્ષા કરવી. તેવો બ્રાહ્મણ તે હવ્ય અને કવ્યોનો તીર્થરૂપ છે તેમજ દાનમાં તેને અતિથિ સમાન કહ્યો છે. ૧૩૦

सहस्रं हि सहस्राणामनृचां यत्र भुञ्जते ।
एकस्तान्मन्त्रवित्प्रीतः सर्वानर्हति धर्मतः ॥ १३१ ॥

જે શ્રાદ્ધમાં એક બાજુ વેદરહિત એવા દશ હજાર બ્રાહ્મણો જમતા હોય અને બીજી બાજુ એક વેદજ્ઞ વિપ્ર પ્રીતિપૂર્વક

જમતો હોય, તો ધર્મપૂર્વક આગલા દશ હજારના ભોજનનું સર્વ ફળ પાછલા એકના ભોજનથી સાંપડે છે. ૧૩૧

**ज्ञानोत्कृष्टाय देयानि कव्यानि च हवींषि च ।**
**न हि हस्तावसृग्दिग्धौ रुधिरेणैव शुद्ध्यतः ॥ १३२ ॥**

જ્ઞાનમાં ઉત્કૃષ્ટ હોય તેવા બ્રાહ્મણને જ હવ્યો અને કવ્યો આપવાં; કેમકે લોહીથી ખરડેલા હાથો લોહીથી શુદ્ધ થતા નથી.

**यावतो ग्रसते ग्रासान्हव्यकव्येष्वमन्त्रवित् ।**
**तावतो ग्रसते प्रेत्य दीप्तशूलर्ष्टययोगुडान् ॥ १३३ ॥**

વેદ નહિ જાણનારો બ્રાહ્મણ હવ્ય અને કવ્યના જેટલા કોળિયા લે છે, તેટલાં ધગધગતાં શૂલો, ઋષ્ટિઓ અને ગોળાઓ યજમાનને મૃત્યુ પછી ગળવાં પડે છે. ૧૩૩

**ज्ञाननिष्ठा द्विजाः केचित्तपोनिष्ठास्तथापरे ।**
**तपःस्वाध्यायनिष्ठाश्च कर्मनिष्ठास्तथापरे ॥ १३४ ॥**

કેટલાક બ્રાહ્મણો જ્ઞાનનિષ્ઠ હોય છે, કેટલાક તપોનિષ્ઠ હોય છે, કેટલાક તપોનિષ્ઠ તથા સ્વાધ્યાયનિષ્ઠ હોય છે, તો કેટલાક કર્મનિષ્ઠ હોય છે. ૧૩૪

**ज्ञाननिष्ठेषु कव्यानि प्रतिष्ठाप्यानि यत्नतः ।**
**हव्यानि तु यथान्यायं सर्वेष्वेव चतुर्ष्वपि ॥ १३५ ॥**

પિતૃઓને આપવાનાં કવ્યો પ્રયત્નપૂર્વક જ્ઞાનનિષ્ઠોને આપવા; પરંતુ દેવોને આપવા યોગ્ય હવ્યો ઉપરના ચારેને યથાવિધિ આપવાં. ૧૩૫

**अश्रोत्रिय पिता यस्य पुत्रः स्याद्वेदपारगः ।**
**अश्रोत्रियो वा पुत्रः स्यात्पिता स्याद्वेदपारगः ॥ १३६ ॥**

ज्यायांसमनयोर्विद्याद्यस्य स्याच्छ्रोत्रियः पिता ।
मन्त्रसंपूजनार्थं तु सत्कारमितरोऽर्हति ॥ १३७ ॥

જેનો પિતા અશ્રોત્રિય હોય પરંતુ વેદપારંગત હોય, અથવા જેનો પુત્ર અશ્રોત્રિય હોય અને પિતા વેદમાં પારંગત હોય; એ બન્નેમાં જેનો પિતા શ્રોત્રિય હોય તેને ચડિયાતો જાણવો અને બીજો વેદમંત્રના તેણે કરેલા પૂજનને કારણે સત્કારપાત્ર ગણાય છે. ૧૩૬, ૧૩૭

न श्राद्धे भोजयेन्मित्रं धनैः कार्योऽस्य संग्रहः ।
नारिं न मित्रं यं विद्यात्तं श्राद्धे भोजयेद्द्विजम् ॥ १३८ ॥

શ્રાદ્ધમાં મિત્રને જમાડવો નહિ, તેનો સત્કાર ધનથી કરવો. જે દ્વિજને શત્રુ અથવા મિત્ર તરીકે ન જાણતા હોઇએ તેને શ્રાદ્ધમાં જમાડવો. ૧૩૮

यस्य मित्रप्रधानानि श्राद्धानि च हवींषि च ।
तस्य प्रेत्य फलं नास्ति श्राद्धेषु च हविःषु च ॥ १३९ ॥

જેના શ્રાદ્ધમાં તથા હવિઓમાં મુખ્યત્વે મિત્રો જ હોય છે, તેને પરલોકમાં તે શ્રાદ્ધ અને હવિ ફળ આપતાં નથી. ૧૩૯

यः सङ्गतानि कुरुते मोहाच्छ्राद्धेन मानवः ।
स स्वर्गाच्च्यवते लोकाच्छ्राद्धमित्रो द्विजाधमः ॥ १४० ॥

જે માણસ શ્રાદ્ધ દ્વારા મૂઢપણે મિત્રતા બાંધે છે, તે શ્રાદ્ધથી મૈત્રી બાંધનારો અધમ દ્વિજ સ્વર્ગલોકથી પતિત થાય છે.૧૪૦

संभोजनी साभिहिता पैशाची दक्षिणा द्विजैः ।
इहैवास्ते तु सा लोके गौरन्धेवैकवेश्मनि ॥ १४१ ॥

શ્રાદ્ધમાં મિત્રમંડળ ભેગું કરીને જે ભોજન–દક્ષિણા અપાય છે, તેને દ્વિજોએ પૈશાચી દક્ષિણા કહી છે. જેમ આંધળી ગાય એક ઘરમાં જ બેસી રહે છે, તેમ તે દક્ષિણા પણ આ લોકમાં જ બંધાઈ રહે છે. ૧૪૧

**यथेरिणे बीजमुप्त्वा न वप्ता लभते फलम् ।**
**तथाऽनृचे हविर्दत्त्वा न दाता लभते फलम् ॥ १४२ ॥**

જેમ ખારપાટમાં બીજને વાવનાર ફલ પામતો નથી, તેમ વેદરહિતને હવિ આપીને દાતા ફળ લાભતો નથી. ૧૪૨

**दातॄन्प्रतिग्रहीतॄंश्च कुरुते फलभागिनः ।**
**विदुषे दक्षिणां दत्त्वा विधिवत्प्रेत्य चेह च ॥ १४३ ॥**

વિદ્વાનને વિધિપૂર્વક જે દક્ષિણા આપી હોય, તે તેના દેનારાઓને તથા લેનારાઓને આ લોકમાં તેમજ પરલોકમાં ફલભાગી કરે છે. ૧૪૩

**कामं श्राद्धेऽर्चयेन्मित्रं नाभिरूपमपि त्वरिम् ।**
**द्विषता हि हविर्भुक्तं भवति प्रेत्य निष्फलम् ॥ १४४ ॥**

શ્રાદ્ધમાં કદાચ મિત્રને સત્કાર અપાય, પણ શત્રુ યોગ્ય હોય તોપણ તેનો સત્કાર થાય નહિ; કેમકે શત્રુએ કરેલું શ્રાદ્ધ-ભોજન પરલોકમાં નિષ્ફળ જાય છે. ૧૪૪

**यत्नेन भोजयेच्छ्राद्धे बह्वृचं वेदपारगम् ।**
**शाखान्तगमथाध्वर्युं छन्दोगं तु समाप्तिकम् ॥ १४५ ॥**

અનેક ઋચાઓવાળા ( મંત્ર તથા બ્રાહ્મણરૂપ ) ઋગ્વેદના પારંગત, અથવા શાખાઓ સહિત સમગ્ર યજુર્વેદના પારં-

ગત, અથવા સંપૂર્ણ સામવેદના પારંગત બ્રાહ્મણને યત્નપૂર્વક શ્રાદ્ધમાં જમાડવો. ૧૪૫

**एषामन्यतमो यस्य भुञ्जीत श्राद्धमर्चितः ।**
**पितॄणां तस्य तृप्तिः स्याच्छाश्वती साप्तपौरुषी ॥१४६॥**

આમાંનો કોઇ પણ બ્રાહ્મણ જેના શ્રાદ્ધમાં સત્કારપૂર્વક ભોજન કરે છે, તેની સાત પેઢીના પિતૃઓ શાશ્વત તૃપ્તિ પામે છે.

**एष वै प्रथमः कल्पः प्रदाने हव्यकव्ययोः ।**
**अनुकल्पस्त्वयं ज्ञेयः सदा सद्भिरनुष्ठितः ॥१४७॥**

હવ્ય અને કવ્યના પ્રદાનનો આ મુખ્ય વિધિ કહ્યો. હવે સત્પુરુષોએ સેવેલો આ નીચેનો ગૌણ વિધિ જાણવાયોગ્ય છે.

**मातामहं मातुलं च स्वस्रीयं श्वशुरं गुरुम् ।**
**दौहित्रं विट्पतिं बन्धुमृत्विग्याज्यौ च भोजयेत् ।१४८॥**

માતમહ, મામા, ભાણેજ, ગુરુ, દૌહિત્ર, જમાઈ, બંધુ (મામા, માસી, તથા ફોઇ વગેરેના પુત્રો), ઋત્વિજ અને યજમાન—એમને શ્રાદ્ધમાં જમાડી શકાય. ૧૪૮

**न ब्राह्मणं परीक्षेत दैवे कर्मणि धर्मवित् ।**
**पित्र्ये कर्मणि तु प्राप्ते परीक्षेत प्रयत्नतः ॥ १४९ ॥**

દેવકાર્યમાં ધર્મજ્ઞ માણસે બ્રાહ્મણની પરીક્ષા કરવી નહિ; પણ આવેલા પિતૃકાર્યમાં તો તેની પ્રયત્નપૂર્વક પરીક્ષા કરવી.

**[ तेषामन्ये पंक्तिदूष्यास्तथाऽन्ये पंक्तिपावनाः ।**
**अपांक्तेयान्प्रवक्ष्यामि कव्यानर्हान्द्विजाधमान् ॥**

કેટલાક બ્રાહ્મણો પંગતને દૂષિત કરનારા હોય છે, તો

કેટલાક પંગતને પવિત્ર કરનારા હોય છે. આમાં જે દ્વિજાધમો કવ્યને માટે અયોગ્ય છે અને પંક્તિને માટે અનધિકારી છે, તેમને વિશે હું કહીશ. ]

યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં ભોજન કરવાને અયોગ્ય બ્રાહ્મણો—

**ये स्तेनपतितक्लीबा ये च नास्तिकवृत्तयः ।**
**तान्हव्यकव्ययोर्विप्राननर्हान्मनुरब्रवीत् ॥१५०॥**

જેઓ ચોર છે, પતિત છે, વ્યંડળ છે અને નાસ્તિકવૃત્તિ-વાળા છે, તે વિપ્રોને મનુએ હવ્ય અને કવ્યના કાર્યમાં અયોગ્ય કહ્યા છે. ૧૫૦

**जटिलं चानधीयानं दुर्बलं कितवं तथा ।**
**याजयन्ति च ये पूगांस्तांश्च श्राद्धे न भोजयेत् ॥१५१॥**

જટાયુક્ત (બ્રહ્મચારી) છતાં જે વેદાધ્યયનથી રહિત છે, જે ધુતારો તપસ્વી છે, જે જુગારી છે અને જે સમૂહબાંધ્યા યજ્ઞ-કર્મો કરાવે છે, તેને શ્રાદ્ધમાં જમાડવો નહિ. ૧૫૧

**चिकित्सकान्देवलकान्मांसविक्रयिणस्तथा ।**
**विपणेन च जीवन्तो वर्ज्याः स्युर्हव्यकव्ययोः ॥१५२॥**

વૈદા ઉપર આજીવિકા ચલાવનારો, દેવદ્રવ્ય ઉપર જીવ-નારો, માંસ વેચનારો અને દુકાનદારીથી ગુજારો કરનારો, એમને હવ્ય તથા કવ્યના કાર્યમાં વર્જ્ય રાખવા. ૧૫૨

**प्रेष्यो ग्रामस्य राज्ञश्च कुनखी श्यावदन्तकः ।**
**प्रतिरोद्धा गुरोश्चैव त्यक्ताग्निर्वार्द्धुषिस्तथा ॥ १५३ ॥**
**यक्ष्मी च पशुपालश्च परिवेत्ता निराकृतिः ।**
**ब्रह्मद्विट् परिवित्तिश्च गणाभ्यन्तर एव च ॥ १५४ ॥**

कुशीलवोऽवकीर्णी च वृषलीपतिरेव च।
पौनर्भवश्च काणश्च यस्य चोपपतिर्गृहे ॥ १५५ ॥
भृतकाध्यापको यश्च भृतकाध्यापितस्तथा।
शूद्रशिष्यो गुरुश्चैव वाग्दुष्टः कुण्डगोलकौ ॥ १५६ ॥
अकारणपरित्यक्ता मातापित्रोर्गुरोस्तथा।
ब्राह्मैर्यौनैश्च संबन्धैः संयोगं पतितैर्गतः ॥ १५७ ॥
अगारदाही गरदः कुण्डाशी सोमविक्रयी।
समुद्रयायी बन्दी च तैलिकः कूटकारकः ॥ १५८ ॥
पित्रा विवदमानश्च कितवो मद्यपस्तथा।
पापरोग्यभिशस्तश्च दाम्भिको रसविक्रयी॥ १५९ ॥
धनुःशराणां कर्ता च यश्चाग्रेदिधिषूपतिः।
मित्रध्रुग्द्यूतवृत्तिश्च पुत्राचार्यस्तथैव च ॥ १६० ॥
भ्रामरी गण्डमाली च श्वित्र्यथो पिशुनस्तथा।
उन्मत्तोऽन्धश्च वर्ज्याः स्युर्वेदनिन्दक एव च॥ १६१ ॥

ગામનો તથા રાજાનો હેલકરી, ભૂંડા નખવાળો, શ્યામળા દાંતવાળો, ગુરુનો વિરોધ કરનારો, અગ્નિહોત્ર છોડી બેસનારો, વ્યાજનો ધંધો કરનારો, ક્ષયરોગી, ઢોર ચારનારો, પરિવેત્તા, નિરાકૃતિ (પંચમહાયજ્ઞો નહિ કરનારો), બ્રાહ્મણદ્વેષી, પરિવિત્તિ, મહાજનના ધર્માદા ધનથી જીવનારો, ગાઈબજાવી આજીવિકા કરનારો, અવકીર્ણી (વ્રતખંડિત), વૃષલીનો પતિ, પૌનર્ભવ, કાણો, જેના ઘરમાં સ્ત્રીને જાર હોય તેવો, પગારે ભણાવનારો, પગારે ભણનારો, શૂદ્રને શિષ્ય કરનારો,

શૂદ્રને ગુરુ કરનારો, દુષ્ટ વાણીવાળો, કુંડપુત્ર, ગોલકપુત્ર, અકારણ માતાપિતા તથા ગુરુનો ત્યાગ કરનારો, પતિતો સાથે અધ્યયન તથા વિવાહના સંબંધ રાખનારો, ઘરને આગ લગાડનારો, વિષ દેનારો, કુંડજાતિના પુરુષનું ખાનારો, સોમ વેચનારો સમુદ્રગમન કરનારો, ભાટવૃત્તિ કરનારો, તેલીનું કામ કરનારો, ખોટી સાક્ષી પૂરનારો, પિતા સાથે કજિયો કરનારો, ધુતારો કે જુગારી, દારૂ પીનારો, કોઢ વગેરે પાપી રોગવાળો, કલંકિત થયેલો, દાંભિક, ઘી, દહીં, મધ, વગેરે રસ વેચનારો, ધનુષબાણ બનાવનારો, અગ્રે દિધિષૂ (મોટી બહેન કુંવારી હોય અને જે નાની બહેન પરણે તે)નો પતિ, મિત્રદ્રોહી, જુગાર ઉપર જીવનારો, પુત્રને આચાર્ય કરી તેની પાસેથી વેદ ભણનારો, ફેફસાંના રોગવાળો, કંઠમાળવાળો, સફેદ કોઢવાળો, ચાડિયો, ઉન્મત્ત, અંધ અને વેદનો નિંદક—એટલા બ્રાહ્મણને શ્રાદ્ધભોજનમાં વર્જ્ય ગણવા. ૧૫૩–૧૬૧

**हस्तिगोश्वोष्ट्रदमको नक्षत्रैर्यश्च जीवति।**
**पक्षिणां पोषको यश्च युद्धाचार्यस्तथैव च ॥ १६२ ॥**

**स्रोतसां भेदको यश्च तेषां चावरणे रतः।**
**गृहसंवेशको दूतो वृक्षारोपक एव च ॥ १६३ ॥**

**श्वक्रीडी श्येनजीवी च कन्यादूषक एव च।**
**हिंस्रो वृषलवृत्तिश्च गणानां चैव याजकः ॥ १६४ ॥**

**आचारहीनः क्लीबश्च नित्यं याचनकस्तथा।**
**कृषिजीवी श्लीपदी च सद्भिर्निन्दित एव च ॥ १६५ ॥**

**औराभ्रिको माहिषिकः परपूर्वापतिस्तथा ।**
**प्रेतनिर्यातकश्चैव वर्जनीयाः प्रयत्नतः ॥ १६६ ॥**

હાથી, બળદ, ઘોડા અને ઊંટોને કેળવનારો, નક્ષત્રોથી જોષ જોઇને ગુજારો કરનારો, પક્ષીઓ પાળીને પેટ ભરનારો, યુદ્ધ શીખવનારો, જલપ્રવાહોને ભાંગનારો, જલપ્રવાહોને રોકનારો ઘરના બાંધકામના ધંધાથી આજીવિકા ચલાવનારો, કાસદ, મજૂરીથી ઝાડ વાવનારો, કૂતરાના ખેલ કરનારો, બાજ ઉપર પેટ ભરનારો, કન્યાને ભ્રષ્ટ કરનારો, હિંસા કરનારો, શૂદ્રની વૃત્તિ કરનારો, ગણોના યાગો કરાવનારો, આચાર વગરનો, નપુંસક, નિત્ય માગણ, ખેતી ઉપર જીવનારો, હાથીપગના રોગવાળો, સત્પુરુષોથી નિંદાયેલો, રબારીનો ધંધો કરનારો, ભેંસ પાળનારો, ફરી પરણેલી સ્ત્રીને પરણનારો, તેમજ પૈસા લઇ મુડદું લઇ જનારો, એવા સર્વ બ્રાહ્મણોને પ્રયત્નપૂર્વક શ્રાદ્ધમાં જમાડવા નહિ. ૧૬૨–૧૬૬

**एतान्विगर्हिताचारानपांक्तेयान्द्विजाधमान् ।**
**द्विजातिप्रवरो विद्वानुभयत्र विवर्जयेत् ॥ १६७ ॥**

વિદ્વાન દ્વિજવરે ઉપરના નિંદિત આચારવાળા, પંક્તિબાહ્ય અને અધમ બ્રાહ્મણોને દેવ તથા પિતૃનાં એમ બન્ને કર્મોમાં વર્જ્ય રાખવા. ૧૬૭

**ब्राह्मणस्त्वनधीयानस्तृणाग्निरिव शाम्यति ।**
**तस्मै हव्यं न दातव्यं न हि भस्मनि हूयते ॥ १६८ ॥**

અધ્યયનહીન બ્રાહ્મણ તણખલાના દેવતાની જેમ ટાઢો પડી જાય છે. તેને હવ્ય કે કવ્ય આપવું નહિ; કેમકે રાખમાં હોમ ન કરાય. ૧૬૮

**अपांक्तदाने यो दातुर्भवत्यूर्ध्वं फलोदयः ।**
**दैवे हविषि पित्र्ये वा तत्प्रवक्ष्याम्यशेषतः ॥ १६९ ॥**

દેવકાર્યમાં તેમજ પિતૃકાર્યમાં પંક્તિબાહ્યોને હવ્ય અને કવ્ય આપ્યાથી આગળ શું ફળ મળે છે, તે હવે અશેષે કહું છું. ૧૬૯

**अव्रतैर्यद्द्विजैर्भुक्तं परिवेत्रादिभिस्तथा ।**
**अपांक्तेयैर्यदन्यैश्च तद्वै रक्षांसि भुञ्जते ॥ १७० ॥**

વ્રત વિનાના, પંક્તિબાહ્ય તથા પરિવેત્તા આદિ બીજા બ્રાહ્મણો જે શ્રાદ્ધભોજન જમે છે તે રાક્ષસો જ જમે છે. ૧૭૦

**दाराग्निहोत्रसंयोगं कुरुते योऽग्रजे स्थिते ।**
**परिवेत्ता स विज्ञेयः परिवित्तिस्तु पूर्वजः ॥ १७१ ॥**

મોટો ભાઈ કુંવારો હોય છતાં, નાનો ભાઈ વિવાહ કરે અને અગ્નિહોત્રનો સંયોગ કરે, તો તે નાના ભાઇને તથા તે મોટા ભાઇને અનુક્રમે પરિવેત્તા અને પરિવિત્તિ જાણવા. ૧૭૧

**परिवित्तिः परिवेत्ता यया च परिवित्द्यते ।**
**सर्वे ते नरकं यान्ति दातृयाजकपञ्चमाः ॥ १७२ ॥**

તે પરિવિત્તિ, પરિવેત્તા, તથા તે જેની સાથે પરણે તે પરિવિન્ના કન્યા, કન્યાનો દેનાર અને તે વિવાહયજ્ઞ કરાવનાર આ પાંચેય નરકને પામે છે. ૧૭૨

**भ्रातुर्मृतस्य भार्यायां योऽनुरज्येत कामतः ।**
**धर्मेणापि नियुक्तायां स ज्ञेयो दिधिषूपतिः ॥ १७३ ॥**

મરણ પામેલા ભાઇની પત્ની ધર્મપૂર્વક નિયોગમાં આવી

હોય, તોપણ જે તેને વિશે કામવશતાએ અનુરંજન કરે છે, તેને દિધિષુપતિ જાણવો. ૧૭૩

**परदारेषु जायेते द्वौ सुतौ कुण्डगोलकौ ।**
**पत्यौ जीवति कुण्डः स्यान्मृते भर्तरि गोलकः ॥१७४॥**

પરસ્ત્રીમાં કુંડ અને ગોલક એ બે જાતના પુત્રો થાય છે. પતિના જીવતાં પરપુરુષથી જે પુત્ર જન્મે તે કુંડ અને તેના મરણ પછી પરપુરુષથી જે પુત્ર જન્મે તે ગોલકપુત્ર છે. ૧૭૪

**[ उत्पन्नयोरधर्मेण हव्यकव्ये च नैत्यके ।**
**यस्तयोरन्नमश्नाति स कुण्डाशी द्विजः स्मृतः ॥**

અધર્મથી ઉત્પન્ન થયેલા આ કુંડ અને ગોલકના નિત્યના યજ્ઞોમાં તથા હવ્ય અને કવ્યમાં જે બ્રાહ્મણ તેમનું અન્ન જમે છે તેને કુંડાશી કહ્યો છે.]

**तौ तु जातौ परक्षेत्रे प्राणिनौ प्रेत्य चेह च ।**
**दत्तानि हव्यकव्यानि नाशयेते प्रदायिनाम् ॥ १७५ ॥**

પરપત્નીમાં જન્મેલા આ બે પ્રાણીઓ દાતાઓએ આપેલાં હવ્યો તથા કવ્યોને આ લોકમાં તેમજ પરલોકમાં નિષ્ફળ કરે છે. ૧૭૫

**अपांक्त्यो यावतः पांक्त्यान्भुञ्जानाननुपश्यति ।**
**तावतां न फलं तत्र दाता प्राप्नोति बालिशः ॥ १७६ ॥**

પંક્તિબાહ્ય એવો એક બ્રાહ્મણ જેટલા પંક્તિમાન્ય બ્રાહ્મણોને જમતા જુએ છે, તેટલા બ્રાહ્મણોને જમાડ્યાનું ફળ તે મૂર્ખ ભોજનદાતા પામતો નથી. ૧૭૬

वीक्ष्यान्धो नवतेः काणः षष्टेः श्वित्री शतस्य तु ।
पापरोगी सहस्रस्य दातुर्नाशयते फलम् ॥ १७७ ॥

શ્રાદ્ધભોજનમાં આંધળો, કાણો, કોઢિયો અને પાપરોગી; એટલાની જો દૃષ્ટિ પડે, તો દાતાનું અનુક્રમે નેવું, સાઠ, સો અને હજાર શ્રોત્રિય બ્રાહ્મણો જમાડ્યાનું ફળ નાશ પામે છે.

यावतः संस्पृशेदङ्गैर्ब्राह्मणाञ्छूद्रयाजकः ।
तावतां न भवेद्दातुः फलं दानस्य पौर्तिकम् ॥ १७८ ॥

શૂદ્રને યજ્ઞ કરાવનારો બ્રાહ્મણ પોતાનાં અંગોથી જેટલા બ્રાહ્મણોને અડે છે, તેટલા બ્રાહ્મણોને આપેલું શ્રાદ્ધપૂર્તિનું દાન દાતાને ફળ આપતું નથી. ૧૭૮

वेदविच्चापि विप्रोऽस्य लोभात्कृत्वा प्रतिग्रहम् ।
विनाशं व्रजति क्षिप्रमामपात्रमिवाम्भसि ॥ १७९ ॥

વેદજ્ઞ વિપ્ર પણ જો લોભ કરીને એ શૂદ્રયાજક પાસેથી દાન લે, તો કાચી માટીનો ઘડો જેમ પાણીમાં ઝટ ફૂટી જાય છે, તેમ તે પણ તત્કાલ વિનાશ પામે છે. ૧૭૯

सोमविक्रयिणे विष्ठा भिषजे पूयशोणितम् ।
नष्टं देवलके दत्तमप्रतिष्ठं तु वार्धुषौ ॥ १८० ॥

સોમ વેચનાર બ્રાહ્મણને આપેલું શ્રાદ્ધભોજન વિષ્ટા થાય છે, વૈદ્યને આપેલું તે પરુ અને લોહી થાય છે, દેવદ્રવ્ય ઉપર જીવનારને આપેલું તે નાશ પામે છે અને વ્યાજથી આજીવિકા કરનારને આપેલું તે પ્રતિષ્ઠાહીન થાય છે. ૧૮૦

यत्तु वाणिजके दत्तं नेह नामुत्र तद्भवेत् ।
भस्मनीव हुतं हव्यं तथा पौनर्भवे द्विजे ॥ १८१ ॥

વણજ કરનારા તથા પુનર્લગ્નથી જન્મેલા બ્રાહ્મણોને જે ભોજનદાન આપ્યું હોય, તો તે રાખમાં હોમેલા હવ્યની જેમ આ લોકમાં અને પરલોકમાં વ્યર્થ જાય છે. ૧૮૧

**इतरेषु त्वपांक्त्येषु यथोद्दिष्टेष्वसाधुषु ।**
**मेदोसृङ्मांसमज्जास्थि वदन्त्यन्नं मनीषिणः ॥ १८२ ॥**

કહ્યા એવા બીજા પંક્તિબાહ્યો અને અસાધુઓને આપેલું ભોજન ચરબી, લોહી, માંસ, મજ્જા અને હાડકાં સમાન થાય છે, એમ વિદ્વાનો કહે છે. ૧૮૨

**अपांक्त्योपहता पंक्तिः पाव्यते यैर्द्विजोत्तमैः ।**
**तान्निबोधत कार्त्स्न्येन द्विजाग्र्यान्पंक्तिपावनान् ॥ १८३ ॥**

પંક્તિબાહ્યોથી અભડાયેલી પંગત જે ઉત્તમ બ્રાહ્મણોથી પાવન થાય છે, તે પંક્તિપાવન બ્રાહ્મણો વિશે તમે સંપૂર્ણતઃ સાંભળો. ૧૮૩

પંક્તિપાવન બ્રાહ્મણો—

**अग्र्याः सर्वेषु वेदेषु सर्वप्रवचनेषु च ।**
**श्रोत्रियान्वयजाश्चैव विज्ञेयाः पंक्तिपावनाः ॥ १८४ ॥**

સર્વ વેદોમાં તથા સૌ પ્રવચનોમાં જેઓ અગ્રપદે છે અને જેઓ શ્રોત્રિયના વંશમાં જન્મેલા છે, તેમને પંક્તિપાવન બ્રાહ્મણો જાણવા. ૧૮૪

**त्रिणाचिकेतः पञ्चाग्निस्त्रिसुपर्णः षडङ्गवित् ।**
**ब्रह्मदेयात्मसंतानो ज्येष्ठसामग एव च ॥ १८५ ॥**
**वेदार्थवित्प्रवक्ता च ब्रह्मचारी सहस्रदः ।**
**शतायुश्चैव विज्ञेया ब्राह्मणाः पंक्तिपावनाः ॥ १८६ ॥**

ત્રિણાચિકેત (યજુર્વેદમાં કઠવલ્લીનો નચિકેતા સંબંધી ભાગ ભણનારો), પંચાગ્નિ (સવારે તથા સાંજે પાંચ અગ્નિ) પ્રદીપ્ત રાખનાર (અથવા છાંદોગ્યમાં કહેલી પંચાગ્નિવિદ્યા જાણનાર), ત્રિસુપર્ણ (ઋગ્વેદનો એક ભાગ ભણનાર અથવા તૈતરીય શાખાના **ब्रह्ममेतु माम्** એ ભાગ જાણનાર), વેદનાં છ અંગ જાણનાર, બ્રાહ્મવિવાહથી પરણેલી માતામાં જન્મનાર, જ્યેષ્ઠ સામ ગાનાર, વેદાર્થ જાણનાર, વેદનો વ્યાખ્યાતા, બ્રહ્મચારી, હજારો ગાયોનું દાન કરનાર અને સો વર્ષના આવરદાવાળો, એટલા બ્રાહ્મણોને પંક્તિપાવન જાણવા. ૧૮૫, ૧૮૬

**पूर्वेद्युरपरेद्युर्वा श्राद्धकर्मण्युपस्थिते ।**
**निमन्त्रयेत त्र्यवरान्सम्यग्विप्रान्यथोदितान् ॥ १८७ ॥**

શ્રાદ્ધકર્મ હોય તેને આગલે દહાડે અથવા તે જ દિવસે ઉપર કહ્યા એવા ત્રણ સુપાત્ર વિપ્રોને વિધિપૂર્વક નિમંત્રણ આપવું.

**निमन्त्रितो द्विजः पित्र्ये नियतात्मा भवेत्सदा ।**
**न च छन्दांस्यधीयीत यस्य श्राद्धं च तद्भवेत् ॥ १८८ ॥**

પિતૃશ્રાદ્ધ માટે નિમંત્રાયેલા બ્રાહ્મણે સદા વશમન રહેવું અને વેદોનું અધ્યયન કરવું નહિ. જેને ત્યાં શ્રાદ્ધ હોય, તે યજમાને પણ તેમજ કરવું. ૧૮૮

**निमन्त्रितान्हि पितर उपतिष्ठन्ति तान्द्विजान् ।**
**वायुवच्चानुगच्छन्ति तथासीनानुपासते ॥ १८९ ॥**

કેમકે શ્રાદ્ધમાં તે નિમંત્રિત દ્વિજોની પાસે પિતૃઓ ઊભા રહે છે; બ્રાહ્મણ ચાલે છે, ત્યારે તેઓ વાયુની જેમ તેમની પાછળ ચાલે છે; બ્રાહ્મણ બેસે છે, ત્યારે તેઓ તેની પાસે બેસે છે. ૧૮૯

केतितस्तु यथान्यायं हव्यकव्ये द्विजोत्तमः ।
कथंचिदप्यतिक्रामन्पापः सूकरतां व्रजेत् ॥ १९० ॥

હવ્ય અને કવ્ય માટે યથાશાસ્ત્ર આમંત્રિત થયેલો બ્રાહ્મણ જો કંઇ પણ ઉલ્લંઘન કરે, તો તે પાપી ભૂંડનો અવતાર પામે છે.

आमन्त्रितस्तु यः श्राद्धे वृषल्या सह मोदते।
दातुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥ १९१ ॥

શ્રાદ્ધમાં આમંત્રણ પામેલો બ્રાહ્મણ જો વૃષલી સાથે ભોગ કરે છે, તો દાતાનું જે કંઈ દુષ્કૃત હોય તે બધું તે બ્રાહ્મણને ચોંટે છે. ૧૯૧

अक्रोधनाः शौचपराः सततं ब्रह्मचारिणः ।
न्यस्तशस्त्रा महाभागाः पितरः पूर्वदेवताः ॥ १९२ ॥

દેવોના પણ પૂર્વજરૂપ એવા પિતૃઓ ક્રોધરહિત, શૌચપરાયણ, સતત બ્રહ્મચારી, ત્યક્તશસ્ત્ર અને દયાદિ આઠ ઐશ્વર્યથી સંપન્ન છે. ૧૯૨

પિતૃઓ દેવતા છે—

यस्मादुत्पत्तिरेतेषां सर्वेषामप्यशेषतः ।
ये च यैरुपचर्याः स्युर्नियमैस्तान्निबोधत ॥ १९३ ॥

તે સર્વની શામાંથી ઉત્પત્તિ થઇ અને તેમની શા શા નિયમોથી સેવા કરવી, તે બધું તમે સંપૂર્ણ રીતે સાંભળો. ૧૯૩

मनोर्हैरण्यगर्भस्य ये मरीच्यादयः सुताः ।
तेषामृषीणां सर्वेषां पुत्राः पितृगणाः स्मृताः ॥ १९४ ॥

હિરણ્યગર્ભ બ્રહ્માના પુત્ર મનુને મરીચિ આદિ જે પુત્રો હતા, તે સર્વ ઋષિઓના પુત્રોને પિતૃગણો કહ્યા છે. ૧૯૪

**विराट्सुताः सोमसदः साध्यानां पितरः स्मृताः ।**
**अग्निष्वात्ताश्च देवानां मारीचा लोकविश्रुताः ॥ १९५ ॥**

વિરાટના પુત્રો સોમસદોને સાધ્યોના પિતૃઓ કહ્યા છે અને લોકપ્રસિદ્ધ મરીચિના પુત્રો અગ્નિષ્વાત્તાઓ દેવોના પિતૃઓ છે. ૧૯૫

**दैत्यदानवयक्षाणां गन्धर्वोरगरक्षसाम् ।**
**सुपर्णकिन्नराणां च स्मृता बर्हिषदोऽत्रिजाः ॥ १९६ ॥**

અત્રિના પુત્રો જે બર્હિષદ તેમને દૈત્યો, દાનવો, યક્ષો, ગંધર્વો, ઉરગો, રાક્ષસો, સુપર્ણો અને કિન્નરોના પિતૃઓ કહ્યા છે. ૧૯૬

**सोमपा नाम विप्राणां क्षत्रियाणां हविर्भुजः ।**
**वैश्यानामाज्यपा नाम शूद्राणां तु सुकालिनः ॥ १९७ ॥**

બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોના પિતૃઓ અનુક્રમે સોમપા, હવિર્ભુજ, આજ્યપા અને સુકાલિન નામના છે. ૧૯૭

**सोमपास्तु कवेः पुत्रा हविष्मन्तोऽङ्गिरःसुताः ।**
**पुलस्त्यस्याज्यपाः पुत्रा वसिष्ठस्य सुकालिनः ॥ १९८ ॥**

સોમપા પિતૃઓ ભૃગુના પુત્રો છે, હવિષ્મંત અથવા હવિર્ભુજ અંગિરાના પુત્રો છે, આજ્યપા પુલસ્ત્યના પુત્રો છે અને સુકાલિન વસિષ્ઠના પુત્રો છે. ૧૯૮

**अग्निदग्धानग्निदग्धान्काव्यान्बर्हिषदस्तथा ।**
**अग्निष्वात्तांश्च सौम्यांश्च विप्राणामेव निर्दिशेत् ॥ १९९ ॥**

અગ્નિદગ્ધ, અનગ્નિદગ્ધ, કાવ્ય, બર્હિષદ, અગ્નિષ્વાત્તા અને સૌમ્ય એ સર્વને વિપ્રોના પિતૃઓ જાણવા. ૧૯૯

[ अग्निष्वात्ता हुतैस्तृप्ताः सोमपाः स्तुतिभिस्तथा ।
पिंडैर्बर्हिषदः प्रीताः प्रेतास्तु द्विजभोजनैः ॥

અગ્નિષ્વાત્તાઓ હોમથી, સોમપાઓ સ્તુતિથી, બર્હિષદો પિંડોથી અને પ્રેતો બ્રાહ્મણભોજનોથી પ્રસન્ન થાય છે.]

य एते तु गणा मुख्याः पितॄणां परिकीर्तिताः ।
तेषामपीह विज्ञेयं पुत्रपौत्रमनन्तकम् ॥ २०० ॥

આ જે મુખ્ય પિતૃગણો કહ્યા, તેમના જે અનંત પુત્રપૌત્રો છે તેમને પણ પિતૃઓ જાણવા. ૨૦૦

ऋषिभ्यः पितरो जाताः पितृभ्यो देवमानवाः ।
देवेभ्यस्तु जगत्सर्वं चरं स्थाण्वनुपूर्वशः ॥ २०१ ॥

ઋષિઓથી પિતૃઓ થયા છે, પિતૃઓથી દેવો અને માનવો થયા છે અને દેવોથી સ્થાવરજંગમ આ સર્વ જગત અનુક્રમે થયું છે. ૨૦૧

राजतैर्भाजनैरेषामथो वा राजतान्वितैः ।
वार्यपि श्रद्धया दत्तमक्षयायोपकल्पते ॥ २०२ ॥

રૂપાનાં વાસણોથી અથવા ચાંદીએ મઢેલાં પાત્રોથી જો શ્રદ્ધાપૂર્વક પિતૃઓને જલ પણ અર્પવામાં આવે તો તે તેમને અક્ષય તૃપ્તિ આપનારું થાય છે. ૨૦૨

**दैवकार्याद्द्विजातीनां पितृकार्यं विशिष्यते ।**
**दैवं हि पितृकार्यस्य पूर्वमाप्यायनं श्रुतम् ॥२०३॥**

દ્વિજવર્ણો માટે પિતૃકાર્ય એ દેવકાર્યથી યે વિશેષ છે, કેમકે દેવકાર્ય તો પિતૃકાર્યનું પૂર્વાંગ કહ્યુ છે. ૨૦૩

**तेषामारक्षभूतं तु पूर्वं दैवं नियोजयेत् ।**
**रक्षांसि हि विलुम्पन्ति श्राद्धमारक्षवर्जितम् ॥२०४॥**

તે પિતૃકર્મોનું રક્ષણ કરનારું દેવકાર્ય પ્રથમ કરવું; કેમકે આ દેવરક્ષાથી વર્જિત રહેલા શ્રાદ્ધને રાક્ષસો રોળી નાખે છે.

**दैवाद्यन्तं तदीहेत पित्राद्यन्तं न तद्भवेत् ।**
**पित्राद्यन्तं त्वीहमानः क्षिप्रं नश्यति सान्वयः ॥२०५॥**

શ્રાદ્ધકર્મના આરંભ તથા અંત દેવકાર્યથી જ કરવા; પિતૃકાર્યથી કરવા નહિ. પિતૃકાર્યથી આરંભ અને અંત કરવાથી શ્રાદ્ધ કરનાર સહકુટુંબ નાશ પામે છે. ૨૦૫

શ્રાદ્ધનો વિધિ—

**शुचिं देशं विविक्तं च गोमयेनोपलेपयेत् ।**
**दक्षिणाप्रवणं चैव प्रयत्नेनोपपादयेत् ॥ २०६ ॥**

એકાંત, પવિત્ર તથા દક્ષિણ દિશા તરફ ઢળતી ભૂમિને પ્રયત્નપૂર્વક મેળવવી અને તેને ગાયના છાણે લીંપવી. ૨૦૬

**अवकाशेषु चोक्षेषु नदीतीरेषु चैव हि ॥**
**विविक्तेषु च तुष्यन्ति दत्तेन पितरः सदा ॥२०७॥**

સ્વાભાવિક શુદ્ધ એવાં ખુલ્લાં અને એકાંત વનસ્થાનોમાં, તેમજ નદીનાં તીરો ઉપર શ્રાદ્ધ કરવાથી પિતૃઓ સદૈવ તૃપ્ત થાય છે. ૨૦૭

आसनेषूपक्लृप्तेषु बर्हिष्मत्सु पृथक्पृथक् ।
उपस्पृष्टोदकान्सम्यग्विप्रांस्तानुपवेशयेत् ॥ २०८ ॥

આચમન કરેલા તે આમંત્રિત વિપ્રોને માંડવામાં આવેલાં જુદાં જુદાં દર્ભાસનો ઉપર રૂડી રીતે બેસાડવા. ૨૦૮

उपवेश्य तु तान्विप्रानासनेष्वजुगुप्सितान् ।
गन्धमाल्यैः सुरभिभिरर्चयेद्देवपूर्वकम् ॥ २०९ ॥

તે વિપ્રોને અનિન્દિત આસનો ઉપર બેસાડ્યા પછી, ચંદન, માલા અને બીજી સુગંધીઓથી દેવપૂજન કરવું અને પછી તેમનું પૂજન કરવું. ૨૦૯

तेषामुदकमानीय सपवित्रांस्तिलानपि ।
अग्नौ कुर्यादनुज्ञातो ब्राह्मणो ब्राह्मणैः सह ॥ २१० ॥

બ્રાહ્મણે એ બ્રાહ્મણો માટે જલ, દર્ભપવિત્રીઓ તથા તલ આણવાં અને આજ્ઞા મળતાં તેમની સાથે અગ્નિમાં હોમ કરવો. ૨૧૦

अग्नेः सोमयमाभ्यां च कृत्वाप्यायनमादितः ।
हविर्दानेन विधिवत्पश्चात्तर्पयेत्पितॄन् ॥ २११ ॥

પ્રથમ અગ્નિ, સોમ તથા યમને વિધિપૂર્વક હવિદાનથી પ્રસન્ન કરવા અને પછી પિતૃઓનું સંતર્પણ કરવું. ૨૧૧

अग्न्यभावे तु विप्रस्य पाणावेवोपपादयेत् ।
यो ह्यग्निः स द्विजो विप्रैर्मन्त्रदर्शिभिरुच्यते ॥ २१२ ॥

અગ્નિનો અભાવ હોય, તો તેણે બ્રાહ્મણના હાથમાંજ એ

આહુતિઓ આપવી. કેમકે, જે અગ્નિ છે તે જ બ્રાહ્મણ છે એમ મંત્રદ્રષ્ટા વિપ્રોએ કહ્યું છે. ૨૧૨

**अक्रोधनान्सुप्रसादान्वदन्त्येतान्पुरातनान् ।**
**लोकस्याप्यायने युक्ताञ्छ्राद्धदेवान्द्विजोत्तमान् ॥ २१३ ॥**

અક્રોધી, સુપ્રસન્ન, પુરાતન અને લોકવૃદ્ધિમાં પરાયણ એવા દ્વિજોત્તમોને મનુ વગેરેએ શ્રાદ્ધદેવો કહ્યા છે. ૨૧૩

**अपसव्यमग्नौ कृत्वा सर्वमावृत्य विक्रमम् ।**
**अपसव्येन हस्तेन निर्वपेदुदकं भुवि ॥ २१४ ॥**

અપસવ્ય રાખીને અગ્નિમાં આહુતિ આપવી તથા યથાક્રમે સર્વ વસ્તુઓ ગોઠવવી અને જમણે હાથે પિંડભૂમિ ઉપર જલધારા પાડવી. ૨૧૪

**त्रींस्तु तस्माद्धविःशेषात्पिण्डान्कृत्वा समाहितः ।**
**औदकेनैव विधिना निर्वपेद्दक्षिणामुखः ॥ २१५ ॥**

આહુતિ આપતાં જે શેષ રહ્યો હોય તેમાંથી ત્રણ પિંડો કરવા અને સાવધાન ચિત્તે દક્ષિણ તરફ મોં રાખી, તે જ જલવિધિએ તે તે પિંડો (દર્ભ ઉપર) મૂકવા. ૨૧૫

**न्युप्य पिण्डांस्ततस्तांस्तु प्रयतो विधिपूर्वकम् ।**
**तेषु दर्भेषु तं हस्तं निमृज्याल्लेपभागिनाम् ॥ २१६ ॥**

વિધિપૂર્વક એ પિંડોને સ્થાપ્યા પછી પ્રપિતામહ આદિ લેપભાગીઓ અર્થેના તે તે દર્ભો ઉપર પોતાનો તે હાથ સાવધાનતાથી ધોવો. ૨૧૬

आचम्योदक्परावृत्य त्रिरायम्य शनैरसून् ।
षड्ऋतूंश्च नमस्कुर्यात्पितृनेव च मन्त्रवित् ॥ २१७ ॥

પછી, મંત્રજ્ઞે આચમન કરી, ઉત્તર તરફ મોં રાખી, ધીરે ધીરે ત્રણવાર પ્રાણાયામ કરવા અને છ ઋતુઓને તેમજ પિતૃઓને નમસ્કાર કરવા. ૨૧૭

उदकं निनयेच्छेषं शनैः पिण्डान्तिके पुनः ।
अवजिघ्रेच्च तान्पिण्डान्यथान्युप्तान्समाहितः ॥ २१८ ॥

હવે પાત્રમાં બાકી રહેલા પાણીને ફરીથી પિંડોની પાસે ધીરે ધીરે પાડવું અને તે પિંડો જે ક્રમે સ્થાપ્યા હોય, તે ક્રમે તેમને એકએક લઇને સૂંઘવા. ૨૧૮

पिण्डेभ्यस्त्वल्पिकां मात्रां समादायानुपूर्वशः ।
तेनैव विप्रानासीनान्विधिवत्पूर्वमाशयेत् ॥ २१९ ॥

પછી તે પિંડોમાંથી ક્રમપૂર્વક થોડો થોડો ભાગ લેવો અને જમવા બેઠેલા બ્રાહ્મણોને પ્રથમ તે વડે જ વિધિપૂર્વક જમાડવા. ૨૧૯

ध्रियमाणे तु पितरि पूर्वेषामेव निर्वपेत् ।
विप्रवद्वापि तं श्राद्धे स्वकं पितरमाशयेत् ॥ २२० ॥

જો પિતા જીવત હોય, તો તેના પૂર્વજોનું શ્રાદ્ધ કરવું અને પોતાના તે પિતાને પણ શ્રાદ્ધમાં વિપ્રની જેમ જમાડવો.

पिता यस्य निवृत्तः स्याज्जीवेच्चापि पितामहः ।
पितुः स नाम संकीर्त्य कीर्तयेत्प्रपितामहम् ॥ २२१ ॥

જો પિતા મરી ગયો હોય અને પિતામહ જીવતો હોય તો પિતાના નામનું ઉચ્ચારણ કરીને પ્રપિતામહનું નામ ઉચ્ચારવું.

**पितामहो वा तच्छ्राद्धं भुञ्जीतेत्यब्रवीन्मनुः ।**
**कामं वा समनुज्ञातः स्वयमेव समाचरेत् ॥ २२२ ॥**

અથવા પિતામહે તે શ્રાદ્ધમાં જમવું—એમ મનુએ કહ્યું છે. અથવા જોઈએ તો પોતે જ શ્રાદ્ધમાં પણ પિતામહની આજ્ઞા લઇને તે કહે તેમ કરવું. ૨૨૨

**तेषां दत्वा तु हस्तेषु सपवित्रं तिलोदकम् ।**
**तत्पिण्डाग्रं प्रयच्छेत स्वधैषामस्त्विति ब्रुवन् ॥ २२३ ॥**

તે આમંત્રિત બ્રાહ્મણોના હાથોમાં દર્ભ સાથે તલ અને જલ આપવાં અને '**पित्रे स्वधास्तु**' એમ કહી તેમને તે પિંડનો અગ્રભાગ આપવો. ૨૨૩

**पाणिभ्यां तूपसंगृह्य स्वयमन्नस्य वर्धितम् ।**
**विप्रान्तिके पितृन्ध्यायञ्शनकैरुपनिक्षिपेत् ॥ २२४ ॥**

તે પછી શ્રાદ્ધકર્તાએ પોતે અન્નના પાત્રને બે હાથવતી ઉપાડવું અને પિતૃઓનું ધ્યાન કરતાં કરતાં ધીરે રહીને બ્રાહ્મણોની પાસે મૂકવું. ૨૨૪

**उभयोर्हस्तयोर्मुक्तं यदन्नमुपनीयते ।**
**तद्विप्रलुम्पन्त्यसुराः सहसा दुष्टचेतसः ॥ २२५ ॥**

આ કહેલા અન્નને જો બે હાથે ઉપાડીને લાવવામાં આવે નહિ તો દુર્બુદ્ધિ અસુરો તેને એકદમ હરી જાય છે. ૨૨૫

गुणांश्च सूपशाकाद्यान्पयो दधि घृतं मधु ।
विन्यसेत्प्रयतः पूर्वं भूमावेव समाहितः ॥ २२६ ॥

અથાણાં, ચટણી, સૂપ, શાક, દૂધ, દહીં, ઘી અને મધ, વગેરે પદાર્થોને શ્રાદ્ધકર્તાએ સ્વસ્થચિત્તે અને પ્રયત્નપૂર્વક જમીન ઉપર આગળથી મૂકવા. ૨૨૬

भक्ष्यं च भोज्यं विविधं मूलानि च फलानि च ।
हृद्यानि चैव मांसानि पानानि सुरभीणि च ॥ २२७ ॥
उपनीय तु तत्सर्वं शनकैः सुसमाहितः ।
परिवेषयेत प्रयतो गुणान्सर्वान्प्रचोदयन् ॥ २२८ ॥

વિવિધ ભક્ષ્યો અને જુદાં જુદાં ભોજ્યો, મૂળો, ફળો, મજેદાર માંસો તેમજ સુગંધીદાર પીણાંઓ—એ સર્વ એક-ચિત્તથી ધીરેથી આણવાં અને તે સર્વની ખૂબીઓ કહેતા રહી તેમને જુક્તિસર પીરસવાં. ૨૨૭–૨૮

नास्रमापातयेज्जातु न कुप्येन्नानृतं वदेत् ।
न पादेन स्पृशेदन्नं न चैतदवधूनयेत् ॥ २२९ ॥

શ્રાદ્ધના દિવસે કદી આંસુ પાડવાં નહિ, ક્રોધ કરવો નહિ અને જૂઠું બોલવું નહિ. ત્યારે અન્નને પગ લગાડવો નહિ, તેમ તેને ફગાવવું નહિ. ૨૨૯

अस्रं गमयति प्रेतान्कोपोऽरीननृतं शुनः ।
पादस्पर्शस्तु रक्षांसि दुष्कृतीनवधूननम् ॥ २३० ॥

આંસુ પાડવાથી શ્રાદ્ધનું ફળ પ્રેતોને જાય છે, કોપ કરવાથી

તે શત્રુને જાય છે, જૂઠું બોલવાથી તે કૂતરાને જાય છે, અન્નને પગ લગાડવાથી તે રાક્ષસોને જાય છે અને તેને ફગાવવાથી તે પાપીઓને પહોંચે છે. ૨૩૦

**यद्यद्रोचेत विप्रेभ्यस्तत्तद्दद्यादमत्सरः ।**
**ब्रह्मोद्याश्च कथाः कुर्यात्पितॄणामेतदीप्सितम् ॥ २३१ ॥**

વિપ્રોને જે જે વસ્તુ રુચે, તે તે મત્સરરહિત રહી તેમને પીરસવી અને બ્રહ્મવિષયક કથાઓ કહેવી; કેમકે, પિતૃઓને એ પ્રિય હોય છે. ૨૩૧

**स्वाध्यायं श्रावयेत्पित्र्ये धर्मशास्त्राणि चैव हि ।**
**आख्यानानीतिहासांश्च पुराणानि खिलानि च ॥ २३२ ॥**

પિતૃઓને અર્થે પોતાનો સ્વાધ્યાય, ધર્મશાસ્ત્રો, આખ્યાનો, ઇતિહાસો, પુરાણો, તેમજ શ્રીસૂક્ત તથા શિવસૂક્ત આદિ ખિલો સંભળાવવાં. ૨૩૨

**हर्षयेद्ब्राह्मणांस्तुष्टो भोजयेच्च शनैः शनैः ।**
**अन्नाद्येनासकृच्चैतान्गुणैश्च परिचोदयेत् ॥ २३३ ॥**

પોતે સંતુષ્ટ રહીને બ્રાહ્મણોને પ્રસન્ન કરવા, તેમને ધીરે-ધીરે જમાડવા અને વારંવાર ભોજનના પદાર્થોના ગુણો કહીને તેમને જમવામાં ઉત્સાહિત કરવા. ૨૩૩

**व्रतस्थमपि दौहित्रं श्राद्धे यत्नेन भोजयेत् ।**
**कुतपं चासने दद्यात्तिलैश्च विकिरेन्महीम् ॥ २३४ ॥**

દોહિત્ર બ્રહ્મચર્યનો વ્રતી હોય, તોપણ તેને યત્નપૂર્વક

શ્રાદ્ધમાં જમાડવો. તેને આસનમાં નેપાળી કામળો આપવો અને શ્રાદ્ધભૂમિ ઉપર તલ વેરવા. ૨૩૪

**त्रीणि श्राद्धे पवित्राणि दौहित्रः कुतपस्तिलाः ।**
**त्रीणि चात्र प्रशंसन्ति शौचमक्रोधमत्वराम् ॥ २३५ ॥**

દૌહિત્ર, નેપાળી કામળી અને તલ એ ત્રણે શ્રાદ્ધમાં પવિત્ર છે. વળી પંડિતો શ્રાદ્ધમાં પવિત્રતા, ક્રોધમુક્તતા અને ત્વરારહિતતાને વખાણે છે. ૨૩૫

**अत्युष्णं सर्वमन्नं स्याद्भुञ्जीरंस्ते च वाग्यताः ।**
**न च द्विजातयो ब्रूयुर्दात्रा पृष्टा हविर्गुणान् ॥ २३६ ॥**

બધું ભોજન ઊનુંઊનું હોય. બ્રાહ્મણોએ વાણી સંયમમાં રાખી તે જમવું અને ભોજનદાતા તેમને પૂછે તોપણ તેમણે ભોજનના ગુણો વિશે કહેવું નહિ. ૨૩૬

**यावदुष्णं भवत्यन्नं यावदश्नन्ति वाग्यताः ।**
**पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥ २३७ ॥**

અન્ન જ્યાં સુધી ઊનું હોય, જ્યાં સુધી બ્રાહ્મણો વાણીનો સંયમ રાખીને જમતા હોય, તેમજ જ્યાંસુધી તેઓ ભોજનના ગુણોને કહેતા ન હોય, ત્યાંસુધી પિતૃઓ ભોજન કરે છે.

**यद्वेष्टितशिरा भुंक्ते यद्भुंक्ते दक्षिणामुखः ।**
**सोपानत्कश्च यद्भुंक्ते तद्वै रक्षांसि भुञ्जते ॥ २३८ ॥**

માથે વેષ્ટન રાખીને, દક્ષિણ તરફ મોં કરીને અને જોડા સાથે જે ભોજન જમવામાં આવે છે, તેને રાક્ષસોજ જમે છે.

चाण्डालश्च वराहश्च कुक्कुटः श्वा तथैव च ।
रजस्वला च षण्ढश्च नेक्षेरन्नश्नतो द्विजान् ॥ २३९ ॥

ચાંડાળ, ભૂંડ, કૂકડો, કૂતરો, રજસ્વલા સ્ત્રી અને પંઢ એ કોઇની પણ નજર જમતા બ્રાહ્મણો ઉપર ન પડવી જોઈએ. ૨૩૯

होमे प्रदाने भोज्ये च यदेभिरभिवीक्ष्यते ।
दैवे कर्मणि पित्र्ये वा तद्गच्छत्ययथातथम् ॥ २४० ॥

હોમમાં, દાનમાં, દેવકર્મમાં અથવા પિતૃકાર્યમાં જો એમની દષ્ટિ પડે, તો તે કર્મ વિફલ જાય છે. ૨૪૦

घ्राणेन सूकरो हन्ति पक्षवातेन कुक्कुटः ।
श्वा तु दृष्टिनिपातेन स्पर्शेनावरवर्णजः ॥ २४१ ॥

ભૂંડ સૂંઘવાથી, કૂકડો પાંખના ફફડાટથી, કૂતરો નજરથી અને શૂદ્ર સ્પર્શથી તે શ્રાદ્ધના અન્નને દૂષિત કરે છે. ૨૪૧

खञ्जो वा यदि वा काणो दातुः प्रेष्योऽपि वा भवेत् ।
हीनातिरिक्तगात्रो वा तमप्यपनयेत्पुनः ॥ २४२ ॥

યજમાનનો સેવક પણ જો ખોડો, કાણો, અધિક અંગવાળો અથવા ન્યૂન અંગવાળો હોય તો તેને શ્રાદ્ધસ્થાનમાંથી દૂર ખસેડવો. ૨૪૨

ब्राह्मणं भिक्षुकं वापि भोजनार्थमुपस्थितम् ।
ब्राह्मणैरभ्यनुज्ञातः शक्तितः प्रतिपूजयेत् ॥ २४३ ॥

ભોજન સમયે કોઈ બ્રાહ્મણ કે ભિક્ષુક ભોજન માટે આવી ચડે, તો આમંત્રિત બ્રાહ્મણોની સંમતિ લઇ તેને પણ શક્તિ અનુસાર સત્કાર આપવો. ૨૪૩

सार्ववर्णिकमन्नाद्यं सन्नीयाप्लाव्य वारिणा ।
समुत्सृजेद्भुक्तवतामग्रतो विकिरन्भुवि ॥ २४४ ॥

બધી વાનીઓનાં ખાદ્યઅન્નોને એકઠાં કરવાં, તેમને પાણીથી પ્રોક્ષણ કરવું અને તેમને જમી રહેલા બ્રાહ્મણોની આગળ જમીન ઉપર વેરાતાં મૂકવાં. ૨૪૪

असंस्कृतप्रमीतानां त्यागिनां कुलयोषिताम् ।
उच्छिष्टं भागधेयं स्याद्दर्भेषु विकिरश्च यः ॥ २४५ ॥

પાત્રમાં શેષ રહેલું જે અન્ન દર્ભ ઉપર વેરવામાં આવે છે, તે સંસ્કાર પામ્યા વિના મરી ગયેલાઓના તેમજ કુલ-વધૂઓનો ત્યાગ કરનારાઓના ભાગનું થાય છે. ૨૪૫

उच्छेषणं भूमिगतमजिह्मस्याशठस्य च ।
दासवर्गस्य तत्पित्र्ये भागधेयं प्रचक्षते ॥ २४६ ॥

તે પિતૃશ્રાદ્ધમાં ભોંય ઉપર પડેલું ઉચ્છિષ્ટ અન્ન અકુટિલ અને અશઠ એવા દાસવર્ગના ભાગનું કહેવાય છે. ૨૪૬

आसपिण्डक्रियाकर्म द्विजातेः संस्थितस्य तु ।
अदैवं भोजयेच्छ्राद्धं पिण्डमेकं तु निर्वपेत् ॥ २४७ ॥

મરણ પામેલા દ્વિજનું સપિંડીકરણ કર્મ થાય ત્યાં સુધી તેને નિમિત્તે વૈશ્વદેવકર્મ કર્યા વિના જ શ્રાદ્ધભોજન કરાવવું અને તેમાં એક પિંડ આપવો. ૨૪૭

सहपिण्डक्रियायां तु कृतायामस्य धर्मतः ।
अनयैवावृता कार्यं पिण्डनिर्वपणं सुतैः ॥ २४८ ॥

ધર્મપૂર્વક એ સપિંડીકરણ કર્યા પછી, પુત્રોએ જ (અમાસના શ્રાદ્ધના) વિધિ પ્રમાણે પિંડદાન કરવું. ૨૪૮

**श्राद्धं भुक्त्वा य उच्छिष्टं वृषलाय प्रयच्छति ।**
**स मूढो नरकं याति कालसूत्रमवाक्शिराः ॥ २४९ ॥**

શ્રાદ્ધ જમીને જે માણસ ઉચ્છિષ્ટ અન્ન શૂદ્રને આપે છે, તે મૂરખ ઊંધે માથે કાલસૂત્ર નામના નરકમાં જાય છે. ૨૪૯

**श्राद्धभुग्वृषलीतल्पं तदहर्योऽधिगच्छति ।**
**तस्याः पुरीषे तन्मासं पितरस्तस्य शेरते ॥ २५० ॥**

શ્રાદ્ધ જમનારો બ્રાહ્મણ શ્રાદ્ધને દિવસે જો સ્ત્રીનું શયન સેવે છે, તો તે નાલાયકના પિતૃઓ એક માસ સુધી તે સ્ત્રીની વિષ્ટામાં સૂઈ રહે છે. ૨૫૦

**पृष्ट्वा स्वदितमित्येवं तृप्तानाचामयेत्ततः ।**
**आचान्तांश्चानुजानीयादभितो रम्यतामिति ॥ २५१ ॥**

'**स्वदितम्**—બરાબર ખાવાયું ને?' એમ બ્રાહ્મણોને પૂછ્યા પછી યજમાને તે તૃપ્ત થયેલાઓને આચમન કરાવવું અને ત્યારપછી આચમન કરેલા તેમને '**अभितो रम्यताम्**—પૂરો આરામ કરો' એમ અનુજ્ઞા આપવી. ૨૫૧

**स्वधास्त्वित्येव तं ब्रूयुर्ब्राह्मणास्तदनन्तरम् ।**
**स्वधाकारः परा ह्याशीः सर्वेषु पितृकर्मसु ॥ २५२ ॥**

પછી, બ્રાહ્મણોએ તેને '**स्वधाऽस्तु**' કહેવું. કેમકે સ્વધાકાર એ સર્વ પિતૃકર્મોમાં મહાન આશીર્વાદ છે. ૨૫૨

**ततो भुक्तवतां तेषामन्नशेषं निवेदयेत् ।**
**यथा ब्रूयुस्तथा कुर्यादनुज्ञातस्ततो द्विजैः ॥ २५३ ॥**

આ પછી, જમી રહેલા તે બ્રાહ્મણોને અવશેષ રહેલું અન્ન બતાવવું અને તેઓ જેમ આજ્ઞા કરે તેમ તે અન્નની વ્યવસ્થા કરવી. ૨૫૩

**पित्र्ये स्वदितमित्येव वाच्यं गोष्ठे तु सुश्रुतम् ।**
**संपन्नमित्यभ्युदये दैवे रुचितमित्यपि ॥ २५४ ॥**

પિતૃશ્રાદ્ધમાં '**स्वदितम्**' (બરાબર જમાયું ને ?) ગોષ્ઠી-શ્રાદ્ધમાં '**सुश्रुतम्**' (બરાબર સંભળાયું ને ?) વૃદ્ધિશ્રાદ્ધમાં '**संपन्नम्**' (બરાબર મળ્યું ને ?) અને દેવશ્રાદ્ધમાં '**रुचितम्**' (ગમ્યું ને ?) એ પ્રમાણે પૂછવું. ૨૫૪

**अपराह्णस्तथा दर्भा वास्तुसंपादनं तिलाः ।**
**सृष्टिर्मृष्टिर्द्विजाश्चाग्र्याः श्राद्धकर्मसु संपदः ॥ २५५ ॥**

બપોરની વેળા, દર્ભ, ભૂમિશુદ્ધિ, તલ, અનેકવિધ વાની-ઓ, ચોખ્ખી રસોઇ અને પંક્તિપાવન બ્રાહ્મણો—એ શ્રાદ્ધ-કર્મમાં ઉત્તમ સંપત છે. ૨૫૫

**दर्भाः पवित्रं पूर्वाह्णो हविष्याणि च सर्वशः ।**
**पवित्रं यच्च पूर्वोक्तं विज्ञेया हव्यसंपदः ॥ २५६ ॥**

દર્ભો, પવિત્ર વેદમંત્રો, દિવસનો આગલો વખત, હવિષ્યાન્ન (ઋષિધાન્ય) તેમજ આગળ કહેલી પવિત્રતાઓ—એ દેવકર્મની સંપત્તિ જાણવી. ૨૫૬

मुन्यन्नानि पयः सोमो मांसं यच्चानुपस्कृतम् ।
अक्षारलवणं चैव प्रकृत्या हविरुच्यते ॥ २५७ ॥

મુનિઓનાં અન્ન, દૂધ, સોમરસ, વગરરાંધ્યું શુદ્ધ માંસ અને સિંધવ–એ સ્વાભાવિક રીતેજ હવિ કહેવાય છે. ૨૫૭

विसृज्य ब्राह्मणांस्तांस्तु नियतो वाग्यतः शुचिः ।
दक्षिणां दिशमाकाङ्क्षन्याचेतेमान्वरान्पितॄन् ॥ २५८ ॥

શ્રાદ્ધમાં નિમંત્રેલા તે બ્રાહ્મણોને વિસર્જન આપ્યા પછી, યજમાને એકચિત્ત થઈ, વાણીને નિયમમાં રાખી, તેમજ પવિત્ર રહી દક્ષિણદિશા તરફ દૃષ્ટિ રાખવી અને પિતૃઓ પાસે નીચેના શ્રેષ્ઠ વરો માગવા. ૨૫૮

दातारो नोऽभिवर्धन्तां वेदाः संततिरेव च ।
श्रद्धा च नो माव्यगमद्बहुदेयं च नोऽस्त्विति ॥ २५९ ॥

અમારામાં દાતાઓ વધો, વેદાધ્યયન વૃદ્ધિ પામો અને સંતતિ વિસ્તરો. અમારામાંથી શ્રદ્ધા ન જ જાઓ, અમને સુપાત્રને આપવા માટે પુષ્કળ ધનાદિ હો. ૨૫૯

[ अन्नं च नो बहु भवेदतिथींश्च लभेमहि ।
याचितारश्च नः सन्तु मा च याचिष्म कंचन ॥

અમારે ત્યાં પુષ્કળ અન્ન હો, અમને અતિથિઓ મળો, અમને યાચનારાઓ હો–અમે કોઇનેય ન યાચીએ.]

[ श्राद्धभुक् पुनरश्नाति तदहर्यो द्विजाधमः ।
प्रयाति सूकरीं योनिं कृमिर्वा नात्र संशयः ॥

* એક વાર શ્રાદ્ધભોજન કર્યા પછી જે બ્રાહ્મણ તે દિવસે બીજી વાર જમે છે, તે અધમ ભૂંડનો અવતાર પામે છે, અથવા કીડો થઈને જન્મે છે, આમાં સંશય નથી. ]

**एवं निर्वपणं कृत्वा पिण्डांस्तांस्तदनन्तरम् ।**
**गां विप्रमजमग्निं वा प्राशयेदप्सु वा क्षिपेत् ॥ २६० ॥**

આ પ્રમાણે પિંડો મૂકયા પછી, તે પિંડો તે ગાય, બ્રાહ્મણ, બકરી કે અગ્નિને ખવડાવવા અથવા તેમને પાણીમાં પધરાવવા.

**पिण्डानिर्वपणं केचित्पुरस्तादेव कुर्वते ।**
**वयोभिः खादयन्त्यन्ये प्रक्षिपन्त्यनलेऽप्सु वा ॥ २६१ ॥**

કેટલાક ભોજન પહેલાંજ પિંડદાન કરે છે, તો કેટલાક તે પિંડો પક્ષીઓને ખવડાવે છે અથવા પાણી કે અગ્નિમાં નાંખે છે. ૨૬૧

**पतिव्रता धर्मपत्नी पितृपूजनतत्परा ।**
**मध्यमं तु ततः पिण्डमद्यात्सम्यक्सुतार्थिनी ॥ २६२ ॥**

પિતૃના પૂજનમાં તત્પર અને પતિવ્રતા ધર્મપત્નીએ ( **आधत्त पितरो गर्भम्** ) એ મંત્રપૂર્વક વચલો (પિતામહનો) પિંડ જમવો. ૨૬૨

**आयुष्मन्तं सुतं सूते यशोमेधासमन्वितम् ।**
**धनवन्तं प्रजावन्तं सात्त्विकं धार्मिकं तथा ॥ २६३ ॥**

એથી તેને આયુષ, યશ, મેધા, ધન અને પ્રજાવાળો તેમજ સાત્ત્વિક અને ધાર્મિક પુત્ર થાય છે. ૨૬૩

प्रक्षाल्य हस्तावाचम्य ज्ञातिप्रायं प्रकल्पयेत् ।
ज्ञातिभ्यः सत्कृतं दत्त्वा बान्धवानपि भोजयेत् ॥ २६४ ॥

તે પછી, બેઉ હાથો ધોઈ, આચમન કરી, જ્ઞાતિ સંબંધી-ઓને જમાડવા. જ્ઞાતિજનોને સત્કારપૂર્વક જમાડ્યા પછી બાંધવોને પણ જમાડવા. ૨૬૪

उच्छेषणं तु तत्तिष्ठेद्यावद्विप्रा विसर्जिताः ।
ततो गृहबलिं कुर्यादिति धर्मो व्यवस्थितः ॥ २६५ ॥

વિપ્રો ગયા ન હોય ત્યાં સુધી, તેમનું ઉચ્છિષ્ટ રાખી મૂકવું. પછી ગૃહબલિ કરવો—આમ ધર્મની વ્યવસ્થા છે. ૨૬૫

हविर्यच्चिररात्राय यच्चानन्त्याय कल्प्यते ।
पितृभ्यो विधिवद्दत्तं तत्प्रवक्ष्याम्यशेषतः ॥ २६६ ॥

પિતૃઓને વિધિપૂર્વક જે બલિ આપવાથી તેમને ચિરકાલની અને અનંતકાલની તૃપ્તિ થાય છે, તે હું સંપૂર્ણ-રીતે કહું છું. ૨૬૬

तिलैर्व्रीहियवैर्माषैरद्भिर्मूलफलेन वा ।
दत्तेन मासं तृप्यन्ति विधिवत्पितरो नृणाम् ॥ २६७ ॥

તલ, ચોખા, જવ, અડદ, જલ, મૂલ, અથવા ફલ એ વિધિપૂર્વક આપવાથી માણસોના પિતૃઓને એક માસ સુધી તૃપ્તિ રહે છે. ૨૬૭

द्वौ मासौ मत्स्यमांसेन त्रीन्मासान्हारिणेन तु ।
औरभ्रेणाथ चतुरः शाकुनेनाथ पञ्च वै ॥ २६८ ॥

षण्मासांश्छागमांसेन पार्षतेन च सप्त वै ।
अष्टावेणस्य मांसेन रौरवेण नवैव तु ॥ २६९ ॥

दशमासांस्तु तृप्यन्ति वराहमहिषामिषैः ।
शशकूर्मयोस्तु मांसेन मासानेकादशैव तु ॥ २७० ॥

संवत्सरं तु गव्येन पयसा पायसेन च ।
वार्ध्रीणसस्य मांसेन तृप्तिर्द्वादशवार्षिकी ॥ २७१ ॥

માછલીના *માંસથી બે માસ સુધી, હરણના માંસથી ત્રણ માસ સુધી, મેંઢાના માંસથી ચાર માસ સુધી, પક્ષીના માંસથી પાંચ માસ સુધી, બકરાના માંસથી છ માસ સુધી ચિત્ર મૃગના માંસથી સાત માસ સુધી, અને મૃગના માંસથી આઠ માસ સુધી, રુરુમૃગના માંસથી નવ માસ સુધી, ભૂંડ અને પાડાના માંસથી દશ માસ સુધી, સસલા અને કાચબાના માંસથી અગિયાર માસ સુધી, ગાયના દૂધથી તથા તેની ખીરથી એક વર્ષ સુધી અને વાર્ધ્રીણસ (એક બકરો)ના માંસથી બાર વર્ષ સુધી પિતૃઓ તૃપ્ત રહે છે. ૨૬૮–૨૭૧

---

* આ ગ્રંથમાં એકથી અનેક વાર માંસના ભક્ષણના તથા તેના ઉપચારોના ઉલ્લેખો આવે છે. આ ઉપરથી વાચકે એવી કલ્પના કરવી જોઇએ નહિ કે, માંસભક્ષણ કે માંસનો ઉપચાર એ શાસ્ત્રાજ્ઞાજ છે. આ સ્મૃતિની વિશેષતાજ એ છે કે, તે તે કાળમાં સમાજમાં જે જે વસ્તુઓ અને રૂઢિબલો પ્રવર્તતાં હતાં; તે તે વસ્તુઓ અને રૂઢિબલોની તેણે નોંધ લીધી છે અને તેમાંથી ઉદાત્ત તત્ત્વ કાઢી બતાવવા પ્રયત્ન કર્યો છે. ખરી રીતે, મનુ ભગવાનને 'માંસભક્ષણ' માન્ય જ નથી. આ જ ગ્રંથમાં એ સામે એમણે સ્પષ્ટ રીતે લખ્યું છે. વળી, ધર્મની તત્ત્વમીમાંસા કરતાં પણ એમણે અહિંસાને અગ્રસ્થાન આપ્યું છે.

**कालशाकं महाशल्काः खड्गलोहामिषं मधु ।**
**आनन्त्यायैव कल्प्यन्ते मुन्यन्नानि च सर्वशः ॥ २७२ ॥**

કાલશાક નામે શાકથી, મહાશલ્ક નામની માછલીઓથી, ગેંડા તથા લાલ બકરાના માંસથી, મધથી, તેમજ સર્વ પ્રકારનાં ઋષિધાન્યોથી પિતૃઓને અનંતકાલ સુધી તૃપ્તિ થાય છે. ૨૭૨

**यत्किंचिन्मधुना मिश्रं प्रदद्यात्तु त्रयोदशीम् ।**
**तदप्यक्षयमेव स्याद्वर्षासु च मघासु च ॥ २७३ ॥**

વર્ષાકાળમાં, મઘા નક્ષત્રમાં, તેમજ તેરસની તિથિએ જે કાંઈ મધની સાથે મેળવીને પિતૃઓને અર્પવામાં આવે, છે તેથી પિતૃઓને અક્ષય તૃપ્તિ મળે છે. ૨૭૩

**अपि नः स कुले जायाद्यो नो दद्यात्त्रयोदशीम् ।**
**पायसं मधुसर्पिर्भ्यां प्राक्छाये कुञ्जरस्य च ॥ २७४ ॥**

પિતૃઓ ઇચ્છે છે કે અમારા કુળમાં એવો પુરુષ જન્મે કે જે અમને ઉપલી તેરસે ( ભાદરવા વદ ૧૩ ) હાથીની છાયા પૂર્વ દિશામાં પડે તે વખતે ( ત્રીજે પહોરે ) ખીર, મધ અને ઘી આપે. ૨૭૪

**यद्यद्ददाति विधिवत्सम्यक् श्रद्धासमन्वितः ।**
**तत्तत्पितॄणां भवति परत्रानन्तमक्षयम् ॥२७५॥**

શ્રદ્ધાયુક્ત રહીને, રૂડી રીતે, વિધિપૂર્વક તે જે કંઇ પિતૃઓને આપે છે, તે પિતૃઓને પરલોકમાં અનંત અને અક્ષય તૃપ્તિ આપે છે. ૨૭૫

**कृष्णपक्षे दशम्यादौ वर्जयित्वा चतुर्दशीम् ।**
**श्राद्धे प्रशस्तास्तिथयो यथैता न तथेतराः ॥ २७६ ॥**

વદમાં ચૌદશ સિવાયની દશમ આદિ તિથિઓ શ્રાદ્ધમાં જેવી પવિત્ર ગણાય છે, તેવી બીજી તિથિઓ નથી. ૨૭૬

**युक्षु कुर्वन्दिनर्क्षेषु सर्वान्कामान्समश्नुते ।**
**अयुक्षु तु पितॄन्सर्वान्प्रजां प्राप्नोति पुष्कलाम् ॥ २७७ ॥**

(બીજ, ચોથ આદિ) બેકી તિથિઓ અને (ભરણી, રોહિણી આદિ) બેકી નક્ષત્રોમાં પિતૃશ્રાદ્ધ કરનારની સર્વ કામનાઓ સિદ્ધ થાય છે. એકી તિથિઓમાં ને એકી નક્ષત્રોમાં શ્રાદ્ધ કરનારને પુષ્કળ સંતતિ મળે છે. ૨૭૭

**यथा चैवापरः पक्षः पूर्वपक्षाद्विशिष्यते ।**
**तथा श्राद्धस्य पूर्वाह्णादपराह्णो विशिष्यते ॥ २७८ ॥**

શ્રાદ્ધકર્મમાં જેમ કૃષ્ણપક્ષ શુક્લપક્ષ કરતાં ચડિયાતો ગણાય છે, તેમ તેમાં અપરાહ્ણ (બપોરની વેળા) એ પૂર્વાહ્ણ (મધ્યાહ્ન પહેલાંનો વખત) કરતાં શ્રેષ્ઠ છે. ૨૭૮

**प्राचीनावीतिना सम्यगपसव्यमतन्द्रिणा ।**
**पित्र्यमानिधनात्कार्यं विधिवद्दर्भपाणिना ॥ २७९ ॥**

હાથમાં દર્ભ રાખીને, સાવધાનતાયુક્ત રહીને, અપસવ્ય કરીને, જનોઈ જમણે ખભે રાખીને, સમ્યક વિધિએ આમરણ પિતૃકર્મ કરવું. ૨૭૯

**रात्रौ श्राद्धं न कुर्वीत राक्षसी कीर्तिता हि सा।**
**संध्ययोरुभयोश्चैव सूर्ये चैवाचिरोदिते ॥ २८० ॥**

રાત્રે શ્રાદ્ધ કરવું નહિ કારણકે રાત્રિને રાક્ષસી કહી છે. વળી, બેઉ સંધ્યાટાણે તથા સૂર્યોદય પછી થોડી વારે પણ શ્રાદ્ધ ન કરવું. ૨૮૦

**अनेन विधिना श्राद्धं त्रिरब्दस्येह निर्वपेत्।**
**हेमन्तग्रीष्मवर्षासु पाञ्चयज्ञिकमन्वहम् ॥ २८१ ॥**

આ વિધિ પ્રમાણે ત્રણ વાર વર્ષમાં હેમંત, ગ્રીષ્મ અને વર્ષા એ ઋતુઓમાં શ્રાદ્ધ કરવું અને રોજ પંચમહાયજ્ઞ કરવા.

**न पैतृयाज्ञियो होमो लौकिकेऽग्नौ विधियते।**
**न दर्शेन विना श्राद्धमाहिताग्नेर्द्विजन्मनः ॥ २८२ ॥**

પિતૃયજ્ઞ સંબંધી હોમ તે લૌકિક અગ્નિમાં (ચૂલામાં) કરવાનો કહ્યો નથી. અગ્નિહોત્રી બ્રાહ્મણ માટે અમાસ સિવાય શ્રાદ્ધનું વિધાન નથી. ૨૮૨

**यदेव तर्पयत्यद्भिः पितॄन्स्नात्वा द्विजोत्तमः।**
**तेनैव कृत्स्नमाप्नोति पितृयज्ञक्रियाफलम् ॥ २८३ ॥**

જે દ્વિજવર સ્નાન કરીને માત્ર જલથી પણ પિતૃતર્પણ કરે છે, તે પિતૃયજ્ઞની ક્રિયાનું (શ્રાદ્ધનું) સમગ્ર ફલ પામે છે.

**वसून्वदन्ति तु पितॄन्रुद्रांश्चैव पितामहान्।**
**प्रपितामहांस्तथादित्याञ्छ्रुतिरेषा सनातनी ॥ २८४ ॥**

તેઓ પિતાને **वसु** પિતામહને **रुद्र** અને પ્રપિતામહને **आदित्य** કહે છે. આ સનાતન શ્રુતિ છે. ૨૮૪

**विघसाशी भवेन्नित्यं नित्यं वामृतभोजनः ।**
**विघसो भुक्तशेषं तु यज्ञशेषं तथामृतम् ॥ २८५ ॥**

નિત્ય 'વિઘસ' જમવું અથવા તો અમૃતભોજન લેવું. બ્રાહ્મણોના જમ્યા પછી શેષ રહેલું અન્ન 'વિઘસ' છે અને યજ્ઞમાં શેષ રહેલું તે અમૃત છે. ૨૮૫

**एतद्वोऽभिहितं सर्वं विधानं पाञ्चयज्ञिकम् ।**
**द्विजातिमुख्यवृत्तीनां विधानं श्रूयतामिति ॥ २८६ ॥**

પંચ મહાયજ્ઞ સંબંધી આ સર્વ વિધાન કહ્યું. હવે દ્વિજવર્ણમાં મુખ્ય એવા બ્રાહ્મણ વર્ણની આજીવિકાનું વિધાન સાંભળો. ૨૮૬

**इतिश्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां तृतीयोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૩જો સમાપ્ત

---

# अध्याय ४ थो

**चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः ।**
**द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥ १ ॥**

દ્વિજે આયુષ્યના પહેલા ચોથિયામાં ગુરુકુલવાસ કરવો અને બીજામાં પત્ની કરી ગૃહસ્થાશ્રમમાં રહેવું. ૧

આજીવિકાના ઉપાય—

**अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ।**
**या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥ २ ॥**

અનાપત્તિના વખતમાં વિપ્રે એવી રીતે આજીવિકા ચલાવી જીવવું કે તે પ્રાણીઓને દ્રોહકારી ન હોય અથવા તે ઓછામાં ઓછી દ્રોહકારી હોય. ૨

**यात्रामात्रप्रसिद्ध्यर्थं स्वैः कर्मभिरगर्हितैः ।**
**अक्लेशेन शरीरस्य कुर्वीत धनसंचयम् ॥ ३ ॥**

માત્ર જીવનયાત્રાની સિદ્ધિ સારુ, તેણે શરીરને ક્લેશ ન પહોંચે એવી રીતે, અનિંદિત કર્મો વડે, ધનસંચય કરવો. ૩

**ऋतामृताभ्यां जीवेत्तु मृतेन प्रमृतेन वा ।**
**सत्यानृताभ्यामपि वां न श्ववृत्त्या कदाचन ॥ ४ ॥**

બ્રાહ્મણે 'ઋત'ને 'અમૃત'થી, 'મૃત'ને 'પ્રમૃત'થી. અથવા સત્યાનૃતથી નિર્વાહ કરવો; પણ તેણે તે કદી ય શ્વાનવૃત્તિથી નિર્વાહ કરવો. નહિ ૪

**ऋतमुञ्छशिलं ज्ञेयममृतं स्यादयाचितम् ।**
**मृतं तु याचितं भैक्ष्यं प्रमृतं कर्षणं स्मृतम् ॥ ५ ॥**

**सत्यानृतं तु वाणिज्यं तेन चैवापि जीव्यते ।**
**सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिजर्वयेत् ॥ ६ ॥**

ખળામાં કે ખેતરમાં પડી રહેલા દાણાને વીણવા તે 'ઉંછ' અને શિલને 'ઋત' જાણવું; વગર માગ્યે મળે તેને 'અમૃત'

જાણવું; માગ્યે મળે તે ભિક્ષાને 'મૃત' જાણવી; ખેતીને 'પ્રમૃત' જાણવી અને વાણિજ્યને 'સત્યાનૃત' જાણવું. તેથી ય આજીવિકા ચાલાવાય, પણ ચાકરીને શ્વાનવૃત્તિ કહી છે, એટલે તેનો ત્યાગ જ કરવો. ૫–૬

**कुशुलधान्यको वा स्यात्कुम्भीधान्यक एव वा ।**
**त्र्यहैहिको वापि भवेदश्वस्तनिक एव वा ॥ ७ ॥**

તેણે કાં તો કોઠાર ભરાય (ત્રણ વર્ષ ચાલે) એટલું અનાજ સંઘરનાર થવું, કાં તો કોઠી ભરાય (એક વર્ષ ચાલે) એટલું અનાજ સંગ્રહનાર થવું, કાં તો ત્રણ દિવસ ચાલે એટલું અન્ન સંચય કરનાર થવું, અથવા આવતી કાલે ય ન પહોંચે તેટલું રાખનાર થવું. ૭

**[ सद्यः प्रक्षालिको वा स्यान्माससञ्चयिकोऽपि वा ।**
**षण्मासनिचयो वापि समानिचय एव वा ॥**

બ્રાહ્મણે એક દિવસ જોગું અથવા એક માસ જોગું અથવા છ માસ પૂરતું કે વરસ પૂરતું અન્ન સંઘરી રાખવું.]

**चतुर्णामपि चैतेषां द्विजानां गृहमेधिनाम् ।**
**ज्यायान्परः परो ज्ञेयो धर्मतो लोकजित्तमः ॥ ८ ॥**

ઉપર કહેલા ચાર પ્રકારના (કોઠાર પૂરતું ભરનારા વગેરે) ગૃહસ્થી બ્રાહ્મણોમાં પછીનાને આગળના કરતાં ચડિયાતા જાણવા. ધર્મપૂર્વક તેઓ શ્રેષ્ઠ લોકજેતાઓ છે. ૮

**षट्कर्मको भवत्येषां त्रिभिरन्यः प्रवर्त्तते ।**
**द्वाभ्यामेकश्चतुर्थस्तु ब्रह्मसत्रेण जीवति ॥ ९ ॥**

એ ચારમાંનો મોટો વસ્તારી ઋત આદિ પાંચ અને વ્યાજવટાવ એ છ કર્મોથી નિર્વાહ ચલાવે. એથી ઓછો વસ્તારી યાજન, પ્રતિગ્રહ અને અધ્યાપન એ ત્રણ કર્મોથી જીવનનિભાવ કરે. ત્રીજો વસ્તારી યાજન અને અધ્યાપન એ બેથી જીવિકા નિભાવે અને એવો ચોથો વેદાધ્યયનથી જ જીવનનિર્વાહ કરે. ૯

**वर्तयंश्च शिलोञ्छाभ्यामग्निहोत्रपरायणः ।**
**इष्टीः पार्वायनान्तीयाः केवला निर्वपेत्सदा ॥ १० ॥**

શિલોંછવૃત્તિથી રહેનારો અગ્નિહોત્રમાં પરાયણ રહે અને માત્ર પર્વના અને અયનના અંતની ઇષ્ટિઓજ સદા કરે. ૧૦

**न लोकवृत्तं वर्तेत वृत्तिहेतोः कथंचन ।**
**अजिह्मामशठां शुद्धां जीवेद्ब्राह्मणजीविकाम् ॥ ११ ॥**

ક્યારેય પણ પેટ ભરવા ખાતર પ્રાકૃતવેડા કરવા નહિ. પરંતુ કપટ અને શઠતાથી મુક્ત એવી શુદ્ધ બ્રાહ્મણવૃત્તિથી જ નિર્વાહ કરવો. ૧૧

**संतोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ।**
**संतोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥ १२ ॥**

સુખની ઇચ્છાવાળા બ્રાહ્મણે પરમ સંતોષ રાખી સંયમી રહેવું. સંતોષ એજ સુખનું મૂળ છે, એથી ઊલટો અસંતોષ દુઃખકારી છે. ૧૨

ગૃહસ્થના ધર્મો—

**अतोऽन्यतमया वृत्त्या जीवंस्तु स्नातको द्विजः ।**
**स्वर्गायुष्ययशस्यानि व्रतानीमानि धारयेत् ॥ १३ ॥**

આમાંની ગમે તે કોઈ એક વૃત્તિથી આજીવિકા ચલાવનારા સ્નાતક બ્રાહ્મણે, સ્વર્ગ, આયુષ્ય અને યશ આપનારાં નીચેનાં વ્રતોને ધારણ કરવાં. ૧૩

**वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतन्द्रितः ।**
**तद्धि कुर्वन्यथाशक्ति प्राप्नोति परमां गतिम् ॥ १४॥**

બ્રાહ્મણે આળસરહિત રહીને નિત્ય પોતાનાં વેદોક્ત કર્મો કરવાં. એનું યથાશક્તિ આચરણ કરનાર પરમ ગતિને પામે છે.

**नेहेतार्थान्प्रसङ्गेन न विरुद्धेन कर्मणा ।**
**न विद्यमानेष्वर्थेषु नार्त्यामपि यतस्ततः ॥ १५ ॥**

તે ન ગાવાબજાવવાના પ્રસંગથી ધન મેળવે કે ન તે શાસ્ત્રવિરુદ્ધ કર્મથી મેળવે. પૈસો હોય ત્યારે કે તેની ભીડ હોય ત્યારે પણ જ્યાંત્યાંથી દ્રવ્ય ન તાકે. ૧૫

**इन्द्रियार्थेषु सर्वेषु न प्रसज्येत कामतः ।**
**अतिप्रसक्तिं चैतेषां मनसा संनिवर्त्तयेत् ॥ १६ ॥**

ઇન્દ્રિયોના સર્વ વિષયોમાં કામનાપૂર્વક ન ખૂંપવું; મનથી એમની અતિઆસક્તિ ટાળવી. ૧૬

**सर्वान्परित्यजेदर्थान्स्वाध्यायस्य विरोधिनः ।**
**यथातथाध्यापयंस्तु सा ह्यस्य कृतकृत्यता ॥ १७ ॥**

પોતાના સ્વાધ્યાયને વિરોધી હોય એવા સર્વ વિષયો ત્યજવા. કેમકે, સ્વાધ્યાયમાં પરાયણ રહેવું એ જ બ્રાહ્મણની કૃતકૃત્યતા છે. ૧૭

**वयसः कर्मणोऽर्थस्य श्रुतस्याभिजनस्य च ।**
**वेषवाग्बुद्धिसारूप्यमाचरन्विचरेदिह ॥ १८ ॥**

ગૃહસ્થ બ્રાહ્મણે પોતાનાં વય, કર્મ, સંપત્તિ, વિદ્યા અને કુળને છાજે એવાં વેશ,વાણી તથા બુદ્ધિ રાખી આ લોકમાં વિચરવું.

**बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ।**
**नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥ १९ ॥**

તેણે તરત બુદ્ધિ વધારનારાં, ધન દેનારાં ને હિત કરનારાં એવાં શાસ્ત્રોને તેમજ વેદાર્થ જણાવનારાં શાસ્ત્રોને અવલોકવાં.

**यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।**
**तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ २० ॥**

મનુષ્ય જેમ જેમ શાસ્ત્રનું અધ્યયન કરે છે, તેમ તેમ તે વિશેષ જ્ઞાન પામે છે અને તેનું વિજ્ઞાન ઝળકી ઊઠે છે. ૨૦

**[ शास्त्रस्य पारं गत्वा तु भूयो भूयस्तदभ्यसेत् ।**
**तच्छास्त्रं सबलं कुर्यान्न चाधीत्य त्यजेत्पुनः ॥**

શાસ્ત્રનો પાર પામ્યા પછી પણ તેનો ફરી ફરીને અભ્યાસ કરવો. તે શાસ્ત્રને દૃઢ કરવું, પરંતુ તેને ભણ્યા પછી આધું ન કરવું.]

**ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा ।**
**नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ २१ ॥**

ઋષિ, દેવ, ભૂત, મનુષ્ય, અને પિતૃ એમને માટેના યજ્ઞ સદાય યથાશક્તિ કરવા. તે કદી ત્યજવા નહિ. ૨૧

**एतानेके महायज्ञान्यज्ञशास्त्रविदो जनाः ।**
**अनीहमानाः सततमिन्द्रियेष्वेव जुह्वति ॥ २२ ॥**

યજ્ઞના કેટલાક શાસ્ત્રજ્ઞ લોકો આ મહાયજ્ઞો કરતા નથી પણ જ્ઞાનેન્દ્રિયોને વિશેજ હોમ કરે છે. ૨૨

**वाच्येके जुह्वति प्राणं प्राणे वाचं च सर्वदा ।**
**वाचि प्राणे च पश्यन्तो यज्ञनिर्वृत्तिमक्षयाम् ॥ २३ ॥**

વાણીમાં અને પ્રાણમાં યજ્ઞની અક્ષય ફલસિદ્ધિ જોનારા કેટલાકો વાણીમાં પ્રાણને અને પ્રાણમાં વાણીને સદૈવ હોમે છે.

**ज्ञानेनैवापरे विप्रा यजन्त्येतैर्मखैः सदा ।**
**ज्ञानमूलां क्रियामेषां पश्यन्तो ज्ञानचक्षुषा ॥ २४ ॥**

આ જ્ઞાનમૂલ ક્રિયાને જ્ઞાનદષ્ટિએ જોનારા બીજા કેટલાક વિપ્રો સદા જ્ઞાનથીજ તે યજ્ઞોને યજે છે. ૨૪

**अग्निहोत्रं च जुहुयादाद्यन्ते द्युनिशोः सदा ।**
**दर्शेन चार्धमासान्ते पौर्णमासेन चैव हि ॥ २५ ॥**

સદા પ્રભાતે અને સાયંકાલે અગ્નિહોત્રીએ અગ્નિમાં હોમ કરવો. તેણે અમાસે દર્શ નામનો યજ્ઞ કરવો અને અર્ધમાસને અંતે અર્થાત્ પૂનમે પૌર્ણમાસ નામનો યજ્ઞ કરવો. ૨૫

**सस्यान्ते नवसस्येष्ट्या तथर्त्वन्ते द्विजोऽध्वरैः ।**
**पशुना त्वयनस्यादौ समान्ते सौमिकैर्मखैः ॥ २६ ॥**

જૂનું ધાન્ય થઈ રહેતાં, વિપ્રે નવી મોસમમાં નવધાન્યની (આગ્રયણ) ઇષ્ટિ કરવી. ઋતુ ઋતુને અંતે તેણે ચાતુર્માસ યજ્ઞ કરવા, દક્ષિણાયનના અને ઉત્તરાયણના આરંભમાં તેણે પશુબંધ નામનો યાગ કરવો અને વર્ષને અંતે વસંત ઋતુમાં તેણે સોમયાગ કરવા. ૨૬

**नानिष्ट्वा नवसस्येष्ट्या पशुना चाग्निमान्द्विजः ।**
**नवान्नमद्यान्मांसं वा दीर्घमायुर्जिजीविषुः ॥ २७ ॥**

લાંબું આયુષ્ય ભોગવવા ઇચ્છતા અગ્નિહોત્રી બ્રાહ્મણે નવધાન્યની ઇષ્ટિ કર્યા વિના નવું ધાન્ય ખાવું નહિ; તેમજ પશુબંધ નામના યાગ કર્યા સિવાય +માંસ ખાવું નહિ. ૨૭

**नवेनानर्चिता ह्यस्य पशुहव्येन चाग्नयः ।**
**प्राणानेवात्तुमिच्छन्ति नवान्नामिषगर्धिनः ॥ २८ ॥**

જેના અગ્નિઓ નવા અન્નથી તેમજ પશુના હવ્યથી પૂજા પામતા નથી, તેઓ તે નવું, અન્ન તથા માંસની ઇચ્છાવાળાઓના પ્રાણોને ભરખી જવા ઇચ્છે છે. ૨૮

**आसनाशनशय्याभिरद्भिर्मूलफलेन वा ।**
**नास्य कश्चिद्वसेद्गेहे शक्तितोऽनर्चितोऽतिथिः ॥ २९ ॥**

ગૃહસ્થીને ઘેર કોઇ પણ અતિથિ આસન, ભોજન, શય્યા, જલ, મૂલ કે ફલથી યથાશક્તિ આદર પામ્યા વિના રહે નહિ. ૨૯

**पाषण्डिनो विकर्मस्थान्बैडालव्रतिकाञ्छठान् ।**
**हैतुकान्बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥ ३० ॥**

પાખંડીઓ, શાસ્ત્રવિરુદ્ધ કર્મ કરનારાઓ, બિલાડાંની જેમ વર્તનારાઓ, શઠો, વેદવિરુદ્ધ તર્ક ઉઠાવનારાઓ અને બગલાની જેમ વૃત્તિ રાખનારાઓ—એમને તો વાણી વડે પણ સત્કારવા નહિ. ૩૦

---

+ અહીં માંસ ખાવાની આજ્ઞા ન સમજવી; પણ માંસ ખાનારાઓ માટે પણ યજ્ઞની ભાવના હોવી જ જોઇએ એમ સમજવું.

**वेदविद्याव्रतस्नाताञ्श्रोत्रियान्गृहमेधिनः ।**
**पूजयेद्धव्यकव्येन विपरीतांश्च वर्जयेत् ॥ ३१ ॥**

વિદ્યાસ્નાતક, વ્રતસ્નાતક અને વિદ્યાવ્રતસ્નાતક એ ત્રણે વેદજ્ઞોને ગૃહસ્થોએ હવ્યકવ્યથી સત્કારવા–એથી વિપરીતોને વર્જવા. ૩૧

**शक्तितोऽपचमानेभ्यो दातव्यं गृहमेधिना ।**
**संविभागश्च भूतेभ्यः कर्तव्योऽनुपरोधतः ॥ ३२ ॥**

હાથે ન રાંધનારા બ્રહ્મચારી વગેરેને ગૃહસ્થીઓએ યથાશક્તિ ભોજન આપવું; તેમજ અડચણ આવે નહિ એવી રીતે વૃક્ષાદિ ભૂતો માટે પણ ભાગ કાઢવો. ૩૨

**राजतो धनमन्विच्छेत्संसीदन्स्नातकः क्षुधा ।**
**याज्यान्तेवासिनोर्वापि न त्वन्यत इति स्थितिः ॥ ३३ ॥**

ભૂખથી ગળાતા સ્નાતક દ્વિજે રાજા પાસેથી, યજમાન પાસેથી કે પોતાના અંતેવાસી પાસેથી ધન મેળવવા ઇચ્છવું, પણ બીજા પાસેથી ધન લેવા ઇચ્છવું નહિ એવી શાસ્ત્રમર્યાદા છે.

**न सीदेत्स्नातको विप्रः क्षुधा शक्तः कथंचन ।**
**न जीर्णमलवद्वासा भवेच्च विभवे सति ॥ ३४ ॥**

શક્તિમાન સ્નાતક વિપ્રે કદી પણ ભૂખથી પીડાવું નહિ. તેમજ સાધન હોવા છતાં જીર્ણ અને મેલાં વસ્ત્ર પહેરવાં નહિ.૩૪

**कॢप्तकेशनखश्मश्रुर्दान्तः शुक्लाम्बरः शुचिः ।**
**स्वाध्याये चैव युक्तः स्यान्नित्यमात्महितेषु च ॥ ३५॥**

તે નિત્ય કેશ, નખ તથા દાઢીમૂછ કતરાવેલાં રાખે, ઇંદ્રિયોનું દમન કરે, શ્વેત વસ્ત્રો પહેરે, પવિત્રતા જાળવે, સ્વાધ્યાયમાં પરાયણ રહે અને આત્મહિતમાં મુક્ત વર્તે. ૩૫

**वैणवीं धारयेद्यष्टिं सोदकं च कमण्डलुम् ।**
**यज्ञोपवीतं वेदं च शुभे रौक्मे च कुण्डले ॥ ३६ ॥**

તેણે વાંસની લાકડી, પાણીથી ભર્યું કમંડલુ, જનોઈ, દર્ભની ઝૂડી અને સોનાનાં બે સુંદર કુંડલો ધારણ કરવાં. ૩૬

**नेक्षेतोद्यन्तमादित्यं नास्तं यान्तं कदाचन ।**
**नोपसृष्टं न वारिस्थं न मध्यं नभसो गतम् ॥ ३७ ॥**

તે કયારેય ઊગતા કે આથમતા સૂર્યને ન જુએ, તેમજ ગ્રહણ પામેલા, પાણીમાં ઓળો પડેલા અને મધ્યાકાશે આવેલા સૂર્યનેય તે ન જુએ. ૩૭

**न लङ्घयेद्वत्सतन्त्रीं न प्रधावेच्च वर्षति ।**
**न चोदके निरीक्षेत स्वं रूपमिति धारणा ॥ ३८ ॥**

તેણે વાછરડાની દોરને ન ઓળંગવી, વરસતે વરસાદે ન દોડવું અને પાણીમાં પોતાનો પડછાયો ન જોવો—આ શાસ્ત્રનિયમ છે. ૩૮

**मृदं गां दैवतं विप्रं घृतं मधु चतुष्पथम् ।**
**प्रदक्षिणानि कुर्वीत प्रज्ञातांश्च वनस्पतीन् ॥ ३९ ॥**

માટીનો ઢગલો, ગાય, દેવમૂર્તિ, બ્રાહ્મણ, ઘી, મધ, ચોક, અને પ્રસિદ્ધ વૃક્ષો—એટલાંને જમણે હાથે રાખીને ચાલવું. ૩૯

नोपगच्छेत्प्रमत्तोऽपि स्त्रियमार्तवदर्शने ।
समानशयने चैव न शयीत तया सह ॥ ४० ॥

કામની ઘેલછા આવી હોય તોય પુરુષે ઋતુદર્શનમાં આવેલી સ્ત્રીનો સંગ ન કરવો, તેમ તેની સાથે એક પથારીએ પણ ન સૂવું. ૪૦

रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः ।
प्रज्ञा तेजोबलं चक्षुरायुश्चैव प्रहीयते ॥ ४१ ॥

જે માણસ રજસ્વલા સ્ત્રીનો સંગ કરે છે, તેનાં પ્રજ્ઞા, તેજ, બલ, નેત્ર અને આવરદા હણાય જ છે. ૪૧

तां विवर्जयतस्तस्य रजसा समभिप्लुताम् ।
प्रज्ञा तेजोबलं चक्षुरायुश्चैव प्रवर्धते ॥ ४२ ॥

જે માણસ રજસ્વલા સ્ત્રીના સંગનો ત્યાગ કરે છે, તેનાં પ્રજ્ઞા, તેજ, બલ, નેત્ર અને આયુષ્ય વધે જ છે. ૪૨

नाश्नीयाद्भार्यया सार्धं नैनामीक्षेत चाश्नतीम् ।
क्षुवतीं जृम्भमाणां वा न चासीनां यथासुखम् ॥ ४३ ॥

પત્ની સાથે એક થાળીએ જમવું નહિ, તેમ તે ખાતી હોય, છીંકતી હોય, બગાસું લેતી હોય કે આરામથી બેઠી હોય ત્યારે તેને ન જોવી. ૪૪

नाञ्जयन्तीं स्वके नेत्रे न चाभ्यक्तामनावृताम् ।
न पश्येत्प्रसवन्तीं च तेजस्कामो द्विजोत्तमः ॥ ४४ ॥

સ્ત્રી પોતાની આંખ આંજતી હોય, તેલાદિ મર્દન કરતી

હોય, આવરણવિહોણી હોય કે પ્રસૂતિ કરતી હોય, ત્યારે તેજની ઇચ્છાવાળા દ્વિજવરે તેને ન જોવી.

[ **उपेत्य स्नातको विद्वान्नेक्षेन्नग्नां परस्त्रियम् ।**
**सरहस्यं च संवादं परस्त्रीषु विवर्जयेत् ॥**

વિદ્વાન સ્નાતકે ખાસ ઊઠીને નગ્ન પરસ્ત્રીને ન જોવી. તેમ તેણે પરસ્ત્રીઓ સાથે ગુપ્ત વાતચીત ન કરવી.]

**नाश्नीयादेकवासा न नग्नः स्नानमाचरेत् ।**
**न मूत्रं पथि कुर्वीत न भस्मनि न गोव्रजे ॥ ४५ ॥**

**न फालकृष्टे न जले न चित्यां न च पर्वते ।**
**न जीर्णदेवायतने न वल्मीके कदाचन ॥ ४६ ॥**

એક વસ્ત્રે ભોજન નહિ લેવું, વિના વસ્ત્રે સ્નાન ન કરવું, રસ્તામાં વચ્ચે, રાખમાં, ગોશાળામાં, ચાસેલા ખેતરમાં, જલમાં, વેદીમાં, પર્વત ઉપર, જીરણ દેવસ્થાનમાં અને રાફડામાં કયારેય પણ પેશાબ ન કરવો. ૪૫,૪૬

**न ससत्त्वेषु गर्तेषु न गच्छन्नापि च स्थितः ।**
**न नदीतीरमासाद्य न च पर्वतमस्तके ॥ ४७ ॥**

**वाय्वग्निविप्रमादित्यमपः पश्यंस्तथैव गाः ।**
**न कदाचन कुर्वीत विण्मूत्रस्य विसर्जनम् ॥ ४८ ॥**

જીવજંતુવાળા ખાડાઓમાં, ચાલતાં ચાલતાં, ઊભાં ઊભાં, નદીકાંઠે જઇને, પર્વતને શિખરે, તેમજ વાયુ, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, પાણી તથા ગાયની નજરમાં, તેણે કદાપિ મળમૂત્રનો ત્યાગ કરવો નહિ. ૪૭, ૪૮

तिरस्कृत्योच्चरेत्काष्ठलोष्ठपत्रतृणादिना ।
नियम्य प्रयतो वाचं संवीताङ्गोऽवगुण्ठितः ॥ ४९ ॥

પોતાનાં અંગોને બરાબર આવરીને, મરજાદ રાખીને અને લાકડાં, ઢેફાં તેમજ ખડ આદિથી જમીનને ઢાંકીને તેણે વાણીને પ્રયત્નપૂર્વક નિયમમાં રાખીને મળમૂત્રનો ત્યાગ કરવો.

मूत्रोच्चारसमुत्सर्गं दिवा कुर्यादुदङ्मुखः ।
दक्षिणाभिमुखो रात्रौ संध्ययोश्च यथा दिवा ॥ ५० ॥

દિવસે ઉત્તર દિશા તરફ, રાત્રે દક્ષિણ દિશા તરફ અને બેઉ સંધ્યાકાળે દિવસની જેમ ઉત્તર દિશા તરફ મુખ રાખીને મળમૂત્રનો ત્યાગ કરવો. ૫૦

छायायामन्धकारे वा रात्रावहनि वा द्विजः ।
यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषु च ॥ ५१ ॥

રાત્રે, દિવસે, અંધારામાં કે છાયામાં તેમજ પ્રાણને સંકટ આવવાનો ભય હોય ત્યારે દ્વિજે યથેચ્છ મુખ રાખી મળ-મૂત્રનો ત્યાગ કરવો. ૫૧

प्रत्यग्निं प्रतिसूर्यं च प्रतिसोमोदकद्विजान् ।
प्रति गां प्रति वातं च प्रज्ञा नश्यति मेहतः ॥ ५२ ॥

અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જલ, બ્રાહ્મણ, ગાય અને પવન એટલાની સામે જે મળમૂત્રનું વિસર્જન કરે છે, તેની બુદ્ધિ નાશ પામે છે. ૫૨

नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियम् ।
नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ॥ ५३ ॥

અગ્નિને મોંથી ફૂંક મારવી નહિ, સ્ત્રીને નગ્ન જોવી નહિ, અગ્નિમાં અપવિત્ર વસ્તુઓ નાખવી નહિ અને પગોને તપાવવા નહિ. ૫૩

**अधस्तान्नोपदध्याच्च न चैनमभिलङ्घयेत् ।**
**न चैनं पादतः कुर्यान्न प्राणाबाधमाचरेत् ॥ ५४ ॥**

દેવતાને ખાટલા નીચે ન રાખવો, તેને ઓળંગવો નહિ અને તેને પગ તળે ન કરવો, તેમજ પ્રાણને સંકટ થાય એવું આચરણ કરવું નહિ. ૫૪

**नाश्नीयात्संधिवेलायां न गच्छेन्नापि संविशेत् ।**
**न चैव प्रलिखेद्भूमिं नात्मनोपहरेत्स्रजम् ॥ ५५ ॥**

સવારસાંજના સંધિકાલે જમવું નહિ અને પરગામ જવું નહિ; ત્યારે સૂવું નહિ, જમીન ખોતરવી નહિ અને પોતાની માળા કાઢવી નહિ. ૫૫

**नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ।**
**अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥ ५६ ॥**

મૂત્ર, વિષ્ટા, થૂંક, એઠું ચોંટેલી વસ્તુ, લોહી કે વિષ એમાંનું કશું પણ પાણીમાં નાખવું નહિ. ૫૬

**नैकः स्वपेच्छून्यगेहे श्रेयांसं न प्रबोधयेत् ।**
**नोदक्ययाभिभाषेत यज्ञं गच्छेन्न चावृतः ॥ ५७ ॥**

સૂના ઘરમાં એકલા ન સૂવું, (વય કે વિદ્યામાં) વડીલને ઉપદેશ ન આપવો, રજસ્વલા સાથે સંભાષણ ન કરવું અને વિનાનિમંત્રણે યજ્ઞમાં જવું નહિ. ૫૭

[ एकः स्वादु न भुंजीत स्वार्थमेको न चिंतयेत् ।
एको न गच्छेदध्वानं नैकः सुप्तेषु जागृयात् ॥

સ્વાદિષ્ટ ભોજન એકલાએ ન ખાવું, એકલાએ એકલો સ્વાર્થ ન વિચારવો, રસ્તે એકલા ન જવું અને બધાં સૂતાં હોય ત્યારે એકલાએ જાગવું નહિ. ]

अग्न्यगारे गवां गोष्ठे ब्राह्मणानां च सन्निधौ ।
स्वाध्याये भोजने चैव दक्षिणं पाणिमुद्धरेत् ॥ ५८ ॥

અગ્નિશાળામાં, ગોશાળામાં, બ્રાહ્મણની સમક્ષ, તેમજ સ્વાધ્યાય અને ભોજનમાં જમણા હાથને વસ્ત્ર બહાર રાખવો.

नावारयेद्गां धयन्तीं न चाचक्षीत कस्यचित् ।
न दिवीन्द्रायुधं दृष्ट्वा कस्यचिद्दर्शयेद्बुधः ॥ ५९ ॥

ગાય કંઇ પીતી હોય તો તેને વારવી નહિ, તેમ તે વિશે કોઈને વાત ન કરવી. દિવસે મેઘધનુષ જોવામાં આવતાં વિદ્વાને તે કોઇને ન દેખાડવું. ૫૯

नाधार्मिके वसेद् ग्रामे न व्याधिबहुले भृशम् ।
नैकः प्रपद्येताध्वानं न चिरं पर्वते वसेत् ॥ ६० ॥

અધાર્મિક અને બહુરોગવાળાં ગામોમાં ન રહેવું, માર્ગે એકલા ન જવું તેમ જ પર્વતમાં લાંબો વખત ન વસવું. ૬૦

न शूद्रराज्ये निवसेन्नाधार्मिकजनावृते ।
न पाषण्डिगणाक्रान्ते नोपसृष्टेऽन्त्यजैर्नृभिः ॥६१॥

શૂદ્રના રાજમાં, અધર્મી માણસોથી ભરેલા ગામમાં, પાખંડીઓના ટોળાથી ઊભરાયેલા ગામમાં અને ચાંડાલ લોકોથી વસેલા ગામમાં રહેવું નહિ. ૬૧

न भुञ्जीतोद्धृतस्नेहं नातिसौहित्यमाचरेत् ।
नातिप्रगे नाति सायं न सायं प्रातराशितः ॥ ६२ ॥

સ્નેહ (ચિકાશ) કાઢી નાખ્યો હોય એવું ભોજન ન જમવું, ઠાંસીને ન ખાવું, પહેલા પહોરમાં કે મોડી સાંજે ન જમવું અને સવારે અતિશય જમ્યા હોય તો સાંજે ન ખાવું. ૬૨

न कुर्वीत वृथा चेष्टां न वार्यञ्जलिना पिबेत् ।
नोत्सङ्गे भक्षयेद्भक्ष्यान्न जातु स्यात्कुतूहली ॥ ६३ ॥

ખોટી ચેષ્ટા ન કરવી, ખોબે પાણી પીવું નહિ, ખાવાનું ખોળામાં રાખી ન ખાવું, તેમ કંઇ કુતૂહલી પણ ન થવું. ૬૩

न नृत्येदथवा गायेन्न वादित्राणि वादयेत् ।
नास्फोटयेन्न च क्ष्वेडेन्न च रक्तो विरावयेत् ॥ ६४ ॥

ન નૃત્ય કરવું, ન ગાયન કરવું, ન વાજિંત્ર વગાડવાં, ન તાળી પાડવી, ન કકડાટી બોલાવવી અને ન આનંદમાં આવીને આરડવું. ૬૪

न पादौ धावयेत्कांस्ये कदाचिदपि भाजने ।
न भिन्नभाण्डे भुञ्जीत न भावप्रतिदूषिते ॥ ६५ ॥

કાંસાના પાત્રમાં ક્યારેય પગ ન ધોવા તેમ ભાંગેલા વાસણમાં અને વહેમપડતા વાસણમાં ન જમવું. ૬૫

उपानहौ च वासश्च धृतमन्यैर्न धारयेत् ।
उपवीतमलंकारं स्रजं करकमेव च ॥ ६६ ॥

બીજાઓએ ધારણ કરેલાં જોડા, વસ્ત્ર, જનોઈ, અલંકાર, માળા અને કમંડલ પોતે ધારણ કરવાં નહિ. ૬૬

**नाविनीतैर्व्रजेद्धुर्यैर्न च क्षुद्व्याधिपीडितैः ।**
**न भिन्नशृङ्गाक्षिखुरैर्न वालधिविरूपितैः ॥ ६७ ॥**

વણકેળવાયેલાં, ભૂખ અને રોગથી પીડાયેલાં, શિંગડાં, આંખ અને ખરી ભાંગેલાં તેમજ બાંડી પૂંછડી વડે કદરૂપાં એવાં (બળદોનાં) વાહનોએ ન જવું. ૬૭

**विनीतैस्तु व्रजेन्नित्यमाशुगैर्लक्षणान्वितैः ।**
**वर्णरूपोपसंपन्नैः प्रतोदेनातुदन्भृशम् ॥ ६८ ॥**

પણ કેળવાયેલાં, ઝડપે જનારાં, સુલક્ષણોવાળાં, જાતવાન અને રૂપવાન (બળદો જોડેલાં) વાહનોએ, ઝાઝા ચાબુકપરોણા માર્યા વિના જવું. ૬૮

**बालातपः प्रेतधूमो वर्ज्यं भिन्नं तथासनम् ।**
**न च्छिन्द्यान्नखलोमानि दन्तैर्नोत्पाटयेन्नखान् ॥ ६९ ॥**

ઊગતા બાલસૂર્યનો (અથવા કન્યારાશિના સૂર્યનો) તડકો, શબનો ધુમાડો, તથા ભાંગ્યુંતૂટ્યું આસન–એટલાંનો ત્યાગ કરવો. નખને તથા રોમને ઉખેડવાં નહિ; તેમજ નખને દાંતથી ચાવવા નહિ. ૬૯

**न मृल्लोष्ठं च मृन्दीयान्न च्छिन्द्यात्करजैस्तृणम् ।**
**न कर्म निष्फलं कुर्यान्नायत्यामसुखोदयम् ॥ ७० ॥**

માટીનાં ઢેફાં મસળવાં નહિ, હાથથી તરણાં તોડવાં નહિ અને અંતે અસુખકારી અને નિષ્ફળ એવું કામ કરવું નહિ. ૭૦

[ **श्रीकामो वर्जयेन्नित्यं मृन्मये चैव भोजनम् ।**

લક્ષ્મીની કામનાવાળાએ માટીના વાસણમાં ભોજન લેવાનું સદૈવ વર્જવું.]

**लोष्ठमर्दी तृणच्छेदी नखखादी च यो नरः ।**
**स विनाशं व्रजत्याशु सूचकोऽशुचिरेव च ॥ ७१ ॥**

જે માણસ ઢેફાં ભાંગે છે, તરણાં તોડે છે, નખ ચાવે છે, ચાડી ખાય છે અને અપવિત્ર રહે છે, તે ઝટ વિનાશને પામે છે. ૭૧

**न विगर्ह्य कथां कुर्याद्बहिर्माल्यं न धारयेत् ।**
**गवां च यानं पृष्ठेन सर्वथैव विगर्हितम् ॥ ७२ ॥**

નિંદા કરીને વાત કરવી નહિ અને બહાર દેખાય તેમ માળા રાખવી નહિ તેમજ બળદની પીઠ પર સવારી કરવી એ સર્વથા નિંદિત છે. ૭૨

**अद्वारेण च नातीयाद्ग्रामं वा वेश्म वावृतम् ।**
**रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ॥ ७३ ॥**

વાસેલા ગામમાં કે ઘરમાં છીંડેથી જવું નહિ અને રાત્રે ઝાડોનાં મૂળોને દૂરથી વર્જવાં. ૭૩

**नाक्षैः क्रीडेत्कदाचित्तु स्वयं नोपानहौ हरेत् ।**
**शयनस्थो न भुञ्जीत न पाणिस्थं न चासने ॥ ७४ ॥**

ક્યારેય પાસાથી ન રમવું અને જાતે જોડા ન ઉપાડવા, પથારીમાં રહ્યે રહ્યે જમવું નહિ, હાથમાં ભોજન રાખીને ખાવું નહિ અને બેસવાના આસન ઉપર અન્ન મૂકી આરોગવું નહિ. ૭૪

**सर्वं च तिलसंबद्धं नाद्यादस्तमिते रवौ ।**
**न च नग्नः शयीतेह न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ ७५ ॥**

સૂર્ય આથમ્યા પછી તલના સંબંધવાળું કંઇ પણ ભોજન ખાવું નહિ. નાગા સૂવું નહિ, તેમજ ક્યાંય એઠા મોઢે જવું નહિ.

आर्द्रपादस्तु भुञ्जीत नार्द्रपादस्तु संविशेत् ।
आर्द्रपादस्तु भुञ्जानो दीर्घमायुरवाप्नुयात् ॥ ७६ ॥

ભીના પગે જમાય, પણ ભીના પગે સુવાય નહિ; ભીને પગે જમનારો મનુષ્ય દીર્ઘ આયુષ્ય પામે છે. ૭૬

अचक्षुर्विषयं दुर्गं न प्रपद्येत कर्हिचित् ।
न विण्मूत्रमुदीक्षेत न बाहुभ्यां नदीं तरेत् ॥ ७७ ॥

આંખે ન દીઠેલા દુર્ગમ સ્થાનમાં કદાપિ ભૂલેચૂકે પણ જવું નહિ. મળમૂત્ર જોવાં નહિ, હાથ વડે નદી તરવી નહિ. ૭૭

अधितिष्ठेन्न केशांस्तु न भस्मास्थिकपालिकाः ।
न कार्पासास्थि न तुषान्दीर्घमायुर्जिजीविषुः ॥ ७८ ॥

દીર્ઘ આવરદાની ઇચ્છાવાળાએ વાળ, ભસ્મ, હાડકાં, ભાગેલાં ઠીકરાં, કપાસનાં છોડાં અને સાળનાં ફોતરાં એ ઉપર બેસવું નહિ. ૭૮

न संवसेच्च पतितैर्न चाण्डालैर्न पुल्कसैः ।
न मूर्खैर्नावलिप्तैश्च नान्त्यैर्नान्त्यावसायिभिः ॥ ७९ ॥

પતિત, ચાંડાળ, પુલ્કસ ( નિષાદથી શૂદ્ર સ્ત્રીમાં થયેલા ), મૂર્ખ, અહંકારી, અંત્યજ અને અંત્યાવસાયીઓ ( નિષાદની સ્ત્રીમાં ચાંડાળથી જન્મેલા ) સાથે વસવું નહિ. ૭૯

[ न कृतघ्नैरनुद्युक्तैर्न महापातकान्वितैः ।
न दस्युभिर्नाशुचिभिर्नामित्रैश्च कदानच ॥

કૃતઘ્ની, નિરુદ્યમી, મહાપાપવાળા, ચોર, અપવિત્ર અને શત્રુઓ સાથે કદી રહેવું નહિ.]

**न शूद्राय मतिं दद्यान्नोच्छिष्टं न हविष्कृतम् ।**
**न चास्योपदिशेद्धर्मं न चास्य व्रतमादिशेत् ॥ ८० ॥**

શૂદ્રને શાસ્ત્રમતિ આપવી નહિ, ઉચ્છિષ્ટ આપવું નહિ, હવિનો શેષ આપવો નહિ, ધર્મોપદેશ આપવો નહિ, તેમ તેને વ્રતનો ઉપદેશ આપવો નહિ. ૮૦

[ **अंतरा ब्राह्मणं कृत्वा प्रायश्चित्तं समादिशेत् ।**
કોઇને પ્રાયશ્ચિત્ત આપવું હોય તો બ્રાહ્મણને મધ્યસ્થ રાખીને પ્રાયશ્ચિત્ત આપવું.]

**यो ह्यस्य धर्ममाचष्टे यश्चैवादिशति व्रतम् ।**
**सोऽसंवृतं नाम तमः सह तेनैव मज्जति ॥ ८१ ॥**

જે બ્રાહ્મણ શૂદ્રને ધર્મોપદેશ કરે છે અને જે તેને વ્રતાદેશ આપે છે, તે તે શૂદ્રની સાથે અસંવૃત નામના નરકમાં ડૂબે છે.

**न संहताभ्यां पाणिभ्यां कण्डूयेदात्मनः शिरः ।**
**न स्पृशेच्चैतदुच्छिष्टो न च स्नायाद्विना ततः ॥ ८२ ॥**

બેઉ હાથ સાથે રાખી પોતાનું માથું ખંજવાળવું નહિ, એઠે હાથે માથાને અડવું નહિ અને માથું ભીંજવ્યા વિના નાહવું નહિ. ૮૨

**केशग्रहान्प्रहारांश्च शिरस्येतान्विवर्जयेत् ।**
**शिरःस्नातश्च तैलेन नाङ्गं किंचिदपि स्पृशेत् ॥ ८३ ॥**

કોઈના વાળ ખેંચવા નહિ, તેમજ માથે પ્રહાર કરવા નહિ, માથે તેલ ચોપડયા પછી તે હાથ વડે કોઈ પણ અંગને અડવું નહિ. ૮૩

न राज्ञः प्रतिगृह्णीयादराजन्यप्रसूतितः ।
सूनाचक्रध्वजवतां वेशेनैव च जीवताम् ॥ ८४ ॥

અક્ષત્રિયથી જન્મેલા રાજા, કસાઇ, ઘાણી આદિ ચક્ર રાખી આજીવિકા કરનારાઓ, કલાલ, તેમજ રૂપવેશથી જીવનારાઓ પાસેથી દાન લેવું નહિ. ૮૪

दशसूनासमं चक्रं दशचक्रसमो ध्वजः ।
दशध्वजसमो वेशो दशवेशसमो नृपः ॥ ८५ ॥

દસ ખાટકી બરાબર એક ઘાણીવાળો (તેલી) છે, દસ ઘાણી-વાળા બરાબર એક કલાલ છે, દશ કલાલ બરાબર એક રૂપવેશી છે અને દશ રૂપવેશી બરાબર એક (અક્ષત્રિય) રાજા છે. ૮૫

दश सूनासहस्राणि यो वाहयति सौनिकः ।
तेन तुल्यः स्मृतो राजा घोरस्तस्य प्रतिग्रहः ॥ ८६ ॥

રાજાને તે ખાટકી જેવો જાણવો કે જે દશ હજાર કસાઈ-ખાનાં ચલાવતો હોય. આથી તો તે રાજાનું દાન ભયંકર છે. ૮૬

यो राज्ञः प्रतिगृह्णाति लुब्धस्योच्छास्त्रवर्तिनः ।
स पर्यायेण यातीमान्नरकानेकविंशतिम् ॥ ८७ ॥
तामिस्रमन्धतामिस्रं महारौरवरौरवौ ।
नरकं कालसूत्रं च महानरकमेव च ॥ ८८ ॥
संजीवनं महावीचिं तपनं संप्रतापनम् ।
संहातं च सकाकोलं कुड्मलं प्रतिमूर्त्तिकम् ॥ ८९ ॥
लोहशङ्कुमृजीषं च पन्थानं शाल्मलीं नदीम् ।
असिपत्रवनं चैव लोहदारकमेव च ॥ ९० ॥

શાસ્ત્રથી વિરુદ્ધ વર્તનારા લોભિયા રાજા પાસેથી જે દાન સ્વીકારે છે, તે ક્રમે કરીને આ નીચેનાં એકવીસ નરકોમાં પડે છે. તામિસ્ર, અંધતામિસ્ર, મહારૌરવ, રૌરવ, કાલસૂત્ર, મહાનરક, સંજીવન, મહાવીચિ, તપન, સંપ્રતાપન, સંહાત, સકાકોલ, કુડ્મલ, પ્રતિમૂર્ત્તિક, (પૂત્તિમૃત્તિક) લોહશંકુ, ઋજીષ, પંથા, શાલ્મલી, વૈતરણી નદી આસિપત્રવન, અને લોહદારક. ૮૭-૯૦

एतद्विदन्तो विद्वांसो ब्राह्मणा ब्रह्मवादिनः ।
न राज्ञः प्रतिगृह्णन्ति प्रेत्य श्रेयोऽभिकाङ्क्षिणः ॥ ९१ ॥

પરલોકમાં પોતાનું કલ્યાણ ઇચ્છનારા બ્રહ્મવાદી વિદ્રાન બ્રાહ્મણો એ જાણે છે; તેથી તેઓ રાજા પાસેથી દાન લેતા નથી.

ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।
कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेव च ॥९२॥

બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવું અને ધર્મ તથા અર્થનું ચિંતવન કરવું; એ ધર્મ અને અર્થ અંગે થનારા કાયાના ક્લેશોનો વિચાર કરવો નહિ અને વેદના રહસ્યાર્થનું ચિંતન કરવું. ૯૨

उत्थायावश्यकं कृत्वा कृतशौचः समाहितः ।
पूर्वां संध्यां जपंस्तिष्ठेत्स्वकाले चापरां चिरम् ॥ ९३ ॥

ઊઠીને આવશ્યક મળશુદ્ધિ કરવી, સ્નાનાદિ શૌચ કરવું અને સ્વસ્થચિત્તે પ્રભાતની સંધ્યામાં લાંબા સમય સુધી ગાયત્રી જપતાં રહેવું. તેજ રીતે બરાબર એટલો સમય સાંજની સંધ્યાએ પણ ગાયત્રીજપ કરવો. ૯૩

**ऋषयो दीर्घसंध्यात्वाद्दीर्घमायुरवाप्नुयुः ।**
**प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥ ९४ ॥**

લાંબી સંધ્યાઓ કરીને ઋષિઓ દીર્ઘ આયુષ, પ્રજ્ઞા, યશ, (દાનથી થયેલી ખ્યાતિ) કીર્તિ (ત્યાગથી થયેલી ખ્યાતિ) તેમજ બ્રહ્મતેજને પામ્યા હતા. ૯૪

**श्रावण्यां प्रौष्ठपद्यां वाप्युपाकृत्य यथाविधि ।**
**युक्तश्छन्दांस्यधीयीत मासान्विप्रोऽर्धपञ्चमान् ॥ ९५ ॥**

શ્રાવણ કે ભાદરવા માસની પૂનમે યથાવિધિ ઉપાકર્મ કરીને બ્રાહ્મણે સાડાચાર માસ સુધી નિયમપૂર્વક વેદાધ્યયન કરવું. ૯૫

**पुष्ये तु छन्दसां कुर्याद्बहिरुत्सर्जनं द्विजः ।**
**माघशुक्लस्य वा प्राप्ते पूर्वाह्णे प्रथमेऽहनि ॥ ९६ ॥**

તે પછી, પુષ્ય નક્ષત્રમાં (પોષ માસની) પૂનમે અથવા માઘ મહિનાના શુકલ પક્ષના પડવાને દિવસે, પહેલા પહોરમાં દ્વિજે ગામબહાર જઇને વેદનો ઉત્સર્ગવિધિ કરવો. ૯૬

**यथाशास्त्रं तु कृत्वैवमुत्सर्गं छन्दसां बहिः ।**
**विरमेत्पक्षिणीं रात्रिं तदेवैकमहर्निशम् ॥ ९७ ॥**

આ પ્રમાણે ગામબહાર જઈ શાસ્ત્રવિધિએ વેદનો ઉત્સર્ગ કર્યા પછી, એક પક્ષિણી (આગલો ને પાછલો દિવસ તથા વચ્ચેની રાત્રિ) સુધી અથવા એક દિવસ ને એક રાત્રિ સુધી અધ્યયનથી વિરમવું. ૯૭

**अत ऊर्ध्वं तु छन्दांसि शुक्लेषु नियतः पठेत् ।**
**वेदाङ्गानि च सर्वाणि कृष्णपक्षेषु संपठेत् ॥ ९८ ॥**

આ પછી નિયમ પ્રમાણે શુકલપક્ષમાં વેદનો સ્વાધ્યાય કરવો અને કૃષ્ણપક્ષમાં સર્વ વેદોનાં સર્વ અંગોનો સ્વાધ્યાય કરવો. ૯૮

**नाविस्पष्टमधीयीत न शूद्रजनसंनिधौ ।**
**न निशान्ते परिश्रान्तो ब्रह्माधीत्य पुनः स्वपेत् ॥ ९९ ॥**

અસ્પષ્ટ રીતે પાઠ કરવો નહિ, શૂદ્રજનની સમીપમાં ભણવું નહિ અને પાછલી રાત્રે વેદ ભણ્યા પછી થાકયા છતાં પણ પાછા સૂવું નહિ. ૯૯

**यथादितेन विधिना नित्यं छन्दस्कृतं पठेत् ।**
**ब्रह्म छन्दस्कृतं चैव द्विजो युक्तो ह्यनापदि ॥ १०० ॥**

યથોક્ત વિધિએ દ્વિજે ગાયત્રી આદિ છંદોથી યુક્ત મંત્ર-ભાગનો નિત્ય સ્વાધ્યાય કરવો અને જો આપત્તિ ન હોય તો વેદ-પાઠ તથા છંદોયુક્ત બ્રાહ્મણનો સાવધાનતાથી સ્વાધ્યાય કરવો.

અનધ્યાય—

**इमान्नित्यमनध्यायानधीयानो विवर्जयेत् ।**
**अध्यापनं च कुर्वाणः शिष्याणां विधिपूर्वकम् ॥ १०१ ॥**

વિધિપૂર્વક શિષ્યોને અધ્યાપન કરાવનારાઓએ તેમજ અધ્યયન કરનારાઓએ, આ નીચેના અનધ્યાયોમાં અભ્યાસ કરવો નહિ. ૧૦૧

**कर्णश्रवेऽनिले रात्रौ दिवा पांसुसमूहने ।**
**एतौ वर्षास्वनध्यायावध्यायज्ञाः प्रचक्षते ॥ १०२ ॥**

રાત્રે કાનમાં સુસવાટા મારતો પવન વાતો હોય અને

દિવસે ધૂળના ગોટા ઊડતા હોય એ બે અનધ્યાયો વર્ષાકાળમાં પાળવા, એમ સ્વાધ્યાયને જાણનારાઓ કહે છે. ૧૦૨

**विद्युत्स्तनितवर्षेषु महोल्कानां च संप्लवे ।**
**आकालिकमनध्यायमेतेषु मनुरब्रवीत् ॥१०३॥**

વીજળી, ગર્જના અને વૃષ્ટિ થતી હોય, તેમજ મોટો ઉલ્કાપાત થતો હોય, તે પ્રસંગે આકાલિક ( બનાવના સમયથી માંડીને બીજા દિવસના તે સમય સુધી ) અનધ્યાય પાળવો; એમ મનુ કહે છે. ૧૦૩

**एतांस्त्वभ्युदिताविद्याद्यदा प्रादुश्कृताग्निषु ।**
**तदा विद्यादनध्यायमनृतौ चाभ्रदर्शने ॥१०४॥**

હોમાગ્નિ પ્રકટયાના સમયે વર્ષાકાળે જો આ વીજળી વગેરે થયેલાં જણાય, તો તે વખતે અનધ્યાય પાળવો; તેમજ પ્રભાતનો તેમજ સાયંકાળનો હોમાગ્નિ પ્રગટ થયો હોય તે વખતે વર્ષાકાળ વિના પણ વાદળાં દેખાય તો અનધ્યાય પાળવો. ૧૦૪

**निर्घाते भूमिचलने ज्योतिषां चोपसर्जने ।**
**एतानाकालिकान्विद्यादनध्यायानृतावपि ॥ १०५ ॥**

કડાકા, ભડાકા, ધરતીકંપ અને સૂર્યાદિ જ્યોતિઓના ઉપદ્રવ એ વર્ષાઋતુમાં થાય તોપણ તે વખતે આકાલિક અનધ્યાય જાણવો. ૧૦૫

**प्रादुष्कृतेष्वग्निषु तु विद्युत्स्तनितनिःस्वने ।**
**सज्योतिः स्यादनध्यायः शेषे रात्रौ यथा दिवा ॥ १०६ ॥**

અગ્નિહોત્રનો અગ્નિ પ્રગટયા પછી, જો પ્રભાતે વીજળી

અને મેઘગર્જના થાય તો સૂર્યજ્યોતિ હોય ત્યાં સુધી અને સંધ્યાકાળે તે જો થાય તો તારાજ્યોતિ હોય ત્યાં સુધી અનધ્યાય રહે. પણ તે બે વૃષ્ટિ સાથે થાય તો એક દિવસ ને એક રાત્રિ અનધ્યાય રહે. ૧૦૬

**नित्यानध्याय एवं स्याद् ग्रामेषु नगरेषु च ।**
**धर्मनैपुण्यकामानां पूतिगन्धे च सर्वदा ॥१०७॥**

ધર્મમાં નિપુણતા ઇચ્છનારા પુરુષોએ ગામોમાં અને નગરોમાં નિત્ય ઉપરના અનધ્યાયો પાળવા; વળી દુર્ગંધ છૂટે ત્યાં પણ સર્વદા અનધ્યાય પાળવો. ૧૦૭

**अन्तर्गतशवे ग्रामे वृषलस्य च संनिधौ ।**
**अनध्यायो रुद्यमाने समवाये जनस्य च ॥ १०८ ॥**

ગામમાં શબ પડયું હોય, શૂદ્ર નજીક હોય, રુદન ચાલતું હોય, તેમજ માણસો ટોળે મળ્યાં હોય, ત્યારે પણ અનધ્યાય રાખવો. ૧૦૮

**उदके मध्यरात्रे च विण्मूत्रस्य विसर्जने ।**
**उच्छिष्टः श्राद्धभुक् चैव मनसापि न चिन्तयेत् ॥१०९॥**

પાણીમાં, મધરાતે, મળમૂત્રના ત્યાગ વખતે, એઠે મોંએ અને શ્રાદ્ધનું ભોજન કરીને મનથી પણ વેદચિંતન કરવું નહિ. ૧૦૯

**प्रतिगृह्य द्विजो विद्वानेकोद्दिष्टस्य केतनम् ।**
**त्र्यहं न कीर्तयेद्ब्रह्म राज्ञो राहोश्च सूतके ॥ ११० ॥**

એકોદ્દિષ્ટ શ્રાદ્ધનું નિમંત્રણ સ્વીકાર્યા પછી તથા રાજાને ત્યાં

( પુત્રજન્માદિકનું ) વૃદ્ધિસૂતક હોય ત્યારે, તેમજ ચંદ્ર કે સૂર્યગ્રહણ હોય તે વખતે વિદ્વાન દ્વિજ ત્રણ દિવસ વેદનો સ્વાધ્યાય કરવો નહિ. ૧૧૦

**यावदेकानुदिष्टस्य गन्धो लेपश्च तिष्ठति ।**
**विप्रस्य विदुषो देहे तावद्ब्रह्म न कीर्तयेत् ॥१११॥**

વિદ્વાન બ્રાહ્મણના શરીર ઉપર જ્યાં સુધી એકોદ્દિષ્ટ શ્રાદ્ધના ગંધલેપ રહે, ત્યાં સુધી તે વેદનું કીર્તન કરે નહિ. ૧૧૧

**शयानः प्रौढपादश्च कृत्वा चैवावसक्थिकाम् ।**
**नाधीयीतामिषं जग्ध्वा सूतकान्नाद्यमेव च ॥११२॥**

સૂતાં સૂતાં, લાંબા પગ રાખીને, ઘૂંટણ બાંધીને, માંસ જમીને અને સૂતકીનું અન્ન ખાઇને વેદાધ્યયન કરવું નહિ. ૧૧૨

**नीहारे बाणशब्दे च संध्यायोरेव चोभयोः ।**
**अमावास्याचतुर्दश्योः पौर्णमास्यष्टकासु च ॥११३॥**

ધૂળનું તોફાન હોય, બાણના શબ્દ ગાજતા હોય, સવાર અને સાંજની સંધ્યાવેળા હોય, તેમજ અમાસ, ચૌદશ, પૂનમ અને આઠમ હોય, ત્યારે વેદાધ્યયન કરવું નહિ. ૧૧૩

**अमावास्या गुरुं हन्ति शिष्यं हन्ति चतुर्दशी ।**
**ब्रह्माष्टकापौर्णमास्यौ तस्मात्ताः परिवर्जयेत् ॥११४॥**

અમાસ ગુરુને હણે છે, ચૌદશ શિષ્યને હણે છે અને આઠમ તથા પૂનમ વેદને હણે છે; તેથી એ તિથિઓને અધ્યયન માટે વર્જવી. ૧૧૪

**पांशुवर्षे दिशां दाहे गोमायुविरुते तथा।**
**श्वखरोष्ट्रे च रुवति पंक्तौ च न पठेद्द्विजः ॥११५॥**

ધૂળનો વરસાદ હોય, દિશાઓમાં દાહ થતો હોય, શિયાળવાં રડતાં હોય, કૂતરાં ભસતાં હોય, ગધેડાં ભૂંકતાં હોય, ઊંટ ગાંગરતાં હોય, તેમજ મનુષ્યો ટોળું વળીને બેઠા હોય, ત્યારે બ્રાહ્મણે વેદપાઠ કરવો નહિ. ૧૧૫

**नाधीयीत श्मशानान्ते ग्रामान्ते गोव्रजेऽपि वा।**
**वसित्वा मैथुनं वासः श्राद्धिकं प्रतिगृह्य च ॥११६॥**

ગામને છેડે અને સ્મશાન પાસે, ગૌચરમાં, મૈથુન સમયનું વસ્ત્ર પહેરીને, તેમજ શ્રાદ્ધનું અન્ન સ્વીકારીને વેદનું અધ્યયન કરવું નહિ. ૧૧૬

**प्राणि वा यदि वाऽप्राणि यत्किंचिच्छ्राद्धिकं भवेत्।**
**तदालभ्याप्यनध्यायः पाण्यास्यो हि द्विजः स्मृतः॥११७॥**

શ્રાદ્ધ નિમિત્તે (ગાય, ઘોડા આદિ) પ્રાણી કે (વસ્ત્ર આદિ) અપ્રાણીનું દાન લીધા પછી અનધ્યાય રાખવો. કેમકે, બ્રાહ્મણને **पाण्यास्य** (હાથ જ જેનું મુખ છે એવો) કહ્યો છે. ૧૧૭

**चोरैरुपप्लुते ग्रामे संभ्रमे चाग्निकारिते।**
**आकालिकमनध्यायं विद्यात्सर्वाद्भुतेषु च ॥११८॥**

ગામમાં ચોરોએ રંજાડ કર્યો હોય, આગ લાગવાથી ગભરાટ ફેલાયો હોય અને આશ્ચર્યકારક ઉત્પાતો હોય, ત્યારે આકાલિક અનધ્યાય પાળવો. ૧૧૮

उपाकर्मणि चोत्सर्गे त्रिरात्रं क्षेपणं स्मृतम् ।
अष्टकासु त्वहोरात्रमृत्वन्तासु च रात्रिषु ॥ ११९ ॥

ઉપાકર્મમાં અને વેદના ઉત્સર્ગમાં ત્રણ રાત્રિ સુધી અનધ્યાય કહ્યો છે. અષ્ટકા શ્રાદ્ધમાં તેમજ દરેક ઋતુને અંતે એક દિવસ ને એક રાત્રિનું અનધ્યયન રાખવું. ૧૧૯

नाधीयीताश्वमारूढो न वृक्षं न च हस्तिनम् ।
न नावं न खरं नोष्ट्रं नरिणस्थो न यानगः ॥ १२० ॥

ઘોડા, ઝાડ, હાથી, હોડી, ગધેડા, ઊંટ, ખારપાટ અને ગાડાં વગેરે વાહન ઉપર બેસીને વેદાધ્યયન કરવું નહિ. ૧૨૦

न विवादे न कलहे न सेनायां न संगरे ।
न भुक्तमात्रे नाजीर्णे न वमित्वा न शुक्तके ॥ १२१ ॥

વિવાદમાં, કલહમાં, સેનામાં, યુદ્ધમાં, જમીને તરત, અપચામાં, ઊલટી થયા પછી અને ખાટા ઓડકાર વખતે વેદાધ્યયન કરવું નહિ. ૧૨૧

अतिथिं चाननुज्ञाप्य मारुते वाति वा भृशम् ।
रुधिरे च स्रुते गात्राच्छस्त्रेण च परिक्षते ॥ १२२ ॥

અતિથિની આજ્ઞા વિના, પવન સખત ફૂંકાતો હોય ત્યારે, અંગમાંથી લોહી ઝરી ગયું હોય ત્યારે અને હથિયારથી જખમ થયો હોય તે વખતે અધ્યયન કરવું નહિ. ૧૨૨

सामध्वनावृग्यजुषी नाधीयीत कदाचन ।
वेदस्याधीत्य वाप्यन्तमारण्यकमधीत्य च ॥ १२३ ॥

સામવેદનો ધ્વનિ થતો હોય ત્યારે કદી પણ ઋગ્વેદ કે

યજુર્વેદ ભણવો નહિ; તેમજ વેદનું અધ્યયન કર્યા પછી આ-રણ્યક ભણીને અંતે પાછું વેદાધ્યયન કરવું નહિ. ૧૨૩

ऋग्वेदो देवदैवत्यो यजुर्वेदस्तु मानुषः ।
सामवेदः स्मृतः पित्र्यस्तस्मात्तस्याशुचिर्ध्वनिः ॥ १२४ ॥

ઋગ્વેદના દેવ દેવતા છે, યજુર્વેદના દેવ મનુષ્ય છે અને સામવેદના દેવ પિતૃ છે; તેથી સામવેદનો ધ્વનિ અપવિત્ર ગણ્યો છે. ૧૨૪

एतद्विदन्तो विद्वांसस्त्रयीनिष्कर्षमन्वहम् ।
क्रमतः पूर्वमभ्यस्य पश्चाद्वेदमधीयते ॥ १२५ ॥

આ જાણનારા વિદ્વાનો નિત્ય વેદના સારરૂપ પ્રણવ, વ્યાહૃતિ અને ગાયત્રી એ ત્રણને ક્રમવાર પ્રથમ ભણીને પછી વેદનું અધ્યયન કરે છે. ૧૨૫

पशुमण्डूकमार्जारश्वसर्पनकुलाखुभिः ।
अन्तरागमने विद्यादनध्यायमहर्निशम् ॥ १२६ ॥

પશુ, દેડકા, બિલાડું, કૂતરું, સાપ, નોળિયો અને ઊંદર એ અધ્યયન વખતે ગુરુ અને શિષ્યની વચ્ચે થઇને જાય, તો એક દિવસ ને એક રાત્રિ અનધ્યયન જાણવું. ૧૨૬

द्वावेव वर्जयेन्नित्यमध्यायौ प्रयत्नतः ।
स्वाध्यायभूमिं चाशुद्धामात्मानं चाशुचिं द्विजः ॥ १२७ ॥

સ્વાધ્યાયની ભૂમિ અશુદ્ધ હોય ત્યારે અને પોતે અપવિત્ર હોય ત્યારે આ બે અનધ્યાયોને દ્વિજે નિત્ય પ્રયત્નપૂર્વક વર્જવા.

સદાચાર—

**अमावास्यामष्टमीं च पौर्णमासीं चतुर्दशीम् ।**
**ब्रह्मचारी भवेन्नित्यमप्यृतौ स्नातको द्विजः ॥ १२८ ॥**

અમાસ, આઠમ, પૂનમ અને ચૌદશ એ દિવસોએ સ્ત્રીને ઋતુ હોય તો પણ સ્નાતક બ્રાહ્મણે બ્રહ્મચારી રહેવું. ૧૨૮

**[ षष्ठ्यष्टम्योस्त्वमावास्यामुभयत्र चतुर्दशीम् ।**
**वर्जयेत्पौर्णमासीं च तैले मांसे भगे क्षुरे ॥**

તૈલસ્નાન, માંસભક્ષણ, સ્ત્રીસંગ અને હજામત એ ચાર વાનાં અનુક્રમે કે બધાં છઠ, આઠમ, વદ ને સુદની ચૌદશ અને પૂનમે વર્જવાં. ]

**न स्नानमाचरेद्भुक्त्वा नातुरो न महानिशि ।**
**न वासोभिः सहाजस्रं नाविज्ञाते जलाशये ॥ १२९ ॥**

જમ્યા પછી, માંદગીમાં, મધ્યરાત્રે, ઘણાં કપડાં સાથે, તેમજ અજાણ્યા જલાશયમાં સ્નાન કરવું નહિ. ૧૨૯

**देवतानां गुरोराज्ञः स्नातकाचार्ययोस्तथा ।**
**नाक्रामेत्कामतश्छायां बभ्रुणो दीक्षितस्य च ॥ १३० ॥**

દેવ, ગુરુ, રાજા, સ્નાતક, આચાર્ય, કાળી ગાય, યજ્ઞમાં દીક્ષા લીધેલા પુરુષ અને ચાંડાલ એમની છાયાને જાણીજોઈને ઓળંગવી નહિ. ૧૩૦

**मध्यंदिनेऽर्धरात्रे च श्राद्धं भुक्त्वा च सामिषम् ।**
**संध्ययोरुभयोश्चैव न सेवेत चतुष्पथम् ॥ १३१ ॥**

મધ્યાહ્‌ન સમયે, અર્ધ રાત્રે, માંસયુક્ત શ્રાદ્ધભોજન

જમીને અને પ્રભાતની અને સાયંકાળની સંધિ વેળાએ ચોટામાં જવું નહિ. ૧૩૧

उद्वर्तनमपस्नानं विण्मूत्रे रक्तमेव च ।
श्लेष्मनिष्ठ्यूतवान्तानि नाधितिष्ठेत्तु कामतः ॥ १३२ ॥

પીઠીનું પાણી, નાહેલું પાણી, મળમૂત્ર, લોહી, બળખા, થૂંક અને ઊલટી એટલાં ઉપર ઇચ્છાપૂર્વક ઊભા રહેવું નહિ.

वैरिणं नोपसेवेत सहायं चैव वैरिणः ।
अधार्मिकं तस्करं च परस्यैव च योषितम् ॥ १३३ ॥

વેરીને, વેરીના સહાયકને, અધાર્મિકને, ચોરને, તેમજ પરસ્રીને સેવવાં નહિ. ૧૩૩

न हीदृशमनायुष्यं लोके किंचन विद्यते ।
यादृशं पुरुषस्येह परदारोपसेवनम् ॥ १३४ ॥

આ જગતમાં પરસ્રીના સેવન જેવું બીજું કશું જ પુરુષના આયુષ્યનો નાશ કરનારું નથી. ૧૩૪

क्षत्रियं चैव सर्पं च ब्राह्मणं च बहुश्रुतम् ।
नावमन्येत वै भूष्णुः कृशानपि कदाचन ॥ १३५ ॥

ક્ષત્રિય, સર્પ અને બહુશ્રુત બ્રાહ્મણ એ દૂર્બળ હોય તો પણ તેમનું ઉદયની ઈચ્છાવાળાએ અપમાન કરવું નહિ. ૧૩૫

एतत्त्रयं हि पुरुषं निर्दहेदवमानितम् ।
तस्मादेतत्त्रयं नित्यं नावमन्येत बुद्धिमान् ॥ १३६ ॥

આ ત્રણેય અપમાન પામતાં પુરુષને બાળી નાખે છે; તેથી બુદ્ધિમાને એ ત્રણનું ક્યારે પણ અપમાન કરવું નહિ.

नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।
आमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥ १३७ ॥

ઉદ્યમ છતાં સંપત્તિ ન મળે તો પણ પોતાની જાતને ફિટકારવી નહિ; મરણ સુધી ધનસંપાદન કરવા માટે યત્ન કરવો. ધનને દુર્લભ માનવું નહિ. ૧૩૭

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमाप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ १३८ ॥

સત્ય બોલવું અને તે પણ પ્રિય બોલવું; પણ સત્ય અપ્રિય રીતે બોલવું નહિ; તેમ પ્રિય રીતે અસત્ય કહેવું નહિ; આ સનાતન ધર્મ છે. ૧૩૮

भद्रं भद्रामिति ब्रूयाद्भद्रमित्येव वा वदेत् ।
शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह ॥ १३९ ॥

અભદ્ર હોય ત્યાં ભદ્ર શબ્દથીજ બોલવું અને ભદ્ર હોય ત્યાં પણ ભદ્રજ બોલવું. કોઈની સાથે પણ ખાલી વેર કે વિવાદ કરવા નહિ. ૧૩૯

नातिकल्यं नातिसायं नातिमध्यंदिने स्थिते ।
नाज्ञातेन समं गच्छेन्नैको न वृषलैः सह ॥ १४० ॥

ખૂબ વહેલી સવારે, ખૂબ મોડી સાંજે અને ખરે બપોરે અજાણ્યા સાથે તેમજ શૂદ્રોની સાથે પંથ કરવો નહિ. ૧૪૦

हीनाङ्गानतिरिक्ताङ्गान्विद्याहीनान्वयोधिकान् ।
रूपद्रव्यविहीनांश्च जातिहीनांश्च नाक्षिपेत् ॥ १४१ ॥

હીન અંગવાળા, અધિક અંગવાળા, વિદ્યા વિનાના, વય-માં મોટા, રૂપહીન, દ્રવ્યહીન અને જાતિહીન એમને વિશે આક્ષેપ કરવા નહિ. ૧૪૧

**न स्पृशेत्पाणिनोच्छिष्टो विप्रो गोब्राह्मणानलान् ।**
**न चापि पश्येदशुचिः सुस्थो ज्योतिर्गणान्दिवि ॥ १४२॥**

એઠા મુખે બ્રાહ્મણે ગાય, બ્રાહ્મણ અને અગ્નિને સ્પર્શ કરવો નહિ. તેમજ અપવિત્ર હોય ત્યારે તેણે આકાશમાં સૂર્યાદિના જ્યોતિસમૂહો જોવા નહિ. ૧૪૨

**स्पृष्ट्वैतानशुचिर्नित्यमद्भिः प्राणानुपस्पृशेत् ।**
**गात्राणि चैव सर्वाणि नाभिं पाणितलेन तु ॥१४३॥**

અપવિત્ર એવો દ્વિજ કદી ઉપર કહેલાં ગાય, બ્રાહ્મણ અને અગ્નિને અડી બેસે, તો તેણે પાણીથી પ્રાણોને તેમજ સર્વ ગાત્રોને અને હથેલીથી ડૂંટીને નિત્ય સ્પર્શ કરવો. ૧૪૩

**अनातुरः स्वानि खानि न स्पृशेदनिमित्ततः ।**
**रोमाणि च रहस्यानि सर्वाण्येव विवर्जयेत् ॥१४४॥**

સ્વસ્થ દ્વિજે વગરનિમિત્તે પોતાની ઇંદ્રિયોનો અને સર્વ ગુહ્ય કેશોનો સ્પર્શ કરવો નહિ. ૧૪૪

**मङ्गलाचारयुक्तः स्यात्प्रयतात्मा जितेन्द्रियः ।**
**जपेच्च जुहुयाच्चैव नित्यमग्निमतन्द्रितः ॥१४५॥**

નિત્ય મંગલ આચારથી યુક્ત રહેવું, મન નિયમમાં રાખવું, ઇન્દ્રિયોને વશ રાખવી, આળસ વગર ગાયત્રી જપવી અને અગ્નિમાં હોમ કરવો. ૧૪૫

मङ्गलाचारयुक्तानां नित्यं च प्रयतात्मनाम् ।
जपतां जुह्वतां चैव विनिपातो न विद्यते ॥ १४६ ॥

નિત્ય મંગલ આચાર કરનારા, મનને નિયમમાં રાખનારા, ગાયત્રી જપનારા અને હોમ કરનારા–એમને કદી પણ વિનિપાત થતો નથી. ૧૪૬

वेदमेवाभ्यसेन्नित्यं यथाकालमतन्द्रितः ।
तं ह्यस्याहुः परं धर्ममुपधर्मोऽन्य उच्यते ॥ १४७ ॥

પ્રમાદરહિત રહીને, નિત્ય યથાકાલે વેદનો અભ્યાસ કરવો તેનેજ પંડિતો પરમ ધર્મ કહે છે. તે વિનાના બીજા ઉપધર્મ કહેવાય છે. ૧૪૭

वेदाभ्यासेन सततं शौचेन तपसैव च ।
अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकीम् ॥ १४८ ॥

સતત વેદાભ્યાસથી, બાહ્યાભ્યંતર શુદ્ધિથી, તપથી, ને પ્રાણીઓના અદ્રોહથી મનુષ્યને પૂર્વજન્મનું સ્મરણ થાય છે.

पौर्विकीं संस्मरञ्जातिं ब्रह्मैवाभ्यसते पुनः ।
ब्रह्माभ्यासेन चाजस्रमनन्तं सुखमश्नुते ॥ १४९ ॥

પૂર્વજન્મને સંભારનારો પુરુષ ફરી ફરીને વેદાભ્યાસજ કરે છે અને અખંડ વેદાભ્યાસથી તે અનંત સુખને ભોગવે છે.

सावित्राञ्छान्तिहोमांश्च कुर्यात्पर्वसु नित्यशः ।
पितृंश्चैवाष्टकास्वर्चेन्नित्यमन्वष्टकासु च ॥ १५० ॥

પર્વોના દિવસોમાં સવિતા જેના દેવતા છે એવા શાંતિ-હોમો કરવા અને અષ્ટકાઓ ( હેમંત ને શિશિરની વદ આઠમ)-

માં તેમજ અન્વષ્ટકાઓ (અષ્ટકા પાસેની નોમ)માં નિત્ય પિતૃઓનું પૂજન કરવું અર્થાત્ શ્રાદ્ધ કરવું. ૧૫૦

**दूरादावसथान्मूत्रं दूरात्पादावसेचनम् ।**
**उच्छिष्टान्ननिषेकं च दूरादेव समाचरेत् ॥ १५१ ॥**

મૂત્ર, પગ ધોયેલું પાણી, એઠવાડ અને એઠું પાણી એ બધું ઘરથી દૂર નાખવું. ૧૫૧

**मैत्रं प्रसाधनं स्नानं दन्तधावनमञ्जनम् ।**
**पूर्वाह्ण एव कुर्वीत देवतानां च पूजनम् ॥ १५२ ॥**

મળમૂત્રનો ત્યાગ કરવો, વાળ ઓળીને સાફ રાખવા, સ્નાન, દંતધાવન, અંજન અને દેવોનું પૂજન એ બધાં કાર્ય પહેલા પહોરમાં જ કરવાં. ૧૫૨

**दैवतान्यभिगच्छेत्तु धार्मिकांश्च द्विजोत्तमान् ।**
**ईश्वरं चैव रक्षार्थं गुरूनेव च पर्वसु ॥ १५३ ॥**

પોતાની રક્ષા સારુ પર્વોના દિવસોમાં દેવોના, ધર્મનિષ્ઠ એવા ઉત્તમ બ્રાહ્મણોના, રાજાના, તેમજ ગુરુજનોના દર્શને જવું.

**अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।**
**कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥ १५४ ॥**

પોતાને ત્યાં આવેલા વૃદ્ધોને પ્રણામ કરવા, તેમને પોતાનું આસન આપવું, બે હાથ જોડીને તેમની પાસે બેસવું અને તેઓ જાય ત્યારે તેમને પાછળ વળાવવા જવું. ૧૫૪

**श्रुतिस्मृत्युदितं सम्यङ्निबद्धं स्वेषु कर्मसु ।**
**धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ १५५ ॥**

શ્રુતિ તથા સ્મૃતિમાં રૂડી રીતે કહેલા, સ્વકર્મમાં નિયમ-રૂપ થયેલા અને ધર્મના મૂળરૂપ એવા સદાચારને વગર-આળસે સેવવા. ૧૫૫

**आचाराल्लभेत ह्यायुराचारादीप्सिताः प्रजाः ।**
**आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १५६ ॥**

સદાચારથી આવરદા મળે છે; આચારથી ઇષ્ટ પ્રજાલાભ થાય છે; આચારથી અખૂટ ધન સાંપડે છે અને આચારથી અપલક્ષણોનો નાશ થાય છે. ૧૫૬

**दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ।**
**दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥ १५७ ॥**

દુરાચારી પુરુષ લોકમાં નિંદા પામે છે, સતત દુઃખ ભોગવે છે, રોગી રહે છે અને અલ્પાયુ થાય છે. ૧૫૭

**सर्वलक्षणहीनोऽपि यः सदाचारवान्नरः ।**
**श्रद्दधानोऽनसूयश्च शतं वर्षाणि जीवति ॥ १५८ ॥**

શુભ સૂચવનારાં સર્વ લક્ષણો વિનાનો હોવા છતાં, જે સદાચારી હોય છે, શ્રદ્ધાયુક્ત હોય છે અને ઇર્ષ્યાહીન હોય છે, તે સો વર્ષ સુધી જીવે છે. ૧૫૮

**यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।**
**यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ १५९ ॥**

પરવશ રહેલાં કર્મનો યત્નપૂર્વક ત્યાગ કરવો. જે જે સ્વા-ધીન કર્મ હોય તે તે પ્રયત્નપૂર્વક કરવાં. ૧૫૯

**सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।**
**एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ १६० ॥**

પારકાને અધીન તે બધું દુઃખ, પોતાને અધીન તે બધું સુખ; આ સુખદુઃખનું ટૂંકું લક્ષણ જાણવું. ૧૬૦

**यत्कर्म कुर्वतोस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।**
**तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ १६१ ॥**

જે કર્મ કરતાં પોતાના અંતરાત્માને પૂરો સંતોષ થાય, તે પ્રયત્નપૂર્વક કરવું. તેથી વિપરીત કર્મોનો ત્યાગ કરવો.૧૬૧

**आचार्यं च प्रवक्तारं पितरं मातरं गुरुम् ।**
**न हिंस्याद्ब्राह्मणान्गाश्च सर्वांश्चैव तपस्विनः ॥ १६२ ॥**

આચાર્ય, વેદવ્યાખ્યાતા, પિતા, માતા, ગુરુ, બ્રાહ્મણ, ગાય અને તપસ્વી એમાંના કોઇનુંય અપમાન કરવું નહિ.૧૬૨

**नास्तिक्यं वेदनिन्दां च देवतानां च कुत्सनम् ।**
**द्वेषं दम्भं च मानं च क्रोधं तैक्ष्ण्यं च वर्जयेत् ॥ १६३ ॥**

નાસ્તિકતા, વેદની નિંદા, દેવોની નિંદા, દ્વેષ, દંભ, અભિમાન, ક્રોધ અને ક્રૂરતા–એટલાંનો ત્યાગ કરવો. ૧૬૩

**परस्य दण्डं नोद्यच्छेत्क्रुद्धो नैव निपातयेत् ।**
**अन्यत्र पुत्राच्छिष्याद्वा शिष्ट्यर्थं ताडयेत्तु तौ ॥ १६४ ॥**

ક્રોધમાં પણ અન્યની સામે દંડ ઉગામવો નહિ, તથા પુત્ર અથવા શિષ્ય સિવાય બીજાને લાકડી વગેરે મારવી નહિ. જો પુત્ર તથા શિષ્ય અપરાધ કરે તો તેમને શિખામણ દેવા સારુ મારી શકાય. ૧૬૪

**ब्राह्मणायावगुर्यैव द्विजातिर्वधकाम्यया ।**
**शतं वर्षाणि तामिस्रे नरके परिवर्तते ॥ १६५ ॥**

જે કોઈ ગ્રહસ્થ બ્રાહ્મણને મારવાની ઇચ્છાથી માત્ર લાકડી ઉગામે, તો તે સો વર્ષ સુધી તામિસ્ર નરકમાં ભટકે છે. ૧૬૫

**ताडयित्वा तृणेनापि संरम्भान्मतिपूर्वकम् ।**
**एकविंशतिमाजातीः पापयोनिषु जायते ॥ १६६ ॥**

ક્રોધમાં આવીને જે ગૃહસ્થ બ્રાહ્મણને ઇરાદાપૂર્વક એક તણખલાથી પણ મારે છે, તે એકવીસ જન્મ સુધી પાપયોનિમાં જન્મ્યા કરે છે. ૧૬૬

**अयुध्यमानस्योत्पाद्य ब्राह्मणस्यासृगङ्गतः ।**
**दुःखं सुमहदाप्नोति प्रेत्याप्राज्ञतया नरः ॥ १६७ ॥**

યુદ્ધ ન કરતા બ્રાહ્મણના અંગમાંથી જે માણસ લોહી કાઢે છે, તે મરણ પછી મૂર્ખતાને લીધે મહાદુઃખને પામે છે.

**शोणितं यावतः पांसून्संगृह्णाति महीतलात् ।**
**तावतोऽब्दानमुत्रान्यैः शोणितोत्पादकोऽद्यते ॥ १६८ ॥**

એ બ્રાહ્મણનું લોહી પૃથ્વીતલના જેટલા રજકણોને ભીંજવે છે, તેટલાં વરસ સુધી તે લોહી કાઢનાર મનુષ્યને શિયાળ આદિ પ્રાણીઓ પરલોકમાં ખાયા કરે છે. ૧૬૮

**न कदाचिद्द्विजे तस्माद्विद्वानवगुरेदपि ।**
**न ताडयेत्तृणेनापि न गात्रात्स्रावयेदसृक् ॥ १६९ ॥**

તેથી વિદ્વાને કદી પણ બ્રાહ્મણની સામે લાકડી ઉગામવી નહિ, તરણાથી પણ તેને મારવો નહિ, તેમ તેના અંગમાંથી લોહી પણ વહાવવું નહિ. ૧૬૯

**अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ।**
**हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥ १७० ॥**

જે માણસ અધાર્મિક છે, જેનું ધન જૂઠાણાનું છે અને જે નિત્ય હિંસામાં ખૂપેલો રહે છે, તે આ લોકમાં સુખ પામતો નથી. ૧૭૦

**न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।**
**अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥ १७१ ॥**

પાપી અધર્મીઓની જોતજોતાંમાં અવળી દશા થાય છે. એમ વિચારીને ધર્મથી દુઃખ આવતું હોય તો પણ અધર્મમાં મન પરોવવું નહિ. ૧૭૧

**नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।**
**शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ १७२ ॥**

પૃથ્વીમાં રોપેલું બીજ જેમ તુરતજ ફળ આપતું નથી, તેમ જગતમાં અધર્માચરણ પણ તે જ વખતે ફળ આપતું નથી. પરંતુ બીજ જેમ ધીરે ધીરે વધીને ફાલે છે અને પછી ફળ આપે છે, તેમ અધર્મ પણ ધીરે ધીરે વૃદ્ધિ પામીને અધર્મ કરનારનાં મૂળિયાંને કાપી નાખે છે. ૧૭૨

**यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।**
**न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥ १७३ ॥**

કરેલો અધર્મ જો કર્તાને ફળ ન આપે, તો તેના પુત્રોને આપે છે અને પુત્રોને ન આપે તો તેના પુત્રોને આપે; પરંતુ તે નિષ્ફળ જતો જ નથી. ૧૭૩

**अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।**
**ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥ १७४ ॥**

અધર્મ કરનારો પુરુષ તે વખતે કદાચ ધનાદિ સંપત્તિ મેળવે છે, સુખો જુએ છે અને શત્રુઓને જીતે છે, પણ છેવટે તો તે સમૂળો એટલે પરિવાર સહિત નાશ પામે છે. ૧૭૪

**सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।**
**शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ १७५ ॥**

સદૈવ સત્ય, ધર્મ, સદાચાર અને પવિત્રતામાં તત્પર રહેવું; વાણી, હાથ અને ઉદરને સંયમમાં રાખવાં, તેમજ શિષ્યોને ધર્મશિક્ષા આપવી. ૧૭૫

**परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।**
**धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ १७६ ॥**

ધર્મથી વર્જિત હોય એવા અર્થ અને કામને તજી દેવા. તેમ પરિણામે દુઃખકારી તથા લોકથી નિંદિત એવા ધર્મનો પણ ત્યાગ કરવો. ૧૭૬

**न पाणिपादचपलो न नेत्रचपलोऽनृजुः ।**
**न स्याद्वाक्चपलश्चैव न परद्रोहकर्मधीः ॥ १७७ ॥**

મનુષ્યે હાથપગ હલાવ્યા કરવા નહિ, આંખ ફેરવ્યા કરવી નહિ, કુટિલતા રાખવી નહિ, નિરર્થક બોલ્યા કરવું નહિ અને બીજાનો દ્રોહ કરવાની બુદ્ધિ રાખવી નહિ. ૧૭૭

**येनास्य पितरो याता येन याताः पितामहाः ।**
**तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ १७८ ॥**

સંતોને જે સન્માર્ગે પોતાના પિતા ગયા હોય અને પિતામહ ગયા હોય, તેજ માર્ગે તેણે જવું. તેવા માર્ગે જતાં તેને હાનિ નહિ આવે. ૧૭૮

**ऋत्विक्पुरोहिताचार्यैर्मातुलातिथिसंश्रितैः ।**
**बालवृद्धातुरैर्वैद्यैर्ज्ञातिसंबन्धिबान्धवैः ॥ १७९ ॥**

**मातापितृभ्यां यामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ।**
**दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥ १८० ॥**

ઋત્વિજ, પુરોહિત, આચાર્ય, મામા, અતિથિ, આશ્રિત, બાળક, વૃદ્ધ, રોગી, વૈદ્ય, જ્ઞાતિજન, સંબંધી, બાંધવ, માતા–પિતા, બહેન, કુળવધૂ, ભાઈ, પુત્ર, પત્ની, દીકરી અને દાસવર્ગ એમની સાથે વિવાદ ન કરવો. ૧૭૯, ૧૮૦

**एतैर्विवादान्संत्यज्य सर्वपापैः प्रमुच्यते ।**
**एभिर्जितैश्च जयति सर्वाल्लोकानिमान्गृही ॥ १८१ ॥**

જે ગૃહસ્થ ઉપલાઓ સાથે વિવાદ ત્યજે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે અને એમને વશ રહીને તે સર્વલોકને વશ કરે છે. ૧૮૧

**आचार्यो ब्रह्मलोकेशः प्राजापत्ये पिता प्रभुः ।**
**अतिथिस्त्विन्द्रलोकेशो देवलोकस्य चर्त्विजः ॥ १८२ ॥**

**यामयोप्सरसां लोके वैश्वदेवस्य बान्धवाः ।**
**संबन्धिनो ह्यपां लोके पृथिव्यां मातृमातुलौ ॥ १८३ ॥**

**आकाशेशास्तु विज्ञेया बालवृद्धकृशातुराः ।**
**भ्राता ज्येष्ठः समः पित्रा भार्या पुत्रः स्वका तनुः ॥ १८४ ॥**

**छाया स्वो दासवर्गश्च दुहिता कृपणं परम् ।**
**तस्मादेतैरधिक्षिप्तः सहेतासंज्वरः सदा ॥ १८५ ॥**

આચાર્ય બ્રહ્મલોકનો સ્વામી છે, પિતા પ્રજાપતિલોકનો સ્વામી છે, અતિથિ ઇંદ્રલોકનો સ્વામી છે, ઋત્વિજ દેવલોકનો સ્વામી છે અને બહેન તથા કુળવધૂ અપ્સરાલોકની સ્વામિની છે. બાંધવો વિશ્વદેવલોકના, સંબંધીઓ વરુણલોકના અને મા તથા મામા પૃથ્વીલોકનાં સ્વામી છે. બાળક, વૃદ્ધ, દુર્બલ અને રોગીઓને આકાશલોકના સ્વામી જાણવા. મોટો ભાઇ પિતાતુલ્ય છે અને પત્ની તથા પુત્ર પોતાના જ શરીરરૂપ છે. દાસવર્ગ એ પોતીકી છાયા સમાન છે અને દીકરી પરમ કૃપા-ને પાત્ર છે. આથી, આ લોકો આક્ષેપ કરે તો પણ તપ્યા વિના સાંખી લેવું. ૧૮૨, ૧૮૫

**प्रतिग्रहसमर्थोऽपि प्रसङ्गं तत्र वर्जयेत् ।**
**प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्मं तेजः प्रशाम्यति ॥ १८६ ॥**

દાન લેવાને અધિકારી હોવા છતાં, દાનનો અતિ પ્રસંગ ન રાખવો. એવી દાનમાં આસક્તિ રાખવાથી બ્રહ્મતેજ તરત શામાઈ જાય છે. ૧૮૬

**न द्रव्याणामविज्ञाय विधिं धर्म्यं प्रतिग्रहे ।**
**प्राज्ञः प्रतिग्रहं कुर्यादवसीदन्नपि क्षुधा ॥ १८७ ॥**

દ્રવ્યનું દાન લેવા વિશે ધર્મવિધિ જાણ્યા વિના, બુદ્ધિ-માન બ્રહ્માણે પોતે ભૂખે ગળાતો હોય તોપણ દાન ન લેવું.

**हिरण्यभूमिमश्वं गामन्नं वासस्तिलान्घृतम् ।**
**प्रतिगृह्णन्नविद्वांस्तु भस्मीभवति दारुवत् ॥ १८८ ॥**

તે નહિ જાણનારો જે બ્રાહ્મણ સોનું, ભૂમિ, ઘોડો, ગાય, અન્ન, વસ્ત્ર, તલ અને ઘીને દાનમાં લે છે, તે લાકડાની જેમ ખાખ થઈ જાય છે. ૧૮૮

**हिरण्यमायुरन्नं च भूर्गौश्चाप्योषतस्तनुम् ।**
**अश्वश्चक्षुस्त्वचं वासो घृतं तेजस्तिलाः प्रजाः ॥१८९॥**

સોનું અને અન્ન આયુષ્યનો, નાશ કરે છે; ભૂમિ અને ગાય શરીરનો, ઘોડો આંખનો, વસ્ત્ર ચામડીનો, ઘી તેજનો, અને તલ પ્રજાનો નાશ કરે છે. ૧૮૯

**अतपास्त्वनधीयानः प्रतिग्रहरुचिर्द्विजः ।**
**अम्भस्यश्मप्लवेनेव सह तेनैव मज्जति ॥१९०॥**

બ્રાહ્મણ તપથી અને અધ્યયનથી રહિત હોય અને ધન લેવાની લતવાળો હોય, તે દાનરૂપી પથ્થરની હોડી સાથે પાણીમાં ડૂબીજ જાય છે. ૧૯૦

**तस्मादविद्वान्बिभियाद्यस्मात्तस्मात्प्रतिग्रहात् ।**
**स्वल्पकेनाप्यविद्वान्हि पङ्के गौरिव सीदति ॥१९१॥**

તેથી દાનવિધિ નહિ જાણનારા બ્રાહ્મણે દાન લેવાથી ડરવું. ગાય જેમ કાદવમાં ખૂંચી જાય છે, તેમ તે અવિદ્વાન થોડા સરખા દાનથી પણ (નરકમાં) જાય છે. ૧૯૧

**न वार्यपि प्रयच्छेत्तु बैडालव्रतिके द्विजे ।**
**न बकव्रतिके विप्रे नावेदविदि धर्मवित् ॥१९२॥**

બિલાડા જેવી તથા બગલા જેવી વૃત્તિ રાખનારા, તેમજ વેદ નહિ જાણનારા એવા બ્રાહ્મણને ધર્મવેત્તાએ પાણી સરખું યે ન આપવું. ૧૯૨

त्रिष्वप्येतेषु दत्तं हि विधिनाप्यर्जितं धनम् ।
दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥१९३॥

ન્યાયવિધિએ મેળવેલું ધન જો એ ત્રણ પ્રકારના બ્રાહ્મણ આપ્યું હોય, તો તે પરલોકમાં દાતાને તેમ જ લેનારને અનર્થ કારી થાય છે. ૧૯૩

यथा प्लवेनौपलेन निमज्जत्युदके तरन् ।
तथा निमज्जतोऽधस्तादज्ञौ दातृप्रतीच्छकौ ॥१९४॥

પથ્થરની હોડીથી તરનારો જેમ પાણીમાં ડૂબે છે, તે મૂર્ખ દેનાર અને મૂર્ખ લેનાર બન્ને નીચે નરકે પડે છે. ૧૯

धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदम्भकः ।
बैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥१९५॥

જે ધરમની ધજા રાખનારો, સદાય લોભિયો, ડોળઘાલુ લોકને છેતરનારો, હિંસાખોર અને બદબોઇ કરનારો હો તેને બિલાડાની વૃત્તિવાળો જાણવો. ૧૯૫

[ यस्य धर्मध्वजो नित्यं सुरध्वज इवोच्छ्रितः ।
प्रच्छन्नानि च पापानि बैडालं नाम तद्व्रतम् ॥

કલાલના ઝંડાની જેમ જેનો ધરમનો વાવટો નિત ઊંચે ફરકે છે અને જેમાં પાપ ઢાંકયાં છે, તેનું નામ બિલાડાન વૃત્તિ છે.]

अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ।
शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥ १९६ ॥

જે બ્રાહ્મણ નીચી જ નજર રાખે છે, નઠોર છે, જે સ્વાર્થ સાધવામાં તત્પર છે, જે શઠ છે અને જે જુઠો વિનયી છે, ત બગલાની વૃત્તિ રાખનારો છે. ૧૯૬

ये बकव्रतिनो विप्रा ये च मार्जारलिङ्गिनः ।
ते पतन्त्यन्धतामिस्रे तेन पापेन कर्मणा ॥ १९७ ॥

જે બ્રાહ્મણો બગલાની તથા બિલાડાની વૃત્તિવાળા છે, તેઓ તે પાપકર્મે કરીને અંધતામિસ્ર નરકમાં પડે છે. ૧૯૭

न धर्मस्यापदेशेन पापं कृत्वा व्रतं चरेत् ।
व्रतेन पापं प्रच्छाद्य कुर्वन्स्त्रीशूद्रदम्भनम् ॥ १९८ ॥

સ્ત્રીઓ તથા શૂદ્રોને છેતરામણ કરવાને માટે વ્રતવડે પાપને ઢાંકી, પાપ કર્યા પછી ધર્મના બહાના તળે વ્રત આચરવું નહિ.

प्रेत्येह चेदृशा विप्रा गर्ह्यन्ते ब्रह्मवादिभिः ।
छद्मनाचरितं: यच्च व्रतं रक्षांसि गच्छति ॥ १९९ ॥

બ્રહ્મવાદીઓ આવા વિપ્રોને આ લોકમાં તેમજ પરલોકમાં નિંદે છે અને તેમણે કપટથી જે કાંઇ વ્રત આચર્યું હોય છે તે રાક્ષસોને પહોંચે છે. ૧૯૯

अलिङ्गी लिङ्गिवेषेण यो वृत्तिमुपजीवति ।
स लिङ्गिनां हरत्येनस्तिर्यग्योनौ च जायते ॥ २०० ॥

જે અમુક એક આશ્રમનો ન હોવા છતાં, તે આશ્રમના વેષથી આજીવિકા કાઢે છે, તે તે વેષના આશ્રમવાળાઓનાં પાપોને ઓઢે છે અને પક્ષીની યોનિમાં જન્મ પામે છે. ૨૦૦

परकीयनिपानेषु न स्नायाच्च कदाचन ।
निपानकर्त्तुः स्नात्वा तु दुष्कृतांशेन लिप्यते ॥ २०१ ॥

પારકાના જળાશયમાં ક્યારેય નાહવું નહિ. એમ નહાવાથી તે (જળાશય) બંધાવનારનું પાપ તેને ચોંટે છે. ૨૦૧

[ सप्तोद्धृत्य ततः पिंडान् कामं स्नायाच्च पंचधा ।
उदपानात्स्वयंग्राहात् बहिःस्नात्वा न दुष्यति ॥

જો નાહવું જ પડે, તો તેમાંથી પાંચ કે સાત કચરાના પિંડા કાઢવા અને જાતેજ પાણી બહાર કાઢીને નાહવું. આ રીતે નહાવાથી દોષ લાગતો નથી.]

**यानशय्यासनान्यस्य कूपोद्यानगृहाणि च ।**
**अदत्तान्युपभुञ्जान एनसः स्यात्तुरीयभाक् ॥ २०२ ॥**

વાહન, શય્યા, આસન, કૂપ, બગીચો અને ઘર–એ તેમના ધણીના આપ્યા વિના ભોગવનારને મૂળ ધણીના પાપનો ચોથો ભાગ ભોગવવો પડે છે. ૨૦૨

**नदीषु देवखातेषु तडागेषु सरःसु च ।**
**स्नानं समाचरेन्नित्यं गर्तप्रस्रवणेषु च ॥ २०३ ॥**

નદીઓ, દેવનિમિત્તનાં જળાશયો, તળાવો, સરોવરો, ધરાઓ અને ઝરણોમાં નિત્ય સ્નાન કરવું. ૨૦૩

**यमान्सेवेत सततं न नित्यं नियमान्बुधः ।**
**यमान्पतत्यकुर्वाणो नियमान्केवलान्भजन् ॥ २०४ ॥**

વિદ્વાને સતત યમોને સેવવા; આમ નિયમોને નિત્ય સેવવા. કેવળ નિયમોને જ ભજનારો જો યમોને પાળે નહિ, તો તે પતન પામે છે. ૨૦૪

**[ आनृशंस्यं क्षमा सत्यमहिंसा दममस्पृहा ।**
**ध्यानं प्रसादो माधुर्यमार्जवं च यमा दश ॥**

દયા, ક્ષમા, સત્ય, અહિંસા, ઇંદ્રિયદમન, અસ્પૃહા, ધ્યાન, પ્રસન્નતા, મધુરતા અને સરળતા એ દશ યમો છે.]

**[अहिंसा सत्यवचनं ब्रह्मचर्यमकल्पता ।**
**अस्तेयमिति पंचैते यमाश्चोपव्रतानि च ॥**

અહિંસા, સત્યવચન, બ્રહ્મચર્ય, નિષ્કપટતા અને અસ્તેય, આ પાંચ યમો અને ઉપવ્રતો છે.]

[शौचमिज्यातपोदानं स्वाध्यायोपस्थनिग्रहः ।
व्रतोपवासौ मौनं च स्नानं च नियमा दश ॥

શૌચ, યજ્ઞયાગ, તપ, દાન, સ્વાધ્યાય, જનનેન્દ્રિયનો સંયમ, વ્રત, ઉપવાસ, મૌન અને સ્નાન આ દશ નિયમો છે.]

[अक्रोधोगुरुशुश्रूषा शौचमाहारलाघवम् ।
अप्रमादश्च नियमा पंचैवोपव्रतानि च ॥

અક્રોધ, ગુરુસેવા, શૌચ, અલ્પાહાર અને અપ્રમાદ એ પાંચ નિયમો અને ઉપવ્રતો છે.]

नाश्रोत्रियतते यज्ञे ग्रामयाजिकृते तथा ।
स्त्रिया क्लीबेन च हुते भुञ्जीत ब्राह्मणः क्वचित् ॥ २०५ ॥

અશ્રોત્રિયે, ગામોટે, સ્ત્રીએ તથા નપુંસકે માંડેલા યજ્ઞમાં બ્રાહ્મણે ક્યારેય પણ જમવું નહિ. ૨૦૫

अश्रीकमेतत्साधूनां यत्र जुह्वत्यमी हविः ।
प्रतीपमेतद्देवानां तस्मात्तत्परिवर्जयेत् ॥ २०६ ॥

આવા યજ્ઞોમાં યાજકો જે હવિઓ હોમે છે, તે સત્પુરુષોની લક્ષ્મીને હણનાર છે, તેમ જ દેવોને પ્રતિકૂળ છે. આથી તેવા યજ્ઞોનો ત્યાગ કરવો. ૨૦૬

मत्तक्रुद्धातुराणां च न भुञ्जीत कदाचन ।
केशकीटावपन्नं च पदा स्पृष्टं च कामतः ॥ २०७ ॥

ઘેલો, ક્રોધી અને રોગી એમનું ક્યારેય ન જમવું. તેમ વાળ અને કીટવાળું તેમજ પગની અડકટે ચડેલું ભોજન સુધ્ધાં ઇરાદાપૂર્વક ન ખાવું. ૨૦૭

भ्रूणघ्नावेक्षितं चैव संस्पृष्टं चाप्युदक्यया।
पतत्रिणावलीढं च शुना संस्पृष्टमेव च ॥ २०८ ॥
गवा चान्नमुपाघ्रातं घुष्टान्नं च विशेषतः।
गणान्नं गणिकान्नं च विदुषां च जुगुप्सितम् ॥ २०९ ॥
स्तेनगायनयोश्चान्नं तक्ष्णोवार्धुषिकस्य च ।
दीक्षितस्य कदर्यस्य बद्धस्य निगडस्य च ॥ २१० ॥
अभिशस्तस्य षण्ढस्य पुंश्चल्या दाम्भिकस्य च।
शुक्तं पर्युषितं चैव शूद्रस्योच्छिष्टमेव च ॥ २११ ॥
चिकित्सकस्य मृगयोः क्रूरस्योच्छिष्टभोजिनः।
उग्रान्नं सूतिकान्नं च पर्याचान्तमनिर्दशम् ॥ २१२ ॥
अनर्चितं वृथामांसमवीरायाश्च योषितः।
द्विषदन्नं नगर्यन्नं पतितान्नमवक्षुतम् ॥ २१३ ॥
पिशुनानृतिनोश्चान्नं क्रतुविक्रयिणस्तथा ।
शैलूषतुन्नवायान्नं कृतघ्नस्यान्नमेव च ॥ २१४ ॥
कर्मारस्य निषादस्य रंजावतारकस्य च।
सुवर्णकर्तुर्वेणस्य शस्त्रविक्रयिणस्तथा ॥ २१५ ॥
श्ववतां शौण्डिकानां च चैलनिर्णेजकस्य च।
रञ्जकस्य नृशंसस्य यस्य चोपपतिर्गृहे ॥ २१६ ॥
मृष्यन्ति ये चोपपतिं स्त्रीजितानां च सर्वशः।
अनिर्दशं च प्रेतान्नमतुष्टिकरमेव च ॥ २१७ ॥

ગર્ભહત્યારાએ જોયેલું, રજસ્વલાએ અભડાવેલું, પક્ષીએ બોટેલું, કૂતરાએ અડકેલું, ગાયે સૂંઘેલું, 'છે કોઇ જમનારો'

એમ ખાસ ઘોષ કરી આપેલું, આખા સમૂહે આપેલું, ગણિકાનું, વિદ્વાનોએ નિંદેલું, ચોરનું, ગવૈયાનું, સુતારનું, વ્યાજખોરનું, દીક્ષિતનું, કંજૂસનું, બેડીમાં બંધાયેલાનું, શાપિતનું, પંઢનું, પુંશ્ચલીનું, દાંભિકનું, ખટાઇ ગયેલું, વાસી થયેલું, શૂદ્રનું છાંડેલું, વૈદ્યનું, મૃગાદિ મારનારનું, ક્રૂરનું, એઠું જમનારનું, ઉગ્ર (શૂદ્ર સ્ત્રીમાં ક્ષત્રિયથી ઉત્પન્ન થયેલા)નું, સુવાવડી માટેનું, પંગતમાં કોઇ આચમન કરી ઊઠી ગયા પછીનું, સૂતકીનું, સત્કાર વિનાનું, અનર્પિત માંસનું, પુત્ર અને પતિ વિનાની સ્ત્રીનું, શત્રુનું, નગર સમસ્તનું, પતિતનું, છીંક પડી હોય તેવું, ચાડિયાનું, જૂઠાબોલાનું, યજ્ઞનું ફળ વેચનારાનું, નટનું, દરજીનું, કૃતઘ્નીનું, લુહારનું, નિષાદનું, તમાશા કરનારાનું, સોનીનું, બરૂડિયાનું, શસ્ત્ર વેચનારનું, કૂતરાં પાળનારનું, કલાલનું, કપડાં ધોનાર ધોબીનું, રંગાટીનું, ઘાતકીનું, જેને ત્યાં જાર હોય તે ઘરનું, સ્ત્રીઓના ઉપપતિને જે સર્વશઃ સાંખી રહે છે તેમનું તથા જેઓ બધી રીતે સ્ત્રીવશ છે તેમનું, મરણ સૂતકના દશ દિવસોમાંનું અને તૃપ્તિ ન થાય એવું—એ ભોજનો વર્જવાં. ૨૦૮–૨૧૭

**राजान्नं तेज आदत्ते शूद्रान्नं ब्रह्मवर्चसम् ।**
**आयुः सुवर्णकारान्नं यशश्चर्मावकर्तिनः ॥ २१८ ॥**

રાજાનું અન્ન તેજને, શૂદ્રનું બ્રહ્મવર્ચસ્વને, સોનીનું આવરદાને અને ચામડિયાનું યશને હણે છે. ૨૧૮

**कारुकान्नं प्रजां हन्ति बलं निर्णेजकस्य च ।**
**गणान्नं गणिकान्नं च लोकेभ्यः परिकृन्तति ॥ २१९ ॥**

રસોઇયાનું અન્ન પ્રજાને હણે છે, ધોબીનું બળને હણે છે અને સમૂહનું તથા ગણિકાનું અન્ન સ્વર્ગાદિ લોકનો નાશ કરે છે. ૨૧૯

**पूयं चिकित्सकस्यान्नं पुंश्चल्यास्त्वन्नमिन्द्रियम् ।**
**विष्ठा वार्धुषिकस्यान्नं शस्त्रविक्रयिणो मलम् ॥२२०॥**

વૈદ્યનું અન્ન પરુ જેવું છે, પુંશ્ચલીનું વીર્ય જેવું, વ્યાજ-ખાઉનું વિષ્ટા જેવું છે અને શસ્ત્ર વેચનારનું મળ જેવું છે. ૨૨૦

**य एतेऽन्ये त्वभोज्यान्नाः क्रमशः परिकीर्तिताः ।**
**तेषां त्वगस्थिरोमाणि वदन्त्यन्नं मनीषिणः ॥२२१॥**

આ અને બીજાં જે ક્રમસર કહ્યાં છે તે અભક્ષ્ય અન્નોને પંડિતો ચામડી, હાડકાં, અને રૂંવાડાં સમાન કહે છે. ૨૨૧

**[अमृतं ब्राह्मणस्यान्नं क्षत्रियान्नं पयःस्मृतम् ।**
**वैश्यान्नमन्नमित्याहुः शूद्रस्य रुधिरं स्मृतम् ॥**

બ્રાહ્મણનું અન્ન અમૃતરૂપ છે, ક્ષત્રિયનું દૂધરૂપ છે, વૈશ્ય-નું અન્નરૂપ છે અને શૂદ્રનું રુધિરરૂપ છે—એમ તેઓ કહે છે.]

**भुक्त्वातोऽन्यतमस्यान्नममत्या क्षपणं त्र्यहम् ।**
**मत्या भुक्त्वाचरेत्कृच्छ्रं रेतोविण्मूत्रमेव च ॥२२२॥**

આથી ઉપર નિષેધેલા કોઇનું પણ અન્ન અજાણતાં ખવાય, તો ત્રણ દિવસનો ઉપવાસ કરવો. તેમનું ઇરાદાપૂર્વક ખાધું હોય, તથા વીર્ય, વિષ્ટા અને મૂત્ર ખાવામાં આવ્યાં હોય, તો કૃચ્છ્રવ્રત કરવું. ૨૨૨

**नाद्याच्छूद्रस्य पक्वान्नं विद्वानश्राद्धिनो द्विजः ।**
**आददीताममेवास्मादवृत्तावेकरात्रिकम् ॥२२३॥**

વિદ્વાન બ્રાહ્મણે શ્રદ્ધારહિત શૂદ્રનું રાંધ્યું અન્ન ન જમવું; પણ ખાવા ન હોય તો તેની પાસેથી માત્ર એક રાત જોગું કાચું સીધું લેવું. ૨૨૩

[**चन्द्रसूर्यर्चगृहे नाद्यादद्यात्स्नात्वा तु मुक्तयोः।**
**अमुक्तयोरगतयोरद्याचैव परेऽहनि ॥**

ચંદ્ર અને સૂર્યના ગ્રહણકાળે ન જમવું, પણ ગ્રહણ છૂટયા પછી સ્નાન કરીને જમવું. પરંતુ ગ્રહણ છૂટયું ન હોય અને સૂર્ય કે ચંદ્ર અસ્ત પામી ગયા હોય, તો બીજે દિવસે જમવું.]

**श्रोत्रियस्य कदर्यस्य वदान्यस्य च वार्धुषेः।**
**मीमांसित्वोभयं देवाः सममन्नमकल्पयन् ॥ २२४ ॥**

વેદ ભણેલો છતાં કૃપણ અને દાતા છતાં વ્યાજખાઉ, એ બન્નેનાં અન્નને દેવોએ વિચાર કરીને સમાન ગણ્યાં છે. ૨૨૪

**तान्प्रजापतिराहैत्य मा कृध्वं विषमं समम्।**
**श्रद्धापूतं वदान्यस्य हतमश्रद्धयेतरत् ॥ २२५ ॥**

પ્રજાપતિ તે દેવો પાસે આવી બોલ્યા કે, તમે વિષમ(અસરખા)ને સમ (સરખા) ન કરો–દાતા છતાં વ્યાજખાઉનું અન્ન શ્રદ્ધાથી પવિત્ર થાય છે, તો બીજું શ્રોત્રિય છતાં કૃપણનું અન્ન અશ્રદ્ધાથી અધમ બને છે. ૨૨૫

**श्रद्धयेष्टं च पूर्तं च नित्यं कुर्यादतन्द्रितः।**
**श्रद्धाकृते ह्यक्षये ते भवतः स्वागतैर्धनैः ॥ २२६ ॥**

દ્વિજે નિત્ય શ્રદ્ધાપૂર્વક અને આળસ વિના યજ્ઞાદિ ક્રિયા અને જલાશયાદિ વ્રતો કરવાં: જો સન્માર્ગે આવેલ દ્રવ્યથી શ્રદ્ધાપૂર્વક તે કરવામાં આવે છે, તો તે અક્ષય ફળને આપે છે.

दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्तिकम् ।
परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥ २२७ ॥

ગૃહસ્થે પ્રસન્ન ભાવથી અને સત્પાત્ર મેળવીને, ઇષ્ટ (યજ્ઞાદિ) અને પૂર્ત જળાશયાદિકવ્રતનાં કાર્યોમાં નિત્ય યથાશક્તિ દાનધર્મ સેવવો. ૨૨૭

[ पात्रभूतो हि यो विप्रः प्रतिगृह्य प्रतिग्रहम् ।
असत्सु विनियुञ्जीत तस्मै देयं न किञ्चन ॥

સુપાત્રરૂપ જે બ્રાહ્મણ દાન લઇને તે કુપાત્રને આપતો હોય, તેને કશું આપવું નહિ. ]

[ सञ्चयं कुरुते यस्तु प्रतिगृह्य समंततः ।
धर्मार्थं नोपयुंक्ते च न तं तस्करमर्चयेत् ॥

ચારે કોરથી દાન લઇને જે સંઘરો કરતો હોય છે છતાં ધર્મને માટે તેનો જે ઉપયોગ કરતો નથી, તે ચોરને સત્કારવો નહિ. ]

यत्किञ्चिदपि दातव्यं याचितेनानसूयया ।
उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः ॥ २२८ ॥

કોઇ યાચના કરે, તો ઈર્ષ્યા વિના તેને કંઈક તો આપવું જ; કેમકે એમાંથી કોઈ એવો સુપાત્ર નીકળી આવે છે કે, જે તે દાતાને સર્વ રીતે તારે છે. ૨૨૮

वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षय्यमन्नदः ।
तिलप्रदः प्रजामिष्टां दीपदश्चक्षुरुत्तमम् ॥ २२९ ॥

भूमिदो भूमिमाप्नोति दीर्घमायुर्हिरण्यदः ।
गृहदोऽग्र्याणि वेश्मानि रूप्यदो रूपमुत्तमम् ॥ २३० ॥

ભૂમિદાન કરનારો ભૂમિને મેળવે છે, સુવર્ણદાન કરનારો દીર્ઘાયુષ્ય મેળવે છે, ગૃહદાન કરનારો શ્રેષ્ઠ ઘરો મેળવે છે અને રૂપાદાન કરનારો ઉત્તમ રૂપ મેળવે છે. ૨૨૯,૨૩૦

**वासोदश्चन्द्रसालोक्यमश्विसालोक्यमश्वदः ।**
**अनडुहः श्रियं पुष्टां गोदो ब्रध्नस्य विष्टपम् ॥ २३१ ॥**

વસ્ત્રનું દાન દેનારો ચંદ્રલોકને પામે છે, અશ્વ આપનારો અશ્વિનીકુમારના લોકમાં જાય છે, બળદનું દાન કરનારો લક્ષ્મીની સમૃદ્ધિ મેળવે છે અને ગોદાન આપનારો સૂર્યલોકને પ્રાપ્ત કરે છે. ૨૩૧

**यानशय्याप्रदो भार्यामैश्वर्यमभयप्रदः ।**
**धान्यदः शाश्वतं सौख्यं ब्रह्मदो ब्रह्मसार्ष्टिताम् ॥ २३२ ॥**

વાહન અને શય્યાનું દાન આપનારો પત્ની પામે છે, અભય દેનારો ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે, ધાન્ય આપનારો શાશ્વત સુખ મેળવે છે અને વેદાધ્યયનરૂપી દાન કરનારો બ્રહ્મલોકમાં જાય છે. ૨૩૨

**सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।**
**वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥ २३३ ॥**

જલ, અન્ન, ગાય, પૃથ્વી, વસ્ત્ર, તલ, સુવર્ણ અને ઘી એ સર્વ દાનો કરતાં વેદાધ્યયનરૂપી દાન વિશેષ છે. ૨૩૩

**येन येन तु भावेन यद्यद्दानं प्रयच्छति ।**
**तत्तत्तेनैव भावेन प्राप्नोति प्रतिपूजितः ॥ २३४ ॥**

ગૃહસ્થ જે જે ભાવથી જે જે દાન આપે છે, તે તે ભાવથી તેને તે તે દાનનું સત્કારફળ મળે છે. ૨૩૪

**योऽर्चितं प्रतिगृह्णाति ददात्यर्चितमेव च ।**
**तावुभौ गच्छतः स्वर्गं नरकं तु विपर्यये ॥ २३५ ॥**

જે સત્કારપૂર્વક દાન લે છે અને જે સત્કારપૂર્વક દાન આપે છે, તે બન્ને સ્વર્ગમાં જાય છે–એથી ઊલટું કરનારાઓ નરકને પામે છે. ૨૩૫

**न विस्मयेत तपसा वदेदिष्ट्वा च नानृतम् ।**
**नार्तोऽप्यपवदेद्विप्रान्न दत्वा परिकीर्तयेत् ॥ २३६ ॥**

તપ કરીને અહો! અહો! ન કરવું, યજ્ઞ કરીને જૂઠું ન બોલવું, પીડા પામ્યા છતાં બ્રાહ્મણનિંદા ન કરવી અને દાન આપીને બડાઈ ન મારવી. ૨૩૬

**यज्ञोऽनृतेन क्षरति तपः क्षरति विस्मयात् ।**
**आयुर्विप्रापवादेन दानं च परिकीर्तनात् ॥ २३७ ॥**

અસત્ય વચનથી યજ્ઞ અફળ જાય છે, અહો! અહો! કરવાથી તપ ખરી જાય છે, વિપ્રની નિંદા કરવાથી આવરદા હણાય છે અને બડાઈથી દાન નિષ્ફળ થાય છે. ૨૦૭

**धर्मं शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ।**
**परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ २३८ ॥**

કીડીઓ જેમ કણકણ કરીને પૂડો કરે છે, તેમ પરલોકમાં સહાયતા મેળવવાને સારુ, કોઈ પણ પ્રાણીને પીડ્યા વિના, ધીરે ધીરે ધર્મસંગ્રહ કરવો. ૨૩૮

**नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।**
**न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ २३९ ॥**

પિતા, માતા, પુત્ર, પત્ની, જ્ઞાતિજન એમાંનું કોઈ પણ પરલોકમાં સાથમાં ઊભું રહેતું નથી. એક ધર્મ જ કુમકે ઊભે છે,

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ २४० ॥

પ્રાણી એકલોજ જન્મે છે અને એકલોજ મરે છે. એક-લોજ તે પુણ્ય ભોગવે છે અને એકલોજ તે પાપ ભોગવે છે.

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ २४१ ॥

લાકડા અને માટીના ઢેફા જેવા મૃત શરીરને ભોંયે નાખી દઈને સંબંધીઓ મોં ફેરવી ઘેર વળે છે. એક ધર્મજ તે જીવને અનુસરે છે; ૨૪૧

तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ २४२ ॥

તેથી સહાયને સારુ નિત્ય ધીરે ધીરે ધર્મનો સંચય કરવો; કારણ કે, ધર્મની સહાયથીજ માણસ દુસ્તર નરકને તરી જાય છે. ૨૪૨

धर्मप्रधानं पुरुषं तपसा हतकिल्बिषम् ।
परलोकं नयत्याशु भास्वन्तं खशरीरिणम् ॥ २४३ ॥

ધર્મપરાયણ, તપથી ક્ષીણપાપ થયેલા અને તેજસ્વી એવા બ્રહ્મનિષ્ઠ પુરુષને ધર્મ તત્કાળ પરલોકમાં લઈ જાય છે. ૨૪૩

उत्तमैरुत्तमैर्नित्यं संबन्धानाचरेत्सह ।
निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥ २४४ ॥

કુલનો ઉત્કર્ષ ઇચ્છતા માણસે નિત્ય ઉત્તમ ઉત્તમ સાથે સંબંધો રાખવા અને અધમ અધમો સાથે સંબંધો છોડવા.

उत्तमानुत्तमान्गच्छन्हीनान्हीनांश्च वर्जयन् ।
ब्राह्मणः श्रेष्ठतामेति प्रत्यवायेन शूद्रताम् ॥ २४५ ॥
ઉત્તમ ઉત્તમ પુરુષો સાથે સંગ કરવાથી અને હીન હીનોની સાથે સંગત વર્જવાથી બ્રાહ્મણ શ્રેષ્ઠતાને પામે છે. આથી ઊલટું વર્ત્યાથી તે શૂદ્રતા પ્રાપ્ત કરે છે. ૨૪૫

दृढकारी मृदुर्दान्तः क्रूराचारैरसंवसन् ।
अहिंस्रो दमदानाभ्यां जयेत्स्वर्गं तथाव्रतः ॥ २४६ ॥
દઢનિશ્ચયી, કોમળ, ઈન્દ્રિયદમી, ક્રૂર આચારવાળાઓની સાથે અસંગી અને અહિંસાવાન એવો વ્રતસ્થ પુરુષ પોતાના દમ અને દાનથી સ્વર્ગને જીતે છે. ૨૪૬

एधोदकं मूलफलमन्नमभ्युद्यतं च यत् ।
सर्वतः प्रतिगृह्णीयान्मध्वथाभयदक्षिणाम् ॥ २४७ ॥
ઈંધણાં, પાણી, મૂળ, ફળ, અન્ન, મધ અને અભય દક્ષિણા એ એમ ને એમ આવી મળે તો સૌ કોઈ પાસેથી સ્વીકારવાં.

आहृताभ्युद्यतां भिक्षां पुरस्तादप्रचोदिताम् ।
मेने प्रजापतिर्ग्राह्यामपि दुष्कृतकर्मणः ॥ २४८ ॥
એની મેળેજ અને આગળથી કહ્યા વિનાજ આવી પડેલી ભિક્ષા પાપકર્મીની હોય તો પણ લેવી એમ પ્રજાપતિ માને છે.

नाश्नन्ति पितरस्तस्य दश वर्षाणि पञ्च च ।
न च हव्यं वहत्यग्निर्यस्तामभ्यवमन्यते ॥ २४९ ॥
જેઓ આ ભિક્ષાનો અનાદર કરે છે, તેમના પિતૃઓ પંદર વર્ષ સુધી શ્રાદ્ધ જમતા નથી અને અગ્નિ તેમના હવ્ય સ્વીકારતો નથી. ૨૪૯

[ चिकित्सककृतघ्नानां शिल्पकर्त्तुश्च वार्धुषेः ।
षण्ढस्य कुलटायाश्च उद्यतामपि वर्जयेत् ॥

વૈદ્ય, કૃતઘ્ની, શિલ્પ કરનાર, વ્યાજખાઉ, ષંઢ તેમજ કુલટા તરફથી તૈયાર ભિક્ષા આવે તોપણ તે વર્જવી. ]

[ न विद्यमानमेवं वै प्रतिग्राह्यं विजानता ।
विकल्प्याविद्यमाने तु धर्महीनः प्रकीर्तितः ॥

આ અન્ન ઉપર કહેલાઓનું નથી એમ ખાતરી કરી તેનો સ્વીકાર કરવો. પણ, એ વૈદ્ય વગેરેના અન્નને જે વિકલ્પ રાખી સ્વીકારે છે, તેને ધર્મહીન કહ્યો છે. ]

शय्यां गृहान्कुशान्गन्धानपः पुष्पं मणीन्दधि ।
धाना मत्स्यान्पयो मांसं शाकं चैव न निर्नुदेत् ॥२५०॥

શય્યા, ઘર, કુશ, સુગંધી પદાર્થો, જળ, પુષ્પ, મણિ, દહીં, ભૂંજેલું અનાજ, માછલી, દૂધ, માંસ અને શાક આટલાંને પાછાં ન કાઢવાં. ૨૫૦

गुरून्भृत्यांश्चोज्जिहीर्षन्नर्चिष्यन्देवतातिथीन् ।
सर्वतः प्रतिगृह्णीयान्न तु तृप्येत्स्वयं ततः ॥ २५१ ॥

ગુરુજનો અને સેવકોને પોષવાની તેમ જ દેવ અતિથિઓને સત્કારવાની ઇચ્છાવાળાએ સૌ કોઈ પાસેથી દાન સ્વીકારવું. પણ પોતે તેનાથી તૃપ્તિ ન કરવી. ૨૫૧

गुरुषु त्वभ्यतीतेषु विना वा तैर्गृहे वसन् ।
आत्मनो वृत्तिमन्विच्छन्गृह्णीयात्साधुतः सदा ॥ २५२॥

ગુરુજનો અવસાન પામ્યાં હોય, અથવા પોતે તેમના વિના ઘરમાં રહેતો, હોય, તો પોતાની આજીવિકા ઇચ્છતા બ્રાહ્મણે સત્પુરુષો પાસેથી સદા પ્રતિગ્રહ કરવો. ૨૫૨

आर्धिकः कुलमित्रं च गोपालो दासनापितौ ।
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥ २५३ ॥

સાથી, કુલમિત્ર, ગોવાળ, દાસ, નાયી અને જે પોતાની જાતને અર્પણ કરે એ શૂદ્રોનું અન્ન ભોજ્ય છે. ૨૫૩

यादृशोऽस्य भवेदात्मा यादृशं च चिकीर्षितम् ।
यथा चोपचरेदेनं तथात्मानं निवेदयेत् ॥ २५४ ॥

આત્મનિવેદન કરનારે પોતે જેવો કુલશીલવાળો હોય, પોતાની જેવી ઇચ્છા હોય, અને પોતે જે સેવા કરવી હોય તે યથાવત્ જણાવવું. ૨૫૪

योऽन्यथा सन्तमात्मानमन्यथा सत्सु भाषते ।
स पापकृत्तमो लोके स्तेन आत्मापहारकः ॥ २५५ ॥

જે પોતે અમુક પ્રકારનો હોઈને સત્પુરુષ આગળ પોતાને ઊલટી જ રીતનો કહે, તે આ લોકમાં નીચાતિનીચ પાપી, ચોર અને જાત છુપાવનારો છે. ૨૫૫

वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ।
तां तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥ २५६ ॥

સર્વ અર્થો વાણીમાં રહ્યા છે; તેઓનું મૂળ વાણીમાં છે, અને વાણીમાંથી તેઓ નીકળ્યા છે. જે માણસ એ વાણીને ચોરે છે, તે સર્વ જાતની ચોરી કરનારો છે. ૨૫૬

महर्षिपितृदेवानां गत्वानृण्यं यथाविधि ।
पुत्रे सर्वं समासज्य वसेन्माध्यस्थमाश्रितः ॥ २५७ ॥

મહર્ષિઓ, પિતૃઓ અને દેવોના ઋણમાંથી યથાવિધિ મુક્ત થઈને અને પુત્રને સર્વ ઘરબાર સોંપી તટસ્થ વૃત્તિનો આશ્રય કરીને રહેવું. ૨૫૭

एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।
एकाकी चिन्तयानो हि परं श्रेयोऽधिगच्छति ॥ २५८ ॥

એકાંતમાં નિત્ય એકલા રહી પોતાનું આત્મહિત વિચારવું. કેમકે, એકલા રહી ચિન્તન કરનારો પરમશ્રેયને પામે છે. ૨૫૮

एषोदिता गृहस्थस्य वृत्तिर्विप्रस्य शाश्वती ।
स्नातकव्रतकल्पश्च सत्त्ववृद्धिकरः शुभः ॥ २५९ ॥

ગૃહસ્થી બ્રાહ્મણની આ નિત્યની આજીવિકા કહી; તેમજ સત્ત્વગુણ વધારનારો સ્નાતકનો એ શુભ વ્રતવિધિ પણ કહ્યો.

अनेन विप्रो वृत्तेन वर्तयन्वेदशास्त्रवित् ।
व्यपेतकल्मषो नित्यं ब्रह्मलोके महीयते ॥ २६० ॥

વેદશાસ્ત્રને જાણનારો જે બ્રાહ્મણ આ આચારથી વર્તે છે, તે પાપમુક્ત થઈને નિત્ય બ્રહ્મલોકમાં મહિમા પામે છે. ૨૬૦

इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां चतुर्थोऽध्यायः ॥

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૪ થો સમાપ્ત

---

# अध्याय ५ मो

श्रुत्वैतानृषयो धर्मान्स्नातकस्य यथोदितान् ।
इदमूचुर्महात्मानमनलप्रभवं भृगुम् ॥ १ ॥

કહેવામાં આવેલા સ્નાતકના આ ધર્મોને સાંભળીને ઋષિઓએ અગ્નિવંશજ મહાત્મા ભૃગુને આ પ્રમાણે પૂછ્યું. ૧

एवं यथोक्तं विप्राणां स्वधर्ममनुतिष्ठताम् ।
कथं मृत्युः प्रभवति वेदशास्त्रविदां प्रभो ॥ २ ॥

હે પ્રભુ! સ્વધર્મનું યથોક્ત અનુષ્ઠાન કરનારા અને વેદશાસ્ત્રને જાણનારા વિપ્રોનું શીદને મૃત્યુ થાય છે? ૨

**स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भृगुः ।**
**श्रूयतां येन दोषेण मृत्युर्विप्राञ्जिघांसति ॥ ३ ॥**

એટલે મનુપુત્ર ધર્માત્મા એવા ભૃગુએ તે મહર્ષિઓને ઉત્તર આપ્યો કે, કયા દોષે કરીને મૃત્યુ વિપ્રોને હણે છે, તે સાંભળો.

ભક્ષ્યાભક્ષ્યનો નિર્ણય—

**अनभ्यासेन वेदानामाचारस्य च वर्जनात् ।**
**आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्राञ्जिघांसति ॥ ४ ॥**

વેદોના અનભ્યાસથી, આચારના વર્જનથી, આળસથી અને અન્નના દોષથી મૃત્યુ વિપ્રોને મારે છે. ૪

**लशुनं गृञ्जनं चैव पलाण्डुं कवकानि च ।**
**अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ ५ ॥**

લસણ, ગાજર, ડુંગળી, બિલાડાના ટોપ, તેમજ અપવિત્ર રીતે પાકતી વસ્તુઓ, એ દ્વિજવર્ણો માટે અભક્ષ્ય છે. ૫

**लोहितान्वृक्षनिर्यासान्व्रश्चनप्रभवांस्तथा ।**
**शेलुं गव्यं च पेयूषं प्रयत्नेन विवर्जयेत् ॥ ६ ॥**

ઝાડમાંથી ઝરતા રાતા ગુંદર, વૃક્ષને છેદવાથી નીકળતો રસ, વડગૂંદા અને ગાયના દૂધની બળી, એટલાં તો યત્નપૂર્વક ત્યજવાં. ૬

**वृथा कृसरसंयावं पायसापूपमेव च ।**
**अनुपाकृतमांसानि देवान्नानि हवींषि च ॥ ७ ॥**

કેવળ પોતાનેજ માટે રાંધેલાં તલમિશ્રિત ચોખાની ખીચડી, ઘી-દૂધ આદિની રાબડી, દૂધપાક, માલપૂડા, બલિદાન

માટેનું નહિ એવું માંસ, દેવો માટેનું અન્ન અને યજ્ઞના હવિઓ એટલાં ખાવાં નહિ. ૭

**अनिर्दशाया गोः क्षीरमौष्ट्रमेकशफं तथा।**
**आविकं संधिनीक्षीरं विवत्सायाश्च गोः पयः ॥ ८ ॥**

દસ વાસાની સુવાવડી ગાય, ઊંટડી, ઘોડી વગેરે એક ખરીવાળી માદા, ઘેટી, ગાભણી ગાય, તેમજ વાછરડું મરી ગયું હોય એવી ગાય–એમનું દૂધ વર્જવું. ૮

[ **क्षीराणि यान्यभक्ष्याणि तद्विकाराशने बुधः।**
**सप्तरात्रं व्रतं कुर्यात् प्रयत्नेन समाहितः ॥**

જે દૂધ પીવાને અયોગ્ય છે તે તથા તેની બનાવટો જો ખાવામાં આવે તો ડાહ્યા માણસે સ્વસ્થચિત્ત થઈને સાત રાત્રિ સુધી કૃચ્છ્રવ્રત કરવું. ]

**आरण्यानां च सर्वेषां मृगाणां माहिषं विना।**
**स्त्रीक्षीरं चैव वर्ज्यानि सर्वशुक्तानि चैव हि ॥ ९ ॥**

ભેંસ સિવાયનાં સર્વ અરણ્ય પશુઓનું દૂધ, સ્ત્રીનું દૂધ, તેમજ ખાટા થયેલા સર્વ પદાર્થો એટલાંને ત્યજવાં. ૯

**दधि भक्ष्यं च शुक्तेषु सर्वं च दधिसंभवम्।**
**यानि चैवाभिषूयन्ते पुष्पमूलफलैः शुभैः ॥ १० ॥**

ખાટા પદાર્થોમાં દહીં અને દહીંમાંથી થતી સૌ વાનગીઓ તેમજ પવિત્ર ફૂલ, મૂળ અને ફળમાંથી કાઢેલા રસો એ ભોજન માટે યોગ્ય છે. ૧૦

**क्रव्यादाञ्छकुनान्सर्वांस्तथा ग्रामनिवासिनः।**
**अनिर्दिष्टांश्चैकशफांष्टिट्टिभं च विवर्जयेत् ॥ ११ ॥**

કાચું માંસ ખાનારાં સર્વ પક્ષીઓ, ગામમાં રહેતાં પક્ષીઓ, નિષિદ્ધ પક્ષીઓ, એક ખરીવાળાં પશુઓ અને ટિટોડો આટલાંને વર્જવાં. ૧૧

**कलविङ्कं प्लवं हंसं चक्राह्वं ग्रामकुक्कुटम् ।**
**सारसं रज्जुवालं च दात्यूहं शुकसारिके ॥ १२ ॥**
**प्रतुदाञ्जालपादांश्च कोयष्टिनखविष्किरान् ।**
**निमज्जतश्च मत्स्याञ्शौनं वल्लूरमेव च ॥ १३ ॥**

ચકલો, કબૂતર, હંસ, ચકવો, ગામનો કૂકડો, સારસ, જળકાગડો, બપૈયો, પોપટ, મેના, ચાંચ મારી ખાનારાં, પગે જાળીવાળાં, નખથી ખોતરી ખાનારાં અને પાણીમાં ડૂબીને માછલાં ખાનારાં એ પક્ષીઓ તેમ જ કસાઈખાનાનું અને સૂકું માંસ એ અભક્ષ્ય છે. ૧૨,૧૩

**बकं चैव बलाकां च काकोलं खञ्जरीटकम् ।**
**मत्स्यादान्विड्वराहांश्च मत्स्यानेव च सर्वशः ॥ १४ ॥**

બગલો, બગલી, કોયલ, ખંજન, માછલાં ખાનાર પક્ષીઓ, ભૂંડ અને સર્વ જાતનાં માછલાં—એ અભક્ષ્ય છે. ૧૪

**यो यस्य मांसमश्नाति स तन्मांसाद उच्यते ।**
**मत्स्यादः सर्वमांसादस्तस्मान्मत्स्यान्विवर्जयेत् ॥ १५ ॥**

જે પુરુષ જેનું માંસ ખાય છે તે પુરુષ તેનું માંસ ખાનારો કહેવાય છે. પણ જે માછલાં ખાય છે, તે તો સર્વનું માંસ ખાનારો કહેવાય છે; તેથી માછલાં નજ ખાવાં. ૧૫

**पाठीनरोहितावाद्यौ नियुक्तौ हव्यकव्ययोः ।**
**राजीवान्सिंहतुण्डांश्च सशल्कांश्चैव सर्वशः ॥ १६ ॥**

પાઠીન અને રોહિત એ માછલીઓ હવ્ય અને કવ્યમાં લેવાયેલી હોઇને ભક્ષ્ય છે. તેમજ રાજીવ, સિંહતુંડ અને પૂરી ફરતી ચામડીવાળાં માછલાં પણ ભક્ષણયોગ્ય છે. ૧૬

**न भक्षयेदेकचरानज्ञातांश्च मृगद्विजान् ।**
**भक्ष्येष्वपि समुद्दिष्टान्सर्वान्पञ्चनखांस्तथा ॥ १७ ॥**

એકલાં ફરનારાં સર્પાદિને તથા ભક્ષ્ય કહેલાં પ્રાણીઓમાં અજાણ્યાં એવાં પશુપંખીને અને પાંચ નખવાળાં એ સર્વ પ્રાણીઓને તજવાં. ૧૭

**श्वाविधं शल्यकं गोधां खड्गकूर्मशशांस्तथा ।**
**भक्ष्यान्पञ्चनखेष्वाहुरनुष्ट्रांश्चैकतोदतः ॥ १८ ॥**

પાંચ નખવાળાંમાં નાનીમોટી સેઢાઈ, ચંદનઘો, ગેંડો, કાચબો તથા સસલો, તેમજ ઊંટ સિવાયનાં એક બાજુ દાંતવાળાં પશુઓ ભક્ષ્ય છે એમ મુનિઓ કહે છે. ૧૮

**छत्राकं विड्वराहं च लशुनं ग्रामकुक्कुटम् ।**
**पलाण्डुं गृञ्जनं चैव मत्या जग्ध्वापतेद्द्विजः ॥ १९ ॥**

બિલાડીના ટોપ, ભૂંડ, લસણ, ગામકૂકડો, ડુંગળી અને ગાજર એ જાણીજોઇને ખાવાથી બ્રાહ્મણ પતનને પામે છે. ૧૯

**अमत्यैतानि षट् जगध्वा कृच्छ्रं सान्तपनं चरेत् ।**
**यतिचान्द्रायणं वापि शेषेषूपवसेदहः ॥ २० ॥**

અજાણતાં આ ૭ વસ્તુઓ ખવાઈ હોય, તો સાન્તપન નામનું કૃચ્છ્રવ્રત કરવું; અથવા યતિચાન્દ્રાયણ વ્રત કરવું. આ સિવાયનાં અભક્ષ્યો ખવાઈ જાય, તો એક દિવસ ઉપવાસ કરવો. ૨૦

**संवत्सरस्यैकमपि चरेत्कृच्छ्रं द्विजोत्तमः ।**
**अज्ञातभुक्तशुद्ध्यर्थं ज्ञातस्य तु विशेषतः ॥ २१ ॥**

કોઇ અભક્ષ્ય ચીજ અજાણમાં ખવાઇ જાય, તો દ્વિજવરે પોતાની શુદ્ધિ સારુ એક વર્ષ સુધી કૃચ્છ્રવ્રત કરવું. જાણી જોઇને તે ખાવામાં આવી હોય, તો વિશેષે કરીને તે કરવું. ૨૧

**यज्ञार्थं ब्राह्मणैर्वध्याः प्रशस्ता मृगपक्षिणः ।**
**भृत्यानां चैव वृत्त्यर्थमगस्त्यो ह्याचरत्पुरा ॥२२॥**

બ્રાહ્મણો યજ્ઞને માટે તેમજ પોતાનાં પોષ્યોનાં પોષણ સારુ અનિષિદ્ધ પશુપંખીઓને મારી શકે છે; કેમકે પૂર્વે અગસ્ત્યે એ પ્રમાણે આચર્યું હતું. ૨૨

**बभूवुर्हि पुरोडाशा भक्ष्याणां मृगपक्षिणाम् ।**
**पुराणेष्वृषियज्ञेषु ब्रह्मक्षत्रसवेषु च ॥ २३ ॥**

કારણકે, પ્રાચીન ઋષિયજ્ઞોમાં તેમજ બ્રાહ્મણો અને ક્ષત્રિયોના યજ્ઞોમાં ભક્ષ્ય એવાં પશુપક્ષીઓના પુરાડાશો થતા હતા.

**यत्किञ्चित्स्नेहसंयुक्तं भक्ष्यं भोज्यमगर्हितम् ।**
**तत्पर्युषितमप्याद्यं हविःशेषं च यद्भवेत् ॥ २४ ॥**

જે કંઈ ભક્ષ્ય અને ભોજ્ય સ્નેહવાળું અને વગરબગડયું હોય તેમજ જે હોમ કરતાં શેષ રહ્યું હોય તે વાસી હોય તોય ખાવા યોગ્ય છે. ૨૪

**चिरस्थितमपि त्वाद्यमस्नेहाक्तं द्विजातिभिः ।**
**यवगोधूमजं सर्वं पयसश्चैव विक्रिया ॥ २५ ॥**

જવ અને ઘઉંની તેમજ દૂધની સર્વ વાનીઓ લાંબા વખતની વાસી હોય તથા સ્નેહવાળી ન હોય તોય દ્વિજવર્ણોએ ખાવાજોગ છે. ૨૫

एतदुक्तं द्विजातीनां भक्ष्याभक्ष्यमशेषतः ।
मांसस्यातः प्रवक्ष्यामि विधिं भक्षणवर्जने ॥ २६ ॥

દ્વિજવર્ણો માટે ભક્ષ્ય અને અભક્ષ્ય વિશે આ અશેષે કહ્યું; હવે માંસભક્ષણ તથા માંસવર્જન એનો વિધિ કહીશ. ૨૬

प्रोक्षितं भक्षयेन्मांसं ब्राह्मणानां च काम्यया ।
यथाविधि नियुक्तस्तु प्राणानामेव चात्यये ॥ २७ ॥

બ્રાહ્મણે સંસ્કારશુદ્ધ માંસ ખાવું, બ્રાહ્મણોની ઇચ્છાથી તે ખાવું, વિધિઅનુસાર નિયમમાં હોઇ તે ખાવું અને પ્રાણ સંકટમાં હોય ત્યારે તે ખાવું. ૨૭

प्राणस्यान्नमिदं सर्वं प्रजापतिरकल्पयत् ।
स्थावरं जङ्गमं चैव सर्वं प्राणस्य भोजनम् ॥ २८ ॥

પ્રજાપતિએ આ સર્વ સ્થાવરજંગમને પ્રાણના અન્ન તરીકે બનાવ્યાં છે. એટલે એ સર્વ પ્રાણનું ભોજન છે. ૨૮

चराणामन्नमचरा दंष्ट्रिणामप्यदंष्ट्रिणः ।
अहस्ताश्च सहस्तानां शूराणां चैव भीरवः ॥ २९ ॥

જંગમ જીવોનું અન્ન સ્થાવરો છે, દાઢવાળાઓનું અન્ન દાઢ વિનાના છે, હાથવાળાઓનું અન્ન હાથ વિનાના છે અને શૂરોનું અન્ન ભીરુઓ છે. ૨૯

नात्ता दुष्यत्यदन्नाद्यान्प्राणिनोऽहन्यहन्यपि ।
धात्रैव सृष्टा ह्याद्याश्च प्राणिनोऽत्तार एव च ॥ ३० ॥

ખાવાજોગ પ્રાણીઓને રોજ રોજ ખાવાથી ખાનારને દોષ લાગતો નથી; કેમકે વિધાતાએ જ ભક્ષ્ય પ્રાણીઓને અને ભક્ષકોને સર્જ્યાં છે. ૩૦

**यज्ञाय जग्धिर्मांसस्येत्येष दैवो विधिः स्मृतः ।**
**अतोऽन्यथा प्रवृत्तिस्तु राक्षसो विधिरुच्यते ॥ ३१ ॥**

યજ્ઞને અંગે માંસ ખાવું એ દૈવ વિધિ કહ્યો છે–એથી ઊલટી પ્રવૃત્તિને રાક્ષસવિધિ કહેવાય છે. ૩૧

**क्रीत्वा स्वयं वाप्युत्पाद्य परोपकृतमेव वा ।**
**देवान्पितॄंश्चार्चयित्वा खादन्मांसं न दुष्यति ॥ ३२ ॥**

પોતે વેચાતું લીધેલું અથવા પોતે મેળવેલું અથવા બીજાએ લાવી આપેલું માંસ દેવો અને પિતૃઓને સત્કાર્યા પછી જે ખાય છે, તે દોષભાગી થતો નથી. ૩૨

**नाद्यादविधिना मांसं विधिज्ञोऽनापदि द्विजः ।**
**जग्ध्वा ह्यविधिना मांसं प्रेत्य तैरद्यतेऽवशः ॥ ३३ ॥**

વિધિ જાણનારા દ્વિજે અનાપત્તિમાં અવિધિએ માંસ ન ખાવું; કેમકે, જે વિધિ વિના માંસ ખાય છે તેને મરણ પછી તે પશુઓ અવશ્ય કરીને ખાય છે. ૩૩

**न तादृशं भवत्येनो मृगहन्तुर्धनार्थिनः ।**
**यादृशं भवति प्रेत्य वृथा मांसानि खादतः ॥ ३४ ॥**

ધનને અર્થે પશુ મારનારને તેટલું પાપ લાગતું નથી, જેટલું (પિતૃઓને) અર્પ્યા વિના વૃથા માંસ ખાનારને પ્રેતલોકમાં પાપ લાગે છે. ૩૪

**नियुक्तस्तु यथान्यायं यो मांसं नात्ति मानवः ।**
**स प्रेत्य पशुतां याति संभवानेकविंशतिम् ॥ ३५ ॥**

યથાશાસ્ત્ર યજ્ઞાદિમાં નિયુક્ત થયેલો જે માણસ માંસ ખાતો નથી, તે મરણ પછી એકવીસ જન્મ સુધી પશુયોનિ પામે છે. ૩૫

**असंस्कृतान्पशून्मन्त्रैर्नाद्याद्विप्रः कदाचन ।**
**मन्त्रैस्तु संस्कृतानद्याच्छाश्वतं विधिमास्थितः ॥ ३६ ॥**

મંત્રોવડે સંસ્કારિત ન કરવામાં આવેલાં પશુઓનું બ્રાહ્મણે કદી ભોજન ન કરવું. પણ, સનાતન વિધિમાં રહીને મંત્રથી સંસ્કારિત કરેલાં પશુઓ જ ખાવાં. ૩૬

**कुर्याद् घृतपशुं सङ्गे कुर्यात्पिष्टपशुं तथा ।**
**न त्वेव तु वृथा हन्तुं पशुमिच्छेत्कदाचन ॥ ३७ ॥**

જો માંસની ખૂબ જ ઇચ્છા થાય, તો ઘી કે લોટનું પશુ બનાવવું, પણ ક્યારેય પશુને વૃથા મારવા ન ઇચ્છવું. ૩૭

**यावन्ति पशुरोमाणि तावत्कृत्वेह मारणम् ।**
**वृथापशुघ्नः प्राप्नोति प्रेत्य जन्मनि जन्मनि ॥ ३८ ॥**

જે વૃથા પશુઘાતક છે, તે તે પશુનાં રૂંવાડાં જેટલાં મરણ મેળવી જન્મે જન્મે તેને હાથે મોત પામે છે. ૩૮

**यज्ञार्थं पशवः सृष्टाः स्वयमेव स्वयंभुवा ।**
**यज्ञस्य भूत्यै सर्वस्य तस्माद्यज्ञे वधोऽवधः ॥ ३९ ॥**

સ્વયંભૂએ પોતે જ પશુઓને યજ્ઞને માટે સર્જ્યાં છે. સર્વ યજ્ઞો સમૃદ્ધિ સારુ છે; તેથી યજ્ઞમાં કરેલો વધ એ અવધ છે. ૩૯

**ओषध्यः पशवो वृक्षास्तिर्यञ्चः पक्षिणस्तथा ।**
**यज्ञार्थं निधनं प्राप्ताः प्राप्नुवन्त्युच्छ्रितीः पुनः ॥ ४० ॥**

યજ્ઞાર્થે મૃત્યુ પામેલાં ઔષધિઓ, પશુઓ, વૃક્ષો, તિર્યંચો અને પક્ષીઓ મૃત્યુ પછી ઉત્તમ ગતિને મેળવે છે. ૪૦

**मधुपर्के च यज्ञे च पितृदैवतकर्मणि ।**
**अत्रैव पशवो हिंस्या नान्यत्रेत्यब्रवीन्मनुः ॥ ४१ ॥**

મધુપર્ક, યજ્ઞ અને દેવ તથા પિતૃ સંબંધી કર્મોમાં જ પશુઓની હિંસા થઈ શકે, બીજે પ્રસંગે તે નહિ જ થાય, એમ મનુ બોલ્યા છે. ૪૧

**एष्वर्थेषु पशून्हिंसन्वेदतत्त्वार्थविद्द्विजः ।**
**आत्मानं च पशुं चैव गमयत्युत्तमां गतिम् ॥ ४२ ॥**

વેદના તત્ત્વાર્થને જાણનારો દ્વિજ જો તે યજ્ઞાદિ માટે પશુ-હિંસા કરે, તો તે પોતાને અને તે પશુને ઉત્તમ ગતિએ લઈ જાય છે. ૪૨

**गृहे गुरावरण्ये वा निवसन्नात्मवान्द्विजः ।**
**नावेदविहितां हिंसामापद्यपि समाचरेत् ॥ ४३ ॥**

બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ એ આશ્રમોમાં રહેનારા જિતેન્દ્રિય દ્વિજે આપત્તિમાં પણ વેદમાં વિહિત ન હોય એવી હિંસા કરવી નહિ. ૪૩

**या वेदविहिता हिंसा नियतास्मिंश्चराचरे ।**
**अहिंसामेव तां विद्याद्वेदाद्धर्मो हि निर्बभौ ॥ ४४ ॥**

આ ચરાચર જગતમાં જે વેદવિહિત હિંસા નિયત કરાઇ છે, તેને અહિંસા જ જાણવી. કેમકે, વેદથી જ ધર્મ પ્રકાશ્યો છે.

**योऽहिंसकानि भूतानि हिनस्त्यात्मसुखेच्छया ।**
**स जीवंश्च मृतश्चैव न क्वचित्सुखमेधते ॥ ४५ ॥**

જે પોતાના સુખને સારુ અહિંસક પ્રાણીઓને મારે છે, તે જીવતા છતાં મૂએલો જ છે અને તેને ક્યારેય સુખ સાંપડતું નથી. ૪૫

**यो बन्धनवधक्लेशान्प्राणिनां न चिकीर्षति।**
**स सर्वस्य हितप्रेप्सुः सुखमत्यन्तमश्नुते ॥ ४६ ॥**

જે માણસ પ્રાણીઓને બંધન, વધ, ને કલેશ કરવા ઇચ્છતો નથી, તે સર્વનું હિત ઇચ્છનારો અત્યંત સુખ ભોગવે છે. ૪૬

**यद्ध्यायति यत्कुरुते धृतिं बध्नाति यत्र च ।**
**तदवाप्नोत्ययत्नेन यो हिनस्ति न किंचन ॥ ४७ ॥**

જે કંઇ પણ હિંસા કરતો નથી, તે જેનું ધ્યાન કરે છે, તે જે કર્મ કરે છે અને જેમાં તે ધારણા બાંધે છે તે બધું તે અનાયાસે પામે છે. ૪૭

**नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।**
**न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥ ४८ ॥**

પ્રાણીની હિંસા કર્યા વિના કદીય માંસ ઉત્પન્ન થતું નથી, તેમ પ્રાણીવધ સ્વર્ગ આપનારો નથી, એટલે માંસનો ત્યાગ જ કરવો. ૪૮

**समुत्पत्तिं च मांसस्य वधबन्धौ च देहिनाम् ।**
**प्रसमीक्ष्य निवर्तेत सर्वमांसस्य भक्षणात् ॥ ४९ ॥**

માંસની ઉત્પત્તિ તથા દેહધારીઓનાં વધ અને બંધન એ બરાબર વિચારીને તમામ જાતના માંસભક્ષણથી વેગળા રહેવું.

**न भक्षयति यो मांसं विधिं हित्वा पिशाचवत् ।**
**स लोके प्रियतां याति व्याधिभिश्च न पीड्यते ॥ ५० ॥**

જે વિધિ છોડીને, પિશાચની જેમ, માંસ ખાતો નથી, તે આ લોકમાં પ્રિયતા પામે છે અને વ્યાધિઓથી પીડાતો નથી.

अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ।
संस्कर्ता चोपहर्ता च खादकश्चेति घातकाः॥ ५१ ॥

માંસ વિષયમાં અનુમતિ આપનાર, તે કાપનાર, મારનાર, વેચનાર, ખરીદનાર, રાંધનાર, પીરસનાર અને માંસ ખાનાર એ સૌ ઘાતકો છે. ૫૧

स्वमांसं परमांसेन यो वर्धयितुमिच्छति ।
अनभ्यर्च्य पितॄन्देवांस्ततोऽन्यो नास्त्यपुण्यकृत् ॥ ५२ ॥

દેવો અને પિતૃઓને સત્કાર્યા વિના જે પારકાનાં માંસથી પોતાનું માંસ વધારવા ઇચ્છે છે, તેનાથી બીજો કોઈ પાપકારી નથી. ૫૨

वर्षे वर्षेऽश्वमेधेन यो यजेत शतं समाः ।
मांसानि च न खादेद्यस्तयोः पुण्यफलं समम् ॥ ५३ ॥

વર્ષે વર્ષે સો વર્ષ સુધી એક જે અશ્વમેધ કરે છે અને બીજો જે માંસ જ ખાતો નથી—તે બન્નેનું પુણ્યફળ સરખું છે.

[ सदा यजति यज्ञेन सदा दानानि यच्छति ।
स तपस्वी सदा विप्रो यश्च मांसं विवर्जयेत् ॥

જે સદા યજ્ઞથી યજન કરે છે, સદા દાન આપે છે અને જે માંસભક્ષણ કરતો નથી, તે વિપ્ર સદાય તપસ્વી છે. ]

फलमूलाशनैर्मेध्यैर्मुन्यन्नानां च भोजनैः ।
न तत्फलमवाप्नोति यन्मांसपरिवर्जनात् ॥ ५४ ॥

માંસવર્જનથી જે ફળ સાંપડે છે, તે પવિત્ર ફલમૂળના આહારોથી કે મુનિઅન્નોનાં ભોજનોથીય મળતું નથી. ૫૪

मां स भक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥५५॥

મને (मां) તે (सः) પરલોકમાં ખાશે, જેનું માંસ હું અહીં ખાઉં છું—આમ વિદ્વાનો માંસનું માંસપણું કહે છે. ૫૫

न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥५६॥

માંસભક્ષણમાં, મદ્યમાં ને મૈથુનમાં દોષ નથી; પ્રાણીઓની એ પ્રવૃત્તિ છે; પણ એની નિવૃત્તિ જ મહાફળ આપનારી છે. ૫૬

प्रेतशुद्धिं प्रवक्ष्यामि द्रव्यशुद्धिं तथैव च ।
चतुर्णामपि वर्णानां यथावदनुपूर्वशः ॥५७॥

હવે હું ચારે વર્ણોની પ્રેતશુદ્ધિ તથા દ્રવ્યશુદ્ધિને વિષે ક્રમપૂર્વક યથાવત્ કહીશ. ૫૭

આશૌચનો નિર્ણય—

दन्तजातेऽनुजाते च कृतचूडे च संस्थिते ।
अशुद्धा बान्धवाः सर्वे सूतके च तथोच्यते ॥५८॥

જેને દાંત ફૂટ્યા હોય, જેને દાંત ન ફૂટ્યા હોય, ચૂડાકર્મ થયું હોય અને જેને ઉપનયન અપાયું હોય, એવાઓનાં જન્મ અને મરણમાં સર્વ બાંધવો અશુદ્ધ થાય છે, તેમ તેઓ સૂતકી કહેવાય છે. ૫૮

दशाहं शावमाशौचं सपिण्डेषु विधीयते ।
अर्वाक्संचयनादस्थ्नां त्र्यहमेकाहमेव च ॥५९॥

સપિંડીઓમાં મૈયત સૂતક દશ દિવસનું લાગે છે, બીજા-

આમાં કેટલાકને અસ્થિસંચયન ( ચાર દિવસ ) સુધી, કેટલા-
કને ત્રણ દિવસ સુધી તો કેટલાકને એક દિવસ સુધી સૂતક
પહોંચે છે. ૫૯

**सपिण्डता तु पुरुषे सप्तमे विनिवर्तते ।**
**समानोदकभावस्तु जन्मनाम्नोरवेदने ॥ ६० ॥**

સાતમી પેઢીએ સપિંડીપણું સમાપ્ત થાય છે. પણ સમા-
નોદકભાવ ( મરનારને દાધાંજલિ આપવાપણું ) તો તે કુલમાં
અમુક નામનો માણસ હતો અને તેનો અમુક રીતનો જન્મ
હતો એ વાતના વિસ્મરણથીય પૂરો થાય છે. ૬૦

**यथेदं शावमाशौचं सपिण्डेषु विधीयते ।**
**जननेऽप्येवमेव स्यान्निपुणं शुद्धिमिच्छताम् ॥ ६१ ॥**

સપિંડો માટે જેમ મરણસૂતકનું વિધાન છે, તેમ સુ-
શુદ્ધિ ઇચ્છનાર તેમને જન્મસૂતક પણ લાગે છે. ૬૧

[ **उभयत्र दशाहानि कुलस्यान्नं न भुज्यते ।**
**दानं प्रतिग्रहो यज्ञः स्वाध्यायश्च निवर्तते ॥**

એ બેઉ પ્રસંગે સૂતકી કુટુંબનું દસ દિવસ સુધી અન્ન
ખાવું નહિ; તેમ સૂતકીએ દાન લેવું નહિ, દાન આપવું નહિ,
યજ્ઞ કરવો નહિ અને વેદનો સ્વાધ્યાય કરવો નહિ. ]

**सर्वेषां शावमाशौचं मातापित्रोस्तु सूतकम् ।**
**सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥ ६२ ॥**

મરણસૂતક સર્વ કુટુંબીઓને લાગે છે. વૃદ્ધિસૂતક માત-
પિતાને હોય છે. તેમાંય એ ખરું સૂતક માતાને હોય છે, પિતા
તો સ્નાન કર્યે શુદ્ધ થાય છે. ૬૨

[ सत्रधर्मप्रवृत्तस्य दानधर्मफलैषिणः ।
त्रेताधर्मापरोधार्थमारण्यस्यैतदुच्यते ॥

લાંબે સુધી પહોંચે એવા ધર્મકાર્યમાં રોકાયેલા, દાન અને ધર્મના ફળની ઇચ્છા રાખનારા, તેમ જ ત્રીજા આશ્રમના ધર્મપાલનઅર્થે વાનપ્રસ્થ રહેલા એમને માટે પણ આ સૂતક કહ્યું છે. ]

निरस्य तु पुमाञ्शुक्रमुपस्पृश्यैव शुद्ध्यति ।
बैजिकादभिसंबन्धादनुरुन्ध्यादघं त्र्यहम् ॥ ६३ ॥

પુરુષ વીર્યપાત કરીને સ્નાન કરે તો શુદ્ધ થાય છે, પણ અન્ય સ્ત્રીમાં પુત્રોત્પાદન કરે તો તેણે ત્રણ દિવસનું વૃદ્ધિ-સૂતક પાળવું. ૬૩

[ जननेप्येवमेव स्यान्मातापित्रोस्तु सूतकम् ।
सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥

જન્મસૂતક માતાપિતાને જ લાગે છે. તેમાંય ખરું સૂતક માતાને હોય જ છે, પિતા તો નાહ્યા પછી શુદ્ધ થાય છે.]

अह्ना चैकेन रात्र्या च त्रिरात्रैरेव च त्रिभिः ।
शवस्पृशो विशुद्ध्यन्ति त्र्यहादुदकदायिनः ॥ ६४ ॥

શબને અડનારો (સપિંડ) દસ દિવસે શુદ્ધ થાય છે અને તેને ઉદકદાન કરનારો ( સાત પેઢી ઉપરનો ) ત્રણ દહાડે પવિત્ર થાય છે. ૬૪

गुरोः प्रेतस्य शिष्यस्तु पितृमेधं समाचरन् ।
प्रेतहारैः समं तत्र दशरात्रेण शुद्ध्यति ॥ ६५ ॥

શિષ્ય અવસાન પામેલા ગુરુનું અંત્યેષ્ટિ કર્મ કરે તો શબના ખાંધિયાઓની જેમ તે પણ દસ રાતે શુદ્ધ થાય છે. ૬૫

रात्रिभिर्मासतुल्याभिर्गर्भस्रावे विशुद्ध्यति ।
रजस्युपरते साध्वी स्नानेन स्त्री रजस्वला ॥ ६६ ॥

ગર્ભસ્રાવ થયો હોય, તો ગર્ભ જેટલા મહિનાનો હોય તેટલી રાત વીત્યે સ્ત્રી શુદ્ધ થાય છે. રજસ્વલા સ્ત્રી રજ અટકે તે દિવસે સ્નાન કર્યે શુદ્ધ થાય છે. ૬૬

नृणामकृतचूडानां विशुद्धिर्नैशिकी स्मृता ।
निर्वृत्तचूडकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ ६७ ॥

ચૂડાકર્મ થયું ન હોય તેવાં બાળકોના મરણમાં એક રાત-દિવસે શુદ્ધિ થાય છે. અને ચૂડાકર્મ થયું હોય તેવાંનાં મરણમાં ત્રણ રાત્રે શુદ્ધિ થાય છે. ૬૭

[ प्राक्संस्कारप्रमीतानां वर्णानामविशेषतः ।
त्रिरात्रात्तु भवेच्छुद्धिः कन्यास्वह्नो विधीयते ॥

કોઇ પણ વર્ણનો માણસ સંસ્કાર પામ્યા પહેલાં મરી જાય, તો ત્રણ રાતે શુદ્ધિ થાય છે. આમાં કન્યા મરી જાય તો એક રાતે શુદ્ધિ થયાનું વિધાન છે.

[ अदन्तजन्मनः सद्य आचूडान्नैशिकी स्मृता ।
त्रिरात्रमाव्रतादेशाद्दशरात्रमतः परम् ॥

દાંત ફૂટ્યા પહેલાં બાળક મરી જાય, તો માત્ર સ્નાને શુદ્ધિ થાય છે. ચૂડાકર્મ પહેલાંના સંસ્કાર પામેલ મરી જાય, તો એક રાતનું સૂતક કહ્યું છે. ચૂડાકર્મ થયા પછી કોઈ મરી જાય, તો ત્રણ રાતનું સૂતક નડે છે અને એ પછીના જેને સંસ્કારો થયા હોય તે મરી જાય, તો દસ રાતનું સૂતક લાગે છે.]

[ परपूर्वासु भार्यासु पुत्रेषु प्रकृतेषु च ।
मातामहे त्रिरात्रं तु एकाहं त्वसपिण्डतः ॥

પરપત્નીમાં ઉત્પન્ન કરેલા પુત્ર મરણ પામે તેમજ આજા (માનો બાપ) ગુજરી જાય, ત્યારે ત્રણ રાતનું સૂતક હોય છે. પણ અસપિંડનું સૂતક એક રાત હોય. ]

**ऊनद्विवार्षिकं प्रेतं निदध्युर्बान्धवा बहिः ।**
**अलंकृत्य शुचौ भूमावस्थिसञ्चयनादृते ॥ ६८ ॥**

બે વર્ષથી નાના એવા મરેલા બાળકને બાંધવોએ શણગારીને ગામબહાર લઈ જવું અને અસ્થિ–સંચયન ન કરતાં તેને પવિત્ર જમીનમાં દાટવું. ૬૮

**नास्य कार्योऽग्निसंस्कारो न च कार्योदकक्रिया ।**
**अरण्ये काष्ठवत्त्यक्त्वा क्षपेयुस्त्र्यहमेव च ॥६९ ॥**

તેનો અગ્નિસંસ્કાર ન કરવો, તેમ તેની ઉદકક્રિયાયે ન કરવી; તેને કાષ્ઠની જેમ અરણ્યમાં મૂકી દેવું અને ત્રણ દિવસ તેનું સૂતક રાખવું. ૬૯

**नात्रिवर्षस्य कर्तव्या बान्धवैरुदक क्रिया ।**
**जातदन्तस्य वा कुर्युर्नाम्नि वापि कृते सति ॥ ७० ॥**

ત્રણ વર્ષથી નાના એવા મૃત બાળકને બાંધવોએ જલદાન ન કરવું અથવા દાંત આવ્યા હોય કે નામકરણ થયું હોય તેવા મરેલ બાળકને ભલે ઉદકક્રિયા થાય. ૭૦

**सब्रह्मचारिण्येकाहमतीते क्षपणं स्मृतम् ।**
**जन्मन्येकोदकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ ७१ ॥**

સહાધ્યાયી બ્રહ્મચારી મરી જાય, તો એક રાતનું સૂતક કહ્યું છે. સમાનોદકને ત્યાં પુત્રજન્મ થાય, તો ત્રણ રાતનું સૂતક રાખવું. ૭૧

स्त्रीणामसंस्कृतानां तु त्र्यहाच्छुद्ध्यन्ति बान्धवाः ।
यथोक्तेनैव कल्पेन शुद्ध्यन्ति तु सनाभयः ॥ ७२ ॥

વિવાહસંસ્કાર ન પામેલી સ્ત્રી ગુજરી જાય, તો તેના પતિ આદિ સંબંધીઓ ત્રણ રાત પછી શુદ્ધ થાય છે. તેજ કહી વિધિએ તેના પિતૃપક્ષના પિતાઆદિ સંબંધીઓ શુદ્ધ થાય છે. ૭૨

अक्षारलवणान्नाः स्युर्निमज्जेयुश्च ते त्र्यहम् ।
मांसाशनं च नाश्नीयुः शयीरंश्च पृथक् क्षितौ ॥ ७३ ॥

આ સૂતકમાં મીઠાવાળું ખારું અન્ન ન ખાવું, ત્રણ દિવસ નદી આદિમાં સ્નાન કરવું, માંસભોજન ન કરવું અને જમીન ઉપર અલગ સૂવું. ૭૩

सन्निधावेष वै कल्पः शावाशौचस्य कीर्तितः ।
असन्निधावयं ज्ञेयो विधिः संबन्धिबान्धवैः ॥ ७४ ॥

મરણસમયે પાસે હોય એવાઓ માટેનો મરણસૂતકનો આ વિધિ કહ્યો. હવે, પાસે ન હોય તેવા સપિંડીઓ તેમજ સંબંધીઓ માટે નીચેનો વિધિ જાણવો. ૭૪

विगतं तु विदेशस्थं शृणुयाद्यो ह्यनिर्दशम् ।
यच्छेषं दशरात्रस्य तावदेवाशुचिर्भवेत् ॥ ७५ ॥

પરદેશમાં રહેલા કોઇ મરી ગયાનું તેના દસ દિવસની અંદર સંભળાય, તો તે દસ દિવસમાં જેટલા બાકી રહ્યા હોય તેટલા દિવસ જ સૂતક રાખવું. ૭૫

[ मासत्रये त्रिरात्रं स्यात् षण्मासे पक्षिणी तथा ।
अहस्तु नवमादर्वागूर्ध्वं स्नानेन शुद्ध्यति ॥

એ મર્યાની ખબર ત્રણ મહિને પડે તો ત્રણ રાતનું, ૭ મહિને પડે તો દોઢ દિવસનું અને નવ મહિને પડે તો એક દિવસનું સૂતક પાળવું એ પછી ખબર પડે, તો માત્ર સ્નાનથી શુદ્ધ થવાય. ]

**अतिक्रान्ते दशाहे च त्रिरात्रमशुचिर्भवेत् ।**
**संवत्सरे व्यतीते तु स्पृष्ट्वैवापो विशुद्ध्यति ॥ ७६ ॥**

દસ દહાડા થયા પછી ખબર પડે, તો ત્રણ રાતનું સૂતક પડે. વરસ વીત્યે ખબર પડે, તો માત્ર પાણીથી સ્નાન કર્યે શુદ્ધિ થાય. ૭૬

**निर्दशं ज्ञातिमरणं श्रुत्वा पुत्रस्य जन्म च ।**
**सवासा जलमाप्लुत्य शुद्धो भवति मानवः ॥ ७७ ॥**

સંબંધીના મરણ અથવા પુત્રજન્મની ખબર દશ દિવસ વીત્યે પડે, તો વસ્ત્રસહિત સ્નાન કરવાથી માણસ શુદ્ધ થાય છે. ૭૭

**बाले देशान्तरस्थे च पृथक्पिण्डे च संस्थिते ।**
**सवासा जलमाप्लुत्य सद्य एव विशुद्ध्यति ॥ ७८ ॥**

દેશાંતરમાં રહેનાર સપિંડી બાળકનું તથા અસપિંડી સંબંધીનું મરણ થાય, તો વસ્ત્ર સાથે જળસ્નાન કરવાથી શુદ્ધ થવાય છે. ૭૮

**अन्तर्दशाहे स्यातां चेत्पुनर्मरणजन्मनी ।**
**तावत्स्यादशुचिर्विप्रो यावत्तत्स्यादनिर्दशम् ॥ ७९ ॥**

એક સપિંડીના મરણના દશ દહાડામાં બીજો મરી જાય અથવા એકના જન્મ્યાના દશ વાસામાં બીજો જન્મ પામે, તો બ્રાહ્મણે પહેલા સૂતકના દશ દિવસ જ સૂતક રાખવું. ૭૯

**त्रिरात्रमाहुराशौचमाचार्ये संस्थिते सति।**
**तस्य पुत्रे च पत्न्यां च दिवारात्रमिति स्थितिः ॥ ८० ॥**

આચાર્ય અવસાન પામે તો ત્રણ રાત્રિનું સૂતક કહે છે; તે આચાર્યનાં પુત્ર અને પત્ની મરણ પામે ત્યારે એક રાત્રિ-દિવસ સૂતક રાખવું, એવો ધર્મશાસ્ત્રનો નિશ્ચય છે. ૮૦

**श्रोत्रिये तूपसंपन्ने त्रिरात्रमशुचिर्भवेत्।**
**मातुले पक्षिणीं रात्रिं शिष्यर्त्विग्बान्धवेषु च ॥ ८१ ॥**

પાડોશમાં રહેનારો શ્રોત્રિય મરણ પામે, તો ત્રણ રાત્રિનું સૂતક લાગે; મામા, શિષ્ય, ઋત્વિજ અને બાંધવ મરતાં દોઢ દિવસનું સૂતક આવે. ૮૧

**प्रेते राजनि सज्योतिर्यस्य स्याद्विषये स्थितः।**
**अश्रोत्रिये त्वहः कृत्स्नमनूचाने तथा गुरौ ॥ ८२ ॥**

બ્રાહ્મણાદિ જે દેશમાં રહેલા હોય, તેનો રાજા ગુજરી જતાં, દિવસે સૂર્યાસ્ત સુધી અને રાત્રે સૂર્યોદય સુધી સૂતક પાળવું. અશ્રોત્રિય પાડોશીનું તેમજ વેદ સિવાય બીજો ઉપદેશ આપનાર ગુરુનું એક આખો દિવસ સૂતક રહે. ૮૨

**शुद्ध्येद्विप्रो दशाहेन द्वादशाहेन भूमिपः।**
**वैश्यः पञ्चदशाहेन शूद्रो मासेन शुद्ध्यति ॥ ८३ ॥**

વિપ્ર દશ દિવસે, ક્ષત્રિય બાર દિવસે, વૈશ્ય પંદર દિવસે અને શૂદ્ર એક માસે (જન્મ—મરણના)સૂતકથી શુદ્ધ થાય છે. ૮૩

**[ क्षत्रविट्शूद्रदायादाः स्युश्चेद्विप्रस्य बान्धवाः।**
**तेषामाशौचं विप्रस्य दशाहाच्छुद्धिरिष्यते ॥**

ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો જો બ્રાહ્મણના સપિંડી બાંધ-

વો હોય, તો તે બ્રાહ્મણને તેમનું દશ દિવસનું સૂતક લાગે છે અને દશ દિવસ પછી તે શુદ્ધ થાય છે. ]

**[ राजन्यवैश्ययोश्चैवं हीनयोनिषु बन्धुषु ।**
**स्वमेव शौचं कुर्वीत विशुद्ध्यर्थमिति स्थितिः ॥**

ક્ષત્રિય અને વૈશ્યને હીન જાતિનાં જે બંધુઓ હોય, તેમનાં મરણ વખતે તેમણે શુદ્ધિ સારુ પોતપોતાની જાતિ અનુસાર સૂતક પાળવું—એવી ધર્મમર્યાદા છે. ]

**[ विप्रः शुद्धयेद्दशाहेन जन्महानौ स्वयोनिषु ।**
**षड्भिस्त्रिभिरथैकेन क्षत्रविट्शूद्रयोनिषु ॥**

પોતાની જાતના સપિંડીઓનાં જન્મ—મરણ વખતે બ્રાહ્મણ દશ દિવસે શુદ્ધ થાય છે, ત્યારે ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતના બાંધવોના સંબંધમાં તે અનુક્રમે છ, ત્રણ અને એક દિવસે શુદ્ધ થાય છે. ]

**[ सर्वे चोत्तमवर्णास्तु शौचं कुर्युरतन्द्रिताः ।**
**तद्वर्णे विधिदृष्टेन स्वं तु शौचं स्वयोनिषु ॥**

ઉત્તમ વર્ણવાળા સૌએ આળસરહિત રહીને પોતાનાથી ઊતરતી તે તે જાતિનું વિધિયુક્ત સૂતક પાળવું; અને પોતાની જાતિવાળાનું સૂતક પોતાની જાતિ પ્રમાણે પાળવું. ક્ષત્રિયે વૈશ્યનું છ દિવસ અને શૂદ્રનું ત્રણ દિવસ તથા વૈશ્યે શૂદ્રનું છ દિવસ રાખવું. ]

**न वर्धयेदघाहानि प्रत्यूहेन्नाग्निषु क्रियाः ।**
**न च तत्कर्म कुर्वाणः सनाभ्योऽप्यशुचिर्भवेत् ॥ ८४ ॥**

મરણસૂતક વધારવું નહિ, તેમજ અગ્નિમાં હોમક્રિયાઓ

અટકાવવી નહિ; કેમકે તે અગ્નિહોત્રનું કર્મ કરનારો સપિંડી હોવા છતાં પણ સૂતકી થતો નથી. ૮૪

**दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ।**
**शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्ध्यति ॥ ८५ ॥**

ચાંડાળ, રજસ્વલા સ્ત્રી, પતિત, સુવાવડી અને શબને સ્પર્શનાર તેમજ એ સૌને અડનાર—એટલાંનો સ્પર્શ થતાં સ્નાન કરવાથી શુદ્ધ થવાય છે. ૮૫

**आचम्य प्रयतो नित्यं जपेदशुचिदर्शने ।**
**सौरान्मन्त्रान्यथोत्साहं पावमानीश्च शक्तितः ॥ ८६ ॥**

ચાંડાળ વગેરે અપશુદ્ધોનું દર્શન થતાં, માણસે નિત્ય પ્રયત્નપૂર્વક આચમન કરી, યથાશક્તિ અને યથાઉત્સાહ **उदुत्यं जातवेयसं** આદિ સૂર્યમંત્રો તથા **स्वादिष्टया** આદિ પવમાન મંત્રો જપવા. ૮૬

**नारं स्पृष्ट्वास्थि सस्नेहं स्नात्वा विप्रो विशुद्ध्यति ।**
**आचम्यैव तु निःस्नेहं गामालभ्यार्कमीक्ष्य वा ॥ ८७ ॥**

સ્નેહવાળા અને પાણીભીના હાડકાને અડી જવાય, તો વિપ્રે સ્નાન કરીને શુદ્ધ થવું. પણ સ્નેહ વગરના સુક્કા હાડકાને અડકી જવાય તો તેણે આચમન કરીને અથવા ગાયનો સ્પર્શ કરીને અથવા સૂર્યનાં દર્શન કરીને શુદ્ધ થવું. ૮૭

**आदिष्टी नोदकं कुर्यादाव्रतस्य समापनात् ।**
**समाप्ते तूदकं कृत्वा त्रिरात्रेणैव शुद्ध्यति ॥ ८८ ॥**

બ્રહ્મચર્યવ્રતની સમાપના સુધી બ્રહ્મચારીએ ઉદકક્રિયા (પિંડશ્રાદ્ધ આદિ પ્રેતક્રિયા) કરવી નહિ. પણ વ્રતસમાપ્તિ પછી ઉદકક્રિયા કરીને ત્રણ રાત્રિનું સૂતક પાળીને શુદ્ધ થવું.

**वृथा सङ्करजातानां प्रव्रज्यासु च तिष्ठताम् ।**
**आत्मनस्त्यागिनां चैव निवर्तेतोदकक्रिया ॥ ८९ ॥**

સ્વધર્મ પાળનારા, વર્ણસંકરો, સંન્યાસમાં રહેનારાઓ અને આપઘાત કરનારાઓ—એમને જલદાન આપવું નહિ. ૮૯

**पाषण्डमाश्रितानां च चरन्तीनां च कामतः ।**
**गर्भभर्तृद्रुहां चैव सुरापीनां च योषिताम् ॥ ९० ॥**

પાખંડનો આશ્રય કરનારા પુરુષોની, તેમજ સ્વચ્છંદે ચાલનારી, ગર્ભનો અને પતિનો દ્રોહ કરનારી તથા દારૂ પીનારી સ્ત્રીઓની ઉદકક્રિયા કરવી નહિ. ૯૦

**आचार्यं स्वमुपाध्यायं पितरं मातरं गुरुम् ।**
**निर्हृत्य तु व्रती प्रेतान्न व्रतेन वियुज्यते ॥ ९१ ॥**

પોતાના આચાર્ય, ઉપાધ્યાય, પિતા, માતા અને ગુરુ એટલાને જો બ્રહ્મચારી અગ્નિદાહ કરે, તો તેથી તે વ્રતભંગ થતો નથી. ૯૧

**दक्षिणेन मृतं शूद्रं पुरद्वारेण निर्हरेत् ।**
**पश्चिमोत्तरपूर्वैस्तु यथायोगं द्विजन्मनः ॥ ९२ ॥**

મરેલા શૂદ્રને નગરના દક્ષિણ દરવાજેથી બહાર કાઢવો અને વૈશ્ય, ક્ષત્રિય, તેમજ બ્રાહ્મણ એ દ્વિજાતિઓનાં શબને અનુક્રમે પશ્ચિમ, ઉત્તર તથા પૂર્વ દરવાજેથી બહાર કાઢવાં. ૯૨

**न राज्ञामघदोषोऽस्ति व्रतिनां न च सत्रिणाम् ।**
**ऐन्द्रं स्थानमुपासीना ब्रह्मभूता हि ते सदा ॥ ९३ ॥**

રાજાને, બ્રહ્મચર્યવ્રતીને અને યજ્ઞ કરનારાઓને સૂતક લાગતું નથી. કેમકે, રાજા ઇન્દ્રસ્થાને છે અને બીજા બે સદા બ્રહ્મરૂપ છે. ૯૩

राज्ञो माहात्मिके स्थाने सद्यःशौचं विधीयते ।
प्रजानां परिरक्षार्थमासनं चात्रकारणम् ॥ ९४ ॥

મહારાજ્યાસન ઉપર રહેલા રાજાને તરતજ સૂતકશુદ્ધિનું વિધાન છે. કેમકે, આ સંબંધમાં રાજ્યાસન એ પ્રજાના રક્ષણ માટે કારણરૂપ છે. ૯૪

डिंबाहवहतानां च विद्युता पार्थिवेन च ।
गोब्राह्मणस्य चैवार्थे यस्य चेच्छति पार्थिवः ॥ ९५ ॥

રાજા વિનાના દંગામાં માર્યા ગયેલા, વીજળી પડવાથી મરી ગયેલા, રાજાએ મારી નાખેલા; તેમજ ગાય અને બ્રાહ્મણ માટે મરેલા—એમનું સૂતક લાગતું નથી; વળી, રાજા જેને વિશે ઇચ્છે તે પણ સૂતકથી મુક્ત થાય છે. ૯૫

सोमाग्न्यर्कानिलेन्द्राणां वित्ताप्पत्योर्यमस्य च ।
अष्टानां लोकपालानां वपुर्धारयते नृपः ॥ ९६ ॥

ચંદ્ર, અગ્નિ, સૂર્ય, પવન, ઈંદ્ર, કુબેર, વરુણ અને યમ એ આઠ લોકપાલોનાં શરીર રાજા ધારણ કરે છે. ૯૬

लोकेशाधिष्ठितो राजा नास्याशौचं विधीयते ।
शौचाशौचं हि मर्त्यानां लोकेशप्रभवाप्ययम् ॥ ९७ ॥

આ લોકપાલો રાજાના શરીરમાં વસેલા હોવાથી એમને માટે સૂતકનું વિધાન નથી. કારણ કે શૌચ અને અશૌચ એ માણસો માટે છે, ત્યારે આ રાજા તો લોકપાલોના અંશરૂપ છે. ૯૭

उद्यतैराहवे शस्त्रैः क्षत्रधर्महतस्य च ।
सद्यः संतिष्ठते यज्ञस्तथाशौचमिति स्थितिः ॥ ९८ ॥

યુદ્ધમાં ઉગામેલાં શસ્ત્રોથી જે ક્ષત્રિય ધર્મથી મરે છે, તેને

(જ્યોતિષ્ટોમ) યજ્ઞનું ફળ મળે છે તથા તેનું સૂતક પણ તરતજ સમાપ્ત થાય છે એવી ધર્મમર્યાદા છે. ૯૮

**विप्रः शुद्धयत्यपः स्पृष्ट्वा क्षत्रियो वाहनायुधम् ।**
**वैश्यः प्रतोदं रश्मीन्वा यष्टिं शूद्रः कृतक्रियः ॥ ९९ ॥**

પ્રેતક્રિયા કરી હોય એવો બ્રાહ્મણ જલસ્પર્શથી, તેવો ક્ષત્રિય વાહન અને આયુધના સ્પર્શથી, તેવો વૈશ્ય ચાબુક કે રાશના સ્પર્શથી અને તેવો શૂદ્ર લાકડીના સ્પર્શથી શુદ્ધ થાય છે. ૯૯

**एतद्वोऽभिहितं शौचं सपिण्डेषु द्विजोत्तमाः ।**
**असपिण्डेषु सर्वेषु प्रेतशुद्धिं निबोधत ॥ १०० ॥**

હે દ્વિજવરો ! સપિંડીઓ વિશેનો આ મરણસૂતક સંબંધી શુદ્ધિનો વિધિ કહ્યો. હવે સર્વ અસપિંડીઓ વિશેના મરણ-સૂતકની શુદ્ધિ વિશે સાંભળો. ૧૦૦

**असपिण्डं द्विजं प्रतं विप्रो निर्हृत्य बन्धुवत् ।**
**विशुद्धयति त्रिरात्रेण मातुराप्तांश्च बान्धवान् ॥ १०१ ॥**

જે બ્રાહ્મણ અસપિંડી બ્રાહ્મણની પોતાના બંધુની જેમ પ્રેતક્રિયા કરે છે, તેમજ જે બ્રાહ્મણ માતા તરફનાં સગાંની તેવી ક્રિયા કરે છે, તે ત્રણ રાત્રિ પછી વિશુદ્ધ થાય છે. ૧૦૧

**यद्यन्नमत्ति तेषां तु दशाहेनैव शुद्धयति ।**
**अनदन्नमह्नैव न चेत्तस्मिन्गृहे वसेत् ॥ १०२ ॥**

જે તેમનું અન્ન ખાય છે તે દશ દિવસે શુદ્ધ થાય છે; જો તેના ઘરમાં રહે નહિ અને તેનું અન્ન ખાય નહિ, તો તે એકજ દિવસે શુદ્ધ થાય છે. ૧૦૨

अनुगम्येच्छया प्रेते ज्ञातिमज्ञातिमेव च।
स्नात्वा सचैलः स्पृष्ट्वाग्निं घृतं प्राश्य विशुद्ध्यति॥ १०३॥

જ્ઞાતિનાં કે, પરજ્ઞાતિના કોઈના શબ પાછળ ઇચ્છાથી જનારો માણસ વસ્રસહિત સ્નાન કર્યા પછી અગ્નિને સ્પર્શ કરીને તથા ઘીનું પ્રાશન કરીને વિશુદ્ધ થાય છે. ૧૦૩

न विप्रं स्वेषु तिष्ठत्सु मृतं शूद्रेण नाययेत्।
अस्वर्ग्या ह्याहुतिः सा स्याच्छूद्रसंस्पर्शदूषिता॥ १०४॥

પોતાની જ્ઞાતિના માણસો હોય, ત્યાંસુધી બ્રાહ્મણના શબને શૂદ્રની પાસે ઉપડાવવું નહિ; કેમકે શૂદ્રના સ્પર્શથી દૂષિત થયેલી તે શબની આહુતિ સ્વર્ગને અટકાવનારી થાય છે. ૧૦૪

ज्ञानं तपोऽग्निराहारो मृन्मनो वार्युपांजनम्।
वायुः कर्मार्ककालौ च शुद्धेः कर्तॄणि देहिनाम्॥ १०५॥

જ્ઞાન, તપ, અગ્નિ, આહાર, મૃત્તિકા, જલ, લીંપણ, વાયુ, યજ્ઞકર્મ, સૂર્ય અને કાળ એટલાં દેહધારીને શુદ્ધ કરનારાં છે.

सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम्।
योऽर्थे शुचिर्हि स शुचिर्न मृद्वारिशुचिः शुचिः॥ १०६॥

સર્વ પ્રકારની શુદ્ધિઓમાં ધનશુદ્ધિ શ્રેષ્ઠ કહી છે. જે ધન સંબંધમાં શુદ્ધ છે, તેજ શુદ્ધ છે; માટી અને પાણીથી શુદ્ધ થયેલો એ શુદ્ધ નથી. ૧૦૬

क्षान्त्या शुद्ध्यन्ति विद्वांसो दानेनाकार्यकारिणः।
प्रच्छन्नपापा जप्येन तपसा वेदवित्तमाः॥ १०७॥

વિદ્વાનો ક્ષમાથી, અકાર્ય કરનારા દાનથી, ઢાંક્યાં પાપ કરનારા જપથી અને વેદજ્ઞો તપથી શુદ્ધ થાય છે. ૧૦૭

मृत्तोयैः शुद्ध्यते शोध्यं नदी वेगेन शुद्ध्यति ।
रजसा स्त्री मनोदुष्टा संन्यासेन द्विजोत्तमः ॥ १०८ ॥

અશુદ્ધ વસ્તુ માટી અને પાણીથી શુદ્ધ થાય છે; નદી પ્રવાહના વેગથી શુદ્ધ થાય છે; મનવડે દૂષિત થયેલી સ્ત્રી રજોદર્શનથી અને બ્રાહ્મણ સંન્યાસથી શુદ્ધ થાય છે. ૧૦૮

अद्भिर्गात्राणि शुद्ध्यन्ति मनः सत्येन शुद्ध्यति ।
विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुद्ध्यति ॥ १०९ ॥

શરીરના અવયવો પાણીથી શુદ્ધ થાય છે, મન સત્યથી શુદ્ધ થાય છે તથા જીવાત્મા વિદ્યા ને તપથી અને બુદ્ધિ જ્ઞાનથી શુદ્ધ થાય છે. ૧૦૯

एष शौचस्य वः प्रोक्तः शारीरस्य विनिर्णयः ।
नानाविधानां द्रव्याणां शुद्धेः शृणुत निर्णयम् ॥ ११० ॥

શરીરવિષયક શુદ્ધિનો આ નિર્ણય કહ્યો. હવે વિવિધ દ્રવ્યોની શુદ્ધિ વિશે નિર્ણય સાંભળો. ૧૧૦

तैजसानां मणीनां च सर्वस्याश्ममयस्य च ।
भस्मनाद्भिर्मृदा चैव शुद्धिरुक्ता मनीषिभिः ॥ १११ ॥

સુવર્ણ આદિ તેજવાન પદાર્થોની, મણિઓની અને સર્વ જાતના પથ્થરોની શુદ્ધિ વિદ્વાનોએ રાખ, પાણી અને માટીથી કહી છે. ૧૧૧

निर्लेपं काञ्चनं भाण्डमद्भिरेव विशुद्ध्यति ।
अब्जमश्ममयं चैव राजतं चानुपस्कृतम् ॥ ११२ ॥

લેપ લાગ્યા વિનાનાં અને કોતરામણ વિનાનાં સોનાનાં, શંખ આદિનાં, પાષાણનાં, તેમજ રૂપાનાં વાસણો પાણીથીજ ચોખ્ખાં થાય છે. ૧૧૨

अपामग्नेश्च संयोगाद्धैमं रौप्यं च निर्बभौ।
तस्मात्तयोः स्वयोन्यैव निर्णेको गुणवत्तरः ॥ ११३ ॥

સોનું અને રૂપું પાણી અને અગ્નિના સંયોગથી થયું છે; તેથી તેની શ્રેષ્ઠ શુદ્ધિ એ મૂળરૂપ અગ્નિ અને પાણીથીજ થાય.

ताम्रायःकांस्यरैत्यानां त्रपुणः सीसकस्य च।
शौचं यथार्हं कर्तव्यं क्षाराम्लोदकवारिभिः ॥ ११४ ॥

તાંબાનાં, લોઢાનાં, કાંસાનાં, પિત્તળનાં, જસતનાં અને સીસાનાં વાસણોને ખારો, ખટાશ અને પાણીથી ઘટતી રીતે શુદ્ધ કરવાં. ૧૧૪

द्रवाणां चैव सर्वेषां शुद्धिरुत्पवनं स्मृतम्।
प्रोक्षणं संहतानां च दारवाणां च तक्षणम् ॥ ११५ ॥

ઘી, તેલ વગેરે સર્વ જાતનાં પ્રવાહીઓ અંદર દર્ભની બે સળીઓ નાખી ઉછાળવાથી શુદ્ધ થાય છે; પથારી વગેરે જથાને જલના પ્રોક્ષણથી શુદ્ધ કરાય છે અને લાકડાની ચીજને છોલવાથી ચોખ્ખી કરાય છે. ૧૧૫

मार्जनं यज्ञपात्राणां पाणिना यज्ञकर्मणि।
चमसानां ग्रहाणां च शुद्धिः प्रक्षालनेन तु ॥ ११६ ॥

યજ્ઞકાર્યમાં યજ્ઞપાત્રો હાથે માંજવાથી તથા ચમચો અને ગ્રહો એ પાત્રો પાણીથી ધોવાથી શુદ્ધ થાય છે. ૧૧૬

चरूणां स्रुक्स्रुवाणां च शुद्धिरुष्णेन वारिणा।
स्फ्यशूर्पशकटानां च मुसलोलूखलस्य च ॥ ११७ ॥

ચરુ, સ્રુક, સ્રુવ, સ્ફ્ય, શૂર્પ, શકટ, મુસલ અને ઉલૂખલ એ ઊના પાણીથી શુદ્ધ થાય છે. ૧૧૭

**अद्भिस्तु प्रोक्षणं शौचं बहूनां धान्यवाससाम् ।**
**प्रक्षालनेन त्वल्पानामद्भिः शौचं विधीयते ॥ ११८ ॥**

ધાન્ય અને વસ્ત્રોના મોટા જથાને પાણીવડે પ્રોક્ષણ કરવાથી શુદ્ધ કરાય છે અને થોડાં હોય તો તે પાણીથી પખાળીને શુદ્ધ કરવાનું વિધાન છે. ૧૧૮

**चैलवच्चर्मणां शुद्धिर्वैदलानां तथैव च ।**
**शाकमूलफलानां च धान्यवच्छुद्धिरिष्यते ॥ ११९ ॥**

ચામડાની તથા વાંસની ચીજોની શુદ્ધિ વસ્ત્રોની વિધિએ થાય અને શાક, મૂળ, તેમજ ફળ ધાન્યની વિધિએ શુદ્ધ કરાય. ૧૧૯

**कौशेयाविकयोरूषैः कुतपानामरिष्टकैः ।**
**श्रीफलैरंशुपट्टानां क्षौमाणां गौरसर्षपैः ॥ १२० ॥**

હીરનાં અને ઊનનાં વસ્ત્રોને ઊસથી, નેપાળ દેશની શાલને અરીઠાંથી, ઝીણાં વસ્ત્રોને બીલાંથી અને શણિયાંને સફેદ સરસવના લોટથી શુદ્ધ કરાય છે. ૧૨૦

**क्षौमवच्छङ्खशृङ्गाणामस्थिदन्तमयस्य च ।**
**शुद्धिर्विजानता कार्या गोमूत्रेणोदकेन वा ॥ १२१ ॥**

વિદ્વાન પુરુષે શંખ, શિંગડાં, હાડકાં અને હાથીદાંતની બનાવટોને શણિયાંની પેઠે શુદ્ધ કરવી; અથવા તેમની ગોમૂત્ર કે પાણીથી શુદ્ધિ કરવી. ૧૨૧

**प्रोक्षणात्तृणकाष्ठं च पलालं चैव शुद्ध्यति ।**
**मार्जनोपाञ्जनैर्वेश्म पुनः पाकेन मृन्मयम् ॥ १२२ ॥**

ખડ, લાકડું અને પરાળ જલપ્રોક્ષણથી શુદ્ધ થાય છે. ઘર વાળવા અને લીંપવાથી શુદ્ધ થાય છે; અને માટીનાં વાસણ ફરી અગ્નિમાં પકવ્યાથી પવિત્ર થાય છે. ૧૨૨

**मद्यैर्मूत्रैः पुरीषैर्वा ष्ठीवनैः पूयशोणितैः ।**
**संस्पृष्टं नैव शुद्ध्येत पुनःपाकेन मृन्मयम् ॥ १२३ ॥**

પરંતુ માટીનું વાસણ જો દારૂ, પેશાબ, નરક, થૂંક, પરુ અને લોહી એટલાંથી બગડયું હોય, તો અગ્નિમાં ફરી પકાવ્યાથીય તે શુદ્ધ થતું નથી. ૧૨૩

**संमार्जनोपाञ्जनेन सेकेनोल्लेखनेन च ।**
**गवां च परिवासेन भूमिः शुद्ध्यति पञ्चभिः ॥ १२४ ॥**

વાળઝૂડ, લીંપણ, પાણીનો છંટકાવ, ખેડઉખેડ અને ગાયનો એક રાત્રિદવસનો વાસો—એ પાંચ પ્રકારે જમીન શુદ્ધ થાય છે. ૧૨૪

**पक्षिजग्धं गवाघ्रातमवधूतमवक्षुतम् ।**
**दूषितं केशकीटैश्च मृत्प्रक्षेपेण शुद्ध्यति ॥ १२५ ॥**

જે વસ્તુને પક્ષીએ બોટી હોય, ગાયે સૂંઘી હોય, ઠેસે ચડી હોય, જેના ઉપર છીંક આવી હોય અને જે વાળ અને કીડા વગેરેથી દૂષિત થઈ હોય, તે માટી નાખ્યે શુદ્ધ થાય છે.

**यावन्नापैत्यमेध्याक्ताद्गन्धो लेपश्च तत्कृतः ।**
**तावन्मृद्वारि चादेयं सर्वासु द्रव्यशुद्धिषु ॥१२६ ॥**

અપવિત્ર લેપવાળી વસ્તુમાંથી જ્યાં સુધી તેને લાગેલા ગન્ધ અને લેપ જાય નહિ, ત્યાંસુધી તે સર્વ વસ્તુઓને પાણી અને માટી વડે શુદ્ધ કરવી. ૧૨૬

त्रीणि देवाः पवित्राणि ब्राह्मणानामकल्पयन् ।
अदृष्टमद्भिर्निर्णिक्तं यच्च वाचा प्रशस्यते ॥ १२७ ॥

દેવોએ બ્રાહ્મણો માટે આ ત્રણ વસ્તુઓ પવિત્ર કલ્પી છે: જે વસ્તુને અપવિત્ર થયેલી નજરે દીઠી હોય નહિ, અપવિત્ર થયાની શંકાથી જે વસ્તુને પાણીથી ધોઈ હોય અને જે વસ્તુની પવિત્રતા વિશે બ્રાહ્મણે વાણીથી પ્રશંસા કરી હોય. ૧૨૭

आपः शुद्धा भूमिगता वैतृष्ण्यं यासु गोर्भवेत् ।
अव्याप्ताश्चेदमेध्येन गन्धवर्णरसान्विताः ॥ १२८ ॥

જે જમીનમાં રહેલું હોય, જેમાં એક ગાય તરસ છિપાવી શકતી હોય, જે અપવિત્ર વસ્તુથી વ્યાપેલું ન હોય અને જે ગંધ, વર્ણ તથા રસથી યુક્ત હોય તે પાણી પવિત્ર છે. ૧૨૮

नित्यं शुद्धः कारुहस्तः पण्ये यच्च प्रसारितम् ।
ब्रह्मचारिगतं भैक्ष्यं नित्यं मेध्यमिति स्थितिः ॥ १२९ ॥

કારીગરનો હાથ, બજારમાં જે કાંઇ મૂકયું હોય તે, અને બ્રહ્મચારીને મળેલી ભિક્ષા, એ નિત્ય પવિત્ર છે, એમ ધર્મમર્યાદા છે. ૧૨૯

नित्यमास्यं शुचि स्त्रीणां शकुनिः फलपातने ।
प्रस्रवे च शुचिर्वत्सः श्वा मृगग्रहणे शुचिः ॥ १३० ॥

સ્ત્રીઓનું મુખ, ફળ પાડતી વખતે પક્ષી, દોહતી વખતે વાછરડું અને મૃગ પકડતી વેળાએ કૂતરો એ નિત્ય શુદ્ધ છે.

श्वभिर्हतस्य यन्मांसं शुचि तन्मनुरब्रवीत् ।
क्रव्याद्भिश्च हतस्यान्यैश्चण्डालाद्यैश्च दस्युभिः ॥ १३१ ॥

કૂતરાએ મારેલાં મૃગ આદિનું માંસ, તેમજ માંસાહારી

પશુઓએ અને ચંડાળ તથા ડાકુ વગેરેએ મારેલાંનું માંસ શુદ્ધ છે—એમ મનુએ કહ્યું છે. ૧૩૧

[ शुचिरग्निः शुचिर्वायुः प्रवृत्तो हि बहिश्चरः ।
जलं शुचि विविक्तस्थं पन्थाः संचरणे शुचिः ॥

અગ્નિ, બહાર ફરતો વાયુ, એકાંતમાં રહેલું જલ અને સરિયામ રસ્તો—એટલાં પવિત્ર છે. ]

ऊर्ध्वं नाभेर्यानि खानि तानि मेध्यानि सर्वशः ।
यान्यधस्तान्यमेध्यानि देहाच्चैव मलाश्च्युताः ॥ १३२ ॥

નાભિ ઉપરની જે ઇન્દ્રિયો છે, તે સર્વ પવિત્ર છે. જે ઇન્દ્રિયો નાભિ નીચેની છે તે અને દેહમાંથી પડેલા મળો તે અપવિત્ર છે. ૧૩૨

मक्षिका विप्रुषश्छाया गौरश्वः सूर्यरश्मयः ।
रजो भूर्वायुरग्निश्च स्पर्शे मेध्यानि निर्दिशेत् ॥ १३३ ॥

માંખી, થૂંકના ઝીણા છાંટા, પતિતાદિનો ઓછાયો, ગાય, ઘોડા, સૂર્યનાં કિરણ, ધૂળ, ભૂમિ, વાયુ અને અગ્નિ એટલાંને ચંડાલના સ્પર્શ છતાં શુદ્ધ જાણવાં. ૧૩૩

विण्मूत्रोत्सर्गशुद्ध्यर्थं मृद्वार्यादेयमर्थवत् ।
दैहिकानां मलानां च शुद्धिषु द्वादशस्वपि ॥ १३४ ॥

વિષ્ટા અને મૂત્રના ત્યાગ પછી શુદ્ધિને સારુ માટી અને પાણી પૂરાં ખપનાં લેવાં. તેમજ શરીરના બાર મળોની શુદ્ધિ સારુ પણ જોઈએ તેટલું પાણી તથા માટી વાપરવાં. ૧૩૪

वसा शुक्रमसृङ्मज्जा मूत्रविड्घ्राणकर्णविट् ।
श्लेष्माश्रु दूषिका स्वेदो द्वादशैते नृणां मलाः ॥ १३५ ॥

ચરબી, વીર્ય, લોહી, મજ્જા, મૂત્ર, વિષ્ટા, નાકનો મેલ, કાનનો મેલ, કફ, આંસુ, ચીપડા અને પરસેવો એ બાર મનુષ્યના શરીરના મળો છે. ૧૩૫

एका लिङ्गे गुदे तिस्त्रस्तथैकत्र करे दश।
उभयोः सप्त दातव्या मृदः शुद्धिमभीप्सता ॥ १३६ ॥

શુદ્ધિ ઇચ્છનારે પેશાબની જગાએ એક વાર, ગુદાએ ત્રણ વાર, ડાબા હાથે દશ વાર અને બેઉ હાથે સાત વાર એમ માટી લગાવવી. ૧૩૬

एतच्छौचं गृहस्थानां द्विगुणं ब्रह्मचारिणाम्।
त्रिगुणं स्याद्वनस्थानां यतीनां तु चतुर्गुणम् ॥ १३७ ॥

આ શુદ્ધિ ગૃહસ્થો માટે કહી છે. બ્રહ્મચારીએ એથી બમણી વાર, વાનપ્રસ્થીએ એથી ત્રણ ગણી વાર અને યતિઓએ એથી ચારગણી શુદ્ધિ કરવી. ૧૩૭

कृत्वा मूत्रं पुरीषं वा खान्याचान्त उपस्पृशेत्।
वेदमध्येष्यमाणश्च अन्नमश्नंश्च सर्वदा ॥ १३८ ॥

પેશાબ કરીને કે ઝાડે જઈ આવીને આચમન કર્યા પછી નાભિ ઉપરની ઇંદ્રિયોને સ્પર્શ કરવો. વેદ ભણવો હોય કે અન્ન જમવું હોય, ત્યારે પણ સદા એમજ કરવું. ૧૩૮

त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम्।
शारीरं शौचमिच्छन्हि स्त्री शूद्रस्तु सकृत्सकृत् ॥ १३९ ॥

શરીરને શુદ્ધ કરવા ઇચ્છનારે પહેલાં ત્રણ વાર પાણીનું આચમન કરવું અને પછી બે વાર મોં લૂછવું. સ્ત્રી અને શૂદ્રે તો તે એક એક વારજ કરવું. ૧૩૯

शूद्राणां मासिकं कार्यं वपनं न्यायवर्तिनाम् ।
वैश्यवच्छौचकल्पश्च द्विजोच्छिष्टं च भोजनम् ॥ १४० ॥

ન્યાયી રીતે વર્તતા શૂદ્રે મહિને મહિને હજામત કરાવવી, વૈશ્યની જેમ સૂતકવિધિ પાળવો અને બ્રાહ્મણ જમી રહ્યા પછીનું શેષાન્ન જમવું. ૧૪૦

नोच्छिष्टं कुर्वते मुख्या विप्रुषोऽङ्गे पतन्ति याः ।
न श्मश्रूणि गतान्यास्यं न दन्तान्तरधिष्ठितम् ॥ १४१ ॥

મોંમાંથી થૂંકના જે ઝીણા છાંટા પડે છે તેથી, તેમ જ મોંમાં ગયેલી મૂછથી અને દાંતની ફાટમાં રહી ગયેલા અન્નથી એઠ આવતી નથી. ૧૪૧

[ अजाश्वं मुखतो मेध्यं गावो मेध्याश्च पृष्ठतः ।
ब्राह्मणाः पादतो मेध्याः स्त्रियो मेध्याश्च सर्वतः ॥

બકરું અને ઘોડો મુખથી, ગાય પૂંઠથી, બ્રાહ્મણો પગથી અને સ્ત્રીઓ સર્વ અંગોથી પવિત્ર છે. ]

[ गौरमेध्या मुखे प्रोक्ता अजा मेध्या ततः स्मृता ।
गोः पुरीषं च मूत्रं च मेध्यमित्यब्रवीन्मनुः ॥

ગાય મોઢેથી અપવિત્ર છે, તો બકરી મુખથી પવિત્ર કહેવાઈ છે. ગાયનાં છાણ અને મૂત્ર પવિત્ર છે, એમ મનુએ કહ્યું છે. ]

स्पृशन्ति बिन्दवः पादौ य आचामयतः परान् ।
भौमिकैस्ते समा ज्ञेया न तैराप्रयतो भवेत् ॥ १४२ ॥

બીજાઓને આચમન કરાવનારના પગોને જે છાંટા પડે, તેમને ભૂમિ ઉપરના જલબિન્દુ સમાન જાણવા. આચમન કરાવનારો તે છાંટાઓથી અશુદ્ધ થતો નથી. ૧૪૨

[ दन्तवद्दन्तलग्नेषु जिह्वास्पर्शेषु चेन्न तु।
परिच्युतेषु तत्स्थानान्निगिरन्नेव तच्छुचिः॥

દાંતમાં ભરાઈ રહેલા અન્નને જો જીભ ન અડકી હોય, તો તેને દાંતના જેવું પવિત્ર સમજવું. તે અન્ન તે સ્થાનેથી ખરી પડે, ત્યારે તેને ગળવામાં અપવિત્રતા નથી. ]

उच्छिष्टेन तु संस्पृष्टो द्रव्यहस्तः कथंचन।
अनिधायैव तद् द्रव्यमाचान्तः शुचितामियात्॥ १४३॥

કયારેય હાથમાં પદાર્થ હોય અને કોઈ એઠી ચીજનો સ્પર્શ થઈ જાય, તો તે પદાર્થને હેઠે મૂકયા વિનાજ આચમન કરીને પવિત્રતા મેળવાય. ૧૪૩

वान्तो विरिक्तः स्नात्वा तु घृतप्राशनमाचरेत्।
आचामेदेव भुक्त्वान्नं स्नानं मैथुनिनः स्मृतम्॥ १४४॥

ઊલટી કે ઝાડા થયા પછી નાહીને ઘીનું પ્રાશન. કરવું, ભોજન જમ્યા પછી માત્ર આચમન કરવું અને મૈથુન પછી સ્નાન કરવું–એમ કહ્યું છે. ૧૪૪

[ अनृतौ तु मृदा शौचं कार्यं मूत्रपुरीषवत्।
ऋतौ तु गर्भशङ्कित्वात्स्नानं मैथुनिनः स्मृतम्॥

ઋતુકાલ વિના મૈથુન કર્યું હોય, ત્યારે મળમૂત્રના ત્યાગની જેમ માટીથી શુદ્ધિ કરવી; પણ ઋતુકાલમાં મૈથુન કરનારે ગર્ભ રહેવાની શંકાથી સ્નાન કરવું કહ્યું છે. ]

सुप्त्वा क्षुत्वा च भुक्त्वा च निष्ठीव्योक्त्वानृतानि च।
पीत्वापोऽध्येष्यमाणश्च आचामेत्प्रयतोऽपि सन्॥ १४५॥

વેદાધ્યયન ઇચ્છનારે પોતે પવિત્ર હોય તોય સૂઇ ઊઠીને, છીંક ખાઇને, જમીને, થૂંકીને, મિથ્યા બોલ્યા પછી અને પાણી પીને આચમન કરવું. ૧૪૫

**एष शौचविधिः कृत्स्नो द्रव्यशुद्धिस्तथैव च ।**
**उक्तो वः सर्ववर्णानां स्त्रीणां धर्मान्निबोधत ॥ १४६ ॥**

સર્વ વર્ણો માટેના શૌચના વિધિ વિશે અને પદાર્થોની શુદ્ધિ વિશે તમને આ સમગ્ર કહ્યું. હવે સ્ત્રીઓના ધર્મો સાંભળો. ૧૪૬

સ્ત્રીઓના ધર્મ—

**बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ।**
**न स्वातन्त्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ १४७ ॥**

બાળા હોય, યુવતી હોય કે વૃદ્ધા હોય, તો પણ સ્ત્રીએ ઘરમાં કોઈ પણ કાર્ય સ્વાધીનતાએ કરવું નહિ. ૧૪૭

**बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।**
**पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम् ॥ १४८ ॥**

બાળાપણમાં સ્ત્રીએ પિતાની અધીનતામાં રહેવું, યૌવનમાં તેણે પતિની અધીનતામાં રહેવું અને પતિ ગુજરી જતાં તેણે પુત્રોની અધીનતામાં રહેવું; પણ તેણે સ્વાધીનતા સેવવી નહિ.

**पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।**
**एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥ १४९ ॥**

સ્ત્રીએ પોતે પિતા, ભર્તા કે પુત્રોથી અલગ પડવાનું ઇચ્છવું નહિ; કેમકે, એ સ્ત્રી એ વિરહથી બેઉ કુલોને નિંદાપાત્ર કરે છે. ૧૪૯

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ १५० ॥

તેણે સદાય આનંદથી રહેવું, ઘરકામોમાં કુશળ રહેવું, રાચરચીલાંને સાફસૂફ રાખવાં અને ખર્ચમાં છૂટો હાથ રાખવો નહિ. ૧૫૦

यस्मै दद्यात्पिता त्वेनां भ्राता वानुमते पितुः ।
तं शुश्रूषेत जीवन्तं संस्थितं च न लङ्घयेत् ॥ १५१ ॥

પિતા જેને તેનું દાન કરે અથવા પિતાની અનુમતિથી ભાઈ તેનું જેને દાન આપે; તેની તેણે તેના જીવતાં સુધી સેવા કરવી અને તેના મરણ પછી પણ ઉલ્લંઘન કરવું નહિ.

मङ्गलार्थं स्वस्त्ययनं यज्ञश्चासां प्रजापतेः ।
प्रयुज्यते विवाहेषु प्रदानं स्वाम्यकारणम् ॥ १५२ ॥

વિવાહોમાં શાંતિમંત્રનો જે પાઠ અને પ્રજાપતિનો જે યજ્ઞ કરવામાં આવે છે, તે એ સ્ત્રીના મંગલ અર્થે છે અને એનું જે પ્રદાન કરાય છે, તે પતિના સ્વામીપણાના કારણરૂપે છે.

अनृतावृतुकाले च मन्त्रसंस्कारकृत्पतिः ।
सुखस्य नित्यं दातेह परलोके च योषितः ॥ १५३ ॥

મંત્રપૂર્વક વિવાહસંસ્કાર કરનારો પતિ સ્ત્રીઓને ઋતુ-કાલમાં અને ઋતુકાલ સિવાયના સમયમાં આ લોકમાં તથા પરલોકમાં નિત્ય સુખદાતા છે. ૧૫૩

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥ १५४ ॥

પતિ શીલવિહીન હોય, કામાચારી હોય અને ગુણવર્જિત હોય તોપણ સાધ્વી સ્ત્રીઓએ તેની દેવની જેમ સેવા કરવી ઘટે,

[ दानप्रभृति या तु स्याद्यावदायुः पतिव्रता।
भर्तृलोकं न त्यजति यथैवारुन्धती तथा॥
કન્યાદાનથી માંડીને ઠેઠ આવરદાના અંત સુધી જે પતિવ્રતા રહે છે, તે અરુન્ધતીની જેમ પતિલોકને ત્યજતી નથી. ]

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम्।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते॥ १५५॥

સ્ત્રીઓ માટે જુદો યજ્ઞ નથી, જુદું વ્રત નથી, કે જુદો ઉપવાસ નથી. તેણે તો પતિની સેવા કરવી; એ સેવાથીજ સ્વર્ગમાં તે મહિમાવતી થાય છે. ૧૫૫

[ पत्यौ जीवति या तु स्त्री उपवासं व्रतं चरेत्।
आयुष्यं हरते भर्तुर्नरकं चैव गच्छति॥
પતિના જીવતાં જે સ્ત્રી ઉપવાસ કે વ્રત આચરે છે, તે પતિનું આવરદા હરે છે અને પોતે નરકમાં જાય છે. ]

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा।
पतिलोकमभीप्सन्ती नाचरेत्किंचिदप्रियम्॥ १५६॥

પતિલોક મેળવવા ઇચ્છતી સાધ્વી સ્ત્રીએ જીવતા કે મરેલા પતિનું કાંઇયે અપ્રિય આચરવું નહિ. ૧૫૬

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु॥ १५७॥

જોઇએ તો પતિ પરલોકવાસી થતાં, પત્નીએ શુભ ફૂલ, મૂળ અને ફળોથી દેહ ગાળવી, પણ પરપુરુષનું નામ સુધ્ધાં લેવું નહિ. ૧૫૭

**आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ।**
**यो धर्म एकपत्नीनां काङ्क्षन्ती तमनुत्तमम् ॥ १५८ ॥**

પતિવ્રતાના ઉત્તમોત્તમ ધર્મને ઇચ્છતી તે પત્નીએ મરણપર્યંત ક્ષમાયુક્ત, નિયમપરાયણ અને બ્રહ્મચારિણી રહેવું.

**अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।**
**दिवं गतानि विप्राणामकृत्वा कुलसंततिम् ॥ १५९ ॥**

અનેક હજાર બ્રાહ્મણ બાલબ્રહ્મચારીઓ કુલસંતતિ ઉત્પન્ન કર્યા વિના સ્વર્ગમાં ગયા છે. ૧૫૯

**मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।**
**स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥ १६० ॥**

પતિ ગુજરી જતાં જે સાધ્વી સ્ત્રી બ્રહ્મચર્યમાં પરાયણ રહે છે, તે પુત્રવતી ન હોવા છતાં, ઉપલા બ્રહ્મચારીઓની જેમ સ્વર્ગે જાય છે. ૧૬૦

**अपत्यलोभाद्या तु स्त्री भर्तारमतिवर्तते ।**
**सेह निन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥ १६१ ॥**

પણ જે સ્ત્રી સંતતિના લોભે સ્વામીનું ઉલ્લંઘન કરે છે, તે આ લોકમાં નિંદા પામે છે અને પતિલોકથી વંચિત થાય છે. ૧૬૧

**नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ।**
**न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते ॥ १६२ ॥**

પતિ સિવાયના બીજા પુરુષે ઉત્પન્ન કરેલી પ્રજા તે સ્ત્રીની પ્રજા નથી; તેમ તે ઉત્પન્ન કરનાર પુરુષની પણ પ્રજા નથી; સાધ્વી સ્ત્રીઓ માટે ક્યાંય બીજા પતિનો ઉપદેશ નથી. ૧૬૨

पतिं हित्वापकृष्टं स्वमुत्कृष्टं या निषेवते ।
निन्द्यैव सा भवेल्लोके परपूर्वेति चोच्यते ॥ १६३ ॥

પોતાના ઊતરતા પતિને છોડીને જે સ્ત્રી ચડિયાતા પર-પુરુષને સેવે છે, તે આ લોકમાં નિંદાપાત્ર થાય છે; અને તેને 'પરપૂર્વા' (બે ધણીની બાયડી)કહેવામાં આવે છે. ૧૬૩

व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ १६४ ॥

જે સ્ત્રી સ્વામીનો ત્યાગ કરીને આડો વ્યવહાર રાખે છે, તે આ લોકમાં નિંદા પામે છે અને મરણ પછી શિયાળની યોનિમાં જન્મે છે તથા ક્ષય આદિ પાપરોગોથી પીડાય છે.

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ १६५ ॥

મન, વાણી અને દેહથી સંયમ રાખનારી સ્ત્રી પતિનું ઉલ્લંઘન કરતી નથી, તે પતિલોકને પામે છે અને સત્પુરુષો તેને સાધ્વી કહે છે. ૧૬૫

अनेन नारी वृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ १६६ ॥

મન, વાણી અને દેહથી સંયમ રાખનારી સ્ત્રી આ સદ્વર્તને કરીને આ લોકમાં ઉત્તમ કીર્તિ મેળવે છે અને મરણ પછી પતિલોકને પામે છે. ૧૬૬

एवंवृत्तां सवर्णां स्त्रीं द्विजातिः पूर्वमारिणीम् ।
दाहयेदग्निहोत्रेण यज्ञपात्रैश्च धर्मवित् ॥ १६७ ॥

પોતાની જાતિની આવા સદ્વર્તનવાળી પત્ની જો પોતા-

થી પહેલી ગુજરી જાય, તો ધર્મ જાણનારા તે બ્રાહ્મણે તેને અગ્નિહોત્રના અગ્નિથી યજ્ઞનાં પાત્રો સાથે દાહ આપવો. ૧૬૭

**भार्यायै पूर्वमारिण्यै दत्वाग्नीनन्त्यकर्मणि ।**
**पुनर्दारक्रियां कुर्यात्पुनराधानमेव च ॥ १६८ ॥**

પહેલી મરી ગયેલી પત્નીને અંત્યક્રિયામાં અગ્નિદાહ આપ્યા પછી ફરીથી લગ્ન કરવું અને ફરી અગ્નિહોત્ર સ્થાપવો.

**अनेन विधिना नित्यं पञ्चयज्ञान्न हापयेत् ।**
**द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥ १६९ ॥**

આ વિધિએ નિત્ય પંચ મહાયજ્ઞો અખંડ રાખવા અને આમ આયુષના બીજા ભાગમાં વિવાહ કરીને ગૃહસ્થાશ્રમમાં રહેવું. ૧૬૯

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां पञ्चमोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગકથિત સંહિતામાં અધ્યાય ૫ મો સમાપ્ત

---

# अध्याय ६ ठ्ठो

**एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ।**
**वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥ १ ॥**

આમ સ્નાતક બ્રાહ્મણે વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમમાં રહેવું. પછી નિયમપરાયણ તથા જિતેન્દ્રિય રહી તેણે યથાવિધિએ વનમાં વાસ કરવો. ૧

**[ अतः परं प्रवक्ष्यामि धर्मं वैखानसाश्रमम् ।**
**वन्यमूलफलानां च विधिं ग्रहणमोक्षणे ॥**

હવે આગળ હું વાનપ્રસ્થાશ્રમના ધર્મ વિશે તથા વનનાં ફળમૂળના સ્વીકાર અસ્વીકારના વિધિ વિશે કહીશ. ]

વાનપ્રસ્થના ધર્મ—

**गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।**
**अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ २ ॥**

ગૃહસ્થ જ્યારે પોતાને કરચળી પડેલી જુએ, પળિયાં આવેલાં જુએ અને દીકરાને ઘેર દીકરો જુએ, ત્યારે તેણે અરણ્યનો આશ્રય લેવો. ૨

**संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् ।**
**पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥ ३ ॥**

ગામનાં ભોજન અને સર્વ રાચરચીલું તજી તેણે વનમાં જવું. પત્નીને કાં તો સાથે રાખવી અથવા પુત્રોને તેની સોંપણ કરી જવી. ૩

**अग्निहोत्रं समादाय गृह्यं चाग्निपरिच्छदम् ।**
**ग्रामादरण्यं निःसृत्य निवसेन्नियतेन्द्रियः ॥ ४ ॥**

ઘરનાં અગ્નિહોત્રને તથા તેને લગતી સામગ્રીને લઇને તેણે ગામમાંથી નીકળી વનમાં જવું અને ત્યાં જિતેન્દ્રિય રહી વસવું. ૪

**मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा ।**
**एतानेव महायज्ञान्निर्वपेद्विधिपूर्वकम् ॥ ५ ॥**

પવિત્ર એવાં વિવિધ મુનિઅન્નોથી, શાકોથી, મૂળોથી અથવા ફળોથી તેણે વિધિપૂર્વક આગળ કહ્યા તે પંચમહાયજ્ઞો કરવા. ૫

वसीत चर्म चीरं वा सायं स्नायात्प्रगे तथा ।
जटाश्च बिभृयान्नित्यं श्मश्रुलोमनखानि च ॥ ६ ॥

તેણે ચર્મ કે વલ્કલ પહેરવાં, ભળસકે ને સાંજે સ્નાન કરવું અને જટા, મૂછ, દાઢી, રોમ તથા નખ સદા વધવા દેવાં.

यद्भक्ष्यं स्यात्ततो दद्याद्बलिं भिक्षां च शक्तितः ।
अम्मूलफलभिक्षाभिरर्चयेदाश्रमागतान् ॥ ७ ॥

પોતાને જે ખાવાનું હોય, તેમાંથી શક્તિઅનુસાર બલિ અને ભિક્ષા આપવાં. આ સમયે આવ્યા હોય તેમને પાણી, મૂળ અને ફળની ભિક્ષાથી સત્કારવા. ૭

स्वाध्याये नित्ययुक्तः स्याद्दान्तो मैत्रः समाहितः ।
दाता नित्यमनादाता सर्वभूतानुकम्पकः ॥ ८ ॥

તેણે નિત્ય સ્વાધ્યાયપરાયણ રહેવું, ઇંદ્રિયદમન કરવું, મૈત્રીમય રહેવું અને સ્વસ્થચિત્ત રહેવું; તેણે નિત્ય દાન આપવું પણ કોઇનુંય દાન ન લેવું; તેણે પ્રાણીમાત્રને વિશે અનુકંપા રાખવી. ૮

वैतानिकं च जुहुयादग्निहोत्रं यथाविधि ।
दर्शमस्कन्दयन्पर्व पौर्णमासं च योगतः ॥ ९ ॥

વિધિપૂર્વક તે વૈતાનિક ( ગાર્હપત્યના કુંડમાંના અગ્નિને આહવનીય તેમજ દક્ષિણાગ્નિના કુંડમાં લાવવો તે વિતાગ્નિ છે. ) અગ્નિહોત્ર કરે અને પૂનમ તથા અમાસનાં પર્વોએ તે યથાયોગ ઇષ્ટિઓ કરવી પણ ન ચૂકે. ૯

ऋक्षेष्ट्याग्रयणं चैव चातुर्मास्यानि चाहरेत् ।
तुरायणं च क्रमशो दाक्षस्यायनमेव च ॥ १० ॥

નક્ષત્ર ઇષ્ટિ, આગ્રયણ (નવધાન્ય ઇષ્ટિ) તેમ જ ચાતુર્માસ, તુરાયણ અને દાક્ષાયન એ કર્મો પણ તેણે ક્રમપૂર્વક કરવાં. ૧૦

**वासन्तशारदैर्मेध्यैर्मुन्यन्नैः स्वयमाहृतैः ।**
**पुरोडाशांश्चरूंश्चैव विधिवन्निर्वपेत्पृथक् ॥ ११ ॥**

વસંતઋતુ તથા શરદઋતુમાં થયેલાં પવિત્ર મુનિઅન્નોને જાતે જ લઇ આવવાં અને તે વડે તે તે યજ્ઞો માટે વિધિપૂર્વક જુદા જુદા પુરોડાશો તથા ચરુઓ કરવા. ૧૧

**देवताभ्यस्तु तद्धुत्वा वन्यं मेध्यतरं हविः ।**
**शेषमात्मनि युञ्जीत लवणं च स्वयं कृतम् ॥ १२ ॥**

વનનાં પવિત્ર હવિદ્રવ્યોથી દેવોને અર્થે હોમ કરવો, પોતે તેનો શેષભાગ ખાવો અને તેમાં જાતે તૈયાર કરેલું લૂણ મેળવવું.

**स्थलजौदकशाकानि पुष्पमूलफलानि च ।**
**मेध्यवृक्षोद्भवान्यद्यात्स्नेहांश्च फलसंभवान् ॥ १३ ॥**

જળ અને જમીનમાં થતાં શાકો, પવિત્ર વૃક્ષોમાં થતાં ફૂળ, મૂળ અને ફળો, તેમ જ ફળમાંથી થતાં તેલો એટલાં ખાવામાં લેવાય. ૧૩

**वर्जयेन्मधु मांसं च भौमानि कवकानि च ।**
**भूस्तृणं शिग्रुकं चैव श्लेष्मातकफलानि च ॥ १४ ॥**

મધ, માંસ, બિલાડીના ટોપ, ગળજીભી, સરગવો, ચીકણાં ફળયુક્ત ગૂંદાં આદિ ફળો એટલાંને તેણે વર્જવાં. ૧૪

**त्यजेदाश्वयुजे मासि मुन्यन्नं पूर्वसंचितम् ।**
**जीर्णानि चैव वासांसि शाकमूलफलानि च ॥ १५ ॥**

આગળ સંઘરી રાખેલાં મુનિઅન્નોને આસો માસમાં ત્યજી દેવાં. તેમજ જીર્ણ વસ્ત્રો, શાકો, મૂલો અને ફળોનો પણ ત્યાગ કરવો. ૧૫

न फालकृष्टमश्नीयादुत्सृष्टमपि केनचित् ।
न ग्रामजातान्यार्तोऽपि मूलानि च फलानि च ॥ १६ ॥

ચાસ નાખી ખેડેલું અન્ન કોઇ રહેવા દઈ ગયું હોય, તોપણ ન ખાવું. પોતે પીડિત હોય તોપણ ગામમાં થયેલાં મૂલો અને ફળો ન ખાવાં. ૧૬

अग्निपक्वाशनो वा स्यात्कालपक्वभुगेव वा ।
अश्मकुट्टो भवेद्वापि दन्तोलूखलिकोऽपि वा ॥ १७ ॥

અગ્નિથી પકવેલું ખાવું, અથવા યોગ્ય કાલે એની મેળે પાકું થયેલું ખાવું, અથવા પથ્થર ઉપર કૂટેલું ખાવું, અથવા દાંતે છાલ ઉતારેલું ખાવું. ૧૭

सद्यःप्रक्षालको वा स्यान्माससंचयिकोऽपि वा ।
षण्मासनिचयो वा स्यात्समानिचय एव वा ॥ १८ ॥

એકટંક જોગો કે એક માસ જોગો કે ૭ માસ જોગો કે એક વરસ જોગો અન્નનો સંઘરો કરવો. ૧૮

नक्तं चान्नं समश्नीयाद्दिवा वाहृत्य शक्तितः ।
चतुर्थकालिको वा स्यात्स्याद्वाप्यष्टमकालिकः ॥ १९ ॥

યથાશક્તિ અન્ન લાવી રાતે કે દિવસે ભોજન કરવું; અથવા ચોથી વેળે કે આઠમી વેળે જમવું. ૧૯

चान्द्रायणविधानैर्वा शुक्लकृष्णे च वर्तयेत् ।
पक्षान्तयोर्वाप्यश्नीयाद्यवागूं क्वथितां सकृ ॥ २० ॥

અથવા, સુદ અને વદમાં ચાંદ્રાયણ વ્રતોના વિધાનથી વર્તવું; અથવા બેઉ પખવાડિયાંને અંતે એક વાર જવની રાબડી લેવી. ૨૦

[ यतः पत्रं समादद्यान्न ततः पुष्पमाहरेत् ।
यतः पुष्पं समादद्यान्न ततः फलमाहरेत् ॥

જેમાંથી પાંદડાં લેવાય તેમાંથી ફૂલ ન લેવાય, અને જેમાં-થી ફૂલ લેવાય તેમાંથી ફળ ન લેવાય.]

पुष्पमूलफलैर्वापि केवलैर्वर्तयेत्सदा ।
कालपक्कैः स्वयंशीर्णैर्वैखानसमते स्थितः ॥ २१ ॥

અથવા, વાનપ્રસ્થવ્રતમાં રહેલાએ કેવળ કાળપક્વ કે જાતે ખરી પડેલાં ફૂલ, મૂળ અને ફળથી જ સદા રહેવું. ૨૧

भूमौ विपरिवर्तेत तिष्ठेद्वा प्रपदैर्दिनम् ।
स्थानासनाभ्यां विहरेत्सवनेषूपयन्नपः ॥ २२ ॥

જમીન ઉપર આમતેમ આવવું જવું, અથવા દિવસભર પગનાં આંગળાં ઉપર ઊભા રહેવું, અથવા પોતાના સ્થાન અને આસનથી જ વિહાર કરવો, અને સવાર, બપોર તથા સાંજે સ્નાન કરવું. ૨૨

ग्रीष्मे पञ्चतपास्तु स्याद्वर्षास्वभ्रावकाशिकः ।
आर्द्रवासास्तु हेमन्ते क्रमशो वर्धयंस्तपः ॥ २३ ॥

ઉનાળામાં પંચાગ્નિ (ચાર બાજુ અગ્નિ અને પાંચમો સૂર્ય) તાપવા, વર્ષામાં વરસતા મેઘ નીચે બેસવું અને હેમં-તમાં ભીને વસ્ત્રે રહેવું—એમ ક્રમપૂર્વક તપોવૃદ્ધિ કરતા રહેવું.

**उपस्पृशंस्त्रिषवणं पितृन्देवांश्च तर्पयेत् ।**
**तपश्चरंश्चोग्रतरं शोषयेद्देहमात्मनः ॥ २४ ॥**

ત્રણ વેળ સ્નાન કરવું, દેવો તથા પિતૃઓને તર્પણ કરવું, અને ઉગ્રતર તપ તપીને પોતાના દેહને શોષવો. ૨૪

**अग्नीनात्मनि वैतानान्समारोप्य यथाविधि ।**
**अनग्निरनिकेतः स्यान्मुनिर्मूलफलाशनः ॥ २५ ॥**

વિધિપૂર્વક તેણે પોતાના આત્મા વિશે વિતાન અગ્નિઓ-ને સ્થાપવા, તેણે અગ્નિ તથા ઘરથી મુક્ત થવું, મૌનવ્રતી થવું અને મૂલફળનો આહાર રાખવો. ૨૫

**अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः ।**
**शरणेष्वममश्चैव वृक्षमूलनिकेतनः ॥ २६ ॥**

તેણે સુખને અર્થે પ્રયત્ન ન કરવો, બ્રહ્મચર્યયુક્ત રહેવું, ભૂમિની શય્યા રાખવી, ગૃહાદિ શરણોની મમતાથી મુક્ત રહેવું અને ઝાડના મૂળતળે વાસો રાખવો. ૨૬

**तापसेष्वेव विप्रेषु यात्रिकं भैक्षमाहरेत् ।**
**गृहमेधिषु चान्येषु द्विजेषु वनवासिषु ॥ २७ ॥**

તાપસો અને વિપ્રો તેમજ વનવાસી બીજાં ગૃહસ્થી બ્રાહ્મણો પાસેથી તેણે પ્રાણયાત્રા પૂરતી ભિક્ષા લાવવી. ૨૭

**ग्रामादाहृत्य वाश्नीयादष्टौ ग्रासान्वने वसन् ।**
**प्रतिगृह्य पुटेनैव पाणिना शकलेन वा ॥ २८ ॥**

અથવા વનવાસીએ ગામમાંથી ભિક્ષા લાવવી અને પડિયામાં, હાથમાં કે ઠીબમાં રાખી તેના આઠ કોળિયા ખાવા.

एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन्।
विविधाश्चौपनिषदीरात्मसंसिद्धये श्रुतीः ॥ २९ ॥

વનમાં વસતા વિપ્રે આ અને બીજા દીક્ષાનિયમોને સેવવા અને આત્મસિદ્ધિ સારુ વિવિધ ઉપનિષદોની શ્રુતિઓનો અભ્યાસ કરવો. ૨૯

ऋषिभिर्ब्राह्मणैश्चैव गृहस्थैरेव सेविताः।
विद्यातपोविवृद्ध्यर्थं शरीरस्य च शुद्धये॥ ३० ॥

વિદ્યા અને તપની વૃદ્ધિ માટે તેમજ શરીરની વિશુદ્ધિ સારુ ઋષિઓએ અને ગૃહસ્થ બ્રાહ્મણોએ એ શ્રુતિઓની ઉપાસના કરી છે. ૩૦

अपराजितां वास्थाय व्रजेद्दिशमजिह्मगः।
आनिपाताच्छरीरस्य युक्तो वार्यनिलाशनः॥ ३१ ॥

અથવા તેણે જલ અને વાયુનો આહાર રાખી, નિયમ-પરાયણ રહી, સરલ ગતિએ ખોળિયું પડે ત્યાં સુધી ઈશાન ખૂણામાં ચાલ્યા જવું. ૩૧

आसां महर्षिचर्याणां त्यक्त्वान्यतमया तनुम्।
वीतशोकभयो विप्रो ब्रह्मलोके महीयते॥ ३२ ॥

મહર્ષિઓની આ ચર્યામાંથી ગમે તે એકથી જે વિપ્ર શરીરને તજે છે, તે શોક અને ભયથી મુક્ત થઈને બ્રહ્મલોકમાં મહિમા પામે છે. ૩૨

वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः।
चतुर्थमायुषो भागं त्यक्त्वा सङ्गान्परिव्रजेत् ॥ ३३ ॥

આમ, આયુષના ત્રીજા ભાગને વનમાં ગાળ્યા પછી આયુષના ચોથા ભાગમાં સંગમાત્રને ત્યજીને સંન્યાસ લેવો. ૩૩

आश्रमादाश्रमं गत्वा हुतहोमो जितेन्द्रियः।
भिक्षाबलिपरिश्रान्तः प्रव्रजन्प्रेत्य वर्धते ॥ ३४ ॥

એકથી બીજા આશ્રમમાં ગયેલો, હોમહવન કરી ચૂકેલો, જિતેન્દ્રિય રહેલો અને ભિક્ષા તથા બલિથી થાક પામેલો તે વાનપ્રસ્થી સંન્યાસ ધારણ કરીને પરલોકમાં મોક્ષવૃદ્ધિ પામે છે.

ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥ ३५ ॥

દેવ, ઋષિ અને પિતૃ એ ત્રણ ઋણ ભરપાઈ કરીને મનને મોક્ષપરાયણ કરવું. પણ એ ઋણ ચૂકવ્યા વિના જે મોક્ષને (સંન્યાસને) સેવે છે, તે નરકને પામે છે. ૩૫

अधीत्य विधिवद्वेदान्पुत्रांश्चोत्पाद्य धर्मतः।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥ ३६ ॥

વિધિપૂર્વક વેદાધ્યયન કરીને, ધર્મપૂર્વક પુત્રોત્પાદન કરીને, અને શક્તિપૂર્વક યજ્ઞાદિ કરીને મનને મોક્ષમાં પરોવવું. ૩૬

अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान्।
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन्व्रजत्यधः ॥ ३७ ॥

જે બ્રાહ્મણો વેદાધ્યયન કર્યા વિના, પુત્રોત્પાદન કર્યા વિના અને યજ્ઞાદિ યજ્યા વિના મોક્ષની ઇચ્છા કરે છે, તે નરકને પામે છે. ૩૭

प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम्।
आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥ ३८ ॥

સર્વ ધનદક્ષિણાથી યુક્ત એવી પ્રાજાપત્ય ઇષ્ટિ કરીને અને અગ્નિઓને પોતાનામાં આરોપિત કરીને, બ્રાહ્મણે ઘર-માંથી નીકળીને સંન્યાસ લેવો. ૩૮

एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन्।
विविधाश्चौपनिषदीरात्मसंसिद्धये श्रुतीः ॥ २९ ॥

વનમાં વસતા વિપ્રે આ અને બીજા દીક્ષાનિયમોને સેવવા અને આત્મસિદ્ધિ સારુ વિવિધ ઉપનિષદોની શ્રુતિઓનો અભ્યાસ કરવો. ૨૯

ऋषिभिर्ब्राह्मणैश्चैव गृहस्थैरेव सेविताः।
विद्यातपोविवृद्ध्यर्थं शरीरस्य च शुद्धये॥ ३० ॥

વિદ્યા અને તપની વૃદ્ધિ માટે તેમજ શરીરની વિશુદ્ધિ સારુ ઋષિઓએ અને ગૃહસ્થ બ્રાહ્મણોએ એ શ્રુતિઓની ઉપાસના કરી છે. ૩૦

अपराजितां वास्थाय व्रजेद्दिशमजिह्मगः।
आनिपाताच्छरीरस्य युक्तो वार्यनिलाशनः॥ ३१ ॥

અથવા તેણે જલ અને વાયુનો આહાર રાખી, નિયમપરાયણ રહી, સરલ ગતિએ ખોળિયું પડે ત્યાં સુધી ઈશાન ખૂણામાં ચાલ્યા જવું. ૩૧

आसां महर्षिचर्याणां त्यक्त्वान्यतमया तनुम्।
वीतशोकभयो विप्रो ब्रह्मलोके महीयते॥ ३२ ॥

મહર્ષિઓની આ ચર્યામાંથી ગમે તે એકથી જે વિપ્ર શરીરને તજે છે, તે શોક અને ભયથી મુક્ત થઈને બ્રહ્મલોકમાં મહિમા પામે છે. ૩૨

वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः।
चतुर्थमायुषो भागं त्यक्त्वा सङ्गान्परिव्रजेत् ॥ ३३ ॥

આમ, આયુષના ત્રીજા ભાગને વનમાં ગાળ્યા પછી આયુષના ચોથા ભાગમાં સંગમાત્રને ત્યજીને સંન્યાસ લેવો. ૩૩

**आश्रमादाश्रमं गत्वा हुतहोमो जितेन्द्रियः।**
**भिक्षाबलिपरिश्रान्तः प्रव्रजन्प्रेत्य वर्धते॥ ३४॥**

એકથી બીજા આશ્રમમાં ગયેલો, હોમહવન કરી ચૂકેલો, જિતેન્દ્રિય રહેલો અને ભિક્ષા તથા બલિથી થાક પામેલો તે વાનપ્રસ્થી સંન્યાસ ધારણ કરીને પરલોકમાં મોક્ષવૃદ્ધિ પામે છે.

**ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत्।**
**अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः॥ ३५॥**

દેવ, ઋષિ અને પિતૃ એ ત્રણ ઋણ ભરપાઈ કરીને મનને મોક્ષપરાયણ કરવું. પણ એ ઋણ ચૂકવ્યા વિના જે મોક્ષને (સંન્યાસને) સેવે છે, તે નરકને પામે છે. ૩૫

**अधीत्य विधिवद्वेदान्पुत्रांश्चोत्पाद्य धर्मतः।**
**इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत्॥ ३६॥**

વિધિપૂર્વક વેદાધ્યયન કરીને, ધર્મપૂર્વક પુત્રોત્પાદન કરીને, અને શક્તિપૂર્વક યજ્ઞાદિ કરીને મનને મોક્ષમાં પરોવવું. ૩૬

**अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान्।**
**अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन्व्रजत्यधः॥ ३७॥**

જે બ્રાહ્મણો વેદાધ્યયન કર્યા વિના, પુત્રોત્પાદન કર્યા વિના અને યજ્ઞાદિ યજ્યા વિના મોક્ષની ઇચ્છા કરે છે, તે નરકને પામે છે. ૩૭

**प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम्।**
**आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात्॥ ३८॥**

સર્વ ધનદક્ષિણાથી યુક્ત એવી પ્રાજાપત્ય ઇષ્ટિ કરીને અને અગ્નિઓને પોતાનામાં આરોપિત કરીને, બ્રાહ્મણે ઘરમાંથી નીકળીને સંન્યાસ લેવો. ૩૮

**यो दत्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ।**
**तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥ ३९ ॥**

જે બ્રહ્મવાદી પુરુષ આ રીતે પ્રાણીમાત્રને અભય આપીને ઘરથી નીકળી સંન્યાસદીક્ષા લે છે, તે તેજોમય એવા બ્રહ્મલોકને પામે છે. ૩૯

**यस्मादण्वपि भूतानां द्विजान्नोत्पद्यते भयम् ।**
**तस्य देहाद्विमुक्तस्य भयं नास्ति कुतश्चन ॥ ४० ॥**

જે બ્રાહ્મણથી પ્રાણીઓને એક અણુ જેટલો પણ ભય થતો નથી, તે દેહથી વિમુક્ત થયેલા બ્રાહ્મણને ક્યાંયથી પણ ભય હોતો નથી. ૪૦

**आगारादभिनिष्क्रान्तः पवित्रोपचितो मुनिः ।**
**समुपोढेषु कामेषु निरपेक्षः परिव्रजेत् ॥ ४१ ॥**

ઘરમાંથી નીકળેલા, દંડ આદિ પવિત્ર વસ્તુઓથી યુક્ત રહેલા અને મૌનવ્રતવાળા તેણે વૈભવભરી કામનાઓ વિશે નિઃસ્પૃહ રહીને સંન્યાસ સ્વીકારવો. ૪૧

**एक एव चरेन्नित्यं सिद्ध्यर्थमसहायवान् ।**
**सिद्धिमेकस्य संपश्यन्न जहाति न हीयते ॥ ४२ ॥**

એકલા એકાકીનેજ મોક્ષસિદ્ધિ સાંપડે છે, એમ વિચારી સિદ્ધિને અર્થે તેણે એકાકી અને અસહાય વિચરવું—એ નથી કંઇ છોડતો કે નથી એ કોઇથી છોડાતો. ૪૨

**अनग्निरनिकेतः स्याद्ग्राममन्नार्थमाश्रयेत् ।**
**उपेक्षकोऽशङ्कुसुको मुनिर्भावसमाहितः ॥ ४३ ॥**

તે અગ્નિરહિત રહે, નિવાસરહિત રહે અને માત્ર ભોજન

અર્થેંજ ગામનો આશરો લે. તે સુખદુઃખાદિની ઉપેક્ષા કરે, સ્થિરબુદ્ધિ રહે, મૌનવ્રતી રહે અને સાવધાન ચિત્તે બ્રહ્મભાવમાં રહે. ૪૩

**कपालं वृक्षमूलानि कुचेलमसहायता ।**
**समता चैव सर्वस्मिन्नेतन्मुक्तस्य लक्षणम् ॥ ४४ ॥**

ભિક્ષાપાત્રો, વૃક્ષનાં મૂળો, ધાબળી જેવાં મોટાં જીરણ વસ્ત્રો, અસહાયતા, તેમજ સર્વને વિશે સમબુદ્ધિ—એટલાં મુક્તનાં લક્ષણ છે. ૪૪

**नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।**
**कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥ ४५ ॥**

તે ન મરણને અભિનંદે, ન જીવિતને અભિનંદે, પણ સેવક જેમ આજ્ઞાની રાહ જુએ તેમ તે કાલનીજ પ્રતીક્ષા કરે. ૪૫

[ **ग्रैष्मान्हैमंतिकान्मासानष्टौ भिक्षुर्विचक्रमेत् ।**
**दयार्थं सर्वभूतानां वर्षास्वेकत्र संवसेत् ॥**

ભિક્ષુએ ગ્રીષ્મ અને હેમંત ઋતુઓના આઠ માસ બહાર ફરવું અને પ્રાણીમાત્રની દયા સારુ તેણે ચોમાસામાં એક સ્થાને રહેવું. ]

[ **नासूर्ये हि व्रजेन्मार्गं नादृष्टां भूमिमाक्रमेत् ।**
**परिपूताभिरद्भिस्तु कार्यं कुर्वीत नित्यशः ॥**

સૂર્ય વિનાના અંધારિયા રસ્તા ઉપર ન ચાલવું, અજાણી જમીન ઉપર ડગ ન મૂકવાં અને નિત્ય પવિત્ર જલથી સ્નાનાદિ કાર્ય કરવાં. ]

[ **सत्यां वाचमहिंस्रां च वदेदनपकारिणीम् ।**
**कल्कापेतामपरुषामनृशंसामपैशुनाम् ॥**

સત્ય અને અહિંસાથી યુક્ત તેમજ અપકાર, કપટ, કઠો-રતા, ક્રૂરતા અને નિંદાથી રહિત એવી વાણી બોલવી. ]

**दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।**
**सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ ४६ ॥**

દૃષ્ટિથી પવિત્ર એવું ડગલું મૂકવું, વસ્ત્રથી ગાળેલું એવું જલ પીવું, સત્યથી પુનિત એવી વાણી બોલવી અને મનથી વિશુદ્ધ એવું આચરણ કરવું. ૪૬

**अतिवादांस्तितिक्षेत नावमन्येत कञ्चन ।**
**न चैमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥ ४७ ॥**

બકબકાટ સાંખી લેવો, પણ કયારેય અપમાન ન કરવું. આ દેહને વળગીને કોઇની પણ સાથે વેર ન કરવું. ૪૭

**क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत् ।**
**सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥ ४८ ॥**

ક્રોધ કરનારની સામે વળતો ક્રોધ ન કરવો, બૂરું બોલ-નારને રૂડું કહેવું અને પાંચ ઇંદ્રિયો, મન તથા બુદ્ધિ એ સાત વિષયોમાં વીખરાયેલી અસત્ય વાણી ન બોલવી. ૪૮

**अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ।**
**आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥ ४९ ॥**

બ્રહ્મધ્યાનમાં પ્રીતિયુક્ત રહેવું, યોગાસનમાં રહેવું, અપે-ક્ષારહિત રહેવું, અભિલાષામુક્ત રહેવું અને સ્વસહાયથીજ મોક્ષસુખ મેળવવા અર્થે આ સંસારમાં વિચરવું. ૪૯

**न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्राङ्गविद्यया ।**
**नानुशासनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित् ॥ ५० ॥**

ઉત્પાતોને નિમિત્તે, નક્ષત્રવિષયક વિદ્યાથી કે શાસ્ત્રના વિવાદથી કદી પણ ભિક્ષા મેળવવાની લિપ્સા ન રાખવી. ૫૦

**न तापसैर्ब्राह्मणैर्वा वयोभिरपि वा श्वभिः ।**
**आकीर्णं भिक्षुकैर्वान्यैरागारमुपसंव्रजेत् ॥ ५१ ॥**

સંન્યાસીએ બ્રાહ્મણો, પંખીઓ, કૂતરાંઓ અને બીજા ભિક્ષુકોથી ઘેરાયેલા ઘેર ભિક્ષા માટે જવું નહિ. ૫૧

**क्लृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ।**
**विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥ ५२ ॥**

તેના માથાના, દાઢીના અને મૂછના વાળ મૂંડેલા હોય અને હાથમાં ભિક્ષાપાત્ર, દંડ તથા કમંડલુ હોય; એમ નિયમ-યુક્ત રહી, પ્રાણીમાત્રને કશીય પીડા કર્યા વિના તેણે નિત્ય વિચરવું. ૫૨

**अतैजसानि पात्राणि तस्य स्युर्निर्व्रणानि च ।**
**तेषामद्भिः स्मृतं शौचं चमसानामिवाध्वरे ॥ ५३ ॥**
**अलाबुं दारुपात्रं च मृन्मयं वैदलं तथा ।**
**एतानि यतिपात्राणि मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ ५४ ॥**

સંન્યાસીનાં વાસણો સુવર્ણ આદિ ચકચકિત ધાતુઓનાં ન હોય, તેમ તેમાં કાણાંકૂણીય ન હોય. યજ્ઞનાં ચમસ આદિ પાત્રોની જેમ તેનાં પાત્રોની પણ પાણીથી શુદ્ધિ થાય છે; એમ કહ્યું છે. યતિનાં પાત્રો તૂમડાનાં, લાકડાનાં, માટીનાં તેમજ વાંસનાં હોય, એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે. ૫૩,૫૪

**एककालं चरेद्भैक्षं न प्रसज्जेत विस्तरे ।**
**भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति ॥ ५५ ॥**

યતિએ એક ટંકજ ભિક્ષા કરવી, એનો વિસ્તાર કરવો નહિ; કેમકે ભિક્ષામાં આસક્ત થનારો સંન્યાસી વિષયોમાંજ ફસાય છે. ૫૫

**विधूमे सन्नमुसले व्यङ्गारे भुक्तवज्जने।**
**वृत्ते शरावसंपाते भिक्षां नित्यं यतिश्चरेत्॥ ५६॥**

રાંધણિયાનો ધુમાડો બંધ થયો હોય, સાંબેલાનું ખાંડવું વિરમી ગયું હોય, ચૂલાનો અંગાર ઠરી ગયો હોય, સૌ માણસો જમી રહ્યાં હોય અને ભોજનનાં વાસણો મંજાઈ કરીને ઠામે મુકાયાં હોય, ત્યારે યતિએ નિત્ય ભિક્ષા માટે વિચરવું. ૫૬

**अलाभे न विषादी स्याल्लाभे चैव न हर्षयेत्।**
**प्राणयात्रिकमात्रः स्यान्मात्रासङ्गाद्विनिर्गतः॥ ५७॥**

ભિક્ષા ન મળે ત્યારે તેણે ખેદ ન કરવો; ભિક્ષા મળે ત્યારે તેણે હર્ષ ન કરવો. વિષયમાત્રના સંગથી મુક્ત રહેવું—માત્ર પ્રાણયાત્રા પૂરતોજ ભિક્ષાનો સંગ રાખવો. ૫૭

**अभिपूजितलाभांस्तु जुगुप्सेतैव सर्वशः।**
**अभिपूजितलाभैश्च यतिर्मुक्तोऽपि बध्यते॥ ५८॥**

આદરસત્કારથી મળેલી ભિક્ષાઓ તરફ સદૈવ જુગુપ્સા રાખવી; કેમકે આદરસત્કાર સાથે મળેલા એ લાભોને કારણે યતિ મુક્ત હોય તો પણ પાછો ફાંસામાં પડે છે. ૫૮

**अल्पान्नाभ्यवहारेण रहःस्थानासनेन च।**
**ह्रियमाणानि विषयैरिन्द्रियाणि निवर्तयेत्॥ ५९॥**

અલ્પ અન્નનો આહાર કરીને, તેમજ એકાંત સ્થાનમાં આસન રાખીને, તેણે વિષયોથી તણાતી ઇન્દ્રિયોને પોતાની અધીનતામાં લેવી. ૫૯

**इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च।**
**अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ ६० ॥**

ઇન્દ્રિયોનો નિરોધ કરી, રાગદ્વેષનો ક્ષય કરી અને પ્રાણી-માત્રને વિશે અહિંસા રાખી, તેણે મોક્ષને માટે યોગ્ય થવું. ૬૦

**अवेक्षेत गतीर्नृणां कर्मदोषसमुद्भवाः।**
**निरये चैव पतनं यातनाश्च यमक्षये ॥ ६१ ॥**
**विप्रयोगं प्रियैश्चैव संयोगं च तथाऽप्रियैः।**
**जरया चाभिभवनं व्याधिभिश्चोपपीडनम् ॥ ६२ ॥**

કર્મના દોષે કરીને માણસોની જે ગતિ થાય, નરકમાં જે તેમનું પતન થાય, યમલોકમાં જે તેમને યાતનાઓ મળે, પ્રિય-જનોનો તેમને જે વિજોગ થાય, અપ્રિયજનોનો તેમને જે સંયોગ થાય, ઘડપણનું તેમને જે આક્રમણ થાય અને વ્યાધિ-ઓથી તેમને જે પીડા થાય, તે સર્વનો તેણે વિચાર કરવો.

**देहादुत्क्रमणं चास्मात्पुनर्गर्भे च संभवम्।**
**योनिकोटिसहस्रेषु सृतीश्चास्यान्तरात्मनः ॥ ६३ ॥**

અંતરાત્મા આ દેહમાંથી નીકળે છે, ફરી ગર્ભમાં આવે છે અને હજારો અને કરોડો યોનિઓમાં તે આવ-જા કરે છે એમ વિચાર કરવો. ૬૩

**अधर्मप्रभवं चैव दुःखयोगं शरीरिणाम्।**
**धर्मार्थप्रभवं चैव सुखसंयोगमक्षयम् ॥ ६४ ॥**

દેહધારીઓને દુઃખનો જે યોગ છે, તે અધર્મને કારણે છે; અને તેમને સુખનો જે અક્ષય સંયોગ છે તે ધર્મના અર્થરૂપ બ્રહ્મસાક્ષાત્કારને કારણે છે—એમ ચિંતવન કરવું. ૬૪

सूक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः ।
देहेषु च समुत्पत्तिमुत्तमेष्वधमेषु च ॥ ६५ ॥

યોગવડે પરમાત્માની સૂક્ષ્મતાનું અવલોકન કરવું; તેમજ ઉત્તમ અને અધમ દેહોમાં થતા જન્મનો વિચાર કરવો. ૬૫

दूषितोऽपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः ।
समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम् ॥ ६६ ॥

જે જે આશ્રમમાં રહેતા હોઇએ તે તે આશ્રમના આચારથી દૂષિત થયા હોઇએ તો પણ પ્રાણીમાત્રને વિશે સમદષ્ટિ રાખી ધર્માચરણ કરવું; કેમકે, બાહ્યચિહ્ન કંઈ ધર્મનું કારણ નથી. ૬૬

फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् ।
न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥ ६७ ॥

નિર્મળીના વૃક્ષનું ફળ પાણીને નિર્મળ કરનારું છે, પરંતુ તેનું માત્ર નામ લીધાથી પાણી નિર્મળ થઇ જતું નથી.

संरक्षणार्थं जन्तूनां रात्रावहनि वा सदा ।
शरीरस्यात्यये चैव समीक्ष्य वसुधां चरेत् ॥ ६८ ॥

શરીરને પીડા થતી હોય તો પણ તેણે જીવોની રક્ષા સારુ રાત્રે અને દિવસે, સર્વદા જોઈ જોઇને પૃથ્વી ઉપર ચાલવું. ૬૮

अह्ना रात्र्या च याञ्जन्तून्हिनस्त्यज्ञानतो यतिः ।
तेषां स्नात्वा विशुद्ध्यर्थं प्राणायामान्षडाचरेत् ॥ ६९ ॥

યતિ રાતે અને દિવસે અજાણતાં જીવોની જે હિંસા કરે છે, તેની વિશુદ્ધિ માટે તેણે સ્નાન કરી ને ૭ પ્રાણાયામ કરવા.

प्राणायामा ब्राह्मणस्य त्रयोऽपि विधिवत्कृताः ।
व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमं तपः ॥ ७० ॥

(સાત) વ્યાહૃતિ અને (દશ) પ્રણવ સાથે વિધિપૂર્વક કરેલા ત્રણ પ્રાણાયામને પણ બ્રાહ્મણનું પરમ તપ જાણવું. ૭૦

**दह्यन्ते ध्यायमानानां धातूनां हि यथा मलाः ।**
**तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥ ७१ ॥**

ધાતુઓના મળ જેમ અગ્નિના તાપથી બળી જાય છે, તેમ ઇંદ્રિયોના દોષો પ્રાણના નિગ્રહથી બળી જાય છે. ૭૧

**प्राणायामैर्दहेद्दोषान्धारणाभिश्च किल्बिषम् ।**
**प्रत्याहारेण संसर्गान्ध्यानेनानीश्वरान्गुणान् ॥ ७२ ॥**

દોષોને પ્રાણાયામોથી બાળવા, પાપને ધારણાથી બાળવાં, વિષયસંસર્ગોને પ્રત્યાહારથી બાળવા અને ક્રોધાદિ અનીશ્વર ગુણોને ધ્યાનથી બાળવા. ૭૨

**उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः ।**
**ध्यानयोगेन संपश्येद्गतिमस्यान्तरात्मनः ॥ ७३ ॥**

આ જીવાત્મા ઊંચનીચ પ્રાણીઓની યોનિમાં અવતાર પામે છે, એ વાતને અસંસ્કારી જીવો જાણતા નથી. તેથી, ધ્યાનયોગથી તે ગતિને સુરીતે જાણવી. ૭૩

**सम्यग्दर्शनसंपन्नः कर्मभिर्न निबद्ध्यते ।**
**दर्शनेन विहीनस्तु संसारं प्रतिपद्यते ॥ ७४ ॥**

સત્યનો સાક્ષાત્કાર પામેલો માણસ કર્મથી બંધાતો નથી, પણ જે એ સાક્ષાત્કારથી રહિત છે, તેને સંસારના ફેરા-આંટા રહે છે. ૭૪

**अहिंसयेन्द्रियासङ्गैर्वैदिकैश्चैव कर्मभिः ।**
**तपसश्चरणैश्चोग्रैः साधयन्तीह तत्पदम् ॥ ७५ ॥**

અહિંસા, ઇન્દ્રિયોમાં અનાસક્તિ, વૈદિક કર્મો અને ઉગ્ર તપશ્ચર્યા વડે મનુષ્ય આ લોકમાં તે બ્રહ્મપદને સિદ્ધ કરે છે. ૭૫

**अस्थिस्थूणं स्नायुयुतं मांसशोणितलेपनम् ।**
**चर्मावनद्धं दुर्गन्धि पूर्णं मूत्रपूरीषयोः ॥ ७६ ॥**
**जराशोकसमाविष्टं रोगायतनमातुरम् ।**
**रजस्वलमनित्यं च भूतावासमिमं त्यजेत् ॥ ७७ ॥**

હાડકાના થંભાવાળું, સ્નાયુની દોરડીવાળું, માંસ ને લોહીના લીંપણવાળું, ચામડાએ મઢેલું, મળમૂત્રની ગંદકીથી ભરેલું, જરા ને શોકથી ઘેરાયેલું, રોગનું ધામ, ભૂખ વગેરેની વેદનાવાળું, રજોગુણી, અનિત્ય અને પંચ મહાભૂતોના નિવાસરૂપ એવા આ શરીરનો ત્યાગ કરવો. ૭૬,૭૭

**नदीकूलं यथा वृक्षो वृक्षं वा शकुनिर्यथा ।**
**तथा त्यजन्निमं देहं कृच्छ्राद् ग्राहाद्विमुच्यते ॥ ७८ ॥**

વૃક્ષ જેમ નદીના કિનારાને છોડે છે અને પંખી જેમ વૃક્ષને છોડે છે, તેમ આ દેહનો જે ત્યાગ કરે છે, તે સંસારરૂપી મહાગ્રાહથી મુક્ત થાય છે. ૭૮

**प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतम् ।**
**विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम् ॥ ७९ ॥**

બ્રહ્મજ્ઞાની પુરુષ પોતાનાં પ્રિયોમાં પુણ્યને અને અપ્રિયોમાં પાપને જાણીને તેના રાગદ્વેષને છોડે છે અને ધ્યાનયોગથી સનાતન બ્રહ્મને પામે છે. ૭૯

**यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः ।**
**तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥ ८० ॥**

સંન્યાસી જ્યારે સર્વ વિષયો વિશે અંતઃકરણપૂર્વક નિઃસ્પૃહ થાય છે, ત્યારે આ લોકમાં તેમજ પરલોકમાં તેને શાશ્વત સુખ લાધે છે. ૮૦

**अनेन विधिना सर्वांस्त्यक्त्वा सङ्गाञ्छनैः शनैः ।**
**सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥ ८१ ॥**

આ વિધિએ ધીરે ધીરે સર્વ સંગોને છોડીને અને સકલ દ્વંદ્વોથી મુક્ત થઈને તે બ્રહ્મમાંજ સ્થિતિ કરે છે. ૮૧

**ध्यानिकं सर्वमेवैतद्यदेतदभिशब्दितम् ।**
**न ह्यनध्यात्मवित्कश्चित्क्रियाफलमुपाश्नुते ॥ ८२ ॥**

આ જે બધું કહ્યું તે ધ્યાનથીજ સાધ્ય છે. કેમકે જે કોઇ આત્મવેત્તા નથી તે એ ક્રિયાનું ફળ પામતો નથી. ૮૨

**आधियज्ञं ब्रह्म जपेदाधिदैविकमेव च ।**
**आध्यात्मिकं च सततं वेदान्ताभिहितं च यत् ॥ ८३ ॥**

વેદના યજ્ઞવિષયક ભાગનો, દેવતાવિષયક ભાગનો તથા વેદાંતમાં કહેલા આધ્યાત્મિક ભાગનો નિરંતર જપ કરવો. ૮૩

**इदं शरणमज्ञानामिदमेव विजानताम् ।**
**इदमन्विच्छतां स्वर्गमिदमानन्त्यमिच्छताम् ॥ ८४ ॥**

અજ્ઞાનીઓ માટે, વિજ્ઞાનીઓ માટે, સ્વર્ગેચ્છુકો માટે અને મોક્ષાભિલાષીઓ માટે આ વેદજ શરણરૂપ છે. ૮૪

**अनेन क्रमयोगेन परिव्रजति यो द्विजः ।**
**स विधूयेह पाप्मानं परं ब्रह्माधिगच्छति ॥ ८५ ॥**

જે દ્વિજ આ ક્રમયોગે કરીને સંન્યાસ સ્વીકારે છે, તે આ લોકમાં પાપનો નાશ કરીને પરબ્રહ્મને પામે છે. ૮૫

एष धर्मोऽनुशिष्टो वो यतीनां नियतात्मनाम् ।
वेदसंन्यासिकानां तु कर्मयोगं निबोधत ॥ ८६ ॥

નિયમપરાયણ મનવાળા યતિઓનો આ ધર્મ તમને કહ્યો. હવે વેદસંન્યાસીઓ (હોમાદિ ત્યાગીને કેવળ જપ અને ચિંતન કરનાર કુટીચક સંન્યાસીઓ) નો કર્મયોગ સાંભળો.

ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ।
एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ॥ ८७ ॥

બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી એ ચાર જુદા જુદા આશ્રમો ગૃહસ્થાશ્રમથીજ ઉત્પન્ન થયા છે. ૮૭

सर्वेऽपि क्रमशस्त्वेते यथाशास्त्रं निषेविताः ।
यथोक्तकारिणं विप्रं नयन्ति परमां गतिम् ॥ ८८ ॥

જો આ સર્વ આશ્રમો શાસ્ત્રપૂર્વક અને ક્રમવાર સેવવામાં આવે, તો એ રીતે યથોક્ત સેવનાર બ્રાહ્મણને તેઓ પરમગતિએ પહોંચાડે છે. ૮૮

सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान्बिभर्ति हि ॥ ८९ ॥

વેદ અને સ્મૃતિના વિધાનથી ગૃહસ્થાશ્રમ આ બધાઓમાં શ્રેષ્ઠ કહેવાય છે; કેમકે તે ત્રણેને પોષણ આપે છે. ૮૯

यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ ९० ॥

જેમ સર્વ નદો અને નદીઓ સાગરમાં સંસ્થિતિ પામે છે, તેમ સર્વ આશ્રમીઓ ગૃહસ્થમાં સંસ્થિતિ પામે છે. ૯૦

**चतुर्भिरपि चैवतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।**
**दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥ ९१ ॥**

એ ચારે આશ્રમના દ્વિજવર્ણોએ નિત્ય દશ લક્ષણવાળો આ ધર્મ પ્રયત્નપૂર્વક સેવવો. ૯૧

**धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ ९२ ॥**

ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, શાસ્ત્ર-બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દશ ધર્મનાં લક્ષણ છે. ૯૨

**दश लक्षणानि धर्मस्य ये विप्राः समधीयते ।**
**अधीत्य चानुवर्तन्ते ते यान्ति परमां गतिम् ॥ ९३ ॥**
**दशलक्षणकं धर्ममनुतिष्ठन्समाहितः ।**
**वेदान्तं विधिवच्छ्रुत्वा संन्यसेदनृणो द्विजः ॥ ९४ ॥**

દ્વિજવર્ણે આ દશ લક્ષણવાળા ધર્મનું સાવધાન ચિત્તે અનુષ્ઠાન કરવું; અને વેદાંતનું વિધિપૂર્વક શ્રવણ કરી ઋણ-મુક્ત થઈ સંન્યાસ ધારણ કરવો. ૯૩, ૯૪

**संन्यस्य सर्वकर्माणि कर्मदोषानपानुदन् ।**
**नियतो वेदमभ्यस्य पुत्रैश्वर्ये सुखं वसेत् ॥ ९५ ॥**

સર્વ કર્મોનો ત્યાગ કરીને, કર્મદોષોનો નાશ કરી, નિયમ-પરાયણ રહી અને વેદાભ્યાસ કરી તેણે પુત્રે આપેલા ઐશ્વર્યમાં સુખપૂર્વક રહેવું. ૯૫

**[ संन्यसेत्सर्वकर्माणि वेदमेकं न संन्यसेत् ।**
**वेदसंन्यासतः शूद्रस्तस्माद्वेदं न संन्यसेत् ॥**

સર્વ કર્મોનો ત્યાગ કરવો પણ એક વેદનો ત્યાગ ન કરવો. વેદનો ત્યાગ કરવાથી શૂદ્ર થઈ જવાય છે, તેથી વેદનો ત્યાગ કરવો નહિ. ]

**एवं संन्यस्य कर्माणि स्वकार्यपरमोऽस्पृहः ।**
**संन्यासेनापहत्यैनः प्राप्नोति परमां गतिम् ॥ ९६ ॥**

આમ કર્મોનો ત્યાગ કરીને અને આત્મસાક્ષાત્કારના કાર્યમાં પરાયણ રહીને, સ્પૃહામુક્ત રહેલો તે સંન્યાસથી પાપોને દૂર કરી પરમ ગતિને પ્રાપ્ત કરે છે. ૯૬

**एष वोऽभिहितो धर्मो ब्राह्मणस्य चतुर्विधः ।**
**पुण्योऽक्षयफलः प्रेत्य राज्ञां धर्मं निबोधत ॥ ९७ ॥**

પરલોકમાં અક્ષય ફળ આપવાવાળો આ પવિત્ર એવો બ્રાહ્મણનો ચતુર્વિધ ધર્મ તમને કહ્યો. હવે રાજાનો ધર્મ સાંભળો. ૯૭

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां षष्ठोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૬ ઠ્ઠો સમાપ્ત

---

# अध्याय ७ मो

**राजधर्मान्प्रवक्ष्यामि यथावृत्तो भवेन्नृपः ।**
**संभवश्च यथा तस्य सिद्धिश्च परमा यथा ॥ १ ॥**

હવે હું રાજાના ધર્મો કહું છું. તેમજ તેના યોગ્ય આચરણ વિશે, તેની યોગ્ય ઉત્પત્તિ વિશે અને તેની યોગ્ય પરમ સિદ્ધિ વિશે હું કહીશ. ૧

ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथाविधि ।
सर्वस्यास्य यथान्यायं कर्तव्यं परिरक्षणम् ॥ २ ॥

યથાવિધિ ઉપનયન સંસ્કાર પામેલા ક્ષત્રિયે ન્યાયપૂર્વક આ સર્વ લોકનું સંરક્ષણ કરવું. ૨

अराजके हि लोकेऽस्मिन्सर्वतो विद्रुते भयात् ।
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ ३ ॥

કેમકે રાજા વિનાના આ લોકમાં ચોમેર ભયથી નાસભાગ ચાલે છે. પ્રભુએ એ સર્વની રક્ષા માટે રાજા સર્જ્યો છે. ૩

રાજા દેવાંશી છે—

इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥ ४ ॥

ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચંદ્ર અને કુબેરના સનાતન અંશોને લઇને રાજા સર્જ્યો છે. ૪

यस्मादेषां सुरेन्द्राणां मात्राभ्यो निर्मितो नृपः ।
तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा ॥ ५ ॥

રાજાનું નિર્માણ આ ઇન્દ્રાદિ દેવોના અંશોથી થયું છે; તેથી તે પોતાના તેજથી સર્વ પ્રાણીઓ ઉપર પ્રભાવ ભોગવે છે.

तपत्यादित्यवच्चैष चक्षूंषि च मनांसि च ।
न चैनं भुवि शक्नोति कश्चिदप्यभिवीक्षितुम् ॥ ६ ॥

તે મન ને આંખને સૂર્યની જેમ તપાવે છે. પૃથ્વીમાં કોઇ પણ તેની સામે જોવાને શક્તિમાન નથી. ૬

सोऽग्निर्भवति वायुश्च सोऽर्कः सोमः स धर्मराट् ।
स कुबेरः स वरुणः स महेन्द्रः प्रभावतः ॥ ७ ॥

પ્રભાવ:વડે તેજ અગ્નિ, તેજ વાયુ, તેજ સૂર્ય, તેજ સોમ, તેજ યમ, તેજ કુબેર, તેજ વરુણ અને તેજ ઇન્દ્ર થાય છે. ૭

**बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ।**
**महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ ८ ॥**

રાજા બાળક હોય તો પણ તેને અવમાનવો નહિ; કેમકે એ તો મનુષ્યરૂપમાં મહાન દેવતા છે. ૮

**एकमेव दहत्यग्निर्नरं दुरुपसर्पिणम् ।**
**कुलं दहति राजाग्निः सपशुद्रव्यसंचयम् ॥ ९ ॥**

અગ્નિ તો એક પાસે આવનારનેજ બાળે છે, ત્યારે રાજારૂપી અગ્નિ તો પશુ અને ધનના સંગ્રહ સાથે સમસ્ત કુળને બાળે છે. ૯

**कार्यं सोऽवेक्ष्य शक्तिं च देशकालौ च तत्त्वतः ।**
**कुरुते धर्मसिद्ध्यर्थं विश्वरूपं पुनः पुनः ॥ १० ॥**

કાર્ય, શક્તિ અને દેશકાલનો તત્ત્વતઃ વિચાર કરીને તે ધર્મની સિદ્ધિ અર્થે વારંવાર વિવિધરૂપ ધારણ કરે છે. ૧૦

**यस्य प्रसादे पद्मा श्रीर्विजयश्च पराक्रमे ।**
**मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः ॥ ११ ॥**

જેની પ્રસન્નતામાં કમલવાસિની લક્ષ્મી છે, જેના પરાક્રમમાં વિજય છે અને જેના ક્રોધમાં મૃત્યુનો નિવાસ છે, તે સાચેજ સર્વ તેજે ભર્યો છે. ૧૧

**तं यस्तु द्वेष्टि संमोहात्स विनश्यत्यसंशयम् ।**
**तस्य ह्याशु विनाशाय राजा प्रकुरुते मनः ॥ १२ ॥**

જે મૂઢતાથી તેનો દ્વેષ કરે છે, તે અવશ્ય વિનાશ પામે છે; કેમકે રાજા તેનો તત્કાળ નાશ કરવાને મનમાં વિચાર કરે છે.

**तस्माद्धर्मं यमिष्टेषु स व्यवस्येन्नराधिपः ।**
**अनिष्टं चाप्यनिष्टेषु तं धर्मं न विचालयेत् ॥ १३ ॥**

તેથી રાજા ઈષ્ટોના સંબંધમાં જે ધર્મવ્યવસ્થા આપે, તથા અનિષ્ટોના વિષયમાં જે નિર્ણય આપે, તે ધર્મનિર્ણયનું ઉલ્લંઘન કરવું નહિ. ૧૩

રાજદંડની મોટાઇ—

**तस्यार्थे सर्वभूतानां गोप्तारं धर्ममात्मजम् ।**
**ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥ १४ ॥**

સર્વ ભૂતોના સંરક્ષક, ધર્મરૂપ, આત્મારૂપ અને બ્રહ્મતેજથી સંપૂર્ણ દંડને ઈશ્વરે પૂર્વથી તે રાજાને માટે સર્જ્યો છે. ૧૪

**तस्य सर्वाणि भूतानि स्थावराणि चराणि च ।**
**भयाद्भोगाय कल्पन्ते स्वधर्मान्न चलन्ति च ॥ १५ ॥**

તે દંડના ભયથી ચર અને અચર સર્વ જીવો ભોગ ભોગવી શકે છે અને સ્વધર્મથી ચલિત થતા નથી. ૧૫

**तं देशकालौ शक्तिं च विद्यां चावेक्ष्य तत्त्वतः ।**
**यथार्हतः संप्रणयेन्नरेष्वन्यायवर्तिषु ॥ १६ ॥**

રાજાએ દેશ, કાલ, શક્તિ અને વિદ્યાનો તત્ત્વપૂર્વક વિચાર કરીને અન્યાયથી વર્તનારા માણસો વિશે તે દંડનો યથા-યોગ્ય વ્યવહાર કરવો. ૧૬

**स राजा पुरुषो दण्डः स नेता शासिता च सः ।**
**चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः ॥ १७ ॥**

તે દંડજ રાજા છે; તેજ પુરુષ છે; તેજ નેતા છે અને તેજ શાસનકર્તા છે; તે દંડનેજ ચારે આશ્રમોના ધર્મનો સાક્ષી કહ્યો છે.

**दण्डः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति ।**
**दण्डः सुप्तेषु जागर्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥ १८ ॥**

દંડજ સર્વ પ્રજાનું શાસન કરે છે; દંડજ સૌનું સંરક્ષણ કરે છે; સૂતેલાઓમાં દંડજ જાગે છે; પંડિતો દંડનેજ ધર્મરૂપ જાણે છે. ૧૮

**समीक्ष्य स धृतः सम्यक्सर्वा रञ्जयति प्रजाः ।**
**असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥ १९ ॥**

વિચારપૂર્વક અને વિધિયુક્ત ધારેલા તે દંડથી સર્વ પ્રજા સુખી રહે છે; ત્યારે વગરવિચારે વાપરેલો તે દંડ સર્વ રીતે વિનાશ કરે છે. ૧૯

**यदि न प्रणयेद्राजा दण्डं दण्ड्येष्वतन्द्रितः ।**
**शूले मत्स्यानिवापक्ष्यन्दुर्बलान्बलवत्तराः ॥ २० ॥**

રાજા જો દંડ આપવા યોગ્ય માણસોને દંડ આપતો નથી, તો જેમ પારધી શૂળી ઉપર માછલાંને વીંધી નાખે છે, તેમ બળવાન માણસો દુર્બલોને મારી નાખે છે. ૨૦

**अद्यात्काकः पुरोडाशं श्वा च लिह्याद्धविस्तथा ।**
**स्वाम्यं च न स्यात्कस्मिंश्चित्प्रवर्तेताधरोत्तरम् ॥ २१ ॥**

(જો રાજા દંડ ન દે તો કાગડો) પુરોડાશ ખાઈ જાય છે, કૂતરો હવિ ચાટી જાય છે, ક્યાંય ધણીરણીપણું રહેતું નથી અને નીચ મનુષ્ય ઊંચાની અને ઊંચ મનુષ્ય નીચાની પ્રવૃત્તિ કરવા માંડે છે. ૨૧

**सर्वो दण्डजितो लोको दुर्लभो हि शुचिर्नरः ।**
**दण्डस्य हि भयात्सर्वं जगद्भोगाय कल्पते ॥ २२ ॥**

દંડથીજ સૌ લોક વશ છે. કેમકે સ્વભાવથી નિર્દોષ એવો માણસ દુર્લભ છે. દંડના ભયથીજ આખું જગત પોતપોતાના ભોગ ભોગવવા સમર્થ થાય છે. ૨૨

**देवदानवगन्धर्वा रक्षांसि पतगोरगाः ।**
**तेऽपि भोगाय कल्पन्ते दण्डेनैव निपीडिताः ॥ २३ ॥**

દેવો, દાનવો, ગંધર્વો, રાક્ષસો, પક્ષીઓ અને સર્પો એ બધાંજ દંડથી દબાઇનેજ પોતપોતાના ભોગ ભોગવી શકે છે.

**दुष्येयुः सर्ववर्णाश्च भिद्येरन्सर्वसेतवः ।**
**सर्वलोकप्रकोपश्च भवेद्दण्डस्य विभ्रमात् ॥ २४ ॥**

દંડના દુરુપયોગથી સર્વ વર્ણો દૂષિત થાય છે, સર્વ શાસ્ત્રસેતુઓ તૂટી પડે છે અને સર્વ લોકમાં ખળભળાટ ઊઠે છે.

**यत्र श्यामो लोहिताक्षो दण्डश्चरति पापहा ।**
**प्रजास्तत्र न मुह्यन्ति नेता चेत्साधु पश्यति ॥ २५ ॥**

પાપનાશ કરનારો, શામળો અને લાલ આંખવાળો દંડ જયાં ઘૂમે છે અને જયાં દંડકર્તા ન્યાયપૂર્વક દંડવિધાન કરે છે ત્યાં પ્રજા મૂંઝાતી નથી. ૨૫

**तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।**
**समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥ २६ ॥**

તે દંડનો વ્યવહાર કરનારો રાજા સત્યવાદી હોય, વિચારપૂર્વક કાર્ય કરનારો હોય, બુદ્ધિમાન હોય અને ધર્મ, અર્થ, તેમજ કામને સારી રીતે જાણનારો હોય; એમ શાસ્ત્રને જાણનારા કહે છે. ૨૬

**तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्धते ।**
**कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥ २७ ॥**

જો રાજા તે દંડનો સારી રીતે વિચાર કરી વ્યવહાર કરે તો તે ધર્મ, અર્થ અને કામ એ ત્રિવર્ગથી વૃદ્ધિ પામે છે; પણ તે જો નીચ, વિષયાસક્ત અને અન્યાયી હોય છે તો તે તે અવળું વર્તન રાખનારો અને શૂદ્ર દંડથીજ માર્યો જાય છે. ૨૭

**दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः ।**
**धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥ २८ ॥**

કેમકે દંડ મહાતેજરૂપ છે. અસંસ્કારી આત્મા તેને ધારણ કરી શકે એમ નથી. ધર્મથી વિચલિત થયેલા રાજાને તે પરિવાર સહિત મારી નાખે છે. ૨૮

**ततो दुर्गं च राष्ट्रं च लोकं च सचराचरम् ।**
**अन्तरिक्षगतांश्चैव मुनीन्देवांश्च पीडयेत् ॥ २९ ॥**

પછી દુર્ગને, રાષ્ટ્રને, સચરાચર લોકને, અંતરિક્ષમાં રહેલા મુનિઓને તેમજ દેવોને પણ તે પીડા કરે છે. ૨૯

**सोऽसहायेन मूढेन लुब्धेनाकृतबुद्धिना ।**
**न शक्यो न्यायतो नेतुं सक्तेन विषयषु च ॥ ३० ॥**

જે રાજા અસહાય છે, જે મૂઢ અને લોભિયો છે, જે અસંસ્કારી બુદ્ધિનો છે અને જે વિષયોમાં આસક્ત છે, તે કદાપિ એ દંડને ન્યાયપૂર્વક ચલાવી શકતો નથી. ૩૦

**शुचिना सत्यसन्धेन यथाशास्त्रानुसारिणा ।**
**प्रणेतुं शक्यते दण्डः सुसहायेन धीमता ॥ ३१ ॥**

એ દંડને તો તેજ ચલાવી શકે છે, કે જે રાજા પવિત્ર

છે, સત્યવચની છે, શાસ્ત્રાનુસાર વર્તન રાખે છે, મંત્રી આદિ સહાયકોવાળો છે અને જે બુદ્ધિમાન છે. ૩૧

**स्वराष्ट्रे न्यायवृत्तः स्याद्भृशदण्डश्च शत्रुषु ।**
**सुहृत्स्वजिह्मः स्निग्धेषु ब्राह्मणेषु क्षमान्वितः ॥ ३२ ॥**

રાજાએ પોતાના રાષ્ટ્રમાં ન્યાયયુક્ત વર્તવું, શત્રુઓનું તીક્ષ્ણ દંડ વડે દમન કરવું, સ્નેહી મિત્રો વિશે સરળતા રાખવી અને બ્રાહ્મણો વિશે ક્ષમાયુક્ત રહેવું. ૩૨

**एवंवृत्तस्य नृपतेः शिलोञ्छेनापि जीवतः ।**
**विस्तीर्यते यशो लोके तैलबिन्दुरिवाम्भसि ॥ ३३ ॥**

આમ વર્તનારો રાજા શિલોંછવૃત્તિથી જીવતો હોય તો-પણ પાણીમાં તેલના ટીપાની જેમ તેનો યશ લોકલોકમાં પ્રસરે છે. ૩૩

**अतस्तु विपरीतस्य नृपतेरजितात्मनः ।**
**संक्षिप्यते यशो लोके घृतबिन्दुरिवाम्भसि ॥ ३४ ॥**

આથી ઊલટું વર્તનારા અને વિષયવશ ચિત્તવાળા રાજાનો યશ, જેમ ઘીનું બિંદુ પાણીમાં સંકોચાઇ જાય છે, તેમ લોકમાં સંક્ષેપ પામે છે. ૩૪

**स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः ।**
**वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभिरक्षिता ॥ ३५ ॥**

પોતપોતાના ધર્મમાં અનુક્રમે રહેનારા સર્વ વર્ણોના તેમજ આશ્રમોના સંરક્ષક લેખે રાજાનું નિર્માણ છે. ૩૫

**तेन यद्यत्सभृत्येन कर्तव्यं रक्षता प्रजाः ।**
**तत्तद्वोऽहं प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ ३६ ॥**

પોતાના સેવકોની સહાયતાથી રાજાએ પ્રજાના રક્ષણ માટે જે જે કરવું જોઈએ છે, તે તે હું ક્રમપૂર્વક યથાવત્ કહીશ.

**ब्राह्मणान्पर्युपासीत प्रातरुत्थाय पार्थिवः ।**
**त्रैविद्यवृद्धान्विदुषस्तिष्ठेत्तेषां च शासने ॥ ३७ ॥**

પ્રાતઃકાલે ઊઠીને રાજાએ ત્રણ વેદોના જ્ઞાને કરીને વૃદ્ધ એવા વિદ્વાનોની સેવા કરવી અને તેમની આજ્ઞામાં રહેવું. ૩૭

**वृद्धांश्च नित्यं सेवेत विप्रान्वेदविदः शुचीन् ।**
**वृद्धसेवी हि सततं रक्षोभिरपि पूज्यते ॥ ३८ ॥**

રાજાએ વૃદ્ધ, વેદજ્ઞ અને પવિત્ર બ્રાહ્મણોની નિત્ય સેવા કરવી; કારણ કે, વૃદ્ધોની સેવા કરનારને રાક્ષસ પણ સતત સત્કારે છે. ૩૮

**तेभ्योऽधिगच्छेद्विनयं विनीतात्मापि नित्यशः ।**
**विनीतात्मा हि नृपतिर्न विनश्यति कर्हिचित् ॥ ३९ ॥**

પોતે સુસંસ્કૃત હોય તો પણ રાજા વૃદ્ધો પાસેથી નિત્ય વિનય મેળવે, કેમકે વિનયી રાજાનો કદી વિનાશ થતો નથી.

**बहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ।**
**वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे ॥ ४० ॥**

અવિનયી થવાથી અનેક રાજાઓ સકુટુંબ નાશ પામ્યા છે. તો વનવાસે રહેલાએ પણ વિનયે કરીને રાજ્યો મેળવ્યાં છે.

**वेनो विनष्टोऽविनयान्नहुषश्चैव पार्थिवः ।**
**सुदाः पैजवनश्चैव सुमुखो निमिरेव च ॥ ४१ ॥**

વેન, નહુષ, પિજવન, સુદાસ, સુમુખ અને નિમિ એ રાજાઓ પણ વિનયરહિત થવાથી વિનાશ પામ્યા હતા. ૪૧

**पृथुस्तु विनयाद्राज्यं प्राप्तवान्मनुरेव च ।**
**कुबेरश्च धनैश्वर्यं ब्राह्मण्यं चैव गाधिजः ॥ ४२ ॥**

જ્યારે વિનયને લીધે રાજા પૃથુ અને મનુએ રાજય પ્રાપ્ત કર્યું, કુબેરે ધનપતિપણું મેળવ્યું અને ગાધિપુત્ર વિશ્વામિત્રે બ્રાહ્મણત્વ સંપાદન કર્યું. ૪૨

**त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् ।**
**आन्वीक्षिकीं चात्मविद्यां वार्तारम्भांश्च लोकतः ॥ ४३ ॥**

રાજાએ ત્રણ વેદોના જાણનાર પાસે ત્રણે વેદોનું અધ્યયન કરવું, સનાતન દંડનીતિ શીખવી, તર્કવિદ્યા ભણવી, બ્રહ્મવિદ્યા સંપાદન કરવી અને લોકો પાસેથી ખેતી તથા વેપાર આદિની વ્યવહારુ વિદ્યા જાણવી. ૪૩

**इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् ।**
**जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥ ४४ ॥**

રાજાએ રાતદિવસ ઇંદ્રિયોને વશ રાખવા યત્ન કરવો; કેમકે જિતેન્દ્રિય રાજાજ પ્રજાઓને વશમાં રાખી શકે છે. ૪૪

**दशकामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ।**
**व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥ ४५ ॥**

કામથી ઉત્પન્ન થતાં દશ અને ક્રોધથી ઉત્પન્ન થતાં આઠ દુષ્ટપરિણામી વ્યસનોને પ્રયત્નપૂર્વક વર્જવાં. ૪૫

**कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः ।**
**वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥ ४६ ॥**

જે મહીપતિ કામથી ઉત્પન્ન થતાં વ્યસનોમાં આસક્ત થાય છે, તે ધર્મ અને અર્થથી વિખૂટો પડે છે અને જે ક્રોધથી ઊપજતાં વ્યસનોમાં આસક્ત થાય છે, તે જીવથી જાય છે. ૪૬

**मृगयाऽक्षो दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।**
**तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ ४७ ॥**

મૃગયા, જુગાર, દિવસે ઊંઘ, કૂથલી, સ્ત્રીઓમાં આસક્તિ મદ્યપાન, નાચ, ગાન, વાદન તેમજ વ્યર્થ રખડ, એ દશ કામથી જન્મતાં વ્યસનો છે. ૪૭

**पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थदूषणम् ।**
**वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ ४८ ॥**

ચાડીચુગલી, સાહસકાર્ય, દ્રોહ, ઈર્ષ્યા, દોષારોપણ, બીજાની વસ્તુનું હરણ, લેણું ન આપવું, કઠોર વાણી અને મારામારી એ આઠ ક્રોધથી ઊપજતાં વ્યસનો છે. ૪૮

**द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः ।**
**तं यत्नेन जयेल्लोभं तज्जावेतावुभौ गणौ ॥ ४९ ॥**

સર્વ પંડિતો આ બે સમૂહોના મૂળરૂપ એવા લોભને જાણે છે, તેને પ્રયત્નપૂર્વક જીતવો. એ લોભથીજ તે બે વ્યસન-જૂથો ઊપજે છે. ૪૯

**पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ।**
**एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥ ५० ॥**

દશ પ્રકારના કામોત્પન્ન દોષોમાં મદિરાપાન, જુગાર, અધર્મ્ય સ્ત્રીસંગ અને મૃગયા એ ચારને વિશેષ કષ્ટકારી જાણવાં.

**दण्डस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे ।**
**क्रोधजेऽपि गणे विद्यात्कष्टमेतत्त्रिकं सदा ॥ ५१ ॥**

અનુચિત્ત દંડ દેવો, કઠોર વાણી અને ધનહરણ એ ત્રણને ક્રોધથી ઉત્પન્ન થતાં વ્યસનગણમાં સદા અત્યંત કષ્ટદાયી જાણવાં.

**सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषङ्गिणः ।**
**पूर्वं पूर्वं गुरुतरं विद्याद्व्यसनमात्मवान् ॥ ५२ ॥**

(મદિરાપાન ઈત્યાદિ ચાર અને મારામારી વગેરે ત્રણ એમ) આ સાત વ્યસનો આ રાજવર્ગની સદૈવ સાથે રહેનારાં છે. તેમાં આત્મવાને આગળ આગળના તે તે વ્યસનને પછી પછીના તે તે કરતાં વિશેષ કષ્ટદાયક જાણવાં. ૫૨

**व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते ।**
**व्यसन्यधोऽधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः ॥ ५३ ॥**

વ્યસન અને મૃત્યુ એ બેમાં વ્યસન વિશેષ કષ્ટકારી કહેવાય છે. વ્યસની માણસ નીચે ને નીચે નરકમાં પડે છે, ત્યારે નિર્વ્યસની મરીને સ્વર્ગમાં જાય છે. ૫૩

**मौलाञ्छास्त्रविदः शूराँल्लब्धलक्षान्कुलोद्गतान् ।**
**सचिवान्सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् ॥ ५४ ॥**

વંશપરંપરાથી સેવા કરનારા, શાસ્ત્રોને જાણનારા, શૂરવીર, ધાર્યું લક્ષ સર કરનારા, શુદ્ધ કુલમાં જન્મેલા અને કસોટીમાં સાચા નીવડેલા એવા સાત કે આઠ મંત્રીઓ રાજાએ નીમવા.

**अपि यत्सुकरं कर्म तदप्येकेन दुष्करम् ।**
**विशेषतोऽसहायेन किंतु राज्यं महोदयम् ॥ ५५ ॥**

સહેલું હોય તે કામ પણ એકલે હાથે કરવું કઠણ છે; તો પછી મહાઉદયવાળા રાજ્યને સહાય વિના ચલાવવું એ વિશેષે દુષ્કર કેમ ન હોય? ૫૫

**तैः सार्धं चिन्तयेन्नित्यं सामान्यं संधिविग्रहम् ।**
**स्थानं समुदयं गुप्तिं लब्धप्रशमनानि च ॥ ५६ ॥**

સામાન્ય સંધિવિગ્રહ, સ્થાન, સમુદય, ગુપ્તિ અને લબ્ધ-પ્રશમન એ વિશે તે મંત્રીઓ સાથે ચિંતન કરવું.* ૫૬

**तेषां स्वं स्वमभिप्रायमुपलभ्य पृथक् पृथक् ।**
**समस्तानां च कार्येषु विदध्याद्धितमात्मनः ॥ ५७ ॥**

પ્રથમ દરેક મંત્રીના જુદાજુદા અભિપ્રાયો લઇને બધાનો એકઠો અભિપ્રાય લેવો અને પોતાની હિતદષ્ટિએ કાર્યોનું વિધાન કરવું. ૫૭

**सर्वेषां तु विशिष्टेन ब्राह्मणेन विपश्चिता ।**
**मन्त्रयेत्परमं मन्त्रं राजा षाड्गुण्यसंयुतम् ॥ ५८ ॥**

સર્વ મંત્રીઓમાં રાજાએ ખાસ વિદ્વાન બ્રાહ્મણ સાથે (સંધિવિગ્રહ યાન, આસન, દ્વૈધ અને આશ્રય એ) ૭ ગુણવાળી પરમ મંત્રણા કરવી. ૫૮

* સ્થાન ચાર પ્રકારનું છે—દંડ, કોશ, પુર અને રાષ્ટ્ર. એમાં દંડ એટલે હાથી, ઘોડા, રથ વગેરેનું પોષણ તથા રક્ષણ કરવું તે કોશમાં હીરા, મોતી, સોનું, રૂપું વગેરેનો આયવ્યય તથા ન્યાય-ખાતામાં જાગૃતિ એ બાબતો છે. પુર વિશે પુસ્તકમાં વિવરણ આવશે. રાષ્ટ્રના રક્ષણમાં જલાશયો અને જલપ્રવાહો તથા પશુઓ વગેરેનું સંરક્ષણ, નહેર વગેરે છે. સમુદય એટલે ખેતીવાડી, શિલ્પકળા વગેરે ધન ઉત્પન્ન કરનારા વ્યવહારો. ગુપ્તિ એટલે પોતાની અને દેશની રક્ષા; લબ્ધપ્રશમન એટલે મેળવેલા શત્રુરાજ્યને પ્રીતિ અને પ્રતાપથી પ્રસન્ન કરવું. સ્થાન, સમુદય, ગુપ્તિ અને લબ્ધપ્રશ-મન એ ચારના આ પણ બીજા અર્થો અનુક્રમે છે-પોતાની જગાએ રહેવું, ચડાઇ, સબળ રાજાના આશ્રયે રહી આત્મરક્ષણ કરવું અને મળેલી વસ્તુઓની સત્પાત્રમાં વહેંચણ કરવી.

**नित्यं तस्मिन्समाश्वस्तः सर्वकार्याणि निःक्षिपेत् ।**
**तेन सार्धं विनिश्चित्य ततः कर्म समारभेत् ॥ ५९ ॥**

નિત્ય તેનામાં વિશ્વાસ રાખીને સૌ કાર્યો તેના ઉપર મૂકવાં અને તેની સાથે નિર્ણય કર્યા પછી કાર્ય આરંભવું. ૫૯

**अन्यानपि प्रकुर्वीत शुचीन्प्राज्ञानवस्थितान् ।**
**सम्यगर्थसमाहर्तॄनमात्यान्सुपरीक्षितान् ॥ ६० ॥**

પવિત્ર, બુદ્ધિમાન, ઠરેલ, રૂડી રીતે અર્થ સંપાદન કરનાર અને પરીક્ષામાં પાર ઊતરેલા બીજાઓને પણ મંત્રીઓ નીમવા. ૬૦

**निर्वर्तेतास्य यावद्भिरितिकर्तव्यता नृभिः ।**
**तावतोऽतन्द्रितान्दक्षान्प्रकुर्वीत विचक्षणान् ॥ ६१ ॥**

રાજ્યકર્તવ્ય જેટલા માણસોથી થઈ શકે એમ હોય, તેટલા આળસરહિત, ચતુર અને વિચક્ષણ માણસોને તેમાં યોજવા.

**तेषामर्थे नियुञ्जीत शूरान्दक्षान्कुलोद्गतान् ।**
**शुचिनाकरकर्मान्ते भीरूनन्तर्निवेशने ॥ ६२ ॥**

તેમનામાંના શૂરવીર, દક્ષ, કુલીન અને ચોખ્ખા એવા માણસોને ખનિજ આદિ સંપત્તિ વિષયમાં યોજવા અને ભીરુઓને અંતર્વાસ (ભોજનગૃહ, શયનગૃહ તથા રાણીવાસ)માં નીમવા. ૬૨

**दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।**
**इङ्गिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥ ६३ ॥**

સર્વ શાસ્ત્રો જાણનારો, ચેન, હાવભાવ તથા ચાળા સમજનારો, પવિત્ર, ચતુર અને કુળવાનને દૂત બનાવવો. ૬૩

**अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान्देशकालवित् ।**
**वपुष्मान्वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥ ६४ ॥**

રાજાનો તે દૂત વખણાય છે, જે પ્રીતિયુક્ત હોય, પવિત્ર, દક્ષ અને સ્મૃતિશક્તિવાળો હોય, જે દેશ અને કાલને જાણનારો હોય, તેમજ સુંદર બાંધાવાળો, નિર્ભય અને વાતચીત કરવામાં નિપુણ હોય. ૬૪

[ **संधिविग्रहकालज्ञान्समर्थानायतिक्षमान् ।**
**परैरहार्यान्शुद्धांश्च धर्मतः कामतोऽर्थतः ॥**
**समाहर्तुं प्रकुर्वीत सर्वशास्त्रविपश्चितः ।**
**कुलीनान् वृत्तिसंपन्नान्निपुणान्कोशवृद्धये ॥**

સંધિવિગ્રહનો કાલ જાણનારા, સમર્થ, ભવિષ્યમાં ફલોદય આપી શકનારા, બીજાઓથી ફૂટે નહિ એવા, ધર્મ, અર્થ અને કામની દૃષ્ટિએ ચોખ્ખા, સર્વ શાસ્ત્રોમાં વિદ્વાન, કુલીન, આજીવિકાયુક્ત અને નિપુણ એવા માણસોને કોશવૃદ્ધિ માટેના કર લાવવાનાં કાર્યોમાં યોજવા.]

[ **आयव्ययस्य कुशलान् गणितज्ञानलोलुपान् ।**
**नियोजयेद्धर्मनिष्ठान्सम्यक्कार्यार्थचिन्तकान् ॥**

આવકજાવકમાં કુશળ, ગણિત જાણનારા, લોલુપતાવિનાના, ધર્મનિષ્ઠ અને કામના પ્રયોજનને સારી રીતે વિચારનારાને આવકજાવકના કાર્યમાં નીમવા. ]

[ **कर्माणि चातिकुशलान् लिपिज्ञानायतिक्षमान् ।**
**सर्वविश्वासिनः सत्यान् सर्वकार्येषु निश्चितान् ॥**
**अकृताशांस्तथा भर्तुः कालज्ञांश्च प्रसंगिनः ।**
**कार्यकामोपधाशुद्धान् बाह्याभ्यंतरचारिणः ॥**

અત્યંત કાર્યકુશલ, જુદી જુદી લિપિઓ જાણનારા, ભાવી માટે સમર્થ, સૌના ભરોસાલાયક, સત્યવાન, સર્વ કામોમાં નિશ્ચયી, સ્વામી તરફથી કશી આશા વિનાના, કાલ જાણનારા, પ્રસંગ જોનારા, કાર્ય તેમજ કામની પરીક્ષામાં શુદ્ધ અને બહાર તથા અંતઃપુરમાં વિચરનારા એવાઓને પાસેનાં અને ઘર અંદરનાં કામો ઉપર મૂકવા.]

**अमात्ये दण्ड आयत्तो दण्डे वैनयिकी क्रिया।**
**नृपतौ कोशराष्ट्रे च दूते संधिविपर्ययौ ॥ ६५ ॥**

દંડ (હાથી, ઘોડા, રથ અને પાયદળ) અમાત્યને અધીન, વિનય શીખવનારી ક્રિયા દંડને અધીન, કોશ તથા રાષ્ટ્ર રાજાને અધીન અને સંધિવિગ્રહ દૂતને અધીન હોય છે.

**दूत एव हि संधत्ते भिनत्त्येव च संहतान् ।**
**दूतस्तत्कुरुते कर्म भिद्यन्ते येन मानवाः ॥ ६६ ॥**

દૂતજ વિખૂટા પડેલાઓને મેળવી આપે છે અને એકઠા મળેલાઓને વિખૂટા પાડે છે; દૂતજ એવું કામ કરે છે જેથી માણસોમાં ફૂટ પડે છે. ૬૬

**स विद्यादस्य कृत्येषु निगूढेङ्गितचेष्टितैः ।**
**आकारमिङ्गितं चेष्टां भृत्येषु च चिकीर्षितम् ॥ ६७ ॥**

એ શત્રુરાજાનાં કાર્યો તેમજ સેવકો સંબંધમાં જે કરવા ઇચ્છ્યું હોય, તેના આકાર, ઇશારા અને ચેષ્ટા દૂતે છૂપી ઇશારતો અને ચેષ્ટાઓથી જાણી લેવાં. ૬૭

**बुद्ध्वा च सर्वं तत्त्वेन परराजचिकीर्षितम् ।**
**तथा प्रयत्नमातिष्ठेद्यथात्मानं न पीडयेत् ॥ ६८ ॥**

યોગ્ય દૂત દ્વારા શત્રુરાજાના સર્વ વિચારોને તત્ત્વપૂર્વક જાણી લઇ, રાજાએ પોતાને દુઃખ આવે નહિ એવો પ્રયત્ન કરવો. ૬૮

**जाङ्गलं सस्यसंपन्नमार्यप्रायमनाविलम् ।**
**रम्यमानतसामन्तं स्वाजीव्यं देशमावसेत् ॥ ६९ ॥**

રાજાએ જાંગલ દેશ (ઘાસપાણી ઓછાં ને પવન-તડકો વધારે એવા દેશ)માં વાસ કરવો-જેમાં ખૂબ ધાન્ય થતું હોય, જેમાં મોટે ભાગે આર્યો રહેતા હોય, જે રોગાદિથી રહિત હોય, જે મનોહર હોય, જેમાં સામંતો નમતા રહેતા હોય અને જેમાં ખેતી અને વેપાર સારાં ચાલતાં હોય. ૬૯

**धन्वदुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव वा ।**
**नृदुर्गं गिरिदुर्गं वा समाश्रित्य वसेत्पुरम् ॥ ७० ॥**

ત્યાં ધન્વદુર્ગ, મહીદુર્ગ, જળદુર્ગ, વૃક્ષદુર્ગ, મનુષ્યદુર્ગ અથવા ગિરિદુર્ગ એનો આશ્રય લઇને નગર વસાવવું.* ૭૦

**सर्वेण तु प्रयत्नेन गिरिदुर्गं समाश्रयेत् ।**
**एषां हि बाहुगुण्येन गिरिदुर्गं विशिष्यते ॥ ७१ ॥**

---

* ચારે બાજુએ દશ કોસ સુધી જે પ્રદેશ જલરહિત હોય તે ધન્વદુર્ગ કહેવાય છે. જે કિલ્લો પથ્થર કે ઇંટનો બનાવેલો હોય, બાર હાથ ઊંચો હોય, ખૂબ વિસ્તારવાળો હોય, જેમાં વગર રોકે ફરીફરી શકાય એવું હોય, અને જેમા જાળિયાં હોય, તે મહીદુર્ગ કહેવાય છે. જેની ચારે બાજુ અગાધ પાણી હોય, તે જલદુર્ગ છે; અને જોજન સુધી જેને ફરતી ઝાડોની ઝાડી હોય તે વૃક્ષદુર્ગ છે. હાથી, ઘોડા આદિનું સૈન્ય જેની રક્ષા માટે ચોતરફ ઊભું રખાતું હોય, તે મનુષ્યદુર્ગ છે; અને જેના ઉપર ખૂબ મુશ્કેલીથી ચડી શકાય છે તથા જે પર્વતો વચ્ચે હોય છે, તેને ગિરિદુર્ગ કહે છે.

સર્વ પ્રયત્ને ગિરિદુર્ગનો આશ્રય કરવો; કેમકે પોતાના અનેક ગુણોને લીધે તે ગિરિદુર્ગ સૌથી વિશેષ છે. ૭૧

**त्रीण्याद्यान्याश्रितास्तेषां मृगगर्ताश्रयाऽप्सराः ।**
**त्रीण्युत्तराणि क्रमशः प्लवङ्गमनरामराः ॥ ७२ ॥**

તે ધન્વદુર્ગ, મહીદુર્ગ અને જળદુર્ગ એ ત્રણ દુર્ગોમાં અનુક્રમે મૃગો, ઊંદરો અને જલચરો રહે છે; ત્યાર પછીના ત્રણમાં અનુક્રમે વાંદરાં, મનુષ્ય અને દેવો રહે છે. ૭૨

**यथा दुर्गाश्रितानेतान्नोपहिंसन्ति शत्रवः ।**
**तथारयो न हिंसन्ति नृप दुर्गसमाश्रितम् ॥ ७३ ॥**

દુર્ગોને આશ્રયે રહેલાં આ પ્રાણીઓને જેમ તેના શત્રુઓ મારી શકતા નથી; તેમ દુર્ગને આશ્રયે વસનારા રાજાને પણ તેઓ મારી શકતા નથી. ૭૩

**एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः ।**
**शतं दशसहस्राणि तस्माद्दुर्गं विधीयते ॥ ७४ ॥**

દુર્ગમાં રહેનારો એક ધનુર્ધારી યોદ્ધો સો યોદ્ધાઓ સામે અને સો ધનુર્ધારીઓ દશ હજાર જોદ્ધાઓ સામે ઝૂઝી શકે છે. આથી દુર્ગ અવશ્ય કરાવવો. ૭૪

[ **मंदरस्यापि शिखरं निर्मानुष्यं न शिष्यते ।**
**मनुष्यदुर्गं दुर्गाणां मनुः स्वायंभुवोऽब्रवीत् ॥**

મંદરાચલનું શિખર સુધ્ધાં જો માણસ વિનાનું હોય, તો તે પ્રશંસા પામતું નથી. તેથી દુર્ગોમાં મનુષ્યદુર્ગ શ્રેષ્ઠ છે, એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે. ]

**तत्स्यादायुधसंपन्नं धनधान्येन वाहनैः ।**
**ब्राह्मणैः शिल्पिभिर्यन्त्रैर्यवसेनोदकेन च ॥ ७५ ॥**

તે દુર્ગ આયુધો, ધનધાન્ય, વાહનો, બ્રાહ્મણો, શિલ્પીઓ, યંત્રો, ઘાસ અને પાણી એટલાંથી ભર્યોભરપૂર હોય. ૭૫

**तस्य मध्ये सुपर्याप्तं कारयेद्गृहमात्मनः ।**
**गुप्तं सर्वर्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥ ७६ ॥**

તે દુર્ગની મધ્યમાં પોતાનું નિવાસગૃહ કરાવવું; તે બધી રીતે પરિપૂર્ણ હોય, ચોતરફથી સુરક્ષિત હોય, સર્વ ઋતુઓ-માં સુખકારી હોય અને જલ તથા વૃક્ષથી સંપન્ન હોય. ૭૬

**तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम् ।**
**कुले महति संभूतां हृद्यां रूपगुणान्विताम् ॥ ७७ ॥**

તે ગૃહમાં વસ્યા પછી પોતાની જાતની, શુભ લક્ષણ-વાળી, મોટા કુળમાં જન્મેલી, હૃદયહારી, રૂપવતી અને ગુણવતી એવી કન્યાને પરણવું. ૭૭

**पुरोहितं च कुर्वीत वृणुयादेव चर्त्विजम् ।**
**तेऽस्य गृह्याणि कर्माणि कुर्युर्वैतानिकानि च ॥ ७८ ॥**

રાજાએ પુરોહિત નિયુક્ત કરવો અને ઋત્વિજનું વરણ કરવું. તેઓ રાજાનાં ગૃહ્યકર્મો તથા વિતાનાગ્નિ સંબંધી હોમાદિ કાર્યો કરે. ૭૮

**यजेत राजा क्रतुभिर्विविधैराप्तदक्षिणैः ।**
**धर्मार्थं चैव विप्रेभ्यो दद्याद्भोगान्धनानि च ॥ ७९ ॥**

રાજાએ ખૂબ દક્ષિણાવાળા વિવિધ યજ્ઞોથી યજન કરવું, અને ધર્મ અર્થે બ્રાહ્મણોને ભોગ્ય વસ્તુઓ તેમજ ધન આપવાં.

**सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् ।**
**स्याच्चाम्नायपरो लोके वर्तेत पितृवन्नृषु ॥ ८० ॥**

વિશ્વાસુ માણસો દ્વારા તેણે દેશમાંથી વાર્ષિક કરરૂપી બલિ ઉઘરાવવો, શાસ્ત્રાનુસાર વર્તન રાખવું અને પ્રજા પ્રત્યે પિતાની જેમ વર્તવું. ૮૦

**अध्यक्षान्विविधान्कुर्यात्तत्र तत्र विपश्चितः ।**
**तेऽस्य सर्वाण्यवेक्षेरन्नृणां कार्याणि कुर्वताम् ॥ ८१ ॥**

રાજાએ તે તે કાર્યોમાં વિવિધ વિદ્વાન લોકોને અધ્યક્ષો નીમવા. તેઓ રાજાના કાર્યકર્તા માણસોનાં સર્વ કાર્યો ઉપર દેખરેખ રાખે. ૮૧

**आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् ।**
**नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मोऽभिधीयते ॥ ८२ ॥**

રાજાએ ગુરુકુલથી સમાવર્તન લઇ આવેલા બ્રાહ્મણોનું પૂજન કરવું જોઈએ. કેમકે એવા બ્રાહ્મણજ રાજાઓના અક્ષય ભંડાર છે એમ કહેવાય છે. ૮૨

**न तं स्तेना न चामित्रा हरन्ति न च नश्यति ।**
**तस्माद्राज्ञा निधातव्यो ब्राह्मणेष्वक्षयो निधिः ॥ ८३ ॥**

તે ભંડારને ચોરો ચોરતા નથી અને શત્રુઓ નાશ કરતા નથી. આથી રાજાએ બ્રાહ્મણોને વિશે અક્ષયનિધિ મૂકવો. અર્થાત્ બ્રાહ્મણોને ધનધાન્યાદિ આપવું. ૮૩

**न स्कन्दते न व्यथते न विनश्यति कर्हिचित् ।**
**वरिष्ठमग्निहोत्रेभ्यो ब्राह्मणस्य मुखे हुतम् ॥ ८४ ॥**

બ્રાહ્મણના મુખમાં હોમેલી વસ્તુઓ કદી સ્ખલિત થતી

નથી, કદી સુકાઈ જતી નથી અને કદી નાશ પામતી નથી; તેથી આ રીતે અગ્નિહોત્રો કરતાં તે શ્રેષ્ઠ છે. ૮૪

**समममब्राह्मणे दानं द्विगुणं ब्राह्मणब्रुवे ।**
**प्राधीते शतसाहस्रमनन्तं वेदपारगे ॥ ८५ ॥**

બ્રાહ્મણેતરને આપેલું દાન સમાન ફળ આપે છે, બ્રાહ્મણને આપેલું દાન બમણું ફળ આપે છે, ભણેલા બ્રાહ્મણને આપેલું દાન લાખગણું ફળ આપે છે અને વેદમાં પારંગત બ્રાહ્મણને આપેલું દાન અનંતગણું ફળ આપે છે. ૮૫

**पात्रस्य हि विशेषेण श्रद्दधानतयैव च ।**
**अल्पं वा बहु वा प्रेत्य दानस्यावाप्यते फलम् ॥ ८६ ॥**

વિશેષે કરીને સત્પાત્રને શ્રદ્ધાપૂર્વક આપવામાં આવેલું થોડું કે ઘણું દાન પરલોકમાં થોડું કે ઘણું ફળ આપે છે. ૮૬

[ **एष एव परोधर्मः कृत्स्नो राज्ञ उदाहृतः ।**
**जित्वा धनानि संग्रामाद् द्विजेभ्यः प्रतिपादयेत् ॥**

સંગ્રામમાં ધન જીતીને તે દ્વિજોને આપી દેવું એજ રાજા માટે સંપૂર્ણ એવો પરમ ધર્મ બતાવાયો છે. ]

[ **देशकालविधानेन द्रव्यं श्रद्धासमन्वितम् ।**
**पात्रे प्रदीयते यत्तु तद्धर्मस्य प्रसाधनम् ॥**

દેશ અને કાલના વિધાન પ્રમાણે શ્રદ્ધાપૂર્વક જે દ્રવ્ય સુપાત્રને આપવામાં આવે છે તે ધર્મના સાધનરૂપ છે. ]

**समोत्तमाधमे राजा त्वाहूतः पालयन्प्रजाः ।**
**न निवर्तेत संग्रामात्क्षात्रं धर्ममनुस्मरन् ॥ ८७ ॥**

સમાન, ઉત્તમ કે અધમ એવા શત્રુએ યુદ્ધનું આહ્વાન

આપ્યું હોય, તો પ્રજાનું પાલન કરતા રાજાએ ક્ષાત્રધર્મને સ્મરણમાં રાખી સંગ્રામથી પાછા હઠવું નહિ. ૮૭

संग्रामेष्वनिवर्तित्वं प्रजानां चैव पालनम् ।
शुश्रूषा ब्राह्मणानां च राज्ञां श्रेयस्करं परम् ॥ ८८ ॥

યુદ્ધથી પાછાં ડગ ન ભરવાં, પ્રજાઓનું પાલન કરવું અને બ્રાહ્મણોની સેવા કરવી, એ રાજાઓને પરમ કલ્યાણકારી છે.

आहवेषु मिथोऽन्योन्यं जिघांसन्तो महीक्षितः ।
युध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥ ८९ ॥

યુદ્ધમાં એકબીજાને સામસામા મારવા ઇચ્છતા મહીપતિઓ જો પીઠ બતાવ્યા વિના પરમ શક્તિથી યુદ્ધ ખેડે છે, તો તેઓ સ્વર્ગે જાય છે. ૮૯

न कूटैरायुधैर्हन्याद्युध्यमानो रणे रिपून् ।
न कर्णिभिर्नापि दिग्धैर्नाग्निज्वलिततेजनैः ॥ ९० ॥

રણમાં ઝૂઝતા યોદ્ધાએ છાનાં હથિયારોથી, તેમજ શરીરમાં પેઠા પછી પાછાં નીકળી શકે નહિ એવાં, ઝેર પાયેલાં અને અગ્નિમાં તપાવીને ધારદાર કરેલાં શસ્ત્રોથી રિપુઓને મારવા નહિ. ૯૦

न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् ।
न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥ ९१ ॥

(પોતે રથ ઉપર બેઠો હોય તો) જે જમીન ઉપર હોય, જે નપુંસક હોય, જે હાથ જોડી ઊભો હોય, જે છૂટા કેશે હોય, જે બેઠો હોય અને જે 'હું તમારો છું' એમ કહેતો હોય– એવા શત્રુને મારવો નહિ. ૯૧

न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ।
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥ ९२ ॥

ન સૂતેલાને મરાય, ન કવચહીનને મરાય, ન નગ્નને મરાય, ન હથિયારરહિતને મરાય, ન યુદ્ધ ન કરનારને મરાય, ન યુદ્ધ જોનારાને મરાય તેમ બીજાની સાથે બાથ ભીડી રહેલાને મારવો નહિ. ૯૨

नायुधव्यसनप्राप्तं नार्तं नातिपरिक्षतम् ।
न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ।। ९३ ॥

સત્પુરુષોના ધર્મને સંભારનારો રાજા આયુધની ભીડમાં આવેલાને ન મારે, દુખિયારાને ન મારે, બેહદ જખમી થયેલાને ન મારે, ડરેલાને ન મારે અને પીઠ બતાવનારને પણ ન મારે. ૯૩

यस्तु भीतः परावृत्तः संग्रामे हन्यते परैः ।
भर्तुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥ ९४ ॥

ભયભીત થયેલો અને પૂંઠ ફરેલો જે યોદ્ધો યુદ્ધમાં શત્રુઓથી માર્યો જાય છે, તેને તેના સ્વામી રાજાનું સર્વપાપ લાગે છે. ૯૪

यच्चास्य सुकृतं किंचिदमुत्रार्थमुपार्जितम् ।
भर्ता तत्सर्वमादत्ते परावृत्तहतस्य तु ॥ ९५ ॥

યુદ્ધમાં નાઠેલા અને મરાયેલા યોદ્ધાએ પરલોકને માટે જે કાંઇ સુકૃત રચ્યું હોય, તે બધું તેના રાજાને જાય છે. ૯૫

रथाश्वं हस्तिनं छत्रं धनं धान्यं पशून्स्त्रियः ।
सर्वद्रव्याणि कुप्यं च यो यज्जयति तस्य तत् ॥ ९६ ॥

રથ, ઘોડા, હાથી, છત્ર, ધન, ધાન્ય, પશુઓ, સ્ત્રીઓ, સર્વ પદાર્થો અને સોનારૂપા સિવાયની ધાતુઓ એ સર્વે જે જીતે છે તેનાં થાય છે. ૯૬

**राज्ञश्च दद्युरुद्धारमित्येषा वैदिकी श्रुतिः ।**
**राज्ञा च सर्वयोधेभ्यो दातव्यमपृथग्जितम् ॥ ९७ ॥**

જીતમાં મળેલી સુવર્ણાદિ ઉત્તમ વસ્તુઓ રાજાને અર્પણ કરવી, એમ વેદવિષયક શ્રુતિ કહે છે. વળી, રાજાએ પણ સામટી જીતેલી વસ્તુઓને સર્વ યોદ્ધાઓમાં વહેંચી આપવી. ૯૭

[ **भृत्येभ्यो विभजेदर्थान्नैकः सर्वहरो भवेत् ।**
**नाममात्रेण तुष्येत छत्रेण च महीपतिः ॥**

મહીપતિએ સર્વ વસ્તુઓ સેવકોમાં વહેંચવી. પોતેજ બધી ન લેવી; તેણે તો નામમાત્રથી તેમજ છત્રથી સંતોષ લેવો. ]

**एषोऽनुपस्कृतः प्रोक्तो योधधर्मः सनातनः ।**
**अस्माद्धर्मान्न च्यवेत क्षत्रियो घ्नन्रणे रिपुन् ॥ ९८ ॥**

યોદ્ધાનો આ શુદ્ધ સનાતન ધર્મ કહ્યો. રણમાં રિપુઓને મારતા ક્ષત્રિયે આ ધર્મથી ચ્યુત થવું નહિ. ૯૮

**अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेत्प्रयत्नतः ।**
**रक्षितं वर्धयेच्चैव वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ ९९ ॥**

(ભૂમિ, રત્ન આદિ) જે મળ્યું નથી તે મેળવવાની ઇચ્છા રાખવી અને જે મેળવ્યું છે તેની રક્ષા કરવી, રક્ષિત ધનની વૃદ્ધિ કરવી અને વૃદ્ધિ પામેલા ધનનું સત્પાત્રોમાં દાન કરવું. ૯૯

**एतच्चतुर्विधं विद्यात्पुरुषार्थप्रयोजनम् ।**
**अस्य नित्यमनुष्ठानं सम्यक्कुर्यादतन्द्रितः ॥ १०० ॥**

રાજાએ પોતાના પુરુષાર્થનું એ ચાર પ્રકારનું પ્રયોજન જાણવું. નિત્ય સાવધાન રહીને એનું સારી રીતે અનુષ્ઠાન કરતા રહેવું. ૧૦૦

**अलब्धमिच्छेद्दण्डेन लब्धं रक्षेदवेक्षया ।**
**रक्षितं वर्धयेद्वृद्ध्या वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ १०१ ॥**

અપ્રાપ્ત (ધન, આદિ)ને દંડથી પ્રાપ્ત કરવા ઇચ્છવું, પ્રાપ્ત થયેલાનું સંભાળ–તપાસથી રક્ષણ કરવું, રક્ષિતને વેપાર આદિથી વધારવું અને વૃદ્ધિ પામેલા ધનને સત્પાત્રોને દાનમાં આપવું. ૧૦૧

**नित्यमुद्यतदण्डः स्यान्नित्यं विवृतपौरुषः ।**
**नित्यं संवृतसर्वार्थो नित्यं छिद्रानुसार्यरेः ॥ १०२ ॥**

નિત્ય દંડ સજ્જ રાખવો, નિત્ય પૌરુષ પ્રકટાવવું, નિત્ય સર્વ પ્રયોજનોને ગુપ્ત રાખવાં અને નિત્ય શત્રુનાં છિદ્ર શોધતા રહેવું. ૧૦૨

**नित्यमुद्यतदण्डस्य कृत्स्नमुद्विजते जगत् ।**
**तस्मात्सर्वाणि भूतानि दण्डेनैव प्रसाधयेत् ॥ १०३ ॥**

દંડ સજ્જ રાખનારાથી આખું જગત નિત્ય થથરતું રહે છે. તેથી, સર્વ પ્રાણીઓને દંડથીજ અધીન રાખવાં. ૧૦૩

**अमाययैव वर्तेत न कथञ्चन मायया ।**
**बुद्ध्येतारिप्रयुक्तां च मायां नित्यं स्वसंवृतः ॥ १०४ ॥**

રાજાએ (મંત્રી આદિ) સાથે નિષ્કપટતાથી વર્તવું, ક્યારેય કપટભાવ રાખવો નહિ, તેણે શત્રુઓએ પાથરેલી માયાને પામી જવી અને પોતે સદૈવ સાવધ રહેવું. ૧૦૪

नास्य छिद्रं परो विद्याद्विद्याच्छिद्रं परस्य तु ।
गूहेत्कूर्म इवाङ्गानि रक्षेद्विवरमात्मनः ॥ १०५ ॥

શત્રુએ એનું છિદ્ર ન જાણવું જોઈએ, પણ એણે શત્રુનું છિદ્ર જાણી લેવું જોઈએ. કાચબાની જેમ એણે પોતાનાં અંગોને લપાવવાં જોઈએ અને પોતાના છિદ્રને ઢાંકણ દેવું જોઈએ.

[ न विश्वसेदविश्वस्ते विश्वस्ते नातिविश्वसेत् ।
विश्वासाद्भयमुत्पन्नं मूलान्यपि निकृन्तपि ॥

વિશ્વાસને અયોગ્ય એવાનો વિશ્વાસ ન કરવો, વિશ્વાસ યોગ્ય એવાનો અતિ વિશ્વાસ ન કરવો; કેમકે વિશ્વાસથી ઉત્પન્ન થયેલો ભય મૂળિયાં સુધ્ધાં કાપી નાખે છે. ]

बकवच्चिन्तयेदर्थान्सिंहवच्च पराक्रमेत् ।
वृकवच्चावलुम्पेत शशवच्च विनिष्पतेत् ॥ १०६ ॥

રાજાએ બગલાની જેમ અર્થોનું ચિંતન કરવું, સિંહની જેમ પરાક્રમ કરવું, વરુની જેમ પંજો મારવો અને સસલાની જેમ સટકી જવું. ૧૦૬

एवं विजयमानस्य येऽस्य स्युः परिपन्थिनः ।
तानानयेद्वशं सर्वान्सामादिभिरुपक्रमैः ॥ १०७ ॥

આમ વિજય કરનારા તેના જે વાટપાડુઓ હોય, તે સર્વને તેણે સામ આદિ ઉપાયોથી વશમાં આણવા. ૧૦૭

यदि ते तु न तिष्ठेयुरुपायैः प्रथमैस्त्रिभिः ।
दण्डेनैव प्रसह्यैतांश्छनकैर्वशमानयेत् ॥ १०८ ॥

સામ, દામ અને ભેદ એ ત્રણ પ્રથમના ઉપાયોથી જો તેઓ સરખા થાય નહિ તો રાજાએ બળપૂર્વક દંડ વાપરી તેમને ધીરે ધીરે વશ લાવવા. ૧૦૮

**सामादीनामुपायानां चतुर्णामपि पण्डिताः ।**
**सामदण्डौ प्रशंसन्ति नित्यं राष्ट्राभिवृद्धये ॥ १०९ ॥**

પંડિતો સામ આદિ ચાર ઉપાયોમાં રાષ્ટ્રની અભિવૃદ્ધિ અર્થે નિત્ય સામ અને દંડની પ્રશંસા કરે છે. ૧૦૯

**यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति ।**
**तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ॥ ११० ॥**

જેમ ખેડૂત ખેતરોમાં ઘાસકચરાને ઉખેડી નાખે છે ને ધાનનું રક્ષણ કરે છે, તેમ રાજાએ પણ શત્રુઓનો નાશ કરીને રાષ્ટ્રનું રક્ષણ કરવું. ૧૧૦

**मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ।**
**सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥ १११ ॥**

જે રાજા મૂર્ખાઈથી પોતાની પ્રજાને વગરવિચારે કષ્ટ-પીડા આપે છે, તે ટૂંક વખતમાંજ સકુટુંબ રાજ્યથી તેમજ જીવિતથી ભ્રષ્ટ થાય છે. ૧૧૧

**शरीरकर्षणात्प्राणाः क्षीयन्ते प्राणिनां यथा ।**
**तथा राज्ञामपि प्राणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ॥ ११२ ॥**

જેમ શરીરના શોષણે કરીને પ્રાણીઓના પ્રાણ ક્ષીણ થાય છે, તેમ રાષ્ટ્રના શોષણે કરીને રાજાના પ્રાણ પણ ક્ષય પામે છે.

**राष्ट्रस्य संग्रहे नित्यं विधानमिदमाचरेत् ।**
**सुसंगृहीतराष्ट्रो हि पार्थिवः सुखमेधते ॥ ११३ ॥**

રાષ્ટ્રના રક્ષણ માટે રાજાએ નિત્ય આ (ઉપર કહેલી) વિધિ પ્રમાણે આચરવું; કેમકે જે રાજાનું રાજ્ય સુરક્ષિત છે, તે રાજાજ સુખ મેળવે છે. ૧૧૩

**द्वयोस्त्रयाणां पञ्चानां मध्ये गुल्ममधिष्ठितम् ।**
**तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥ ११४ ॥**

બે, ત્રણ, પાંચ અને સો ગામોની વચ્ચે થાણું રાખી રાષ્ટ્રનું રક્ષણ કરવું. ૧૧૪

**ग्रामस्याधिपतिं कुर्याद्दशग्रामपतिं तथा ।**
**विंशतीशं शतेशं च सहस्रपतिमेव च ॥ ११५ ॥**

એક ગામનો, દશ ગામનો, વીસ ગામનો, સો ગામનો અને હજાર ગામનો એમ એક એક અધિપતિ નીમવો. ૧૧૫

**ग्रामदोषान्समुत्पन्नान्ग्रामिकः शनकैः स्वयम् ।**
**शंसेद् ग्रामदशेशाय दशेशो विंशतीशिने ॥ ११६ ॥**
**विंशतीशस्तु तत्सर्वं शतेशाय निवेदयेत् ।**
**शंसेद् ग्रामशतेशस्तु सहस्रपतये स्वयम् ॥ ११७ ॥**

ગ્રામના અધિપતિએ ગામમાં થયેલા દોષોની ખબર દસ ગામના અધિપતિને આપવી અને દસ ગામના અધિપતિએ તે ખબર વીસ ગામના અધિપતિને આપવી. વીસ ગામના અધિપતિએ તે બધી ખબર સો ગામના અધિપતિને નિવેદિત કરવી અને સો ગામના અધિપતિએ જાતે તે હજાર ગામના અધિપતિને જણાવવી. ૧૧૬, ૧૧૭

**यानि राजप्रदेयानि प्रत्यहं ग्रामवासिभिः ।**
**अन्नपानेन्धनादीनि ग्रामिकस्तान्यवाप्नुयात् ॥ ११८ ॥**

ગ્રામવાસીઓએ ખાન, પાન, ઇંધણાં વગેરે જે કાંઈ વસ્તુઓ રોજરોજ રાજાને આપવાજોગ હોય, તે વસ્તુઓ ગ્રામના અધિકારીએ મેળવવી. ૧૧૮

**दशी कुलं तु भुञ्जीत विंशी पञ्च कुलानि च ।**
**ग्रामं ग्रामशताध्यक्षः सहस्राधिपतिः पुरम् ॥ ११९ ॥**

દશ ગામનો અધિપતિ (પોતાના નિર્વાહ માટે) એક કુલ (છ બળદોનું એક હળ અને એવા બે હળથી ખેડાય એટલી જમીન)નો ઉપભોગ કરે, વીસ ગામનો અધિપતિ પાંચ કુલોનો ઉપભોગ કરે, સો ગામનો અધિપતિ એક ગામનો ઉપભોગ કરે અને હજાર ગામનો અધિકારી એક નગરનો ઉપભોગ કરે. ૧૧૯

**तेषां ग्राम्याणि कार्याणि पृथक्कार्याणि चैव हि ।**
**राज्ञोऽन्यः सचिवः स्निग्धस्तानि पश्येदतन्द्रितः ॥ १२० ॥**

એ અધિકારીઓનાં ગ્રામ સંબંધી તેમજ બીજાં જે અલગ કાર્યો હોય, તેને રાજાના કોઈ સ્નેહપાત્ર મંત્રીએ સાવધતાથી તપાસવાં. ૧૨૦

**नगरे नगरे चैकं कुर्यात्सर्वार्थचिन्तकम् ।**
**उच्चैःस्थानं घोररूपं नक्षत्राणामिव ग्रहम् ॥ १२१ ॥**

રાજાએ દરેક નગરમાં સર્વ કાર્યોનો એકએક વિચારક રાખવો. તે ઊંચ કુલનો હોય, સેના વગેરે અધિકારથી ઉગ્રરૂપ હોય અને નક્ષત્રોમાં શુક્રની જેમ તેજસ્વી હોય. ૧૨૧

**स ताननुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् ।**
**तेषां वृत्तं परिणयेत्सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥ १२२ ॥**

તે નગરાધિપતિ ગ્રામના તે સર્વ અધિકારી વગેરેની પાછળ તપાસ રાખે અને પોતાના દૂતો દ્વારા તેમનાં વર્તનની ભાળ મેળવે. ૧૨૨

राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः ।
भृत्या भवन्तिं प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥ १२३ ॥

કેમકે રક્ષાના અધિકારે નિમાયેલા રાજાના સેવકો ઘણું કરીને પારકો માલ ઉડાવનારા શઠ હોય છે; તેથી તેવાઓથી પ્રજાનું રક્ષણ કરવું. ૧૨૩

ये कार्यिकेभ्योऽर्थमेव गृह्णीयुः पापचेतसः ।
तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥ १२४ ॥

જે પાપી ચિત્તવાળાઓ કાર્યાર્થીઓ (મુકદ્દમાવાળાઓ) પાસેથી પૈસાની લાંચ લે, તેમનું રાજાએ સર્વસ્વ લઈ લેવું અને તેમને દેશપાર કરવા. ૧૨૪

राजा कर्मसु युक्तानां स्त्रीणां प्रेष्यजनस्य च ।
प्रत्यहं कल्पयेद्वृत्तिं स्थानं कर्मानुरूपतः ॥ १२५ ॥

કામમાં રોકવામાં આવેલી સ્ત્રીઓને તેમજ સેવકોને, તે તે કામ અને સ્થાનના પ્રમાણમાં રોજિંદી આજીવિકા બાંધી આપવી. ૧૨૫

पणो देयोऽवकृष्टस्य षडुत्कृष्टस्य वेतनम् ।
षाण्मासिकस्तथाच्छादो धान्यद्रोणस्तु मासिकः ॥ १२६ ॥

(વાળઝૂડ કરનારા અને પાણી ભરનારા જેવા) હલકા સેવકને રોજ એક પણનો પગાર, મહિને મહિને એક દ્રોણ* અનાજ અને છ છ માસે એક જોડ કપડાં, એમ આપવાં.

---

* દ્રોણનું કોષ્ટક નીચે મુજબ છેઃ–૮ મૂઠી=૧ કૂંચી; ૮ કૂંચી=૧ પુષ્કલ; ૪ પુષ્કલ=૧ આઢક અને ૪ આઢક=૧ દ્રોણ; આમ, ૧૦૨૪ મૂઠી=૧ દ્રોણ.

ભારે કામ કરનાર ઉત્કૃષ્ટ સેવકને રોજ ૭ પણનો પગાર, મહિને મહિને ૭ દ્રોણ અનાજ અને ૭ ૭ માસે ૭ જોડ કપડાં, એમ આપવાં. ૧૨૬

**क्रयविक्रयमध्वानं भक्तं च सपरिव्ययम् ।**
**योगक्षेमं च संप्रेक्ष्य वणिजो दापयेत्करान् ॥१२७॥**

ખરીદી, વેચાણ, માર્ગવ્યવહાર, ભાડુંભથ્થું, રક્ષાનો ખર્ચ અને નફો એ બધું જોઇને વણિક પાસેથી કર લેવો. ૧૨૭

**यथा फलेन युज्येत राजा कर्ता च कर्मणाम् ।**
**तथावेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥ १२८ ॥**

જેમાં રાજા અને ખેતી આદિ કર્મો કરનારને પોતપોતાનાં કર્મોનું ફળ મળે, તે રીતે સદા વિચારપૂર્વક રાજાએ રાષ્ટ્ર ઉપર કર નાખવો. ૧૨૮

**यथाल्पाल्पमदन्त्याद्यं वार्योकोवत्सषट्पदाः ।**
**तथाल्पाल्पो ग्रहीतव्यो राष्ट्राद्राज्ञाब्दिकः करः ॥१२९॥**

જેમ જળો રુધિર, વાછરડું દૂધ અને ભમરો મધ થોડામાં થોડું પીએ છે, તેમ રાજાએ પણ રાષ્ટ્ર પાસેથી અલ્પમાં અલ્પ વાર્ષિક વેરો લેવો જોઈએ. ૧૨૯

**पञ्चाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ।**
**धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा ॥ १३० ॥**

પશુ અને સુવર્ણના નફામાંથી રાજાએ પચાસમો ભાગ લેવો અને અનાજ આદિના નફામાંથી છઠ્ઠો, આઠમો કે બારમો ભાગ લેવો. ૧૩૦

आददीताथ षड्भागं द्रुमांसमधुसर्पिषाम् ।
गन्धौषधिरसानां च पुष्पमूलफलस्य च ॥१३१॥

पत्रशाकतृणानां च चर्मणां वैदलस्य च ।
मृन्मयानां च भाण्डानां सर्वस्याश्ममयस्य च॥१३२॥

વૃક્ષ, માંસ, મધ, ઘી, સુગંધી દ્રવ્યો, ઔષધિ, રસ, ફૂલ, મૂળ, ફળ, પાંદડાં, શાક, તૃણ, ચામડાં, વાંસની બનાવટો અને માટીનાં તથા પથ્થરનાં સર્વ વાસણો—એટલાંના લાભમાંથી રાજાએ છઠ્ઠો ભાગ લેવો. ૧૩૧,૧૩૨

म्रियमाणोऽप्याददीत न राजा श्रोत्रियात्करम् ।
न च क्षुधास्य संसीदेच्छ्रोत्रियो विषये वसन् ॥१३३॥

ધન વિના પોતે મરણહાલ થયો હોય તોય રાજાએ શ્રોત્રિય બ્રાહ્મણ પાસેથી કર લેવો નહિ. તેમ તેના રાજ્યમાં વસતા શ્રોત્રિયને ભૂખની પીડા પણ ન હોવી જોઇએ. ૧૩૩

यस्य राज्ञस्तु विषये श्रोत्रियः सीदति क्षुधा ।
तस्यापि तत्क्षुधा राष्ट्रमचिरेणैव सीदति ॥१३४॥

જે રાજાના દેશમાં શ્રોત્રિય બ્રાહ્મણ ભૂખથી રિબાયજ છે, તે રાજાના રાજ્યને એ ભૂખમરો જોતજોતાંમાં ગળીજ જાય છે. ૧૩૪

श्रुतवृत्ते विदित्वास्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ।
संरक्षेत्सर्वतश्चैनं पिता पुत्रमिवौरसम् ॥१३५॥

એ બ્રાહ્મણની શ્રોત્રિયતા અને એનું સદાચરણ જાણીને, રાજાએ એને ધર્મ્ય આજીવિકા નિયત કરી દેવી. પિતા જેમ

પોતાના પુત્રનું સંરક્ષણ કરે છે, તેમ રાજાએ તેનું પણ સર્વ રીતે સંરક્ષણ કરવું. ૧૩૫

**संरक्ष्यमाणो राज्ञा यं कुरुते धर्ममन्वहम् ।**
**तेनायुर्वर्धते राज्ञो द्रविणं राष्ट्रमेव च ॥१३६॥**

રાજાથી રક્ષા પામતો એ બ્રાહ્મણ જે ધર્મ રોજ આચરે છે, તેનાથી રાજાનો આવરદા, ધન અને રાજ્ય વૃદ્ધિ પામે છે.

**यत्किंचिदपि वर्षस्य दापयेत्करसंज्ञितम् ।**
**व्यवहारेण जीवन्तं राजा राष्ट्रे पृथग्जनम् ॥१३७॥**

સાધારણ વહેવારથી રોજી ચલાવનારા રાજ્યના મામૂલી માણસ પાસેથી પણ રાજાએ કંઇ ને કંઇ વાર્ષિક કર લેવો. ૧૩૭

**कारुकाञ्छिल्पिनश्चैव शूद्रांश्चात्मोपजीविनः ।**
**एकैकं कारयेत्कर्म मासि मासि महीपतिः ॥ १३८॥**

કારીગરો, શિલ્પીઓ અને શ્રમજીવી શૂદ્રો–એમની પાસે રાજાએ મહિને મહિને એક એક દિવસ કામ કરાવવું. ૧૩૮

**नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया ।**
**उच्छिन्दन्ह्यात्मनो मूलमात्मनं तांश्च पीडयेत् ॥१३९॥**

રાજાએ અતિ તૃષ્ણાએ કરીને ન પોતાનું મૂળ ખોદવું ને ન પારકાંનું મૂળ ખોદવું; કેમકે પોતાનું મૂળ કાપનારો પોતાને અને પારકાને પીડા કરે છે. ૧૩૯

**तीक्ष्णश्चैव मृदुश्च स्यात्कार्यं वीक्ष्य महीपतिः ।**
**तीक्ष्णश्चैव मृदुश्चैव राजा भवति संमतः ॥ १४० ॥**

કાર્ય જોઈને રાજાએ કોમળ કે કઠોર થવું. યોગ્ય સમયે કોમળ અને કઠોર થનારો રાજા સર્વને પ્રિય થાય છે. ૧૪૦

**अमात्यमुख्यं धर्मज्ञं प्राज्ञं दान्तं कुलोद्गतम् ।**
**स्थापयेदासने तस्मिन्खिन्नः कार्येक्षणे नृणाम् ॥१४१॥**

પ્રજાનાં કાર્યો તપાસવામાં રાજા અશક્ત થયો હોય, તો તેણે ધર્મજ્ઞ, પ્રાજ્ઞ, જિતેન્દ્રિય અને કુલીન એવા મુખ્ય મંત્રીને તે આસને સ્થાપવો. ૧૪૧

**एवं सर्वं विधायेदमितिकर्तव्यमात्मनः ।**
**युक्तश्चैवाप्रमत्तश्च परिरक्षेदिमाः प्रजाः ॥१४२॥**

આમ પોતાનું આ સર્વ કર્તવ્ય બરાબર બજાવીને રાજાએ પ્રમાદરહિત અને કાર્યપરાયણ રહી, પોતાની પ્રજાઓનું રક્ષણ કરવું. ૧૪૨

**विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिः प्रजाः ।**
**संपश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥१४३॥**

સેવક આદિ દેખતાં જેના રાજમાં ચોરડાકુઓ કકળતી પ્રજાને હરી જાય છે, તે રાજા મરેલોજ જાણવો; પછી ભલે તે શ્વાસોચ્છ્વાસ લેતો હોય. ૧૪૩

**क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् ।**
**निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते ॥१४४॥**

પ્રજાનું પાલન એજ ક્ષત્રિયનો પરમધર્મ છે. કારણ કે બતાવ્યા પ્રમાણે કર વગેરે ફળ ભોગવનાર રાજા ધર્મના ફળનો ભોક્તા થાય છે. ૧૪૪

**उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः ।**
**हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ॥१४५॥**

રાજાએ રાત્રિને પાછલે પહોરે ઊઠવું, શૌચથી પરવારવું,

સ્વસ્થચિત્ત થવું, અગ્નિમાં હોમ કરવો, બ્રાહ્મણને સત્કાર આપવો અને પછી શુભ રાજસભામાં પ્રવેશ કરવો. ૧૪૫

**तत्र स्थितः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत् ।**
**विसृज्य च प्रजाः सर्वा मन्त्रयेत्सह मन्त्रिभिः ॥ १४६ ॥**

સભામાં બેસીને રાજાએ સર્વ પ્રજાજનોને આનંદથી સત્કારી વિદાય આપવી. સર્વ પ્રજાજનોને વિદાય કર્યા પછી તેણે મંત્રીઓ સાથે મંત્રણા કરવી. ૧૪૬

**गिरिपृष्ठं समारुह्य प्रासादं वा रहोगतः ।**
**अरण्ये निःशलाके वा मन्त्रयेदविभावितः ॥ १४७ ॥**

પર્વત ઉપર ચડીને, મહેલમાં બેસીને કે એકાંત જગ્યામાં અથવા ઝાડઝાંખરા વિનાના અરણ્યમાં કોઇ જાણે નહિ એમ મંત્રણા કરવી. ૧૪૭

**यस्य मन्त्रं न जानन्ति समागम्य पृथग्जनाः ।**
**स कृत्स्नां पृथिवीं भुंक्ते कोशहीनोऽपि पार्थिवः ॥ १४८ ॥**

કારણ કે સમાગમમાં આવ્યા છતાં પણ સાધારણ માણસો જેના મંત્રને જાણી શકતા નથી, તે રાજા કોશે ક્ષીણ હોય તો પણ સમગ્ર પૃથ્વીને ભોગવે છે. ૧૪૮

**जडमूकान्धबाधिरांस्तैर्यग्योनान्वयोतिगान् ।**
**स्त्रीम्लेच्छव्याधितव्यङ्गान्मन्त्रकालेऽपसारयेत् ॥ १४९ ॥**

જડસુ, મૂંગા, આંધળા, બહેરા, પોપટ વગેરે પંખીઓ, અતિવૃદ્ધો, સ્ત્રીઓ, મ્લેચ્છો, રોગીઓ અને વધતા ઓછા અંગવાળાઓ—એટલાંને મંત્રણા વખતે દૂર કાઢવાં. ૧૪૯

**भिन्दन्त्यवमता मन्त्रं तैर्यग्योनास्तथैव च ।**
**स्त्रियश्चैव विशेषेण तस्मात्तत्रादृतो भवेत् ॥ १५० ॥**

અપમાન પામતાં એ જડસુ વગેરે લોકો મંત્રનો ભેદ ખુલ્લો કરી દે છે. તેમજ પોપટ વગેરે પંખીઓ અને વિશેષે સ્ત્રીઓ પણ મંત્રનો ભેદ ખુલ્લો કરી નાખે છે. આથી તેવા સમયે તેમને દૂરજ રાખવાં. ૧૫૦

**मध्यंदिनेऽर्धरात्रे वा विश्रान्तो विगतक्लमः ।**
**चिन्तयेद्धर्मकामार्थान्सार्धं तैरेक एव वा ॥ १५१ ॥**

બપોરે અથવા અડધી રાત્રે વિશ્રાંતિ લઈને,થાક ઉતારી-ને, તેણે તે મંત્રીઓ સાથે અથવા એકલાએ ધર્મ, અર્થ અને કામનું ચિંતન કરવું. ૧૫૧

**परस्परविरुद्धानां तेषां च समुपार्जनम् ।**
**कन्यानां संप्रदानं च कुमाराणां च रक्षणम् ॥ १५२ ॥**

પરસ્પર વિરુદ્ધ જેવા તે ધર્માદિના વિરોધ ટાળી તેમને ઉપાર્જન કરવાનો, કન્યાઓને પરણાવવાનો, તેમજ કુમારોને શિક્ષણ--રક્ષણ આપવાનો તેણે વિચાર કરવો. ૧૫૨

**दूतसंप्रेषणं चैव कार्यशेषं तथैव च ।**
**अन्तःपुरप्रचारं च प्रणिधीनां च चेष्टितम् ॥ १५३ ॥**

દૂતો મોકલવા વિશે, બાકી રહેલાં કામો વિશે, રાણી-વાસની હિલચાલો વિશે, તેમજ એલચીઓની ચેષ્ટા વિશે તેણે મંત્રણા કરવી. ૧૫૩

**कृत्स्नं चाष्टविधं कर्म पञ्चवर्गं च तत्त्वतः ।**
**अनुरागापरागौ च प्रचारं मण्डलस्य च ॥ १५४ ॥**

તેણે આઠ* કર્મને સમગ્ર રીતે અને પાંચ વર્ગોને તત્ત્વ રીતે વિચારવા. તેણે મંત્રીઓની પ્રીતિઅપ્રીતિ ઓળખવી, તેમજ રાજમંડળની હકીકત જાણવી. ૧૫૪

**[ वने वनेचराः कार्याः श्रमणाटविकादयः ।**
**परप्रवृत्तिज्ञानार्थं शीघ्राचारपरंपराः ॥**
**परस्य चैते बोद्धव्यास्तादृशैरेव तादृशाः ।**
**चारसञ्चारिणः संस्थाः शठाश्चागूढसंज्ञिताः ॥**

ઝટ સમાચાર પામી શકે એવા વનમાં ફરનારા શ્રમણોને તથા ભટકુ વગેરે લોકોને શત્રુની ભાળ મેળવવા સારુ વનમાં રાખવા. વળી, શઠતા કરતા, છૂપા નામે ફરતા અથવા થાણું

* આ આઠ કર્મોના ત્રણ પ્રકાર છેઃ-(૧) યોગ્ય કાર્યોનો આરંભ, આરંભેલાં કાર્યોને ચાલુ રાખવાં, તેમનો વિસ્તાર કરવો, અને તેમનાં ફલ મેળવવાં એ ચાર ઉપરાંત સામ, દામ, દંડ અને ભેદ; (૨) વેપાર, સેતુ બાંધવા, કિલ્લાઓ કરવા, દુર્ગોની સમરામણી કરવી, હાથીખાનાં કરવાં અને ખાણો ખોદાવવી, ઉજડ જગામાં વસવાટ અને જંગલોમાં મુકામ; અને (૩) વૈશ્ય વગેરે પાસેથી કર, નોકરોને પગાર, દુષ્ટોનો ત્યાગ, ભારે ખર્ચનો અટકાવ, ફોગટ પ્રવૃત્તિની બંધી, ધર્મકર્મનું અન્વેક્ષણ, દંડ અને પ્રાયશ્ચિત્ત.

પાંચ વર્ગો આ પ્રમાણે છેઃ કાપટિક (બીજાઓનાં રહસ્ય જાણી લેનારો, સાહસિક, ચતુર અને ભણીને તરત આવેલો વિદ્યાર્થી), ઉદાસ્થિત (સંન્યસ્તઆશ્રમના ધર્મસંબંધમાં દોષ પામેલો છતાં રાજ્યભક્ત એવો ચ્યુત સંન્યાસી), ગૃહપતિ (આજીવિકા અર્થે પર-રાજ્યમાથી આવીને વસેલો ખેડૂત), વૈદેહિક (રાજાનું ધન લઈ વેપાર કરનારો પરરાજ્યનો વેપારી), અને તાપસ (આજીવિકા ઇચ્છતો વેશધારી તપસ્વી).

નાખી રહેતા શત્રુના જેવા દૂતો હોય, તેવા સામે પોતાના દૂતોય જાણવા. ]

**मध्यमस्य प्रचारं च विजिगीषोश्च चेष्टितम् ।**
**उदासीनप्रचारं च शत्रोश्चैव प्रयत्नतः ॥ १५५ ॥**

મધ્યમ રાજાના, જીતની ઇચ્છાવાળા રાજાના, ઉદાસીન રાજાના, તેમજ શત્રુ રાજાના—એ ચારેની પ્રયત્નપૂર્વક ખબર રાખવી. ૧૫૫

**एताः प्रकृतयो मूलं मण्डलस्य समासतः ।**
**अष्टौ चान्याः समाख्याता द्वादशैव तु ताः स्मृताः ॥१५६॥**

સંક્ષેપમાં રાજમંડળની આ ચાર પ્રકૃતિ છે. અને જે આઠ બીજી પ્રકૃતિ કહી છે, તે સાથે તે કુલ બાર* ગણાય છે. ૧૫૬

---

+રાજમંડળની બાર પ્રકૃતિઓ નીચે પ્રમાણે છે—
(૧) વિજિગીષુ (પ્રજાની ઉન્નતિવાળો, ઉત્સાહી અને વિજયશીલ), (૨) અરિ (શત્રુ), (૩) અરિસેવિત (શત્રુ જેને અનુકૂળ વર્તે તે), (૪) અરિમિત્ર (શત્રુનો મિત્ર), (૫) પાર્ષ્ણિગ્રાહ (વિજિગીષુ રાજા ચડાઇ કરે તે વખતે જેને ચડી આવવાનો સંભવ હોય એવો રાજા), (૬) પાર્ષ્ણિગ્રાહાસાર (પાર્ષ્ણિગ્રાહના રાજ્ય પછીના દેશનો રાજા), (૭) વિજિગીષુનો મિત્ર, (૮) વિજિગીષુના મિત્રનો મિત્ર, (૯) આક્રંદ (પાર્ષ્ણિગ્રાહાસારના પછીના રાજ્યનો રાજા) (૧૦) આક્રંદાસાર (પાર્ષ્ણિગ્રાહાસારના પછીના રાજ્યનો રાજા), (૧૧) મધ્યમ (વિજિગીષુ અને અરિ એ બે જુદા જુદા હોય તો તેમને કબજે કરવામાં અથવા મેળવવામાં સમર્થ અને તે બે એકઠા હોય તો તેમ કરવામાં અસમર્થ એવો રાજા. અને (૧૨) ઉદાસીન (વિજિગીષુ, અરિ અને મધ્યમ રાજાઓ એકઠા થયા ન હોય તો તેમનો નિગ્રહ અને અનુગ્રહ કરવાને સમર્થ પણ તે એકઠા થયા હોય તો તેમ કરવા અસમર્થ એવો રાજા).

**अमात्यराष्ट्रदुर्गार्थदण्डाख्याः पञ्च चापराः ।**
**प्रत्येकं कथिता ह्येताः संक्षेपेण द्विसप्ततिः ॥ १५७ ॥**

અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, કોશ અને દંડ એ બીજી પાંચ પ્રકૃતિ પણ છે. ઉપરની બાર પ્રકૃતિ અને એ દરેકની આ પાંચ પ્રકૃતિ એમ આ સાઠ મળી સંક્ષેપમાં તે બોંતેર કહી છે. ૧૫૭

**अनन्तरमरिं विद्यादरि सेविनमेव च ।**
**अरेरनन्तरं मित्रमुदासीनं तयोः परम् ॥ १५८ ॥**

સીમાડા ઉપર રહેતા રાજાને શત્રુ જાણવો; શત્રુને સેવનાર રાજાને પણ શત્રુ જાણવો; શત્રુના સીમડા ઉપર રહેનાર રાજાને મિત્ર જાણવો અને એ બેઉથી અળગો રહેનારને ઉદાસીન જાણવો.

[ **विप्रकृष्टेष्वन्यवृत्त उदासीनो बलान्वितः ।**
**विजिगीषुर्मंडलार्थो यस्मिञ्ज्ञेयः स मध्यमः ॥**

દ્વાદશ રાજમંડળમાં ભાગ ન લેનારો રાજા ઉદાસીન છે, બળવાન રાજા વિજિગીષુ છે અને રાજમંડળનો જે નિગ્રહ અને અનુગ્રહ કરી શકે છે તે મધ્યમ છે. ]

**तान्सर्वानभिसंदध्यात्सामादिभिरुपक्रमैः ।**
**व्यस्तैश्चैव समस्तैश्च पौरुषेण नयेन च ॥ १५९ ॥**

આ સર્વ શત્રુ આદિ રાજાઓને સામ આદિ સામટા ઉપાયોથી કે તે એક એક ઉપાયથી, પુરુષાર્થથી અને રાજ-નીતિથી વશ કરવા. ૧૫૯

**संधिं च विग्रहं चैव यानमासनमेव च ।**
**द्वैधीभावं संश्रयं च षड्गुणांश्चिन्तयेत्सदा ॥ १६० ॥**

સંધિ, વિગ્રહ, યાન ( શત્રુ ઉપર ચડાઇ ), આસન ( કિલ્લા-

માં ભરાઇ રહેવું ), દ્વૈધીભાવ (સેનાના બે ભાગ કરવા) અને સંશ્રય (બીજા સમર્થનો આશ્રય), એ ૭ ગુણોનો રાજાએ સદૈવ વિચાર કરવો. ૧૬૦

**आसनं चैव यानं च संधिं विग्रहमेव च ।**
**कार्यं वीक्ष्य प्रयुञ्जीत द्वैधं संश्रयमेव च ॥१६१॥**

પોતાની વૃદ્ધિ અને શત્રુનાં હાનિરૂપ કાર્યો જોઈને આસન, યાન, સંધિ, વિગ્રહ, દ્વૈધીભાવ અને સંશ્રય એનો પ્રયોગ કરવો ૧૬૧

**संधिं तु द्विविधं विद्याद्राजा विग्रहमेव च ।**
**उभे यानासने चैव द्विविधः संश्रयः स्मृतः ॥१६२॥**

સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સંશ્રય એ દરેકને રાજાએ બબ્બે પ્રકારનાં જાણવાં. ૧૬૨

**समानयानकर्मा च विपरीतस्तथैव च ।**
**तदात्वायतिसंयुक्तः संधिर्ज्ञेयो द्विलक्षणः ॥१६३॥**

તાત્કાલિક કે ભાવી ફળવાળી સંધિ બે પ્રકારની જાણવી: એક સમાનયાનકર્મા (જેમાં મિત્ર રાજાઓની સાથે મળીને બીજા એક ઉપર ચડાઈ કરવાની હોય); અને બીજી તેથી ઊલટી અસમાનયાનકર્મા (જેમાં એક મિત્ર રાજાએ અમુક રાજા ઉપર અને બીજાએ બીજા રાજા ઉપર ચડાઈ લઈ જવાની હોય). ૧૬૩

**स्वयंकृतश्च कार्यार्थमकाले काल एव वा ।**
**मित्रस्य चैवापकृते द्विविधो विग्रहः स्मृतः ॥१६४॥**

વિગ્રહ બે પ્રકારનો કહ્યો છે-યોગ્ય કે અયોગ્ય વખતે

પોતાના પ્રયોજન અર્થે જાતેજ વિગ્રહ કરવો તે એક અને મિત્રનું બૂરું કરવામાં આવતાં વિગ્રહ માંડવામાં આવે તે બીજો. ૧૬૪

**एकाकिनश्चात्ययिके कार्ये प्राप्ते यदृच्छया ।**
**संहतस्य च मित्रेण द्विविधं यानमुच्यते ॥ १६५ ॥**

યાન (ચડાઈ) બે પ્રકારનું કહ્યું છે–એક તો ઘણું જરૂરી કામ આવી પડતાં સહેજે એકલાએ ચડાઈ કરવી તે; અને બીજું પોતે મિત્રની સાથે મળીને ચડાઈ લઈ જવી તે. ૧૬૫

**क्षीणस्य चैव क्रमशो दैवात्पूर्वकृतेन वा ।**
**मित्रस्य चानुरोधेन द्विविधं स्मृतमासनम् ॥ १६६ ॥**

દૈવથી કે પૂર્વકર્મના કારણે ક્ષીણ થયેલા રાજાએ ગુપચુપ બેસી રહેવું તે એક પ્રકાર; અને મિત્રની સમજાવટથી છાના બેસી રહેવું તે બીજો પ્રકાર–એમ આસન બે જાતનાં કહ્યાં છે.

**बलस्य स्वामिनश्चैव स्थितिः कार्यार्थसिद्धये ।**
**द्विविधं कीर्त्यते द्वैधं षाड्गुण्यगुणवेदिभिः ॥ १६७ ॥**

કાર્ય અને હેતુની સિદ્ધિ માટે રાજાએ શત્રુના ઉપદ્રવને શમાવવા સારુ થોડી સેનાને અમુક જગાએ રાખવી; અને બાકીના થોડા સૈન્ય સાથે પોતે અમુક રક્ષિત ભાગમાં રહેવું–એમ છ ગુણના ગુણવેત્તાઓ દ્વૈધીભાવને બે પ્રકારનો કહે છે. ૧૬૭

**अर्थसंपादनार्थं च पीड्यमानस्य शत्रुभिः ।**
**साधुषु व्यपदेशार्थं द्विविधः संश्रयः स्मृतः ॥ १६८ ॥**

શત્રુઓથી પીડાઈ રહેલો રાજા પોતાનો હેતુ સિદ્ધ કરવા

સારુ બીજા બળવાન રાજાનો આશ્રય કરે તે; અને પોતાનો પરાભવ થશે એવી શંકાથી બીજા રાજાનો આશ્રય લેવાય તે–એમ બે જાતનો સંશ્રય કહ્યો છે. ૧૬૮

**यदावगच्छेदायत्यामाधिक्यं ध्रुवमात्मनः ।**
**तदात्वे चाल्पिकां पीडां तदा संधिं समाश्रयेत् ॥ १६९ ॥**

ભાવીમાં જો પોતાની સિદ્ધિમાં ચોકસ અધિકતા થવાનો નિશ્ચય જણાય તો પણ સંધિનો આશ્રય લેવો. ૧૬૯

**यदा प्रहृष्टा मन्येत सर्वास्तु प्रकृतीर्भृशम् ।**
**अत्युच्छ्रितं तथात्मानं तदा कुर्वीत विग्रहम् ॥ १७० ॥**

રાજાને જ્યારે પોતાનું મંત્રી આદિ સર્વ પ્રકૃતિ-મંડળ અત્યંત પ્રસન્ન લાગે અને પોતે પોતાને અત્યંત ઉન્નત થયેલો માને, ત્યારે તેણે વિગ્રહ કરવો. ૧૭૦

**यदा मन्येत भावेन हृष्टं पुष्टं बलं स्वकम् ।**
**परस्य विपरीतं च तदा यायाद्रिपुं प्रति ॥ १७१ ॥**

રાજાને જ્યારે પોતાનું સૈન્ય ભાવથી હૃષ્ટપુષ્ટ જણાય અને શત્રુનું સૈન્ય તેથી ઊલટું જણાય, ત્યારે તેણે શત્રુની સામે પગલાં માંડવાં. ૧૭૧

**यदा तु स्यात्परिक्षीणो वाहनेन बलेन च ।**
**तदासीत प्रयत्नेन शनकैः सांत्वयन्नरीन् ॥ १७२ ॥**

જ્યારે રાજા પોતે વાહન અને સૈન્યમાં નબળો હોય, ત્યારે શત્રુઓને પ્રયત્નપૂર્વક ધીરે ધીરે ટાઢા રાખી પોતે બેસી રહેવું. ૧૭૨

मन्येतारिं यदा राजा सर्वथा बलवत्तरम् ।
तदा द्विधा बलं कृत्वा साधयेत्कार्यमात्मनः ॥ १७३ ॥

રાજા જ્યારે જુએ કે શત્રુ સર્વથા વિશેષ બળવાન છે ત્યારે તેણે પોતાના સૈન્યના બે ભાગ કરી દ્વૈધીભાવથી પોતાનું કાર્ય સાધી લેવું. ૧૭૩

यदा परबलानां तु गमनीयतमो भवेत् ।
तदा तु संश्रयेत्क्षिप्रं धार्मिकं बलिनं नृपम् ॥ १७४ ॥

જ્યારે રાજા ઉપર શત્રુનાં સૈન્યોને આવવું અત્યંત સરલ થઈ જાય એમ હોય, ત્યારે તેણે તરતજ બીજા ધાર્મિક અને બળવાન રાજાનો આશ્રય લેવો. ૧૭૪

निग्रहं प्रकृतीनां च कुर्याद्योऽरिबलस्य च ।
उपसेवेत तं नित्यं सर्वयत्नैर्गुरुं यथा ॥ १७५ ॥

જે રાજા મંત્રી આદિ પ્રકૃતિને અને શત્રુના સૈન્યને વશ કરી શકે એવો હોય; તે રાજાની સેવા શરણે ગયેલા રાજાએ નિત્ય ગુરુની જેમ સર્વ પ્રયત્ને કરવી. ૧૭૫

यदि तत्रापि संपश्येद्दोषं संश्रयकारितम् ।
सुयुद्धमेव तत्रापि निर्विशङ्कः समाचरेत् ॥ १७६ ॥

આશ્રય આપનાર રાજામાં પણ જો તે દોષ દેખાય, તો નિઃશંક થઈને તેની સાથે પણ ઉત્તમ યુદ્ધ કરવું. ૧૭૬

सर्वोपायैस्तथा कुर्यान्नीतिज्ञः पृथिवीपतिः ।
यथास्याभ्यधिका न स्युर्मित्रोदासीनशत्रवः ॥ १७७ ॥

નીતિજ્ઞ રાજાએ સર્વ ઉપાયોથી એવું કાર્ય કરવું કે જેથી તેના મિત્રો, ઉદાસીનો અને શત્રુઓ અધિક ન થાય.

**आयतिं सर्वकार्याणां तदात्वं च विचारयेत् ।**
**अतीतानां च सर्वेषां गुणदोषा च तत्त्वतः ॥ १७८ ॥**

સર્વ કાર્યોનાં ભવિષ્ય અને વર્તમાન વિચારવાં; તેમજ ભૂતકાળનાં સર્વ કાર્યોના ગુણદોષોને યથાર્થ રીતે તપાસવા. ૧૭૮

**आयत्यां गुणदोषज्ञस्तदात्वे क्षिप्रनिश्चयः ।**
**अतीते कार्यशेषज्ञः शत्रुभिर्नाभिभूयते ॥ १७९ ॥**

ભૂતકાળનાં કાર્યોના ગુણદોષો જાણનારો, વર્તમાન કાર્યમાં તત્કાલ નિર્ણય કરનારો અને ભાવી કાર્યોના શેષને સમજનારો રાજા શત્રુઓથી પરાભવ પામતો નથી. ૧૭૯

**यथैनं नाभिसंदध्युर्मित्रोदासीनशत्रवः ।**
**तथा सर्वं संविदध्यादेष सामासिको नयः ॥ १८० ॥**

મિત્રો, ઉદાસીનો અને શત્રુઓ પોતાને જે રીતે પીડી શકે નહિ, તે રીતે રાજાએ સઘળા ઉપાય કરવા—આ સંક્ષેપમાં નીતિ છે. ૧૮૦

**यदा तु यानमातिष्ठेदरिराष्ट्रं प्रति प्रभुः ।**
**तदानेन विधानेन यायादरिपुरं शनैः ॥ १८१ ॥**

રાજાએ જ્યારે શત્રુના દેશ ઉપર ચડાઈ લઈ જવી હોય, ત્યારે તેણે આ (નીચેના) ઉપાયોથી ધીરે ધીરે શત્રુનગર તરફ જવું. ૧૮૧

**मार्गशीर्षे शुभे मासि यायाद्यात्रां महीपतिः ।**
**फाल्गुनं वाथ चैत्रं वा मासौ प्रति यथाबलम् ॥ १८२ ॥**

રાજાએ પોતાના સૈન્યબળનો યોગ્ય વિચાર કરીને શુભ માગશર માસમાં અથવા ફાગણ માસમાં અથવા ચૈત્ર માસમાં શત્રુ ઉપર ચઢાઇ કરવી. ૧૮૨

अन्येष्वपि तु कालेषु यदा पश्येद् ध्रुवं जयम्।
तदा यायाद्विगृह्यैव व्यसने चोत्थिते रिपोः ॥ १८३ ॥

જો પોતાના વિજયની પાકી ખાતરી જણાતી હોય અને શત્રુને સંકટ ઊભું થયું હોય, તો ઉપર જણાવેલા સિવાયના બીજા સમયોએ પણ તેણે ચડાઈ લઈ જવી. ૧૮૩

कृत्वा विधानं मूले तु यात्रिकं च यथाविधि।
उपगृह्यास्पदं चैवं चारान्सम्यग्विधाय च ॥ १८४ ॥
संशोध्य त्रिविधं मार्गं षड्विधं च बलं स्वकम्।
सांपरायिककल्पेन यायादरिपुरं शनैः ॥ १८५ ॥

પોતાના મૂળરૂપ રાજનગરમાં વ્યવસ્થા કરીને, યુદ્ધયાત્રા માટેનાં વિધિપૂર્વકનાં સર્વ સાધનો મેળવીને, રૂડી રીતે ગુપ્ત દૂતો ગોઠવીને, ત્રણ જાતના (જાંગલ, આનૂપ અને આટવિક) માર્ગોને સંશોધીને, તેમજ છ પ્રકારનાં પોતાનાં સૈન્યને બરાબર સજ્જ કરીને રાજાએ ધીરે ધીરે સંગ્રામની વિધિએ શત્રુનગર તરફ આગળ જવું. ૧૮૪, ૧૮૫

शत्रुसेविनि मित्रे च गूढे युक्ततरो भवेत्।
गतप्रत्यागते चैव स हि कष्टतरो रिपुः ॥ १८६ ॥

શત્રુને સેવનારા છૂપા મિત્રને વિષે તેમજ એકવાર નીકળીને ફરી આવેલા માણસ વિષે વિશેષ જાગ્રત રહેવું; કેમકે તે મોટા કષ્ટદાયક શત્રુ છે. ૧૮૬

दण्डव्यूहेन तन्मार्गं यायात्तु शकटेन वा।
वराहमकराभ्यां वा सूच्या वा गरुडेन वा ॥ १८७ ॥

ચડાઈ ઇચ્છતા તે રાજાએ દંડના, શકટના, વરાહના,

મકરના, સૂચિના કે ગરુડના આકારે વ્યૂહો રચીને તે માર્ગે ચાલવું. ૧૮૭

**यतश्च भयमाशङ्केत्ततो विस्तारयेद्बलम् ।**
**पद्मेन चैव व्यूहेन निविशेत सदा स्वयम् ॥ १८८ ॥**

જ્યાં ભયની શંકા આવે ત્યાં સેનાનો વિસ્તાર કરવો અને રાજાએ પોતે સદૈવ પદ્માકાર વ્યૂહમાં રહેવું. ૧૮૮

**सेनापतिबलाध्यक्षौ सर्वदिक्षु निवेशयेत् ।**
**यतश्च भयमाशङ्केत्प्राचीं तां कल्पयेद्दिशम् ॥ १८९ ॥**

સર્વ દિશાઓમાં સેનાપતિ અને સેનાધ્યક્ષોને ગોઠવી દેવા. જે દિશાએથી ભયની શંકા હોય, તે દિશાને પૂર્વ દિશા કલ્પવી.

**गुल्मांश्च स्थापयेदाप्तान्कृतसंज्ञान्समंततः ।**
**स्थाने युद्धे च कुशलानभीरूनविकारिणः ॥ १९० ॥**

સ્થાનમાં અને યુદ્ધમાં કુશળ, નિર્ભય, અડગ તથા વિશ્વાસુ એવા માણસોને સંજ્ઞા આપીને રાજાની ચારેકોર સ્થાપિત કરવા. ૧૯૦

**संहतान्योधयेदल्पान्कामं विस्तारयेद्बहून् ।**
**सूच्या वज्रेण चैवैतान्व्यूहेन व्यूह्य योधयेत् ॥ १९१ ॥**

પોતાના સૈનિકો થોડા હોય, તો તેમને એકઠા રાખીને યુદ્ધ કરાવવું. જો તેઓ ઘણા હોય તો તેમને વિસ્તારવા અને તેમને સૂચિવ્યૂહ અથવા વજ્રવ્યૂહ આકારમાં ગોઠવી યુદ્ધ કરાવવું. ૧૯૧

**स्यन्दनाश्वैः समे युद्ध्येदनूपे नौद्विपैस्तथा ।**
**वृक्षगुल्मावृते चापैरसिचर्मायुधैः स्थले ॥ १९२ ॥**

સમરભૂમિમાં રથ અને ઘોડાઓથી લડવું, અનૂપ (પાણી-વાળા) પ્રદેશમાં નૌકા અને હાથીઓથી લડવું; ઝાડઝાંખરાં-વાળા ભાગમાં બાણોથી લડવું; અને કોરી જમીનમાં તલવાર, ઢાલ, તથા આયુધોથી લડવું. ૧૯૨

**कुरुक्षेत्रांश्च मत्स्यांश्च पञ्चालाञ्शूरसेनजान् ।**
**दीर्घांल्लघूंश्चैव नरानग्रानीकेषु योजयेत् ॥ १९३ ॥**

કુરુક્ષેત્ર, મત્સ્ય, પંચાલ અને શૂરસેન એ દેશોમાં જન્મેલા દીર્ઘકાય અને લઘુકાય માણસોને સેનાને મોખરે યોજવા. ૧૯૩

**प्रहर्षयेद्बलं व्यूह्य तांश्च सम्यक्परीक्षयेत् ।**
**चेष्टाश्चैव विजानीयादरीन्योधयतामपि ॥ १९४ ॥**

સેનાને વ્યૂહમાં ગોઠવીને તેનો હર્ષ વધારવો, તેની સુવિધિએ પરીક્ષા કરવી અને શત્રુઓ સાથે લડી રહેલા યોદ્ધાઓની ચેષ્ટાઓ જોતા રહેવું. ૧૯૪

**उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् ।**
**दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ॥ १९५ ॥**

શત્રુને ચોતરફ ઘેરીને રહેવું, એના દેશને પગ નીચે રાખવો અને એનાં ઘાસ, અન્ન, પાણી, તેમજ ઈંધિણાંને સતત દૂષિત કરવાં. ૧૯૫

**भिन्द्याच्चैव तडागानि प्राकारपरिखास्तथा ।**
**समवस्कन्दयेच्चैनं रात्रौ वित्रासयेत्तथा ॥ १९६ ॥**

તેનાં જળાશયો, કોટકિલ્લા અને ખાઈઓ તોડી નાખવાં, તેને શિથિલ કરી મૂકવો, તેમજ રાત્રે તેને ત્રાસ આપવો. ૧૯૬

**उपजप्यानुपजपेद्बुद्ध्येतैव च तत्कृतम् ।**
**युक्ते च दैवे युद्ध्येत जयप्रेप्सुरपेतभीः ॥ १९७ ॥**

શત્રુના ફૂટી શકે એવા માણસોને ફોડવા અને તેમની પાસેથી શત્રુની યોજના જાણી લેવી. પછી દૈવ અનુકૂળ હોય ત્યારે જય ઇચ્છનાર રાજાએ નિર્ભયતાથી યુદ્ધ કરવું. ૧૯૭

**साम्ना दानेन भेदेन समस्तैरथवा पृथक्।**
**विजेतुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥ १९८ ॥**

રાજાએ સામ, દાન, ભેદ એ ત્રણેનો પ્રયોગ કરીને અથવા એમાંના એકએકનો પ્રયોગ કરીને શત્રુઓને જીતવાનો પ્રયત્ન કરવો; પણ ક્યારેય પ્રથમ યુદ્ધથી જીતવાનો પ્રયત્ન કરવો નહિ. ૧૯૮

**अनित्यो विजयो यस्माद्दृश्यते युद्ध्यमानयोः।**
**पराजयश्च संग्रामे तस्माद्युद्धं विवर्जयेत् ॥ १९९ ॥**

સંગ્રામમાં લડી રહેલા બેઉ રાજાઓના સંબંધમાં વિજય અને પરાજય અનિત્ય દેખાય છે તેથી યુદ્ધને વર્જવું.

**त्रयाणामप्युपायानां पूर्वोक्तानामसंभवे ।**
**तथा युद्ध्येत संपन्नो विजयेत रिपून्यथा ॥ २०० ॥**

પણ ઉપર કહેલા ત્રણ ઉપાયો જો અસફલ જાય, તો રાજાએ પોતાનો શત્રુઓ સાથે વિજય થાય એવી રીતે તૈયાર થઇને યુદ્ધ કરવું. ૨૦૦

**जित्वा संपूजयेद्देवान्ब्राह्मणांश्चैव धार्मिकान्।**
**प्रदद्यात्परिहारांश्च ख्यापयेदभयानि च ॥ २०१ ॥**

એમ જય મેળવીને રાજાએ દેવો અને ધાર્મિક બ્રાહ્મણોને સત્કારવા, જીતેલી પ્રજાને ઉપકારાદિ કરવા અને સૌને અભય આપ્યાની જાહેરાત કરવી. ૨૦૧

**सर्वेषां तु विदित्वैषां समासेन चिकीर्षितम् ।**
**स्थापयेत्तत्र तद्वंश्यं कुर्याच्च समयक्रियाम् ॥ २०२ ॥**

જિતાયલા શત્રુરાજા તથા તેના મંત્રી આદિ સૌના અભિપ્રાયને ટૂંકમાં જાણી લેવાં; અને તે રાજાના કોઇ વંશજને ગાદીએ સ્થાપવો; તેમજ તેની સાથે યોગ્ય શરતો કરવી. ૨૦૨

**प्रमाणानि च कुर्वीत तेषां धर्म्यान्यथोदितान् ।**
**रत्नैश्च पूजयेदेनं प्रधानपुरुषैः सह ॥ २०३ ॥**

યોગ્ય રીતે આવેલા તેમના ધર્મ્ય આચારોને પ્રમાણરૂપ કરવા અને અભિષેક પામેલા એ રાજાને મુખ્ય પુરુષો સાથે રત્નોથી સત્કાર આપવો. ૨૦૩

**आदानमप्रियकरं दानं च प्रियकारकम् ।**
**अभीप्सितानामर्थानां काले युक्तं प्रशस्यते ॥ २०४ ॥**

કોઈ પાસેથી તેને ઇષ્ટ વસ્તુઓ લઇ લેવી એ અપ્રિયકારી છે અને તે આપવી એ પ્રિયકારી છે. તો પણ યોગ્યકાલે તે લેવું-આપવું પ્રશંસાપાત્ર છે. ૨૦૪

**सर्वं कर्मेदमायत्तं विधाने दैवमानुषे ।**
**तयोर्दैवमचिन्त्यं तु मानुषे विद्यते क्रिया ॥ २०५ ॥**

આ સર્વ કર્મ દૈવી અને માનવી વિધાનને અધીન છે. પણ તેમાં દૈવી વિધાન અચિંત્ય છે અને માનવી વિધાનમાં કાર્યની સાધના આવશ્યક છે. ૨૦૫

[ **दैवेन विधिना युक्तं मानुष्यं यत्प्रवर्तते ।**
**परिक्लेशेन महता तदर्थस्य समाधकम् ॥**

દૈવની અનુકૂળતા નહિ હોવા છતાં જે માનુષી પુરુષાર્થ કરવામાં આવે છે, તે મહાક્લેશે હેતુની સિદ્ધિ આપે છે. ]

[ संयुक्तस्यापि दैवेन पुरुषकारेण वर्जितम्।
विना पुरुषकारेण फलं क्षेत्रं न यच्छति ॥
દૈવની અનુકૂળતા છતાં જો પુરુષાર્થ કરવામાં આવે નહિ, તો ક્ષેત્ર પુરુષાર્થ વિના ફળ આપતું નથી. ]

[ चंद्रार्काद्या ग्रहा वायुरग्निरापस्तथैव च।
इह दैवेन साध्यन्ते पौरुषेण प्रयत्नतः ॥
સૂર્ય, ચંદ્ર આદિ ગ્રહો, વાયુ, અગ્નિ, તેમજ જળ એ બધાં પ્રયત્ન વડે દૈવ અને પુરુષાર્થથી આ લોકમાં સાધ્ય થાય છે.]

सह वापि व्रजेद्युक्तः संधिं कृत्वा प्रयत्नतः।
मित्रं हिरण्यं भूमिं वा संपश्यंस्त्रिविधं फलम् ॥ २०६ ॥

રાજાએ શત્રુ સાથે યુદ્ધ કરવું અથવા મૈત્રી, સુવર્ણ અને ભૂમિ એ ત્રણ પ્રકારના ફળનો વિચાર કરીને તેની સાથે પ્રયત્ન-પૂર્વક સંધિ કરીને પાછા આવવું. ૨૦૬

पार्ष्णिग्राहं च संप्रेक्ष्य तथाक्रन्दं च मण्डले।
मित्रादथाप्यमित्राद्वा यात्राफलमवाप्नुयात् ॥ २०७ ॥

વિજયેચ્છુ રાજાએ રાજમંડલમાંના પાર્ષ્ણિગ્રાહ અને આક્રંદ એ બે રાજાઓ વિશે ધ્યાન રાખવું અને શત્રુ તથા મિત્ર રાજા પાસેથી ચડાઈ કર્યાનો લાભ મેળવી લેવો. ૨૦૭

हिरण्यभूमिसंप्राप्त्या पार्थिवो न तथैधते।
यथा मित्रं ध्रुवं लब्ध्वा कृशमप्यायतिक्षमम् ॥ २०८ ॥

રાજા સુવર્ણ અને ભૂમિ પ્રાપ્ત કરીને તેવી વૃદ્ધિ પામતો નથી, જેવી દુર્બલ છતાં ભાવીમાં કામ આપે એવી દૃઢ મૈત્રી મેળવીને તે પામે છે. ૨૦૮

धर्मज्ञं च कृतज्ञं च तुष्टप्रकृतिमेव च।
अनुरक्तं स्थिरारम्भं लघुमित्रं प्रशस्यते ॥ २०९ ॥

ધર્મજ્ઞ, કૃતજ્ઞ, પ્રસન્નમન, અનુરક્ત, સ્થિર અને આરંભયુક્ત એવો નાનો મિત્ર પણ પ્રશંસાને યોગ્ય છે. ૨૦૯

प्राज्ञं कुलीनं शूरं च दक्षं दातारमेव च।
कृतज्ञं धृतिमन्तं च कष्टमाहुररिं बुधाः ॥ २१० ॥

પ્રાજ્ઞ, કુલીન, શૂર, દક્ષ, દાતા, કૃતજ્ઞ અને ધૈર્યવાન એવા શત્રુને પંડિતો કષ્ટસાધ્ય કહે છે. ૨૧૦

आर्यता पुरुषज्ञानं शौर्यं करुणवेदिता।
स्थौललक्ष्यं च सततमुदासीनगुणोदयः ॥ २११ ॥

સભ્યતા, પુરુષપરીક્ષા, શૂરવીરતા, દયાળુતા અને ઔદાર્ય એ ઉદાસીન રાજાની સતતની ગુણસામગ્રી છે. ૨૧૧

क्षेम्यां सस्यप्रदां नित्यं पशुवृद्धिकरीमपि।
परित्यजेन्नृपो भूमिमात्मार्थमविचारयन् ॥ २१२ ॥

રાજાએ પોતાની રક્ષા માટે કલ્યાણકારી, ધાન્યદાયી અને નિત્ય પશુની વૃદ્ધિ કરનારી ભૂમિને પણ વિચારમાં રહ્યા વિના ત્યજી દેવી. ૨૧૨

आपदर्थं धनं रक्षेद्दारान् रक्षेद्धनैरपि।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ २१३ ॥

આપત્તિને અર્થે ધનની રક્ષા કરવી, ધનથી પત્નીની રક્ષા કરવી અને ધન તેમજ પત્ની એ બન્નેથી સતત સ્વરક્ષા કરવી.

सह सर्वाः समुत्पन्नाः प्रसमीक्ष्यापदो भृशम्।
संयुक्तांश्च वियुक्तांश्च सर्वोपायान्सृजेद्बुधः ॥ २१४ ॥

બુદ્ધિમાન રાજાએ બધી આપત્તિઓને એકસામટી જથ્થામાં આવી ઊભેલી જોઇને, સામટા કે છૂટા છૂટા સર્વ ઉપાયો કરવા. ૨૧૪

**उपेतारमुपेयं च सर्वोपायांश्च कृत्स्नशः ।**
**एतत्त्रयं समाश्रित्य प्रयतेतार्थसिद्धये ॥ २१५ ॥**

ઉપાય કરનારા, રાજાએ પોતાનો, ઉપાયયોગ્ય વસ્તુનો અને સામ આદિ સર્વ ઉપાયોનો એમ ત્રણેનો સમગ્ર રીતે વિચાર કરીને કાર્યસિદ્ધિ માટે પ્રયત્ન કરવો. ૨૧૫

**एवं सर्वमिदं राजा सह संमन्त्र्य मन्त्रिभिः ।**
**व्यायम्याप्लुत्य मध्याह्ने भोक्तुमन्तःपुरं विशेत् ॥ २१६ ॥**

આ પ્રમાણે રાજાએ મંત્રીઓ સાથે આ સર્વની મંત્રણા કર્યા બાદ વ્યાયામ કરવો અને પછી સ્નાન કરી બપોરે અંતઃ-પુરમાં જમવા જવું. ૨૧૬

**तत्रात्मभूतैः कालज्ञैरहार्यैः परिचारकैः ।**
**सुपरीक्षितमन्नाद्यमद्यान्मन्त्रैर्विषापहैः ॥ २१७ ॥**

ત્યાં જઈને રાજાએ એકનિષ્ઠ અને આત્મરૂપ સેવકોએ રાંધેલું એવું ખાતરી કરેલું અન્ન વિષહારી મંત્રોપૂર્વક જમવું.

**विषघ्नैरगदैश्चास्य सर्वद्रव्याणि योजयेत् ।**
**विषघ्नानि च रत्नानि नियतो धारयेत्सदा ॥ २१८ ॥**

રાજાના ભોજનના સર્વ પદાર્થોમાં વિષનાશક ઔષધિઓ નાખવી અને રાજાએ નિયમપૂર્વક સદા વિષહારી રત્નો ધારણ કરવાં. ૨૧૮

परीक्षिताः स्त्रियश्चैनं व्यजनोदकधूपनैः ।
वेषाभरणसंशुद्धाः स्पृशेयुः सुसमाहिताः ॥ २१९ ॥

કસોટીમાં ખરી નીવડેલી, વસ્ત્ર અને આભૂષણમાં વિશુદ્ધ અને એકચિત્ત એવી સ્ત્રીઓ પંખો, પાણી, તેમજ સુગંધી ધૂપથી એ રાજાની સેવા કરે. ૨૧૯

एवं प्रयत्नं कुर्वीत यानशय्यासनाशने ।
स्नाने प्रसाधने चैव सर्वालंकारकेषु च ॥ २२० ॥

વાહન, શય્યા, આસન, ભોજન, સ્નાન અને પ્રસાધન તેમજ સર્વ અલંકારો વિશે પણ રાજાએ આ પ્રમાણે પરીક્ષાપૂર્વક પ્રયત્ન કરવો. ૨૨૦

भुक्तवान्विहरेच्चैव स्त्रीभिरन्तःपुरे सह ।
विहृत्य तु यथाकालं पुनः कार्याणि चिन्तयेत् ॥ २२१ ॥

જમ્યા બાદ, રાજાએ રાણીવાસમાં સ્ત્રીઓ સાથે વિહાર કરવો. આમ યથાસમય વિહાર કરીને તેણે ફરી પોતાનાં કાર્યોને વિચારવાં. ૨૨૧

अलंकृतश्च संपश्येदायुधीयं पुनर्जनम् ।
वाहनानि च सर्वाणि शस्त्राण्याभरणानि च ॥ २२२ ॥

પછી રાજાએ અલંકાર ધારણ કરી આયુધધારી યોદ્ધાઓને, સર્વ વાહનોને, શસ્ત્રોને અને આભૂષણોને તપાસવાં. ૨૨૨

संध्यां चोपास्य शृणुयादन्तर्वेश्मनि शस्त्रभृत् ।
रहस्याख्यायिनां चैव प्रणिधीनां च चेष्टितम् ॥ २२३ ॥

પછી સંધ્યોપાસના કરી રાજાએ, મહેલના અંતરવાસમાં જઈ, શસ્ત્ર ધારણ કરી, ખાનગી ખબરો લાવનારા દૂતોનાં તેમજ એલચીઓનાં કામો સાંભળવાં. ૨૨૩

**गत्वा कक्षान्तरं त्वन्यत्समनुज्ञाप्य तं जनम् ।**
**प्रविशेद्भोजनार्थं च स्त्रीवृतोऽन्तःपुरं पुनः ॥ २२४ ॥**

તે બાદ તે દૂતને તથા બીજા એલચીને જવાની આજ્ઞા આપી તેણે બીજા ખંડમાં જવું અને ત્યાંથી સ્ત્રીઓ સાથે રહી ફરીથી ભોજન માટે રણવાસમાં જવું. ૨૨૪

**तत्र भुक्त्वा पुनः किंचित्तूर्यघोषैः प्रहर्षितः ।**
**संविशेत्तु यथाकालमुत्तिष्ठेच्च गतक्लमः ॥ २२५ ॥**

ત્યાં રાજાએ ફરીવાર થોડુંક જમવું અને પછી વાજિંત્રોના ઘોષોથી ઉલ્લાસિત થઈ તેણે યથાકાલે શયન કરવું અને વિશ્રામ લઇને યોગ્ય વખતે ઊઠવું. ૨૨૫

**एतद्विधानमातिष्ठेदरोगः पृथिवीपतिः ।**
**अस्वस्थः सर्वमेतत्तु भृत्येषु विनियोजयेत् ॥ २२६ ॥**

નીરોગી રાજાએ આ વિધિએ રહેવું. પોતે અસ્વસ્થ હોય, તો તેણે તે સર્વ કાર્યોમાં સેવકોને યોજવા. ૨૨૬

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां सप्तमोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૭ મો સમાપ્ત

---

# अध्याय ८ मो

**व्यवहारान्दिदृक्षुस्तु ब्राह्मणैः सह पार्थिवः ।**
**मन्त्रज्ञैर्मन्त्रिभिश्चैव विनीतः प्रविशेत्सभाम् ॥ १ ॥**

વ્યવહાર× જોવા ઇચ્છતા રાજાએ બ્રાહ્મણો મંત્રીઓ સાથે વિનયપૂર્વક સભામાં પ્રવેશ કરવો. ૧

**तत्रासीनः स्थितो वापि पाणिमुद्यम्य दक्षिणम् ।**
**विनीतवेषाभरणः पश्येत्कार्याणि कार्यिणाम् ॥ २ ॥**

વિનીત વેષાલંકાર ધારણ કરી, જમણો હાથ ઊંચો રાખી, તેણે બેઠાં બેઠાં કે ઊભાં ઊભાં પક્ષકારોના દાવા તપાસવા. ૨

**प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ।**
**अष्टादशसु मार्गेषु निबद्धानि पृथक्पृथक् ॥ ३ ॥**

અઢાર જાતોમાં પડતા એ દાવાઓને રોજ દેશવ્યવહારના અને શાસ્ત્રવ્યવહારના હેતુઓપૂર્વક અલગ અલગ તપાસવા. ૩

**[ हिंसां यः कुरुते कश्चिद्देयं वा न प्रयच्छति ।**
**स्थाने ते द्वे विवादस्य भिन्नोऽष्टादशधा पुनः ॥**

---

× અહીં 'વ્યવહાર' શબ્દ ખાસ નોંધપાત્ર છે. એના અનેક અર્થો થાય છે–દાખલા તરીકે, દાવો, ન્યાય, નિર્ણય વગેરે. એક અર્થ આવો છે–વાદીપ્રતિવાદી જે પોતપોતાના પક્ષો રજૂ કરે તેને અંગે જે સંદેહ ઊભો થાય તેને દૂર કરનારો વિચાર. સરખાવો કાત્યાયનનો અર્થ: **वि नानार्थेऽव संदेहे हरणं हार उच्यते। नानासंदेहहरणाद्व्यवहार इति स्मृतः ॥**

(જે હિંસા કરે છે, અથવા જે દેણું આપતો નથી, તે બે વિવાદ (દાવા)ના કારણરૂપ છે. વળી એ વિવાદ અઢાર જાતના છે.]

અઢાર જાતના વ્યવહાર—

तेषामाद्यमृणादानं निक्षेपोऽस्वामिविक्रयः ।
संभूय च समुत्थानं दत्तस्यानपकर्म च ॥ ४ ॥
वेतनस्यैव चादानं संविदश्च व्यतिक्रमः ।
क्रयविक्रयानुशयो विवादः स्वामिपालयोः ॥ ५ ॥
सीमाविवादधर्मश्च पारुष्ये दण्डवाचिके ।
स्तेयं च साहसं चैव स्त्रीसंग्रहणमेव च ॥ ६ ॥
स्त्रीपुंधर्मो विभागश्च द्यूतमाह्वय एव च ।
पदान्यष्टादशैतानि व्यवहारस्थिताविह ॥ ७ ॥

દેણું ન આપવું, ઘરાણે મૂકવું, વગર માલિકીએ પારકી વસ્તુ વેચવી, ભાગિયો વેપાર કરવો, આપેલું દાન પાછું ઝૂંટવવું, ઠરાવેલું વેતન ન આપવું, કરેલો કરાર તોડવો, ખરીદી-વેચાણમાં કજિયો કરવો, ઢોરના માલિક અને ઢોર પાળનાર વચ્ચે ટંટો થવો, સીમનો ઝગડો થવો, ગાળાગાળી અને મારપીટ કરવી, ચોરી કરવી, જોરજબરાઈ કરવી, પરસ્ત્રીસંગ કરવો, સ્ત્રીપુરુષના ધર્મની વ્યવસ્થા, મિલકતની વહેંચણ, જુગાર અને હારજીતના દાવ—આ અઢાર વાતો માણસોના કજિયાનાં કારણ છે. ૪–૭

एषु स्थानेषु भूयिष्ठं विवादं चरतां नृणाम् ।
धर्मं शाश्वतमाश्रित्य कुर्यात्कार्यविनिर्णयम् ॥ ८ ॥

આ કારણો ઉપર પુષ્કળ વિવાદ કરતા માણસોનાં કાર્યોનો નિર્ણય રાજાએ શાશ્વત ધર્મનો આશ્રય લઇને કરવો. ૮

વ્યવહારની પરિભાષા—

**यदा स्वयं न कुर्यात्तु नृपतिः कार्यदर्शनम् ।**
**तदा नियुञ्ज्याद्विद्वांस ब्राह्मणं कार्यदर्शने ॥ ९ ॥**

કોઈ કારણથી રાજા પોતે એ કામની તપાસ ન કરી શકે, તો તેણે એ તપાસ માટે વિદ્વાન બ્રાહ્મણની નિમણૂક કરવી. ૯

**सोऽस्य कार्याणि संपश्येत्सभ्यैरेव त्रिभिर्वृतः ।**
**सभामेव प्रविश्याग्र्यामासीनः स्थित एव वा ॥ १० ॥**

તે વિદ્વાને ત્રણ સભ્યો સાથે રહી રાજસભામાં આવવું, અને બેઠાં બેઠાં અથવા ઊભાં ઊભાં તે કાર્યો સારી રીતે તપાસવાં.

**यस्मिन्देशे निषीदन्ति विप्रा वेदविदस्त्रयः ।**
**राज्ञश्चाधिकृतो विद्वान्ब्रह्मणस्तां सभां विदुः ॥ ११ ॥**

જે દેશસભામાં વેદવેત્તા ત્રણ બ્રાહ્મણો તેમજ રાજાનો અધિકાર પામેલો વિદ્વાન બ્રાહ્મણ બેસે છે, તેને પંડિતો બ્રહ્માની સભા કહે છે. ૧૧

**धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते ।**
**शल्यं चास्य न कृन्तन्ति विद्धास्तत्र सभासदः ॥ १२ ॥**

જે સભામાં ધર્મ અધર્મથી વીંધાઈ ગયો છે, તે સભામાં અધર્મથી વીંધાઈ ગયેલા સભાસદો, ધર્મને ભોંકાયેલી શૂળોને ખેંચી શકતા નથી. [જ્યાં અન્યાય છે, ત્યાં ન્યાય નથી.]

**सभां वा न प्रवेष्टव्यं वक्तव्यं वा समञ्जसम् ।**
**अब्रुवन्विब्रुवन्वापि नरो भवति किल्बिषी ॥ १३ ॥**

અથવા તો પંડિતે સભામાંજ ન જવું અને જવુંજ પડે તો સત્યજ કહેવું જોઈએ. ચુપ રહ્યેથી કે જૂઠું બોલ્યેથી મનુષ્ય પાપી થાય છે. ૧૩

**यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च ।**
**हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥ १४ ॥**

જે સભામાં, નરી આંખ આગળ, અધર્મથી ધર્મને અને અસત્યથી સત્યને હણવામાં આવે છે, તે સભાના સભાસદો પોતેજ પાપથી માર્યા જાય છે. ૧૪

**धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।**
**तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥ १५ ॥**

હણાયેલો ધર્મજ હાણ કરે છે, રક્ષાયલો ધર્મ રક્ષા કરે છે; તેથી ધર્મને નજ હણવો. જોજો, હણાયેલો ધર્મ આપણો વધ ન કરે. ૧૫

**वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम् ।**
**वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत् ॥ १६ ॥**

ભગવાન ધર્મને 'વૃષ' કહે છે. જે એ 'વૃષ' નો લય કરે છે, તેને દેવો 'વૃષલ' અર્થાત્ શૂદ્ર કહે છે. આથી ધર્મનો લોપ કરવો નહિ. ૧૬

**एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।**
**शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥ १७ ॥**

એક ધર્મજ મિત્ર છે, જે મરણકાલે પણ સાથે આવે છે; બીજું બધું તો શરીરની સાથે અહીંજ નાશ પામે છે. ૧૭

**पादोऽधर्मस्य कर्तारं पादः साक्षिणमृच्छति ।**
**पादः सभासदः सर्वान्पादो राजानमृच्छति ॥ १८ ॥**

અધર્મનો એક ચોથો ભાગ તેના કર્તાને જાય છે, બીજો ચોથો ભાગ સાક્ષીને પહોંચે છે, ત્રીજો ચોથો ભાગ સભાસદોને મળે છે અને છેલ્લો ચોથો ભાગ રાજાને લાગે છે. ૧૮

**राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः ।**
**एनो गच्छति कर्तारं निन्दार्हो यत्र निन्द्यते ॥ १९ ॥**

પણ જે સભામાં નિંદાપાત્રની નિંદા થાય છે, તેમાં રાજા તેમજ સભાસદો પાપમુક્ત થાય છે અને પાપ માત્ર તેના કરનારને લાગે છે. ૧૯

**जातिमात्रोपजीवी वा कामं स्याद्ब्राह्मणब्रुवः ।**
**धर्मप्रवक्ता नृपतेर्न तु शूद्रः कथंचन ॥ २० ॥**

પોતાની જાતિએ કરીનેજ આજીવિકા કરનારો અથવા માત્ર નામનો એવો બ્રાહ્મણ પણ રાજાનો ધર્મપ્રવક્તા (ન્યાયાધીશ) થઈ શકે, પરંતુ શૂદ્ર તો કયારેય તે નજ થાય. ૨૦

**यस्य शूद्रस्तु कुरुते राज्ञो धर्मविवेचनम् ।**
**तस्य सीदति तद्राष्ट्रं पङ्के गौरिव पश्यतः ॥ २१ ॥**

જે રાજાનું ધર્મવિવેચન (ન્યાયનિર્ણય) શૂદ્ર કરે છે, તે રાજાનો દેશ તેના જોતાં જોતાંમાંજ ગળાઈ જાય છે. ૨૧

**यद्राष्ट्रं शूद्रभूयिष्ठं नास्तिकाक्रान्तमद्विजम् ।**
**विनश्यत्याशु तत्कृत्स्नं दुर्भिक्षव्याधिपीडितम् ॥ २२ ॥**

જે રાજ્ય શૂદ્રથી છલાછલ હોય, નાસ્તિકોથી ઊભરાતું હોય અને જેમાં દ્વિજવર્ણો ન હોય, તે સમગ્ર રાજ્ય દુકાળ અને વ્યાધિથી પીડાઇને તત્કાલ વિનાશ પામે છે. ૨૨

**धर्मासनमधिष्ठाय संवीताङ्गः समाहितः।**
**प्रणम्य लोकपालेभ्यः कार्यदर्शनमारभेत् ॥ २३ ॥**

ધર્માસન ઉપર બિરાજી, સર્વ અંગોને ઢાંકી, સ્વસ્થ ચિત્ત રહી અને લોકપાલોને પ્રણામ કરી રાજાએ કામોની તપાસ આરંભવી. ૨૩

**अर्थानर्थावुभौ बुद्ध्वा धर्माधर्मौ च केवलौ।**
**वर्णक्रमेण सर्वाणि पश्येत्कार्याणि कार्यिणाम् ॥ २४ ॥**

અર્થ અને અનર્થ બન્ને જાણીને તેમજ કેવલ ધર્મ અને અધર્મને વિચારીને, વર્ણના ક્રમથી તેણે કાર્યાર્થીઓ (દાવાવાળાઓ) નાં સર્વ કામો તપાસવાં. ૨૪

**बाह्यैर्विभावयल्लिङ्गैर्भावमन्तर्गतं नृणाम्।**
**स्वरवर्णेङ्गिताकारैश्चक्षुषा चेष्टितेन च ॥ २५ ॥**

અવાજ, રંગ, અણસારા, આકાર, આંખ, ચેષ્ટા તેમજ બહારનાં ચિહ્નો ઉપરથી તેણે માણસોના અંદરના ભાવ જાણી લેવા. ૨૫

**आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च।**
**नेत्रवक्त्रविकारैश्च गृह्यतेऽन्तर्गतं मनः ॥ २६ ॥**

કેમકે રોમાંચ આદિ આકારોથી, ઇશારતોથી, હાલચાલથી, બોલવાથી અને આંખ તથા મોંના ફેરફારોથી મનનો ભેદ પમાય છે. ૨૬

**बालदायादिकं रिक्थं तावद्राजानुपालयेत्।**
**यावत्स स्यात्समावृत्तो यावच्चातीतशैशवः ॥ २७ ॥**

બાળકની વારસા આદિની મિલકતનું રાજાએ ત્યાં સુધી

રક્ષણ કરવું, જ્યાં સુધી તે બાળકઅવસ્થા ઓળંગી ગયો હોય નહિ અને જ્યાં સુધી તે સમાવર્તનસંસ્કાર પામ્યો હોય નહિ.

**वशाऽपुत्रासु चैवं स्याद्रक्षणं निष्कुलासु च।**
**पतिव्रतासु च स्त्रीषु विधवास्वातुरासु च॥ २८॥**

વંધ્યા, પુત્રરહિતા, કુટુંબીઓ વિનાની, પતિવ્રતા, વિધવા અને રોગી સ્ત્રીઓના ધનની રક્ષા બાળકના આ ધનની જેમ કરવી. ૨૮

**[ एवमेव विधिः कुर्याद्योषित्सु पतितास्वपि।**
**वस्त्रान्नपानं देयं च वसेयुश्च गृहान्तिके॥**

પતિત થયેલી સ્ત્રીઓ વિશે પણ આજ રીતે કરવું અને તેમને વસ્ત્ર તથા અન્નપાન આપવાં. વળી એ સ્ત્રીઓએ પતિના ઘરની બાજુમાંજ વસવું.]

**जीवन्तीनां तु तासां ये तद्धरेयुः स्वबान्धवाः।**
**ताञ्छिष्याच्चौरदण्डेन धार्मिकः पृथिवीपतिः॥ २९॥**

તે સ્ત્રીઓના જીવતાંજ જો તેમનાં કોઈ સગાંવહાલાં તેમની મિલકત હરી જાય, તો તેમને ધાર્મિક રાજાએ ચોરીના દંડ અનુસાર શિક્ષા કરવી. ૨૯

**प्रणष्टस्वामिकं रिक्थं राजा त्र्यब्दं निधापयेत्।**
**अर्वाक् त्र्यब्दाद्धरेत्स्वामी परेण नृपतिर्हरेत्॥ ३०॥**

જે મિલકતનો ધણી ગુમ થયો હોય, તેને રાજાએ ત્રણ વરસ સુધી અનામત રાખવી. એ ત્રણ વરસમાં તેના ધણીનો પત્તો લાગે તો તે તેને આપી દેવી અને પત્તો ન મળે તો ત્રણ વર્ષ પછી પોતે લઈ લેવી. ૩૦

**ममेदमिति यो ब्रूयात्सोऽनुयोज्यो यथाविधि ।**
**संवाद्य रूपसंख्यादीन्स्वामी तद्द्रव्यमर्हति ॥ ३१ ॥**

જો કોઈ કહે કે, 'આ મારી મિલકત છે' તો તેને રાજાએ વિધિપૂર્વક પૂછપરછ કરવી. મિલકતની વસ્તુનાં રૂપ, સંખ્યા વગેરે વિશે જો તે ખાતરી કરાવે, તો તે ધણી તે દ્રવ્યને પાત્ર છે.

**अवेदयानो नष्टस्य देशं कालं च तत्त्वतः ।**
**वर्णं रूपं प्रमाणं च तत्समं दण्डमर्हति ॥ ३२ ॥**

પણ, જો દાવાદાર એ ગુમ થયેલી વસ્તુનાં રંગ, રૂપ અને પ્રમાણને તેમજ તેના દેશકાલને બરાબર પુરવાર ન કરી શકે, તો એને તે વસ્તુની કિંમત જેટલો દંડ ઘટે છે. ૩૨

**आददीताथ षड्भागं प्रणष्टाधिगतान्नृपः ।**
**दशमं द्वादशं वापि सतां धर्ममनुस्मरन् ॥ ३३ ॥**

ખોવાયેલી જે વસ્તુ રાજા પાસે આવે, તેમાંથી સત્પુરુષોના ધર્મને જાણનારો રાજા તેના રક્ષાદિ નિમિત્તે તેમાંથી છઠ્ઠો, દશમો કે બારમો ભાગ લે. ૩૩

**प्रणष्टाधिगतं द्रव्यं तिष्ठेद्युक्तैरधिष्ठितम् ।**
**यांस्तत्र चौरान्गृह्णीयात्तान्राजेभेन घातयेत् ॥ ३४ ॥**

ખોવાયેલું જે દ્રવ્ય રાજા પાસે આવ્યું હોય તેને યોગ્ય પહેરામાં રાખવું. ત્યાંથી જે ચોરો તેને લઈ જાય તેમને રાજાએ હાથીથી મરાવી નાખવા. ૩૪

**ममायमिति यो ब्रूयान्निधिं सत्येन मानवः ।**
**तस्याददीत षड्भागं राजा द्वादशमेव वा ॥ ३५ ॥**

જો કોઈ માણસ સત્યપૂર્વક કહે, કે આ મારો ધનભંડાર

છે, તો રાજાએ તેમાંથી રક્ષાનિમિત્તે છઠ્ઠો કે બારમો ભાગ લેવો અને બાકીનો તેને આપવો. ૩૫

**अनृतं तु वदन्दण्ड्यः स्ववित्तस्यांशमष्टमम् ।**
**तस्यैव वा निधानस्य संख्यायाल्पीयसीं कलाम् ॥ ३६ ॥**

પણ, જો કોઈ જૂઠેજૂઠું જ એ પ્રમાણે કહે, તો તેની મિલકતમાંથી આઠમા ભાગનો અથવા તે ભંડારની સંખ્યાના પ્રમાણમાં થોડો એવો તેને દંડ કરવો. ૩૬

**विद्वांस्तु ब्राह्मणो दृष्ट्वा पूर्वोपनिहितं निधिम् ।**
**अशेषतोऽप्याददीत सर्वस्याधिपतिर्हि सः ॥ ३७ ॥**

જો વિદ્વાન બ્રાહ્મણને પૂર્વથી દટાઈ રહેલો ધનભંડાર જડી આવે, તો તે તેણે અશેષે લઈ લેવો. કેમકે, બ્રાહ્મણ સર્વ-ધનનો સ્વામી છે. ૩૭

**यं तु पश्येन्निधिं राजा पुराणं निहितं क्षितौ ।**
**तस्माद्द्विजेभ्यो दत्त्वाऽर्धमर्धं कोशे प्रवेशयेत् ॥ ३८ ॥**

પણ જો જમીનમાં દટાયેલો પુરાણો ભંડાર રાજાને મળી આવે, તો તે ભંડારમાંથી અર્ધો ભાગ બ્રાહ્મણને આપવો અને બાકીનો અર્ધો ભાગ ખજાનામાં લઇ જવો. ૩૮

**निधीनां तु पुराणानां धातूनामेव च क्षितौ ।**
**अर्धभाग्रक्षणाद्राजा भूमेरधिपतिर्हि सः ॥ ३९ ॥**

ભૂમિમાંના પુરાણા ભંડારોના અને પૃથ્વીમાંની ધાતુઓના અર્ધા ભાગનો રાજા હકદાર છે; કેમકે ભૂમિનું રક્ષણ કરવાથી તે તેનો અધિપતિ છે. ૩૯

**दातव्यं सर्ववर्णेभ्यो राज्ञा चौरैर्हृतं धनम् ।**
**राजा तदुपयुञ्जानश्चौरस्याप्नोति किल्बिषम् ॥ ४० ॥**

ચોરોએ ચોરેલું ધન રાજાએ તે તે સૌ વર્ણોને પાછું આપવું. કારણ કે રાજા જો તે ધનનો ઉપયોગ કરે છે, તો તેને ચોરીનું પાપ લાગે છે. ૪૦

**जातिजानपदान्धर्माञ्श्रेणीधर्मांश्च धर्मवित् ।**
**समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपादयेत् ॥ ४१ ॥**

જાતિધર્મો, દેશધર્મો, શ્રેણીધર્મો તથા કુલધર્મોને બરાબર જાણીને ધર્મજ્ઞ રાજાએ ન્યાયનિર્ણય કરવો. ૪૧

**स्वानि कर्माणि कुर्वाणा दूरे सन्तोऽपि मानवाः ।**
**प्रिया भवन्ति लोकस्य स्वे स्वे कर्मण्यवस्थिताः ॥ ४२ ॥**

પોતપોતાના ધર્મોનું પાલન કરનારા અને પોતાનાં નિત્યકર્મો કર્યાં કરનારા માણસો દૂર હોય તોપણ તેઓ આ લોકોમાં પ્રિય થાય છે. ૪૨

**नोत्पादयेत्स्वयं कार्यं राजा नाप्यस्य पूरुषः ।**
**न च प्रापितमन्येन ग्रसेदर्थं कथंचन ॥ ४३ ॥**

રાજાએ પોતે અને તેના અધિકારીએ સુધ્ધાં કોઇ ખટલો ઊભો કરવો નહિ. તેમજ, બીજાએ માંડેલો દાવો ક્યારેય ધન આદિના લોભથી ગળી જવો નહિ. ૪૩

**यथा नयत्यसृक्पातैर्मृगस्य मृगयुः पदम् ।**
**नयेत्तथाऽनुमानेन धर्मस्य नृपतिः पदम् ॥ ४४ ॥**

શિકારી જેમ લોહીનાં પડેલાં ટીપાં ઉપરથી શસ્ત્રથી મારેલા મૃગનું સ્થાનક શોધી કાઢે છે, તેમ રાજાએ અનુમાનથી ધર્મનું તત્ત્વ ( ન્યાયનિર્ણય ) તારવી કાઢવું. ૪૪

**सत्यमर्थं च संपश्येदात्मानमथ साक्षिणः ।**
**देशं रूपं च कालं च व्यवहारविधौ स्थितः ॥ ४५ ॥**

દાવાની તપાસમાં બેઠેલા રાજાએ સત્ય જોવું, અર્થ જોવો, પોતાનો વિચાર કરવો, સાક્ષીઓ તપાસવા; તેમજ દેશ, સ્વરૂપ અને સમયનો વિચાર કરવો. ૪૫

**सद्भिराचरितं यत्स्याद्धार्मिकैश्च द्विजातिभिः ।**
**तद्देशकुलजातीनामविरुद्धं प्रकल्पयेत् ॥ ४६ ॥**

સત્પુરુષોએ તથા ધર્મનિષ્ઠ દ્વિજોએ જે આચરણ કર્યું હોય, તેને દેશ, કુલ અને જાતિથી અવિરોધી જાણવું. ૪૬

લેણદેણ સંબંધી દાવા—

**अधमर्णार्थसिद्ध्यर्थमुत्तमर्णेन चोदितः ।**
**दापयेद्धनिकस्यार्थमधमर्णाद्विभावितम् ॥ ४७ ॥**

કરજદાર પાસેથી ધન વસૂલ મેળવવા સારુ લેણદારે દાવો માંડ્યો હોય, તો તે લેણદારનું સાબિત થયેલું લેણું દેણદાર પાસેથી અપાવવું. ૪૭

**यैर्यैरुपायैरर्थं स्वं प्राप्नुयादुत्तमर्णिकः ।**
**तैस्तैरुपायैः संगृह्य दापयेदधमर्णिकम् ॥ ४८ ॥**

લેણદાર જે જે ઉપાયોથી પોતાનું ધન મેળવી શકે એમ હોય, તે તે ઉપાયો કરીને રાજાએ તેને દેણદાર પાસેથી તે અપાવવું. ૪૮

**धर्मेण व्यवहारेण छलेनाचरितेन च ।**
**प्रयुक्तं साधयेदर्थं पञ्चमेन बलेन च ॥ ४९ ॥**

ધર્મ, વ્યવહાર, છળ, લાંઘણ વગેરે દબાણ અને પાંચમું બળ એ વડે ઉપાય કરીને લેણદારે પોતાનું લેણું સર કરવું.

**यः स्वयं साधयेदर्थमुत्तमर्णोऽधमर्णिकात् ।**
**न स राज्ञाऽभियोक्तव्यः स्वकं संसाधयन्धनम् ॥ ५० ॥**

જો લેણદાર પોતેજ દેણદાર પાસેથી પોતાનું માગતું ધન મેળવી લે, તો પોતાનું ધન મેળવી લેનારા એ લેણદારને રાજાએ ઠપકો આપવો નહિ. ૫૦

**अर्थेऽपव्ययमानं तु करणेन विभावितम् ।**
**दापयेद्धनिकस्यार्थं दण्डलेशं च शक्तितः ॥ ५१ ॥**

લેણા વિશે દેણદાર ના પાડતો હોય, છતાં તપાસથી તે લેણું સિદ્ધ થતું હોય, તો લેણદારને તેનું લેણું અપાવવું અને દેણદારનો તેની શક્તિ અનુસાર થોડો દંડ કરવો. ૫૧

**[ यत्र न स्यात्कृतं यत्र करणं च न विद्यते ।**
**न चोपलम्भपूर्वोक्तस्तत्र दैवीक्रिया भवेत् ॥**

જ્યાં લખાણપડાણુજ ન કરાયું હોય અને જ્યાં દસ્તાવેજ ન હોય, ત્યાં આગળ કહેલી તપાસ ન કરતાં દૈવી ક્રિયાજ કરવી. ]

**अपह्नवेऽधमर्णस्य देहीत्युक्तस्य संसदि ।**
**अभियोक्ता दिशेद्देश्यं करणं वाऽन्यदुद्दिशेत् ॥ ५२ ॥**

'આપી દે' એમ ન્યાયસભામાં કહેવા છતાં પણ દેણદાર દેણું ગુપાવે, તો લેણદાર વાદીએ સાક્ષીઓ અથવા બીજા દેખત પુરાવાઓ રજૂ કરવા. ૫૨

**अदेश्यं यश्च दिशति निर्दिश्यापह्नुते च यः ।**
**यश्चाधरोत्तरानर्थान्विगीतान्नावबुद्ध्यते ॥ ५३ ॥**

अपादिश्यापदेश्यं च पुनर्यस्त्वपधावति ।
सम्यक्प्रणिहितं चार्थं पृष्टः सन्नाभिनन्दति ॥ ५४ ॥
असंभाष्ये साक्षिभिश्च देशे संभाषते मिथः ।
निरुच्यमानं प्रश्नं च नेच्छेद्यश्चापि निष्पतेत् ॥ ५५ ॥
ब्रूहीत्युक्तश्च न ब्रूयादुक्तं च न विभावयेत् ।
न च पूर्वापरं विद्यात्तस्मादर्थात्स हीयते ॥ ५६ ॥

જે ઉટાંગ સાક્ષીપુરાવા આપે, જે સાક્ષીપુરાવા આપી ગુપચાવે, પોતે આગળપાછળ કહેલી વાતનો જે મેળ ન રાખે, અમુક વસ્તુ કહ્યા છતાં ફરી પૂછવામાં આવતાં જે ફરી જાય, પોતે વાત વિધિયુક્ત રજૂ કર્યા છતાં, પ્રશ્ન પુછાતાં જે તેનું સમાધાન કરી શકે નહિ, ગુસપુસને માટે અયોગ્ય એવા સ્થાનમાં સાક્ષીઓ સાથે જે એકાંતમાં વાતચીત કરે, જે કહેવા યોગ્ય પ્રશ્નની ઇચ્છા રાખે, જે બહાર નાસી છૂટે, 'કહે' એમ કહેવા છતાં જે કહે નહિ, જે કહેલી વાતને સમર્થન આપે નહિ તેમજ જે પૂર્વાપરને જાણે નહિ, તે માણસ પોતાના દાવામાં હારી જાય છે. ૫૩–૫૬

साक्षिणः सन्ति मेत्युक्त्वा दिशेत्युक्तो दिशेन्न यः ।
धर्मस्थः कारणैरेतैर्हीनं तमपि निर्दिशेत् ॥ ५७ ॥

'મારે સાક્ષીઓ છે' એમ કહે, છતાં 'સાક્ષીઓ રજૂ કરો' એમ કહેવામાં આવતાં જે મને રજૂ કરે નહિ, તે માણસ એ કારણોથી દાવો હાર્યો છે એમ ન્યાયાધીશે જણાવવું. ૫૭

अभियोक्ता न चेद् ब्रूयाद्वध्यो दण्ड्यश्च धर्मतः ।
न चेत्त्रिपक्षात्प्रब्रूयाद्धर्मं प्रति पराजितः ॥ ५८ ॥

વાદી જો કેફિયત પુરવાર કરે નહિ તો ન્યાયાનુસાર તેને બંધન અને દંડ કરવાં ઘટે. પ્રતિવાદી જો ત્રણ પખવાડિયાંમાં પોતાનો બચાવ કરે નહિ, તો ન્યાય પ્રમાણે તે પ્રતિવાદીને હારી ગયેલો જાણવો. ૫૮

**यो यावन्निह्नुवीतार्थं मिथ्या यावति वा वदेत् ।**
**तौ नृपेण ह्यधर्मज्ञौ दाप्यौ तद्द्विगुणं दमम् ॥ ५९ ॥**

જે દેણદાર દેણાની જેટલી રકમ છુપાવે અને જે લેણદાર લેણાનો જેટલો ખોટો દાવો કરે, તે બન્ને અધર્મીઓને રાજાએ તે તે રકમના તેટલા તેટલા પ્રમાણમાં બેવડો દંડ કરવો. ૫૯

**पृष्टोऽपव्ययमानस्तु कृतावस्थो धनैषिणा ।**
**त्र्यवरैः साक्षिभिर्भाव्यो नृपब्राह्मणसंनिधौ ॥ ६० ॥**

રાજા અને બ્રાહ્મણ ન્યાયાધીશની હાજરીમાં પૂછવામાં આવતાં, જો દેણદાર દેણાનો ઇનકાર કરે, તો લેણદારે ઓછામાં ઓછા ત્રણ સાક્ષીઓથી પોતાનો દાવો સાબિત કરવો. ૬૦

સાક્ષીઓ કેવા કરવા ?—

**यादृशा धनिभिः कार्या व्यवहारेषु साक्षिणः ।**
**तादृशान्संप्रवक्ष्यामि यथा वाच्यमृतं च तैः ॥ ६१ ॥**

લેણદારોએ દાવાવહેવારોમાં કેવા સાક્ષીઓ કરવા જોઇએ અને તે સાક્ષીઓએ કેવી સાચી સાક્ષી પૂરવી જોઇએ, તે હવે કહીશ. ૬૧

**गृहिणः पुत्रिणो मौलाः क्षत्रविट्शूद्रयोनयः ।**
**अर्थ्युक्ताः साक्ष्यमर्हन्ति न ये केचिदनापदि ॥ ६२ ॥**

ઘરબારવાળાઓ, પુત્રવાળાઓ, એકજ ગામવાસી ક્ષત્રિય,

વૈશ્ય તેમજ શૂદ્ર વર્ણવાળાઓ; એટલાને જો વાદી સાક્ષીમાં બોલાવે તો તેઓ સાક્ષી આપી શકે, પણ આપત્તિ રહિત સમયમાં હરકોઈ માણસ સાક્ષી પૂરી શકે નહિ. ૬૨

**आप्ताः सर्वेषु वर्णेषु कार्याः कार्येषु साक्षिणः ।**
**सर्वधर्मविदोऽलुब्धा विपरीतांस्तु वर्जयेत् ॥ ६३ ॥**

સર્વ વર્ણોમાં જેઓ યથાર્થ કહેનારા હોય, જેઓ સર્વ ધર્મોના વેત્તા હોય અને જેઓ લોભરહિત હોય, તેમનેજ દાવાઓમાં સાક્ષીઓ કરવા, એથી વિપરીત ગુણવાળાઓને વર્જવા.

**नार्थसंबन्धिनो नाप्ता न सहाया न वैरिणः ।**
**न दृष्टदोषाः कर्तव्या न व्याध्यार्ता न दूषिताः ॥ ६४ ॥**

લેણામાં જેમનું લાગતુંવળગતું હોય, જેઓ સ્નેહીસંબંધી હોય, સહાયક હોય અને વૈરી હોય, જેમણે જૂઠા શપથ ખાધા હોય જેઓ રોગથી પીડાયેલા હોય તેમજ જેઓ દોષિત થયેલા હોય તેમને સાક્ષી કરવા નહિ. ૬૪

**न साक्षी नृपतिः कार्यो न कारुककुशीलवौ ।**
**न श्रोत्रियो न लिङ्गस्थो न सङ्गेभ्यो विनिर्गतः ॥ ६५ ॥**

રાજા, કારીગર, નટાદિ ધંધાદારીઓ, શ્રોત્રિય, બ્રહ્મચારી અને સંગમુક્ત સંન્યાસી—એમને સાક્ષીઓ કરવા નહિ. ૬૫

**नाध्यधीनो न वक्तव्यो न दस्युर्न विकर्मकृत् ।**
**न वृद्धो न शिशुर्नैको नान्त्यो न विकलेन्द्रियः ॥ ६६ ॥**

દાસો, નિંદાપાત્રો, ચોરડાકુઓ, અવળાં કામો કરવાવાળા, વૃદ્ધો, બાળકો, ચંડાળો અને અપંગોને સાક્ષી કરવા નહિ. ૬૬

**नार्तो न मत्तो नोन्मत्तो न क्षुत्तृष्णोपपीडितः ।**
**न श्रमार्तो न कामार्तो न क्रुद्धो नापि तस्करः ॥ ६७ ॥**

દુઃખી, નશામાં પડેલો, ઉન્મત્ત થયેલો, ભૂખતરસથી પીડાયેલો, શ્રમથી થાકેલો, કામથી પીડિત અને ચોર એમને પણ સાક્ષીમાં લેવા નહિ. ૬૭

**स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युर्द्विजानां सदृशा द्विजाः ।**
**शूद्राश्च सन्तः शूद्राणामन्त्यानामन्त्ययोनयः ॥ ६८ ॥**

સ્ત્રીઓની સાક્ષી સ્ત્રીઓ પૂરે, દ્વિજોની સાક્ષી દ્વિજો આપે, શૂદ્રોની સાક્ષી શૂદ્રો પૂરે અને ચંડાળજાતનાઓની સાક્ષી ચંડાળો આપે. ૬૮

**अनुभावी तु यः कश्चित्कुर्यात्साक्ष्यं विवादिनाम् ।**
**अन्तर्वेश्मन्यरण्ये वा शरीरस्यापि चात्यये ॥ ६९ ॥**

ઘરના અંતરવાસમાં, અરણ્યમાં કે શરીરના ઘાત સંબંધમાં જે કોઇ જાણકાર હોય તે પક્ષકારો તરફથી સાક્ષી થઈ શકે છે.

**स्त्रियाऽप्यसंभवे कार्यं बालेन स्थविरेण वा ।**
**शिष्येण बन्धुना वापि दासेन भृतकेन वा ॥ ७० ॥**

આનો અસંભવ હોય, તો સ્ત્રી, બાળક, વૃદ્ધ, શિષ્ય, સંબંધી, દાસ અને સેવકથી પણ સાક્ષી અપાય. ૭૦

**बालवृद्धातुराणां च साक्ष्येषु वदतां मृषा ।**
**जानीयादस्थिरां वाचमुत्सिक्तमनसां तथा ॥ ७१ ॥**

બાળક, વૃદ્ધ, રોગી અને ચંચળ ચિત્તવાળાઓ એ સાક્ષીમાં જૂઠું બોલી નાખે છે, તો રાજાએ તેમની અસ્થિર વાણીને જાણી લેવી. ૭૧

**साहसेषु च सर्वेषु स्तेयसंग्रहणेषु च।**
**वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः ॥ ७२ ॥**

સાહસકાર્ય, ચોરી, છિનાળું, ગાળાગાળી અને મારામારી એ સૌ કામોમાં સાક્ષીઓ સંબંધમાં ઉપરની જેમ ઝીણી પરીક્ષા કરવી નહિ. ૭૨

**बहुत्वं परिगृह्णीयात्साक्षिद्वैधे नराधिपः।**
**समेषु तु गुणोत्कृष्टान् गुणिद्वैधे द्विजोत्तमान् ॥ ७३ ॥**

બેઉ પક્ષના સાક્ષીઓમાં વિરોધ હોય, તો જેના ઘણા સાક્ષીઓ હોય તે વાત રાજાએ માન્ય કરવી; જેમાં-સાક્ષીઓ સરખા પ્રમાણમાં સંમત અને અસંમત હોય, તેમાં રાજાએ ગુણવાન સાક્ષીઓની વાત સ્વીકારવી; અને જેમાં ગુણવાન સાક્ષીઓ પણ બેમત હોય, તેમાં તેણે દ્વિજોત્તમોની સાક્ષી માન્ય રાખવી. ૭૩

સાક્ષીઓ સંબંધી—

**समक्षदर्शनात्साक्ष्यं श्रवणाच्चैव सिद्ध्यति।**
**तत्र सत्यं ब्रुवन्साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥ ७४ ॥**

નજરેનજર દીઠું હોય અને કાનોકાન સાંભળ્યું હોય તો જુબાની સાચી ઠરે છે. તેમાં સત્ય બોલનારો સાક્ષી ધર્મ અને અર્થથી લેપાતો નથી. ૭૪

**साक्षी दृष्टश्रुतादन्यद्विब्रुवन्नार्यसंसदि।**
**अवाङ्नरकमभ्येति प्रेत्य स्वर्गाच्च हीयते ॥ ७५ ॥**

જે સાક્ષી પોતે જોયું હોય અને સાંભળ્યું હોય તેથી ઊલટું જ આર્યસભામાં કહે છે, તે મરણ પછી ઊંધે માથે નરકમાં જાય છે અને સ્વર્ગથી વંચિત રહે છે. ૭૫

**यत्रानिबद्धोऽपीक्षेत शृणुयाद्वापि किंचन ।**
**दृष्टस्तत्रापि तद् ब्रुयाद्यथादृष्टं यथाश्रुतम् ॥ ७६ ॥**

સાક્ષી તરીકે ઊભો ન કરવામાં આવેલો માણસ પણ એ કામમાં જો કાંઇ જોઈ શકતો કે સાંભળી શકતો હોય, તો એને બોલાવવામાં આવે ત્યારે એણે પોતે જેવું જોયું અને સાંભળ્યું હોય તેવુંજ કહેવું. ૭૬

**एकोऽलुब्धस्तु साक्षी स्याद्बह्व्यः शुच्योऽपि न स्त्रियः ।**
**स्त्रीबुद्धेरस्थिरत्वात्तु दोषैश्चान्येऽपि ये वृताः ॥ ७७ ॥**

એક વણલોભી સાક્ષી બસ થાય. પણ સ્ત્રીબુદ્ધિની અસ્થિરતાને લઇને અનેક પવિત્ર સ્ત્રીઓ પણ સાક્ષી તરીકે પૂરી લેખાય નહિ. તેમજ બીજાઓ જે ચોરી આદિ દોષોથી ઘેરાયેલા છે, તેઓ પણ અપૂરતા ગણાય. ૭૭

**स्वभावेनैव यद् ब्रूयुस्तद् ग्राह्यं व्यावहारिकम् ।**
**अतो यदन्यद्विब्रूयुर्धर्मार्थं तदपार्थकम् ॥ ७८ ॥**

સાક્ષીઓ જે સ્વાભાવિક રીતે કહે, તે દાવાને અંગે માન્ય કરવું. પણ તે જે અવળસવળ બોલે તેને ન્યાયને અર્થે નિરર્થક જાણવું. ૭૮

**सभान्तः साक्षिणः प्राप्तानर्थिप्रत्यर्थिसंनिधौ ।**
**प्राड्विवाकोऽनुयुञ्जीत विधिना तेन सान्त्वयन् ॥ ७९ ॥**

વાદીપ્રતિવાદીઓની સમક્ષ સભામાં આવેલા સાક્ષીઓને વિવાદ શરૂ કરતા પહેલાં નીચેની વિધિએ સાંત્વન આપવું. ૭૯

**यद्द्वयोरनयोर्वेत्थ कार्येऽस्मिंश्चेष्टितं मिथः ।**
**तद् ब्रूत सर्वं सत्येन युष्माकं ह्यत्र साक्षिता ॥ ८० ॥**

આ કામમાં તમે બેઉનો જે અન્યોન્ય વ્યવહાર થયો છે તે જાણો છો, તમે અહીં સાક્ષી છો, તો તે બધું તમે સત્યપૂર્વક કહો. ૮૦

**सत्यं साक्ष्ये ब्रुवन्साक्षी लोकानाप्नोति पुष्कलान् ।**
**इह चानुत्तमां कीर्तिं वागेषा ब्रह्मपूजिता ॥ ८१ ॥**

જે સાક્ષી સાક્ષી આપતાં સત્ય બોલે છે, તે ઉત્તમ લોકોને પામે છે અને આ લોકમાં અનુપમ કીર્તિ મેળવે છે. સત્યવાણીજ વેદમાં પૂજાઈ છે. ૮૧

**साक्ष्येऽनृतं वदन्पाशैर्बद्ध्यते वारुणैर्भृशम् ।**
**विवशः शतमाजातीस्तस्मात्साक्ष्यं वदेदृतम् ॥ ८२ ॥**

સાક્ષી આપતાં જે અસત્ય બોલે છે, તે સખત રીતે વરુણના પાશોથી બંધાય છે અને સો જન્મ સુધી પરાધીન થાય છે. આથી સાક્ષી આપતાં સત્યજ કહેવું. ૮૨

**[ब्राह्मणो वै मनुष्याणामादित्यस्तेजसां दिवि ।**
**शिरो वा सर्वगात्राणां धर्माणां सत्यमुत्तमम् ॥**

આકાશમાં તેજસ્વી પદાર્થોમાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં જેમ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, સર્વ અંગોમાં જેમ મસ્તક શ્રેષ્ઠ છે, તેમ સકલ ધર્મોમાં સત્ય શ્રેષ્ઠ છે.]

**[ नास्ति सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।**
**साक्षिधर्मे विशेषेण तस्मात्सत्यं विशिष्यते ॥**

સત્યથી વિશેષ કોઈ ધર્મ નથી, અસત્યથી વિશેષ કોઈ પાતક નથી, તેથી સાક્ષીના ધર્મકાર્યમાં સત્ય વિશેષે કરીને શ્રેષ્ઠ છે.

**[ एक एवाद्वितीयं तु प्रब्रुवन्नावबुध्यते ।**
**सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥**

બ્રહ્મ એક અને અદ્વિતીય છે, એમ બોલવામાં આવે તેથી કંઈ એ બ્રહ્મનું જ્ઞાન થતું નથી. મહાસાગરમાં નાવ જેમ તરવાની સીડી છે, તેમ સત્ય સ્વર્ગે જવાની સીડીરૂપે છે.]

**सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्धते ।**
**तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥ ८३ ॥**

સત્યથી સાક્ષી પાવન થાય છે અને સત્યથી ધર્મની વૃદ્ધિ થાય છે; તેથી સર્વ વર્ણોને વિશે સાક્ષીઓએ સત્યજ બોલવું.

**आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः ।**
**मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥ ८४ ॥**

પોતેજ પોતાનો સાક્ષી છે અને પોતેજ પોતાની ગતિ છે. એટલે માણસોના ઉત્તમ સાક્ષીરૂપ પોતાના આત્માને તુ અવમાનીશ મા. ૮૪

**मन्यन्ते वै पापकृतो न कश्चित्पश्यतीति नः ।**
**तांस्तु देवाः प्रपश्यन्ति स्वस्यैवान्तरपूरुषः ॥ ८५ ॥**

પાપ કરનારાઓ માને છે કે, 'અમને કોઈ જોતું નથી.' પણ દેવો અને તેમનો પોતાનો અંતર્યામી આત્મા તેમને જુએજ છે. ૮૫

**द्यौर्भूमिरापो हृदयं चन्द्रार्काग्नियमानिलाः ।**
**रात्रिः संध्ये च धर्मश्च वृत्तज्ञाः सर्वदेहिनाम् ॥ ८६ ॥**

આકાશ, ભૂમિ, જલ, હૃદય, ચંદ્ર, સૂર્ય, અગ્નિ, યમ, વાયુ, રાત્રિ, બે સંધ્યાઓ, તેમજ ધર્મ—એ સર્વ સૌ દેહધારીઓનાં વર્તનને જાણનારાં છે. ૮૬

देवब्राह्मणसांनिध्ये साक्ष्यं पृच्छेदृतं द्विजान् ।
उदङ्मुखान्प्राङ्मुखान्वा पूर्वाह्णे वै शुचिः शुचीन् ॥ ८७ ॥

સવારના પહોરમાં શુદ્ધ થઇને, ન્યાયાધીશે, દેવ અને બ્રાહ્મણની સમક્ષમાં, ઉત્તર તથા પૂર્વ તરફ મોં રાખી રહેલા પવિત્ર બ્રાહ્મણોની સત્ય એવી સાક્ષી લેવી. ૮૭

ब्रूहीति ब्राह्मणं पृच्छेत्सत्यं ब्रूहीति पार्थिवम् ।
गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥ ८८ ॥

બ્રાહ્મણને 'કહો' એમ કહીને પૂછવું; ક્ષત્રિયને 'સાચું કહો' કહીને પૂછવું; વૈશ્યને ગાય, ઘી અને સોનાની ચોરીનું પાપ બતાવી પૂછવું અને શૂદ્રોને સર્વ પાપો બતાવી પૂછવું.

ब्रह्मघ्नो ये स्मृता लोका ये च स्त्रीबालघातिनः ।
मित्रद्रुहः कृतघ्नस्य ते ते स्युर्ब्रुवतो मृषा ॥ ८९ ॥

જૂઠું બોલનારને તે તે લોક મળે છે, જે જે લોક બ્રહ્મહત્યારા, સ્ત્રીહત્યારા, બાલહત્યારા, મિત્રદ્રોહી અને કૃતઘ્નો માટે કહ્યા છે. ૮૯

जन्मप्रभृति यत्किंचित्पुण्यं भद्र त्वया कृतम् ।
तत्ते सर्वं शुनो गच्छेद्यदि ब्रूयास्त्वमन्यथा ॥ ९० ॥

ભલા! જન્મથી માંડીને તું જે કાંઈ પુણ્ય કમાયો હશે, તે બધું તું જૂઠું બોલશે તો કૂતરાને મોંએ જશે. ૯૦

एकोऽहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे ।
नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः ॥ ९१ ॥

ભલા ભાઈ! તું જે માને છે કે એક હું જ છું; પણ

તારા હૈયામાં તો પેલો પુણ્યપાપ જોનારો પરમાત્મા નિત્ય બેઠો છે તેને જો! ૯૧

**यमो वैवस्वतो देवो यस्तवैष हृदि स्थितः ।**
**तेन चेदविवादस्ते मा गङ्गां मा कुरून्गमः ॥ ९२ ॥**

એ વૈવસ્વત યમદેવ (પરમાત્મા) તારા હૃદયમાંજ રહ્યા છે. તને તેમની સાથે વિવાદ ન હોય, તો તો તું ગંગાએ ન જઈશ અને કુરુક્ષેત્રમાં પણ જઈશ નહિ. ૯૨

**नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः ।**
**अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत् ॥ ९३ ॥**

જે જૂઠી સાક્ષી આપે છે, તેને નાગો, બોડકો, ભૂખતરસે પીડાયેલો અને આંધળો થઈ, ખપ્પર લઇ, શત્રુને ઘેર ભીખ માગવા જવું પડે છે. ૯૩

**अवाक्शिरास्तमस्यन्धे किल्बिषी नरकं व्रजेत् ।**
**यः प्रश्नं वितथं ब्रूयात्पृष्टः सन् धर्मनिश्चये ॥ ९४ ॥**

ન્યાયની નિર્ણયવેળાએ પૂછવામાં આવે, ત્યારે જે સાક્ષી પ્રશ્નનો ખોટો જવાબ આપે છે, તે પાપિયો ઊંધે માથે અંધ નરકે પડે છે. ૯૪

**अन्धो मत्स्यानिवाश्नाति स नरः कण्टकैः सह ।**
**यो भाषतेऽर्थवैकल्यमप्रत्यक्षं सभां गतः ॥ ९५ ॥**

ન્યાયસભામાં આવી, જે ગોટાળાભર્યાં અર્થવાળું જૂઠાણું કહે છે, તે માણસ આંધળાની જેમ કાંટાઓ સાથે માછલાં ખાય છે. ૯૫

**यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशङ्कते ।**
**तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ॥ ९६ ॥**

જે સાક્ષી આપનારનો વિદ્વાન અંતરાત્મા સત્યાસત્યની શંકા કરતો નથી, તે પુરુષ કરતાં બીજા કોઇને દેવો આ લોકમાં ચડિયાતો જાણતા નથી. ૯૬

**यावतो बान्धवान्यस्मिन्हन्ति साक्ष्येऽनृतं वदन् ।**
**तावतः संख्यया तस्मिञ्छृणु सौम्यानुपूर्वशः ॥ ९७ ॥**

હે સૌમ્ય! સાક્ષીમાં અસત્ય બોલનારો જેટલા બાંધવોને નરકમાં ગબડાવે છે, તેટલાની સંખ્યા વિશે ક્રમપૂર્વક સાંભળ.

[ **एवं संबन्धनात्तस्मान्मुच्यते नियतावृतः ।**
**पशून्गोश्वपुरुषाणां हिरण्यं भूर्यथाक्रमम् ॥**

આમ પશુ, ગાય, ઘોડા, પુરુષ, સોનું અને ભૂમિ એ સંબંધમાં જે જૂઠું બોલે છે, તેના બાંધવો યથાક્રમે શ્રેય વિનાના થાય છે.]

**पञ्च पश्वनृते हन्ति दश हन्ति गवानृते ।**
**शतमश्वानृते हन्ति सहस्रं पुरुषानृते ॥ ९८ ॥**

પશુસંબંધી અસત્ય બોલીને તે પાંચ બાંધવોને, ગાય-સંબંધી અસત્ય બોલીને દશ બાંધવોને, ઘોડા સંબંધી અ-સત્ય બોલીને સો બાંધવોને અને પુરુષ સંબંધી અસત્ય બોલીને તે હજાર બાંધવોને નરકે નાખે છે. ૯૮

**हन्ति जातानजातांश्च हिरण्यार्थेऽनृतं वदन् ।**
**सर्वं भूम्यनृते हन्ति मा स्म भूम्यनृतं वदीः ॥ ९९ ॥**

સુવર્ણને અર્થે અસત્ય બોલનારો જન્મેલા અને ન જન્મેલા બાંધવોને નરકવાસી કરે છે અને ભૂમિ સંબંધી અસત્ય કહેનારો સર્વ પ્રાણીઓને નરકમાં પાડે છે. તેથી ભૂમિ વિશે અસત્ય બોલીશજ મા. ૯૯

**अप्सु भूमिवदित्याहुः स्त्रीणां भोगे च मैथुने ।**
**अब्जेषु चैव रत्नेषु सर्वेष्वश्ममयेषु च ॥ १०० ॥**

જલાશયો વિશે, સ્ત્રીઓના ભોગ–મૈથુન વિશે, મોતી વગેરે વિશે, રત્નો વિશે, તેમજ સર્વ પાષાણ પદાર્થો વિશે જૂઠી સાક્ષી આપનારને ભૂમિને લગતું પાપફલ લાગે છે–એમ ઋષિઓ કહે છે. ૧૦૦

[ **पशुवत्क्षौद्रघृतयोर्यानेषु च तथाऽश्ववत् ।**
**गोवद्रजतवस्त्रेषु धान्ये ब्राह्मणवद्विधिः ॥**

મધ અને ઘીના સંબંધમાં જૂઠું બોલનારને પશુને લગતું, વાહનો સંબંધમાં જૂઠું બોલનારને ઘોડાને લગતું, ચાંદી અને વસ્ત્રના સંબંધમાં જૂઠું બોલનારને ગાયને લગતું અને ધાન્યના સંબંધમાં જૂઠું બોલનારને બ્રાહ્મણને લગતું–એમ પાપનાં ફળ લાગે છે. ]

**एतान्दोषानवेक्ष्य त्वं सर्वाननृतभाषणे ।**
**यथाश्रुतं यथादृष्टं सर्वमेवाञ्जसा वद ॥ १०१ ॥**

અસત્ય બોલવામાં આ દોષો રહ્યા છે એ જોઇને તું તે બધું જેવું જોયું ને સાંભળ્યું હોય તેવું સત્ય કહે. ૧૦૧

**गोरक्षकान्वाणिजिकांस्तथा कारुकुशीलवान् ।**
**प्रैष्यान्वार्धुषिकांश्चैव विप्राञ्शूद्रवदाचरेत् ॥ १०२ ॥**

ઢોર ચારનારા, વણજ કરનારા, કારીગરો, નટાદિ ધંધાદારીઓ, ચાકરો અને વ્યાજજીવી બ્રાહ્મણો એમની સાથે રાજાએ શૂદ્રના જેમ આચાર રાખવો. ૧૦૨

[ **येप्यतीताः स्वधर्मेभ्यः परपिंडोपजीविनः ।**
**द्विजत्वमभिकांक्षन्ति तांश्च शूद्रानिवाचरेत् ॥**

વળી જેઓ સ્વધર્મોથી ચ્યુત થયા છે, જેઓ પારકાનું અન્ન ખાઈ જીવનારા છે અને છતાં જેઓ બ્રાહ્મણપણાની આશા રાખે છે, તેમને પણ રાજાએ શૂદ્રની જેમ વર્તાવ આપવો. ]

**तद्वदन् धर्मतोऽर्थेषु जानन्नप्यन्यथा नरः ।**
**न स्वर्गाच्च्यवते लोकाद्दैवीं वाचं वदन्ति ताम् ॥ १०३ ॥**

દાવાની બાબતમાં જાણકાર હોવા છતાં માણસ જો ધર્મને કારણે અન્યથા બોલે, તો તે સ્વર્ગલોકથી પતિત થતો નથી. ઋષિઓ તે વાણીને દૈવી કહે છે. ૧૦૩

**शूद्रविट्क्षत्रविप्राणां यत्रर्तोक्तौ भवेद्वधः ।**
**तत्र वक्तव्यमनृतं तद्धि सत्याद्विशिष्यते ॥ १०४ ॥**

સત્ય બોલવાથી જ્યાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોનો વધ થાય એમ હોય, ત્યાં અસત્ય ભલે બોલવું. કેમકે તેવું અસત્ય સત્ય કરતાં વિશેષ છે. ૧૦૪

**वाग्दैवत्यैश्च चरुभिर्यजेरंस्ते सरस्वतीम् ।**
**अनृतस्यैनसस्तस्य कुर्वाणा निष्कृतिं पराम् ॥ १०५ ॥**

તેવા અસત્યના પાપના પરમ પ્રાયશ્ચિત્ત સારુ તે બોલનારે વાણીદેવતાને ઉદ્દેશીને ચરુઓ બનાવી સરસ્વતીનું યજન કરવું.

**कूष्माण्डैर्वापि जुहुयाद्घृतमग्नौ यथाविधि ।**
**उदित्यृचा वा वारुण्या त्र्यृचेनाब्दैवतेन वा ॥ १०६ ॥**

અથવા કુષ્માંડમંત્રો (**यद्देवा देवहेडनम्**) વડે અગ્નિમાં યથાવિધિ ઘીનો હોમ કરવો; અથવા (**उदुत्तमं वरुणपाशं**) એ વરુણદેવના કે (**आपो हिष्ठा**) આદિ મંત્રોથી જલદેવતાની ત્રણ ઋચાઓ વડે અગ્નિમાં હોમ કરવો. ૧૦૬

**त्रिपक्षादब्रुवन्साक्ष्यमृणादिषु नरोऽगदः ।**
**तद्दणं प्राप्नुयात्सर्वं दशबन्धं च सर्वतः ॥ १०७ ॥**
**यस्य दृश्येत सप्ताहादुक्तवाक्यस्य साक्षिणः ।**
**रोगोऽग्निर्ज्ञातिमरणमृणं दाप्यो दमं च सः ॥ १०८ ॥**

લેણદેણના દાવાઓમાં કરજદારનો સાક્ષી નીરોગી હોવા છતાંય જો ત્રણ પખવાડિયાં સુધી જુબાની ન આપે તો લેણાની બધી રકમ લેણદારને મળે, અને તે સાક્ષીએ લેણાની તે રકમના દશમા ભાગ જેટલો રાજાને દંડ આપવો પડે. સાક્ષી આપી ગયેલા માણસને જો સાત દિવસમાં રોગ, આગ કે સંબંધીનું મરણ આવી પડેલું જણાય, તો રાજાએ કરજદાર પાસેથી લેણદારને તેનું લેણું અપાવવું અને તે સાક્ષીને દંડ કરવો.

**असाक्षिकेषु त्वर्थेषु मिथो विवदमानयोः ।**
**अविन्दंस्तत्त्वतः सत्यं शपथेनापि लम्भयेत् ॥ १०९ ॥**

જે દાવાઓમાં પરસ્પર પક્ષકારોના સાક્ષીઓ ન હોય અને જેમાં તાત્ત્વિક સત્ય જાણી શકાતું ન હોય, તેમાં શપથ આપીને સત્ય મેળવવું. ૧૦૯

**महर्षिभिश्च देवैश्च कार्यार्थं शपथाः कृताः ।**
**वसिष्ठश्चापि शपथं शेपे पैजवने नृपे ॥ ११० ॥**

દેવો અને મહર્ષિઓએ પણ કાર્યાર્થે શપથ ખાધા હતા. પિજવન પુત્ર સુદાસ રાજાની આગળ વસિષ્ઠે સુધ્ધાં સોગન ખાધા હતા. (વિશ્વામિત્રે વસિષ્ઠ ઉપર હત્યાનું આળ ચડાવ્યું હતું.) ૧૧૦

**न वृथा शपथं कुर्यात्स्वल्पेऽप्यर्थे नरो बुधः ।**
**वृथा हि शपथं कुर्वन्प्रेत्य चेह च नश्यति ॥ १११ ॥**

ડાહ્યા માણસે નાની વાતમાં પણ ખોટા સોગન ન ખાવા. ખોટા શપથ ખાનારો આ લોક ને પરલોક બંનેમાં નાશ પામે છે. ૧૧૧

**कामिनीषु विवाहेषु गवां भक्ष्ये तथेन्धने ।**
**ब्राह्मणाभ्युपपत्तौ च शपथे नास्ति पातकम् ॥ ११२ ॥**

કામિનીઓ સાથેના વિલાસોમાં, વિવાહોમાં, ગાય ખાઇ ગઈ હોય ત્યારે, તેમજ યજ્ઞનાં ઇંધન સંબંધમાં અને બ્રાહ્મણ ઉપરની સંકટવેળાએ સોગન ખાવામાં પાપ નથી. ૧૧૨

**सत्येन शापयेद्विप्रं क्षत्रियं वाहनायुधैः ।**
**गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥ ११३ ॥**

બ્રાહ્મણને સત્યના, ક્ષત્રિયને વાહન અને આયુધના, વૈશ્યને ગાય, ધાન્ય, તેમજ સુવર્ણના અને શૂદ્રને સર્વ પાપોના શપથ આપવા. ૧૧૩

**अग्निं वाहारयेदेनमप्सु चैनं निमज्जयेत् ।**
**पुत्रदारस्य वाप्येनं शिरांसि स्पर्शयेत्पृथक् ॥ ११४ ॥**

એની પાસે દેવતા ઉપડાવવો અથવા એને પાણીમાં ડૂબકી લેવડાવવી અથવા એની પાસે પત્ની કે પુત્રને માથે હાથ મુકાવવો. ૧૧૪

**यमिद्धो न दहत्यग्निरापो नोन्मज्जयन्ति च ।**
**न चार्तिमृच्छति क्षिप्रं स ज्ञेयः शपथे शुचिः ॥ ११५ ॥**

જેને ધગધગતો દેવતા બાળે નહિ, જેને પાણી ડુબાડી

દે નહિ અને જેને તત્કાળ મહાપીડા આવી પડે નહિ, તેને શપથમાં શુદ્ધ જાણવો. ૧૧૫

**वत्सस्य ह्यभिशस्तस्य पुरा भ्रात्रा यवीयसा ।**
**नाग्निर्ददाह रोमापि सत्येन जगतः स्पशः ॥ ११६ ॥**

પૂર્વે વત્સઋષિને તેના નાના ભાઇએ દોષ લગાડયો હતો (તું શૂદ્ર છે, બ્રાહ્મણ નથી), ત્યારે સત્યને કારણે જગતનું બધું જાણનારા અગ્નિએ તેનું રુંવાડું સરખું યે બાળ્યું નહોતું.

**यस्मिन्यस्मिन्विवादे तु कौटसाक्ष्यं कृतं भवेत् ।**
**तत्तत्कार्यं निवर्तेत कृतं चाप्यकृतं भवेत् ॥ ११७ ॥**

જે જે દાવામાં ભળતી સાક્ષી અપાયેલી હોય, તે તે ફરી ચલાવવા અને થયેલું ન થયેલું ગણવું. ૧૧૭

**लोभान्मोहाद्भयान्मैत्रात्कामात्क्रोधात्तथैव च ।**
**अज्ञानाद्बालभावाच्च साक्ष्यं वितथमुच्यते ॥ ११८ ॥**

લોભ, મોહ, ભય, મૈત્રી, કામ, ક્રોધ, અજ્ઞાન અને નાદાનીને લીધે ખોટી સાક્ષી અપાય છે. ૧૧૮

**एषामन्यतमे स्थाने यः साक्ष्यमनृतं वदेत् ।**
**तस्य दण्डविशेषांस्तु प्रवक्ष्याम्यनुपूर्वशः ॥ ११९ ॥**

આમાંથી ગમે તે કોઇ કારણે જે જૂઠી સાક્ષી પૂરે, તેને કયા વિશિષ્ટ દંડ હોય, તે હું ક્રમપૂર્વક કહીશ. ૧૧૯

**लोभात्सहस्रं दण्ड्यस्तु मोहात्पूर्वं तु साहसम् ।**
**भयाद्द्वौ मध्यमौ दण्डौ मैत्रात्पूर्वं चतुर्गुणम् ॥ १२० ॥**

લોભને કારણે એક હજાર પણનો દંડ થાય. મોહને કારણે પ્રથમ સાહસનો, ભયને કારણે બે મધ્યમ સાહસનો અને મૈત્રીને કારણે પ્રથમ સાહસનો ચોગણો એમ દંડ થાય. ૧૨૦

**कामाद्दशगुणं पूर्वं क्रोधात्तु त्रिगुणं परम् ।**
**अज्ञानाद्वे शते पूर्णे बालिश्याच्छतमेव तु ॥१२१॥**

કામને કારણે પ્રથમ સાહસથી દશગણો, ક્રોધને કારણે મધ્યમ સાહસથી ત્રણગણો, અજ્ઞાનને કારણે બસો પણનો, અને નાદાનીને કારણે સો પણનો એમ દંડ કરવો. ૧૨૧

**एतानाहुः कौटसाक्ष्ये प्रोक्तान्दण्डान्मनीषिभिः ।**
**धर्मस्याव्यभिचारार्थमधर्मनियमाय च ॥ १२२ ॥**

ધર્મની વિશુદ્ધિ અર્થે તેમજ અધર્મના અવરોધ સારુ વિદ્વાનોએ ભળતી સાક્ષીના સંબંધમાં આ દંડો કહ્યા છે. ૧૨૨

**कौटसाक्ष्यं तु कुर्वाणांस्त्रीन्वर्णान्धार्मिको नृपः ।**
**प्रवासयेद्दण्डयित्वा ब्राह्मणं तु विवासयेत् ॥ १२३ ॥**

ખોટી સાક્ષી પૂરનારા બ્રાહ્મણ સિવાયના ત્રણ વર્ણોનાને ધાર્મિક રાજાએ દંડ કરી દેશવટો આપવો અને બ્રાહ્મણને માત્ર દેશનિકાલ કરવો. ૧૨૩

**दश स्थानानि दण्डस्य मनुः स्वायंभुवोऽब्रवीत् ।**
**त्रिषु वर्णेषु यानि स्युरक्षतो ब्राह्मणो व्रजेत् ॥ १२४ ॥**

મનુએ દંડનાં જે દશ સ્થાનો કહ્યાં છે, તે બ્રાહ્મણેતર ત્રણ વર્ણો માટે છે. બ્રાહ્મણ તો અક્ષત રીતે દેશવટોજ પામે. ૧૨૪

**उपस्थमुदरं जिह्वा हस्तौ पादौ च पञ्चमम् ।**
**चक्षुर्नासा च कर्णौ च धनं देहस्तथैव च ॥ १२५ ॥**

ઉપસ્થ, ઉદર, જીભ, બે હાથ, બે પગ, એ પાંચ તેમજ બે આંખ, નાક, બે કાન, ધનસંપત્તિ અને શરીર એમ શિક્ષા માટેનાં દશ સ્થાનો છે. ૧૨૫

अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्त्वतः।
सारापराधौ चालोक्य दण्डं दण्ड्येषु पातयेत्। १२६ ॥

અપરાધોનાં આવર્તન, તેમના દેશકાલ, અપરાધીની સહનશક્તિ, તેમજ અપરાધ, એ બધાંનો યથાર્થ વિચાર કર્યા પછી રાજાએ દંડપાત્રોને દંડ કરવો. ૧૨૬

अधर्मदण्डनं लोके यशोघ्नं कीर्तिनाशनम्।
अस्वर्ग्यं च परत्रापि तस्मात्तत्परिवर्जयेत् ॥ १२७ ॥

અધર્મપૂર્વક દંડ કરવાથી આ લોકમાં યશનો ઘાત થાય છે અને કીર્તિનાશ આવે છે; તેમજ તેથી પરલોકમાં સ્વર્ગથી ભ્રષ્ટ થવાય છે—આથી દંડ અન્યાયથી કરવો નહિ. ૧૨૭

अदण्ड्यान्दण्डयन्राजा दण्ड्यांश्चैवाप्यदण्डयन्।
अयशो महदाप्नोति नरकं चैव गच्छति ॥ १२८ ॥

જે રાજા દંડને અયોગ્ય એવાને દંડે છે અને દંડને યોગ્ય એવાને દંડતો નથી, તે મહાન અપયશ પામે છે અને નરકને વિશે જાય છે. ૧૨૮

वाग्दण्डं प्रथमं कुर्याद्धिग्दण्डं तदनन्तरम्।
तृतीयं धनदण्डं तु वधदण्डमतः परम् ॥ १२९ ॥

પ્રથમ વાણીદંડ આપવો, પછી ધિક્કારરૂપી દંડ આપવો, એ પછી ધનનો દંડ કરવો અને છેલ્લે મારવાનો શારીરિક દંડ દેવો. ૧૨૯

वधेनापि यदा त्वेतान्निग्रहीतुं न शक्नुयात्।
तदैषु सर्वमप्येतत्प्रयुञ्जीत चतुष्टयम् ॥ १३० ॥

શારીરિક દંડથી પણ જો તે અપરાધીઓ કબજે ન આવી શકે, તો તેમને વિશે ઉપરના ચારે દંડોનો સાથે પ્રયોગ કરવો.

**लोकसंव्यवहारार्थं याः संज्ञाः प्रथिता भुवि ।**
**ताम्ररूप्यसुवर्णानां ताः प्रवक्ष्याम्यशेषतः ॥ १३१ ॥**

લોકના વહેવાર માટે જગતમાં તાંબાનાં, રૂપાનાં અને સુવર્ણનાં જે નાણાંનામો પ્રસિદ્ધ છે, તે હું અશેષે કહીશ. ૧૩૧

**जालान्तरगते भानौ यत्सूक्ष्मं दृश्यते रजः ।**
**प्रथमं तत्प्रमाणानां त्रसरेणुं प्रचक्षते ॥ १३२ ॥**

જાળીમાં પડેલાં સૂર્યકિરણોમાં જે સૂક્ષ્મ રજ દેખાય છે, તે પ્રમાણોમાં પ્રથમ એવી ત્રસરેણુ કહેવાય છે. ૧૩૨

**त्रसरेणवोऽष्टौ विज्ञेया लिक्षैका परिमाणतः ।**
**ता राजसर्षपस्तिस्रस्ते त्रयो गौरसर्षपः ॥ १३३ ॥**

આ આઠ ત્રસરેણુઓને પરિમાણમાં એક લિક્ષા (લીખ) જાણવી. એ ત્રણ લિક્ષાનો એક રાજસર્ષપ (સરસવનો દાણો) થાય છે અને ત્રણ રાજસર્ષપનો એક ગૌરસર્ષપ (સફેદ સરસવ) બને છે. ૧૩૩

**सर्षपाः षड् यवो मध्यस्त्रियवं त्वेककृष्णलम् ।**
**पञ्चकृष्णलको माषस्ते सुवर्णस्तु षोडश ॥ १३४ ॥**

છ સર્ષપનો એક મધ્યમ યવ થાય છે. ત્રણ યવની એક કૃષ્ણલ (રતી) થાય છે. પાંચ રતીનો એક માષ (માસો) થાય છે અને સોળ માસાનો એક સુવર્ણ થાય છે. ૧૩૪

**पलं सुवर्णाश्चत्वारः पलानि धरणं दश ।**
**द्वे कृष्णले समधृते विज्ञेयो रौप्यमाषकः॥ १३५ ॥**

ચાર સુવર્ણનો એક પલ થાય છે અને દશ પલનો એક ધરણ છે. બે કૃષ્ણલ એકઠી થતાં એક રૌપ્યમાષક (ચાંદીનો માસો) જાણવો. ૧૩૫

**ते षोडश स्याद्धरणं पुराणश्चैव राजतः ।**
**कार्षापणस्तु विज्ञेयस्ताम्रिकः कार्षिकः पणः ॥ १३६ ॥**

એવા ચાંદીના સોળ માસાને ચાંદીનો એક ધરણ કે પુરાણ થાય છે. તાંબાના કાર્ષિક પણને કાર્ષાપણ જાણવો. ( આ કાર્ષાપણ અથવા પણ પલને ચોથો ભાગ છે ) ૧૩૬

**धरणानि दश ज्ञेयः शतमानस्तु राजतः ।**
**चतुःसौवर्णिको निष्को विज्ञेयस्तु प्रमाणतः ॥ १३७ ॥**

ચાંદીના દશ ધરણને એક શતમાન જાણવો અને ચાર સુવર્ણને એક નિષ્ક બરાબર જાણવો. ૧૩૭

**पणानां द्वे शते सार्धे प्रथमः साहसः स्मृतः ।**
**मध्यमः पञ्च विज्ञेयः सहस्रं त्वेव चोत्तमः ॥ १३८ ॥**

બસોપચાસ પણને પ્રથમ સાહસ કહેવાય છે; પાંચસો પણનો મધ્યમ સાહસ જાણવો અને હજાર પણનો ઉત્તમ સાહસ કહેવાય છે. ૧૩૮

લેણાદેણાના દાવા—

**ऋणे देये प्रतिज्ञाते पञ्चकं शतमर्हति ।**
**अपह्नवे तद्द्विगुणं तन्मनोरनुशासनम् ॥ १३९ ॥**

દેણું કબૂલ કરવામાં આવે તો દેણદારે પાંચ ટકા દંડ આપવો જોઈએ, પણ તે છુપાવે અને દેણું સાબિત થાય તો તેને તેનો બમણો દંડ થાય, એમ મનુની આજ્ઞા છે. ૧૩૯

**वसिष्ठविहितां वृद्धिं सृजेद्वित्तविवर्धिनीम् ।**
**अशीतिभागं गृह्णीयान्मासाद्वार्धुषिकः शते ॥ १४० ॥**

ધીરધાર કરનારો માણસ મુદ્દલ ઉપર મહર્ષિ વસિષ્ઠે ઠરાવેલા દરથી વ્યાજ લઈ વધારો કરી શકે. એટલે કે, વ્યાજ લેનાર દરમાસે દરસેંકડે એંશીમો ભાગ (સવા ટકો) વ્યાજ લઇ શકે. ૧૪૦

**द्विकं शतं वा गृह्णीयात्सतां धर्ममनुस्मरन् ।**
**द्विकं शतं हि गृह्णानो न भवत्यर्थकिल्बिषी ॥ १४१ ॥**

અથવા સજ્જનોના આચારનું સ્મરણ કરી સેંકડે બે ટકા પણ વ્યાજ લઈ શકે; કેમકે, સેંકડે બે ટકા લેનાર નાણાંની બાબતમાં પાપી થતો નથી. ૧૪૧

**द्विकं त्रिकं चतुष्कं च पञ्चकं च शतं समम् ।**
**मासस्य वृद्धिं गृह्णीयाद्वर्णानामनुपूर्वशः ॥ १४२ ॥**

બ્રાહ્મણ વગેરે ચાર વર્ણોના ક્રમ પ્રમાણે બે ટકા, ત્રણ ટકા, ચાર ટકા અને પાંચ ટકા દરસેંકડે દરમાસે વ્યાજ તરીકે લેવાય.*

**न त्वेवाधौ सोपकारे कौसीदीं वृद्धिमाप्नुयात् ।**
**न चाधेः कालसंरोधान्निसर्गोऽस्ति न विक्रयः ॥ १४३ ॥**

* શ્લોક ૧૪૦ થી ૧૪૨ સુધી જે વ્યાજની વાત લખી છે, તે વાચકને સંદેહમાં નાખે એવી છે. આમાંથી તાત્પર્ય એવું નીકળે છે કે, શાહુકાર જો દર મહિને દર સેંકડે સવા ટકો વ્યાજ લેવા છતાં પોતાની આજીવિકા ચલાવી શકે નહિ, તો તેણે દર મહિને દર સેંકડે બે ટકા વ્યાજ લેવું. યાજ્ઞવલ્કય આ સંબંધમાં જણાવે છે: "**अशीतिभागो वृद्धिः स्यान्मासि मासि सबन्धके। वर्णक्रमाच्छ द्वित्रिचतुष्पंचकमन्यथा ॥**" એટલે, અવેજવાળી રકમોમાં દર મહિને દર સેંકડે સવા ટકો વ્યાજ લેવાય; ત્યારે વગરઅવેજની રકમોમાં બ્રાહ્મણ આદિ વર્ણોની પાસે અનુક્રમ પ્રમાણે બે, ત્રણ, ચાર અને પાંચ ટકા વ્યાજ લેવાય.

નાણાંના અવેજમાં જો ઘરેણાં, જમીન વગેરે કંઇ ઉપ-ભોગ્ય વસ્તુ લેણદારને ત્યાં ગીરો મુકાઈ હોય, તો લેણદાર દેણ-દાર પાસેથી વ્યાજથી વધારો ન મેળવી શકે. તેમજ, ખૂબ મુદત થઈ જાય તો પણ, તે લેણદાર ગીરવી આવેલી તે વસ્તુ કોઇને આપી શકે નહિ તેમ તેને વેચી પણ શકે નહિ. ૧૪૩

**न भोक्तव्यो बलादाधिर्भुञ्जानो वृद्धिमुत्सृजेत्।**
**मूल्येन तोषयेच्चैनमाधिस्तेनोऽन्यथा भवेत् ॥ १४४ ॥**

ગીરવી આવેલી વસ્તુનો લેણદાર બળાત્કારે ઉપભોગ કરી શકે નહિ. તે એવો ઉપભોગ કરે, તો તેણે વ્યાજ છોડી દેવું જોઇએ. એવા ઉપભોગથી તે ગીરવી વસ્તુ બગડી હોય, તો લેણદારે દેણદારને એની કિંમત આપી સંતોષવો. લેણદાર એથી ઊલટું કરે, તો તે ચોર ઠરે છે. ૧૪૪

**आधिश्चोपनिधिश्चोभौ न कालात्ययमर्हतः।**
**अवहार्यौ भवेतां तौ दीर्घकालमवस्थितौ ॥ १४५ ॥**

ગીરવી મિલકતને તેમજ સોંપેલી થાપણને મુદતનો બાધ લાગતો નથી. ગીરવી રાખનારને ત્યાં તે લાંબી મુદત રહે, તો પણ મૂળધણી માગે ત્યારે તે પાછી આપી દેવી. ૧૪૫

**संप्रीत्या भुज्यमानानि न नश्यन्ति कदाचन ।**
**धेनुरुष्ट्रो वहन्नश्वो यश्च दम्यः प्रयुज्यते ॥ १४६ ॥**

ગાય, ઊંટ, સવારીનો ઘોડો અને બળદ વગેરે પ્રાણી જો ગીરવી મૂકયાં હોય અને પ્રીતિથી વાપરવા દીધાં હોય, તો તેથી ગીરવી રાખનાર મૂળધણીની માલિકી નાશ પામતી નથી. ૧૪૬

**यत्किञ्चिद्दश वर्षाणि सन्निधौ प्रेक्षते धनी ।**
**भुज्यमानं परैस्तूष्णीं न स तल्लब्धुमर्हति ॥ १४७ ॥**

માલિકના દેખતાં અને તેની હાજરીમાં તેની વસ્તુને બીજાઓ જો દશ વર્ષ સુધી ભોગવ્યા કરે અને માલિક એ વિશે ચુપ રહે, તો માલિક તે વસ્તુ પાછી મેળવવાને અધિકારી રહેતો નથી. ૧૪૭

**अजडश्चेदपोगण्डो विषये चास्य भुज्यते।**
**भग्नं तद्व्यवहारेण भोक्ता तद्द्रव्यमर्हति॥ १४८ ॥**

ધણી ગાંડો અથવા સગીર ન હોય અને બીજો માણસ જો તેની મિલકતને તેના દેખતાંજ ઉપર મુજબ દશ વર્ષ ભોગવે, તો તે મિલકત ઉપર એ ધણીની માલિકી રદ થાય છે અને ભોગવટો કરનાર તેનો હકદાર થાય છે. ૧૪૮

**आधिः सीमा बालधनं निक्षेपोपनिधिः स्त्रियः ।**
**राजस्वं श्रोत्रियस्वं च न भोगेन प्रणश्यति ॥ १४९ ॥**

ગીરવી મૂકેલી મિલકત, સીમ, બાળકનું ધન, ઘરેણાં આદિની અનામત અથવા સીલબંધ થાપણ, દાસીઓ, રાજધન અને બ્રાહ્મણધન—એમનો ઉપભોગ થાય તોય તે ઉપરનું મૂળ સ્વામિત્વ નાશ પામતું નથી. ૧૪૯

[ **यद्विनागममत्यंतं भुक्तं पूर्वैस्त्रिभिर्भवेत् ।**
**न तच्छक्यमपाहर्तुं क्रमात्त्रिपुरुषागतम् ॥**

કોઈ મિલકતનું લખાણમંડાણ ન હોય છતાં ત્રણ પેઢીથી તે ભોગવાતી આવી હોય, તો તે ત્રણ પેઢીથી ક્રમસર ઊતરેલી આવેલી હોવાથી હરી લઈ શકાતી નથી. ]

यः स्वामिनाऽननुज्ञातमाधिं भुंक्तेऽविचक्षणः ।
तेनार्धवृद्धिर्मोक्तव्या तस्य भोगस्य निष्कृतिः ॥ १५० ॥

જે મૂરખ માણસ મિલકતના માલિકની આજ્ઞા વિના ધરાણે મુકાયેલી ચીજને ભોગવે છે, તેણે તે ભોગવટાના પ્રાયશ્ચિત્ત બદલ અર્ધું વ્યાજ મૂકી દેવું. ૧૫૦

कुसीदवृद्धिर्द्वैगुण्यं नात्येति सकृदाहृता ।
धान्ये सदे लवे वाह्ये नातिक्रामति पञ्चताम् ॥ १५१ ॥

એકસામટું વ્યાજ લેવામાં આવે, તો પછી વ્યાજમુદ્દલ મૂળ રકમથી બમણું હોવું જોઈએ નહિ. ધાન્ય, ફળ, ઊન અને વાહનો એ મૂળ સાથે પાંચગણા કરતાં વધારે ન લઈ શકાય.

कृतानुसारादधिका व्यतिरिक्ता न सिद्ध्यति ।
कुसीदपथमाहुस्तं पञ्चकं शतमर्हति ॥ १५२ ॥

ઠરાવ્યા વિધિ પ્રમાણેના વ્યાજ કરતાં વધુ એવું શાસ્ત્રબાહ્ય વ્યાજ ન લઈ શકાય. પંડિતો તેને અધમ માર્ગ કહે છે. બહુ બહુ તો, દર માસે દર સેંકડે પાંચ ટકા વ્યાજ હોય. ૧૫૨

नातिसांवत्सरीं वृद्धिं न चादृष्टां पुनर्हरेत् ।
चक्रवृद्धिः कालवृद्धिः कारिता कायिका च या ॥ १५३ ॥

વ્યાજને એક વર્ષથી વધુ ચડવા ન દેવું; તેમજ શાસ્ત્રની વિરુદ્ધ પણ વ્યાજ ન લેવું. વળી, ચક્રવૃદ્ધિ ( વ્યાજનું વ્યાજ ), કાલવૃદ્ધિ ( મુદતે વધતું સરતી વ્યાજ ), કારિતાવૃદ્ધિ ( દેણદારે ગરજના માર્યા કબૂલેલું વ્યાજ ), કાયિકાવૃદ્ધિ ( કાયાથી કામ કરાવવારૂપ વ્યાજ ) એ વ્યાજો પણ લેવાં નહિ. ૧૫૩

[ अथ शक्तिविहीनः स्याद् ऋणी कालविपर्ययात् ।
प्रेक्ष्यश्च तमृणं दाप्यः काले देशे यथोदयम् ॥

અવળી દશા થવાથી દેણદાર જો દેણું આપવાને અશક્ત થાય, તો દેશકાળ ફરતાં એનો ઉદય થાય એ જોતા રહીને તેની પાસે તે દેણું ભરાવવું. ]

**ऋणं दातुमशक्तो यः कर्तुमिच्छेत्पुनः क्रियाम् ।**
**स दत्त्वा निर्जितां वृद्धिं करणं परिवर्तयेत् ॥ १५४ ॥**

જે દેવું વાળવાને અશક્ત હોય અને ફરી લેખકરાર કરવા ઇચ્છતો હોય, તે ચડેલું વ્યાજ આપીને નવું લખાણ કરી આપે. ૧૫૪

**अदर्शयित्वा तत्रैव हिरण्यं परिवर्तयेत् ।**
**यावती संभवेद्वृद्धिस्तावतीं दातुमर्हति ॥ १५५ ॥**

ચડેલું વ્યાજ આપ્યા વિના પણ તે લખાણ ફેરવી શકે. જેટલું વ્યાજ ચડયું હોય, તેટલું તેણે આપવું જોઈશે. ( એટલે કે નવા ખાતામાં આ વ્યાજનો સમાવેશ થાય. ) ૧૫૫

**चक्रवृद्धिं समारूढो देशकालव्यवस्थितः ।**
**अतिक्रामन्देशकालौ न तत्फलमवाप्नुयात् ॥ १५६ ॥**

નિશ્ચિત સ્થળ અને નક્કી વખત પ્રમાણે જો વાહનભાડું ઠરાવવામાં આવ્યું હોય અને પછી તે જગ્યાએ તે સમયમાં માલ પહોંચડાય નહિ તો તે ધણીને વાહનભાડું મળે નહિ. ૧૫૬

**समुद्रयानकुशला देशकालार्थदर्शिनः ।**
**स्थापयन्ति तु यां वृद्धिं सा तत्राधिगमं प्रति ॥ १५७ ॥**

જળસ્થળની યાત્રામાં કુશળ અને દેશ તથા કાળને જાણનારા વહેવારિયાઓ જે ભાડું નક્કી કરે, તે ત્યાં પ્રમાણરૂપ ગણાય. ૧૫૭

**यो यस्य प्रतिभूस्तिष्ठेद्दर्शनायेह मानवः ।**
**अदर्शयन्स तं तस्य प्रयच्छेत्स्वधनादृणम् ॥ १५८ ॥**

જે માણસ જે આસામીને હાજર કરવા માટે જામીન થાય, તે જો તેને હાજર ન કરી શકે, તો તેણે પોતાના ધનમાંથી પેલાનું દેવું ચૂકવી આપવું. ૧૫૮

**प्रातिभाव्यं वृथादानमाक्षिकं सौरिकं च यत् ।**
**दण्डशुल्कावशेषं च न पुत्रो दातुमर्हति ॥ १५९ ॥**

જામીનગીરી પેટેનું ધન, અમસ્તું કરેલું દાન, જુગાર નિમિત્તનું દેણું, મદ્યપાન અર્થેનું દેવું, તેમજ દંડભરણાની અને વેરા આદિની બાકી રહેલી રકમ—એ સર્વ આપવાને પુત્ર ( પિતાના મૃત્યુ પછી ) બંધાયેલો નથી. ૧૫૯

**दर्शनप्रातिभाव्ये तु विधिः स्यात्पूर्वचोदितः ।**
**दानप्रतिभुवि प्रेते दायादानपि दापयेत् ॥ १६० ॥**

ઉપર કહેલો વિધિ દેણદારને હાજર કરવા માટે જામીન થયેલા માટેજ છે. પણ દેવું અપાવવા માટે જે જામીન થયો હોય, તે જો મરણ પામે, તો તે દેવાની રકમ તેના વારસો પાસેથી પણ અપાવવી. ૧૬૦

**अदातरि पुनर्दाता विज्ञातप्रकृतावृणम् ।**
**पश्चात्प्रतिभुवि प्रेते परीप्सेत्केन हेतुना ॥ १६१ ॥**

દેણદાર દેવું આપે નહિ અને લેણદેણની ખરી વાત જાણનારો જામીન ગુજરી જાય, તો પછી લેણદારે પાછળથી કઈ રીતિએ લેણું મેળવવા ઇચ્છવું ? ૧૬૧

**निरादिष्टधनश्चेत्तु प्रतिभूः स्यादलंधनः ।**
**स्वधनादेव तद्दद्यान्निरादिष्ट इति स्थितिः ॥ १६२ ॥**

જો એ જામીન પાસે દેણદારે જામીનગીરી પેટે કંઈ ધન

સોંપ્યું હોય અને જામીન પાસે જો દેવાજોગ ધન હોય, તો એ જામીનના પુત્રે પોતાના ધનમાંથી તે દેણું ભરપાઈ કરી આપવું, એવી ધર્મમર્યાદા છે. ૧૬૨

**मत्तोन्मत्तार्ताध्यधीनैर्बालेन स्थविरेण वा।**
**असंबद्धकृतश्चैव व्यवहारो न सिद्ध्यति ॥ १६३ ॥**

નશાખોર, ગાંડા, દુખિયારા, પરતંત્ર, બાળક અને વૃદ્ધ એટલાથી થયેલો તેમજ વગરઅધિકારે કરવામાં આવેલો કરાર સાચો ઠરતો નથી. ૧૬૩

**सत्या न भाषा भवति यद्यपि स्यात्प्रतिष्ठिता।**
**बहिश्चेद्भाष्यते धर्मान्नियताद्व्यावहारिकात् ॥ १६४ ॥**

એવો કરાર બરાબર લખાઇને પાકો થયો હોય, છતાં જો તે નિશ્ચિત ધર્મવ્યવહારથી બહાર જતો હોય, તો તે કરાર કે લેખ સાચો ગણાય નહિ. ૧૬૪

**योगाधमनविक्रीतं योगदानप्रतिग्रहम्।**
**यत्र वाप्युपधिं पश्येत्तत्सर्वं विनिवर्तयेत्॥ १६५ ॥**

કોઇ વસ્તુ છળથી ગીરવી મૂકી હોય, વેચી હોય, દાનમાં આપી હોય, દાનમાં લીધી હોય અથવા જેમાં કપટ નજરે પડતું હોય, તે વસ્તુનો દાવો રાજાએ રદબાતલ કરવો. ૧૬૫

**ग्रहीता यदि नष्टः स्यात्कुटुम्बार्थे कृतो व्ययः।**
**दातव्यं बान्धवैस्तत्स्यात्प्रविभक्तैरपि स्वतः ॥ १६६ ॥**

કરજ કરનારો જો મરી જાય અને એ ખરચ જો કુટુંબને અર્થે થયો હોય, તો ભાઇભાંડુઓ પોતે છૂટા પડ્યા હોય તોપણ તેમણે તે કરજ ચૂકવી આપવું. ૧૬૬

**कुटुम्बार्थेऽध्यधीनोऽपि व्यवहारं समाचरेत् ।**
**स्वदेशे वा विदेशे वा तं ज्यायान्न विचालयेत् ॥ १६७ ॥**

પોતાનો અધીન માણસ સ્વદેશમાં કે પરદેશમાં સ્વામીના કુટુમ્બને અર્થે જે વ્યવહાર કરે, તે સ્વામીએ ઉથાપવો નહિ.

**बलाद्दत्तं बलाद्भुक्तं बलाद्यच्चापि लेखितम् ।**
**सर्वान्बलकृतानर्थानकृतान्मनुरब्रवीत् ॥ १६८ ॥**

બળાત્કારે આપેલું, બળાત્કારે ભોગવેલું, બળાત્કારે લખાવી લીધેલું અને બળાત્કારે કરાવેલું એવું હરકોઈ કામ ન કર્યા જેવું મિથ્યા સમજવું, એમ મનુએ કહ્યું છે. ૧૬૮

**त्रयः परार्थे क्लिश्यन्ति साक्षिणः प्रतिभूः कुलम् ।**
**चत्वारस्तूपचीयन्ते विप्र आढ्यो वणिङ्नृपः ॥ १६९ ॥**

સાક્ષી, જામીન અને સ્વજન એ ત્રણ પારકાને કારણે ક્લેશ પામે છે; ત્યારે બ્રાહ્મણ, ધનાઢ્ય લેણદાર, વણિક અને રાજા એ ચાર બીજાઓથી ચઢતી મેળવે છે.—લાભ પામે છે. ૧૬૯

**अनादेयं नाददीत परिक्षीणोऽपि पार्थिवः ।**
**न चादेयं समृद्धोऽपि सूक्ष्ममप्यर्थमुत्सृजेत् ॥ १७० ॥**

રાજા નિર્ધન હોય તો પણ તેણે અણઘટતું ધન લેવું નહિ, તેમ સમૃદ્ધ હોવા છતાં, તેણે ઘટારત એવી નજીવી વસ્તુ પણ છોડી દેવી નહિ. ૧૭૦

**अनादेयस्य चादानादादेयस्य च वर्जनात् ।**
**दौर्बल्यं ख्याप्यते राज्ञः स प्रेत्येह च नश्यति ॥ १७१ ॥**

જે રાજા અણઘટતું ધન લે છે અને ઘટતું મૂકી દે છે, તેની દુર્બળતા જાહેર થઇ જાય છે અને તે આ લોકમાં તથા પરલોકમાં નાશ પામે છે. ૧૭૧

**स्वादानाद्वर्णसंसर्गादबलानां च रक्षणात् ।**
**बलं सञ्जायते राज्ञः स प्रेत्येह च वर्धते ॥ १७२ ॥**

ન્યાયપૂર્વક કર લેવાથી, વર્ણોનો સુમેળ રાખવાથી, તેમજ નિર્બળોનું રક્ષણ કરવાથી રાજાનું બળ વધે છે અને તે આ લોકમાં તથા પરલોકમાં વૃદ્ધિ પામે છે. ૧૭૨

**तस्माद्यम इव स्वामी स्वयं हित्वा प्रियाप्रिये ।**
**वर्तेत याम्यया वृत्त्या जितक्रोधो जितेन्द्रियः ॥ १७३ ॥**

તેથી રાજાએ ધર્મરાજ યમની જેમ પોતાનું ગમતું-અણગમતું છોડી દેવું અને ક્રોધને જીતી, જિતેન્દ્રિય રહી, યમના જેવી સમદષ્ટિથી વર્તવું. ૧૭૩

**यस्त्वधर्मेण कार्याणि मोहात्कुर्यान्नराधिपः ।**
**अचिरात्तं दुरात्मानं वशे कुर्वन्ति शत्रवः ॥ १७४ ॥**

જે રાજા મોહે કરીને અધર્મપૂર્વક કાર્યો કરે છે, તે દુરાત્માને શત્રુઓ ટૂંક વખતમાંજ વશમાં લે છે. ૧૭૪

**कामक्रोधौ तु संयम्य योऽर्थान्धर्मेण पश्यति ।**
**प्रजास्तमनुवर्तन्ते समुद्रमिव सिन्धवः ॥ १७५ ॥**

પણ તે જો કામક્રોધને સંયમમાં રાખી ધર્મપૂર્વક કાર્યો સંભાળે છે, તો જેમ નદીઓ સાગરને અનુસરે છે તેમ પ્રજાઓ તે રાજાને અનુસરે છે. ૧૭૫

**यः साधयन्तं छन्देन वेदयेद्धनिकं नृपे ।**
**स राज्ञा तच्चतुर्भागं दाप्यस्तस्य च तद्धनम् ॥ १७६ ॥**

કરજદાર માણસ રાજાનો વહાલો થઈને બડાશ મારે કે, લેણદાર જોરજબરીથી લેણું વસૂલ કરે છે, તો રાજાએ લેણ-

દારને તેનું લેણું અપાવવું અને કરજદારને તે રકમના ચોથા ભાગનો દંડ કરવો. ૧૭૬

**कर्मणापि समं कुर्याद्धनिकायाधमर्णिकः ।**
**समोऽवकृष्टजातिस्तु दद्याच्छ्रेयांस्तु तच्छनैः ॥ १७७ ॥**

દેણદાર લેણદારની જાતનો હોય કે તેનાથી ઊતરતા વર્ણનો હોય, તો તેણે કામ કરીને પણ લેણદારને ઠરાવ અનુસાર નાણું ચૂકવી આપવું; પણ તે જો લેણદારથી ઊંચા વર્ણનો હોય, તો તેણે તે ધીરે ધીરે ભરપાઈ કરવું. ૧૭૭

**अनेन विधिना राजा मिथो विवदतां नृणाम् ।**
**साक्षिप्रत्ययसिद्धानि कार्याणि समतां नयेत् ॥ १७८ ॥**

આ રીતે રાજાએ પરસ્પર પક્ષકાર માણસોની સાક્ષીપુરાવાથી સિદ્ધ થયેલી બાબતોનો નિર્ણય આપવો. ૧૭૮

થાપણ વિષે—

**कुलजे वृत्तसंपन्ने धर्मज्ञे सत्यवादिनि ।**
**महापक्षे धनिन्यार्ये निक्षेपं निक्षिपेद्बुधः ॥ १७९ ॥**

કુળવાન, સદાચારસંપન્ન, ધર્મજ્ઞ, સત્યવાદી, કુટુંબકબીલાવાળા અને ધનાઢ્ય એવા આર્યને ત્યાં ડાહ્યા મનુષ્યે થાપણ મૂકવી. ૧૭૯

**यो यथा निक्षिपेद्धस्ते यमर्थं यस्य मानवः ।**
**स तथैव ग्रहीतव्यो यथा दायस्तथा ग्रहः ॥ १८० ॥**

જે માણસ જેના હાથમાં જે રીતે જે થાપણ મૂકે, તેણે તેજ રીતે તે થાપણ પાછી લેવી; જેમ અપાય તેમજ લેવાય.

**यो निक्षेपं याच्यमानो निक्षेप्तुर्न प्रयच्छति ।**
**स याच्यः प्राड्विवाकेन तन्निक्षेप्तुरसंनिधौ ॥ १८१ ॥**

થાપણ મૂકનાર થાપણ પાછી માગે ત્યારે જો થાપણ લેનાર તે પાછી ન આપે, તો ન્યાયાધીશે તે થાપણ મૂકનારની ગેરહાજરીમાં થાપણ લેનાર પાસે માગણી કરવી. ૧૮૧

**साक्ष्यभावे प्रणिधिभिर्वयोरूपसमन्वितैः ।**
**अपदेशैश्च संन्यस्य हिरण्यं तस्य तत्त्वतः ॥ १८२ ॥**

થાપણ મૂકનારનો જો કોઈ સાક્ષી ન હોય, તો થાપણ લેનારને ત્યાં રાજાએ અમુક બહાનાંએ વયવાન ને રૂપવાન એવા દૂતો દ્વારા પોતાનું સુવર્ણ અનામત મુકાવવું. ૧૮૨

**स यदि प्रतिपद्येत यथान्यस्तं यथाकृतम् ।**
**न तत्र विद्यते किंचिद्यत्परैरभियुज्यते ॥ १८३ ॥**

તે જો એ અનામત સુવર્ણ જે રીતે અને જે સ્થિતિમાં સોંપાયું હોય તેજ રીતે તેજ સ્થિતિમાં પાછું આપે, તો બીજાઓ આના ઉપર આરોપ મૂકે છે તેમાં કાંઇજ તથ્ય નથી એમ જાણવું.

**तेषां न दद्याद्यदि तु तद्धिरण्यं यथाविधि ।**
**उभौ निगृह्य दाप्यः स्यादिति धर्मस्य धारणा ॥ १८४ ॥**

જો તે તેમને તે સુવર્ણ યથાવિધિ આપે નહિ, તો તેને કબજે કરવો અને બન્ને થાપણો પાછી અપાવવી—આવો ધર્મનિર્ણય છે.

**निक्षेपोपनिधी नित्यं न देयौ प्रत्यनन्तरे ।**
**नश्यतो विनिपाते तावनिपाते त्वनाशिनौ ॥ १८५ ॥**

નિક્ષેપ (ગણીને ખુલ્લી મૂકેલી થાપણ) અને ઉપનિધિ (સીલબંધ મૂકેલી થાપણ) એ થાપણો જો મૂકનાર જીવતો હોય તો તેના વારસને કદી તે પાછી ન આપવી. કેમકે સોંપનાર મરી જતાં તે થાપણો નાશ પામે છે. પણ એ જીવતો રહે તો તે અવિનાશી રહે છે. ૧૮૫

स्वयमेव तु यो दद्यान्मृतस्य प्रत्यनन्तरे ।
न स राज्ञा नियोक्तव्यो न निक्षेप्तुश्च बन्धुभिः ॥ १८६ ॥

પણ થાપણ રાખનારો જો પોતાની મેળેજ મરનાર થાપણ મૂકનારના વારસને તે થાપણ પાછી આપે, તો રાજાએ તેમજ થાપણ મૂકનારના બાંધવોએ તેના ઉપર કામ ચલાવવું નહિ.

अच्छलेनैव चान्विच्छेत्तमर्थं प्रीतिपूर्वकम् ।
विचार्य तस्य वा वृत्तं साम्नैव परिसाधयेत् ॥ १८७ ॥

તે થાપણની મિલકત નિષ્કપટ રીતે પ્રીતિપૂર્વક મેળવવા ઇચ્છવી, અથવા થાપણ રાખનારના સદાચારનો વિચાર કરી સુલેહસંપથીજ તે મેળવવી. ૧૮૭

निक्षेपेष्वेषु सर्वेषु विधिः स्यात्परिसाधने ।
समुद्रे नाप्नुयात्किंचिद्यदि तस्मान्न संहरेत् ॥ १८८ ॥

સર્વ નિક્ષેપો પાછા મેળવવા સંબંધમાં આ વિધિ છે. પણ સીલબંધ થાપણમાંથી જો કાંઈ કાઢી લેવાયું હોય નહિ તો તેને વિશે કાંઇ દોષ લાગે નહિ. ૧૮૮

चौरैर्हृतं जलेनोढमग्निना दग्धमेव वा ।
न दद्याद्यदि तस्मात्स न संहरति किंचन ॥ १८९ ॥

જે થાપણને ચોરો ચોરી ગયા હોય, પાણી તાણી ગયું હોય અથવા આગે બાળી નાખી હોય અને જેના રાખનારે એમાંથી કંઈ પણ લીધું હોય નહિ, તે થાપણ થાપણ રાખ-રને ભરી આપવાની ન હોય. ૧૮૯

निक्षेपस्यापहर्तारमनिक्षेप्तारमेव च ।
सर्वैरुपायैरन्विच्छेच्छपथैश्चैव वैदिकैः ॥ १९० ॥

નિક્ષેપ દબાવી બેસનારને તેમજ ખોટેખોટા નિક્ષેપનો દાવો કરનારને સર્વ ઉપાયોથી અને વૈદિક શપથોથી તપાસવા.

**यो निक्षेपं नार्पयति यश्चानिक्षिप्य याचते।**
**तावुभौ चौरवच्छास्यौ दाप्यौ वा तत्समं दमम्॥ १९१॥**

જે નિક્ષેપ આપે નહિ અને જે મૂકયા વિના નિક્ષેપની માગણી કરે, તે બન્નેને ચોરની જેમ શિક્ષા કરવી અથવા તેમને થાપણની કિંમત જેટલો દંડ કરવો. ૧૯૧

**निक्षेपस्यापहर्तारं तत्समं दापयेद्दमम्।**
**तथोपनिधिहर्तारमविशेषेण पार्थिवः॥ १९२॥**

નિક્ષેપના દબાવનારને તથા ઉપનિધિના પચાવનારને રાજાએ તે મિલકતની કિંમત જેટલો દંડ કરવો. ૧૯૨

**उपधाभिश्च यः कश्चित्परद्रव्यं हरेन्नरः।**
**ससहायः स हन्तव्यः प्रकाशं विविधैर्वधैः॥ १९३॥**

જે માણસ છળપ્રપંચો કરીને પારકું ધન હરે છે, તેને તેના સહાયકો સહિત ખુલ્લામાં વિવિધ પ્રકારના મારથી મારવો.

**निक्षेपो यः कृतो येन यावांश्च कुलसंनिधौ।**
**तावानेव स विज्ञेयो विब्रुवन्दण्डमर्हति॥ १९४॥**

જેણે સાક્ષીની હાજરીમાં જે અને જેટલો નિક્ષેપ મૂકયો હોય, તેનો તે અને તેટલોજ નિક્ષેપ કબૂલ રખાય. એથી ઊંધું બોલનારને દંડ દેવો. ૧૯૪

**मिथो दायः कृतो येन गृहीतो मिथ एव वा।**
**मिथ एव प्रदातव्यो यथा दायस्तथा ग्रहः॥ १९५॥**

જે થાપણ એકાંતમાં મૂકી હોય અને જે એકાંતમાં સ્વી-

કારી હોય, તે એકાંતમાંજ પાછી સોંપાય; જેમ અપાય તેમજ લેવાય. ૧૯૫

**निक्षिप्तस्य धनस्यैवं प्रीत्योपनिहितस्य च।**
**राजा विनिर्णयं कुर्यादक्षिण्वन्न्यासधारिणम्॥ १९६॥**

નિક્ષેપના તેમજ પ્રીતિપૂર્વક સોંપેલા ઉપનિધિના ધન સંબંધમાં રાજાએ એવો નિર્ણય આપવો કે જે અનામત રાખનારને હાનિકર હોય નહિ. ૧૯૬

પારકો માલ વેચવા વિષે—

**विक्रीणीते परस्य स्वं योऽस्वामी स्वाम्यसंमतः।**
**न तं नयेत साक्ष्यं तु स्तेनमस्तेनमानिनम्॥ १९७॥**

પરાઇ ચીજનો પોતે માલિક ન હોવા છતાં જે તેના મૂળ માલિકની રજા વિનાજ તે ચીજને વેચે છે, તે ચોરજ છે. પોતાને શાહુકાર માનનારા એ ચોરને રાજાએ સાક્ષીકામમાં લેવો નહિ. ૧૯૭

**अवहार्यो भवेच्चैव सान्वयः षट्शतं दमम्।**
**निरन्वयोऽनपसरः प्राप्तः स्याच्चौरकिल्बिषम्॥ १९८॥**

આમ તફડાવી વેચનારો માણસ જો મૂળ માલિકના કુળનો સગોસંબંધી હોય, તો તેને છસો પણનો દંડ કરવો. તે જો તેનો તેવો સગોસંબંધી હોય નહિ, તેમજ પ્રતિગ્રહ વગેરેથી તે ધન ઉપર તેની કંઈ માલકી હોય નહિ, તો તેને ચોરીનો અપરાધી ગણવો. ૧૯૮

**अस्वामिना कृतो यस्तु दायो विक्रय एव वा।**
**अकृतः स तु विज्ञेयो व्यवहारे यथा स्थितिः॥ १९९॥**

માલિક નહિ એવા મનુષ્યે જે આપ્યું વેચ્યું હોય, તે અપાયું વેચાયું નથી એમ જાણવું; વ્યવહારમાં આવી મર્યાદા છે.

**[ अनेन विधिना शास्ता कुर्वन्नस्वामिविक्रयम् ।**
**अज्ञानाज्ज्ञानपूर्वन्तु चौरवद्दंडमर्हति ॥**

માલિકી ન હોવા છતાં, જે અજાણતાં આવું વેચાણ કરે છે, તે ઉપરની વિધિએ શિક્ષાપાત્ર થાય છે; પણ જો એ વેચાણ જાણીબૂજીને કરે છે,, તો તે ચોરના દંડને પાત્ર થાય છે.]

**संभोगो दृश्यते यत्र न दृश्येतागमः क्वचित् ।**
**आगमः कारणं तत्र न संभोग इति स्थितिः ॥ २०० ॥**

જો ભોગવટો જણાતો હોય છતાં તે આવ્યાનું કારણરૂપ પ્રમાણ ન જણાતું હોય, તો ભોગવટો પ્રમાણરૂપ ન ગણાય, કારણજ પ્રમાણરૂપ ગણાય—એવી શાસ્ત્રમર્યાદા છે. ૨૦૦

**विक्रयाद्यो धनं किंचिद्गृह्णीयात्कुलसंनिधौ ।**
**क्रयेण स विशुद्धं हि न्यायतो लभते धनम् ॥ २०१ ॥**

જે માણસ બજારમાં વેપારીઓની હાજરીમાં કંઈ ધન-વસ્તુ વેચાતી લે, તે માણસ ખરીદીને કારણે શુદ્ધ એવી તે ધન-વસ્તુને ન્યાયપૂર્વક પ્રાપ્ત કરે. ૨૦૧

**अथ मूलमनाहार्यं प्रकाशक्रयशोधितः ।**
**अदण्ड्यो मुच्यते राज्ञा नाष्टिको लभते धनम् ॥ २०२ ॥**

(કોઈનો માલ ખોવાયો હોય) પણ, જો ખરીદનાર ખુલ્લી બજારમાં તે ખરીધાનું સાબિત કરી આપે, તો રાજાએ તેને દંડપાત્ર નહિ ગણતાં છોડી દેવો; પછી ભલે વેચનાર ધણીને તે રજૂ ન કરી શકે. આ ખોવાયેલા માલનો મૂળ ધણી ખરીદનાર પાસેથી તે માલ (અડધી કિંમતે) પાછો મેળવી શકે. ૨૦૨

**नान्यदन्येन संसृष्टरूपं विक्रयमर्हति ।**
**न चासारं न च न्यूनं न दूरेण तिरोहितम् ॥ २०३ ॥**

એક ચીજને બીજી ચીજ સાથે સેળભેળ કરીને વેચવી નહિ; ખરાબ વસ્તુને સારી કહીને વેચવી નહિ. ઓછા વજનની કે દૂર ઢાંકી રાખેલી વસ્તુઓ પણ વેચવી નહિ. ૨૦૩

**अन्यां चेद्दर्शयित्वाऽन्या वोढुः कन्या प्रदीयते ।**
**उभे ते एकशुल्केन वहेदित्यब्रवीन्मनुः ॥ २०४ ॥**

એક કન્યા બતાવીને બીજી કન્યા આપવામાં આવે, તો પરણનારો એકજ મૂલે બન્ને કન્યાઓને પરણી શકે, એમ મનુએ કહ્યું છે. (એટલે એક કન્યાને માટે જે ધન આપવાનું ઠરાવ્યું હોય, તે ધનમાંજ વર બીજી કન્યાને પરણે.) ૨૦૪

**नोन्मत्ताया न कुष्ठिन्या न च या स्पृष्टमैथुना ।**
**पूर्वं दोषानभिख्याप्य प्रदाता दण्डमर्हति ॥ २०५ ॥**

ગાંડી, કોઢવાળી અને મૈથુન પામી ચૂકેલી એવી કન્યાના દોષો કહ્યા વિનાજ જે તેનું દાન કરે છે, તે દાતા દંડને પાત્ર થાય છે. ૨૦૫

ઋત્વિજની દક્ષિણા વગેરેના નિયમો—

**ऋत्विग्यदि वृतो यज्ञे स्वकर्म परिहापयेत् ।**
**तस्य कर्मानुरूपेण देयोंऽशः सह कर्तृभिः ॥ २०६ ॥**

યજ્ઞકર્મમાં વરણ પામેલો ઋત્વિજ માંદગીને કારણે જો પોતાનું તે કર્મ છોડી દે, તો પણ બીજા કર્મ કરનારા સાથે તેને પણ તેના કર્મના પ્રમાણમાં દક્ષિણાનો ભાગ મળેજ. ૨૦૬

**दक्षिणासु च दत्तासु स्वकर्म परिहापयन् ।**
**कृत्स्नमेव लभेतांशमन्येनैव च कारयेत् ॥ २०७ ॥**

દક્ષિણા સમયે દક્ષિણા અપાઈ ગઈ હોય અને ઋત્વિજ જો પોતાનું બાકી કામ ન કરી શકે, તો પણ તેને પૂરો દક્ષિણા-ભાગ મળે. ત્યારે બાકી રહેલું યજ્ઞકાર્ય બીજા પાસે કરાવી લેવાય.

**यस्मिन्कर्मणि यास्तु स्युरुक्ताः प्रत्यङ्गदक्षिणाः ।**
**स एव ता आददीत भजेरन्सर्व एव वा ॥ २०८ ॥**

જે કર્મોમાં પ્રત્યેક અંગ વિશે જે દક્ષિણાઓ કહી છે, તે દક્ષિણાઓ કર્મ કરાવનારા ઋત્વિજે લેવી અથવા સૌએ વહેંચી લેવી. ૨૦૮

**रथं हरेत चाध्वर्युर्ब्रह्माधाने च वाजिनम् ।**
**होता वापि हरेदश्वमुद्गाता चाप्यनः क्रये ॥ २०९ ॥**

આધાનકર્મમાં અધ્વર્યુ રથ લે, બ્રહ્મા ઘોડો લે, હોતા પણ ઘોડો લે અને ઉદ્ગાતા સોમની ખરીદી માટેનું ગાડું લે.

**सर्वेषामर्धिनो मुख्यास्तदर्धेनार्धिनोऽपरे ।**
**तृतीयिनस्तृतीयांशाश्चतुर्थांशाश्च पादिनः ॥ २१० ॥**

અધ્વર્યુ આદિ એ ચાર મુખ્ય ઋત્વિજો સર્વ દક્ષિણાઓના અડધા ભાગના અધિકારી છે; બીજા ચાર (મૈત્રાવરુણ, પ્રતિ-પ્રસ્થાતા, બ્રાહ્મણાચ્છંસી અને પ્રસ્તોતા) એ પ્રથમ ચારની અડધી દક્ષિણાના હકદાર છે; ત્રીજા ચાર (અચ્છાવાક, ત્વષ્ટા, આગ્નીધ્ર અને પ્રતિહર્તા) એ પ્રથમ ચારની ત્રીજા ભાગની દક્ષિણાના હકદાર છે; અને ચોથા ચાર (ગ્રાવસ્તુત, ઉન્નેતા, પોતા અને સુબ્રહ્મણ્ય) એ પ્રથમ ચારની ચોથા ભાગની દક્ષિણાના હકદાર છે.

(આમ કુલ સોળ ઋત્વિજો થાય અને પ્રથમ ચારને ૪૮ગાયોની દક્ષિણા મળે; એટલે ક્રમ આ પ્રમાણે આવે-૪૮, ૨૪, ૧૬, ૧૨=૧૦૦) ૨૧૦

**संभूय स्वानि कर्माणि कुर्वद्भिरिह मानवैः ।**
**अनेन विधियोगेन कर्तव्यांऽशप्रकल्पना ॥ २११ ॥**

સ્વકર્મો કરનારા માણસોએ અહીં એકઠા થઇ, આ વિધિયોગ પ્રમાણે દક્ષિણાભાગ કલ્પવા. ૨૧૧

**धर्मार्थं येन दत्तं स्यात्कस्मैचिद्याचते धनम् ।**
**पश्चाच्च न तथा तत्स्यान्न देयं तस्य तद्भवेत् ॥ २१२ ॥**

કોઇએ કોઇ યાચકને ધર્મક્રિયા અર્થે કંઇ ધન આપ્યું હોય (અથવા આપવા કહ્યું હોય) અને પછીથી તે યાચક તે ધર્મક્રિયા કરે નહિ, તો આપેલું કે આપવા કહેલું તે ધન તે યાચકનું થાય નહિ. ૨૧૨

**यदि संसाधयेत्तत्तु दर्पाल्लोभेन वा पुनः ।**
**राज्ञा दाप्यः सुवर्णं स्यात्तस्य स्तेयस्य निष्कृतिः ॥ २१३ ॥**

વળી, તે યાચક જો ગર્વથી કે લોભથી દાવો નોંધાવે અને પોતાને મળેલું ધન પાછું આપે નહિ, તો રાજાએ તે ચોરની શુદ્ધિ માટે તેને એક સુવર્ણનો દંડ કરવો. ૨૧૩

**दत्तस्यैषोदिता धर्म्या यथावदनपक्रिया ।**
**अत ऊर्ध्वं प्रवक्ष्यामि वेतनस्यानपक्रियाम् ॥ २१४ ॥**

આપેલું ધન પાછું મેળવવા સંબંધી આ યથાવત્ ધર્મ-વિધિ કહ્યો. હવે, વેતન ન આપવા સંબંધી વિધિ કહીશ. ૨૧૪

પગાર વિષે નિર્ણય—

**भृतो नार्तो न कुर्याद्यो दर्पात्कर्म यथोदितम् ।**
**स दण्ड्यः कृष्णलान्यष्टौ न देयं चास्य वेतनम् ॥ २१५ ॥**

ગર્વ કરીને જે અરોગી નોકર કબૂલ્યા પ્રમાણેનું કામ કરે નહિ, તેને આઠ રતી દંડ કરવો અને તેનું વેતન આપવું નહિ.

**आर्तस्तु कुर्यात्स्वस्थः सन्यथाभाषितमादितः ।**
**स दीर्घस्यापि कालस्य तल्लभेतैव वेतनम् ॥ २१६ ॥**

પણ તે જો માંદો પડે અને સાજો થયા પછી પ્રથમ કબૂલ્યા પ્રમાણે કામ કરે, તો તે પોતાનું લાંબા ગાળાનું પણ વેતન પામી શકે. ૨૧૬

**यथोक्तमार्तः सुस्थो वा यस्तत्कर्म न कारयेत् ।**
**न तस्य वेतनं देयमल्पोनस्यापि कर्मणः ॥ २१७ ॥**

જે માંદો કે સાજો હોઇ ઠરાવેલું કામ ન કરે અથવા ન કરાવે, તેને તેનો પગાર અપાય નહિ. તેના થોડા કામનું પણ કંઇ આપવામાં આવે નહિ. ૨૧૭

પ્રતિજ્ઞાભંગનો નિર્ણય—

**एष धर्मोऽखिलेनोक्तो वेतनादानकर्मणः ।**
**अत ऊर्ध्वं प्रवक्ष्यामि धर्मं समयभेदिनाम् ॥ २१८ ॥**

વેતન ન આપવાની બાબતનો આ અખિલ ધર્મ કહ્યો. હવે, પ્રતિજ્ઞાનો ભંગ કરનાર સંબંધે ધર્મ કહીશ. ૨૧૮

**यो ग्रामदेशसङ्घानां कृत्वा सत्येन संविदम् ।**
**विसंवदेन्नरो लोभात्तं राष्ट्राद्विप्रवासयेत् ॥ २१९ ॥**

જે માણસ ગામ, દેશ અને સંઘની શરતને સત્યપૂર્વક

સ્વીકાર્યા પછી લોભે કરીને ફરી જાય, તે માણસને રાજાએ દેશનિકાલ કરવો. ૨૧૯

**निगृह्य दापयेच्चैनं समयव्यभिचारिणम् ।**
**चतुःसुवर्णान्षण्निष्कान्छतमानं च राजतम् ॥ २२० ॥**

અથવા એ શરત તોડનારાને કેદ કરવો અને તેને ચાર સુવર્ણ, છ નિષ્ક અને ચાંદીના એક શતમાનનો છૂટક કે સામટો દંડ કરવો. ૨૨૦

**एतद्दण्डविधिं कुर्याद्धार्मिकः पृथिवीपतिः ।**
**ग्रामजातिसमूहेषु समयव्यभिचारिणाम् ॥ २२१ ॥**

ગામ અને જાતિસમૂહોમાં જે પ્રતિજ્ઞાભંગ કરનારા હોય, તેમને ધાર્મિક પૃથ્વીપતિએ આ વિધિએ દંડ કરવો. ૨૨૧

ખરીદેલી વસ્તુને રદ કરવા વિષે નિર્ણય—

**क्रीत्वा विक्रीय वा किंचिद्यस्येहानुशयो भवेत् ।**
**सोऽन्तर्दशाहात्तद्द्रव्यं दद्याच्चैवाददीत च ॥ २२२ ॥**

કોઇ વસ્તુ ખરીદીને કે વેચીને જેને કંઈ પસ્તાવો થાય, તે દશ દિવસની અંદર તે વસ્તુ પાછી આપી દે કે પાછી લઇ લે. ૨૨૨

**परेण तु दशाहस्य न दद्यान्नापि दापयेत् ।**
**आददानो ददच्चैव राज्ञा दण्ड्यः शतानि षट् ॥ २२३ ॥**

પણ દશ દિવસ પછી તે ન પાછી અપાય કે ન પાછી લેવાય. છતાં, તેમ કોઇ આપે–લે તો રાજાએ તેને છસો પણનો દંડ કરવો. ૨૨૩

દોષવાળી કન્યાના દાન વિષે નિર્ણય—

**यस्तु दोषवतीं कन्यामनाख्याय प्रयच्छति ।**
**तस्य कुर्यान्नृपो दण्डं स्वयं षण्णवतिं पणान् ॥ २२४ ॥**

જે માણસ કન્યાની ખોડખાંપણ કહ્યા વિનાજ તેનું દાન કરે છે, તેને રાજાએ છન્નુ પણનો દંડ કરવો. ૨૨૪

**अकन्येति तु यः कन्यां ब्रूयाद्द्वेषेण मानवः ।**
**स शतं प्राप्नुयाद्दण्डं तस्या दोषमदर्शयन् ॥ २२५ ॥**

જે માણસ દ્વેષપૂર્વક કોઈ કન્યાને વિશે તે અકન્યા (ક્ષતયોનિ) છે એમ કહે અને તે કન્યાનો દોષ બતાવી શકે નહિ, રાજાએ તેને સો પણનો દંડ કરવો. ૨૨૫

**पाणिग्रहणिका मन्त्राः कन्यास्वेव प्रतिष्ठिताः ।**
**नाकन्यासु क्वचिन्नृणां लुप्तधर्मक्रिया हि ताः ॥ २२६ ॥**

મનુષ્યોના પાણિગ્રહણ સંબંધી મંત્રો કન્યાઓના વિષયમાંજ સ્થાપિત છે. અકન્યાઓને તે ક્યારેય લાગુ પડતા નથી; કેમકે તે અકન્યાઓની ધર્મક્રિયાઓ તો લોપ પામી ચૂકી હોય છે. ૨૨૬

**पाणिग्रहणिका मन्त्रा नियतं दारलक्षणम् ।**
**तेषां निष्ठा तु विज्ञेया विद्वद्भिः सप्तमे पदे ॥ २२७ ॥**

પાણિગ્રહણના મંત્રો કન્યામાં પત્નીત્વ નિયત કરનારા છે. વિદ્વાનોએ તેમની પૂરી સિદ્ધિ સપ્તપદીના સાતમે પગલે જાણવી.

**यस्मिन्यस्मिन्कृते कार्ये यस्येहानुशयो भवेत् ।**
**तमनेन विधानेन धर्मे पथि निवेशयेत् ॥ २२८ ॥**

જે જે કાર્ય થયા પછી જેને તે તે સંબંધમાં પસ્તાવો થાય, તે માણસને રાજાએ આ વિધિએ ધર્મમાર્ગે મૂકવો. ૨૨૮

**पशुषु स्वामिनां चैव पालानां च व्यतिक्रमे ।**
**विवादं संप्रवक्ष्यामि यथावद्धर्मतत्त्वतः ॥ २२९ ॥**

પશુઓના સંબંધમાં તેમના માલિકો અને પાળનારા વચ્ચે ઠરાવ તૂટે, ત્યારે ધર્મના તત્ત્વપૂર્વક તેની જે રીતે પતાવટ થાય તે કહીશ. ૨૨૯

**दिवा वक्तव्यता पाले रात्रौ स्वामिनि तद्गृहे ।**
**योगक्षेमेऽन्यथा चेत्तु पालो वक्तव्यतामियात् ॥ २३० ॥**

પશુઓ સંબંધમાં દિવસે જવાબદારી રખવાળની રહે અને રાતે ધણીના ઘરમાં તે ધણીની રહે. પશુના યોગક્ષેમ સંબંધમાં જો કંઈ વિપરિત થાય, તો તેની જવાબદારી રખવાળને માથે જાય. ૨૩૦

ગોવાળની વૃત્તિ—

**गोपः क्षीरभृतो यस्तु स दुह्याद्दशतो वराम् ।**
**गोस्वाम्यनुमते भृत्यः सा स्यात्पालेऽभृते भृतिः ॥ २३१ ॥**

જે ગોવાળ પગારપેટે દૂધથી ભરણ પામતો હોય, તે ગાયના સ્વામીની અનુમતિથી દશ ગાયોમાંથી એક સારી ગાયને દોહી શકે. બિનપગાર ગોવાળનો આ પગાર ગણાય. ૨૩૧

**नष्टं विनष्टं कृमिभिः श्वहतं विषमे मृतम् ।**
**हीनं पुरुषकारेण प्रदद्यात्पाल एव तु ॥ २३२ ॥**

ઢોર ગુમ થાય, તે કીડાઓથી ખવાઈ જાય, તેને કૂતરા કરડી ખાય, આડું અવળું પડીને તે મરી જાય અને તે ગોવાળિયાના પુરુષાર્થના અભાવથી નાશ પામે, તો ગોવાળે તેના બદલામાં બીજું ઢોર ભરી આપવું જોઈએ. ૨૩૨

**विघुष्य तु हृतं चौरैर्न पालो दातुमर्हति ।**
**यदि देशे च काले च स्वामिनः स्वस्य शंसति ॥ २३३ ॥**

પણ, ચોરો શોરબકોર કરી પશુને હરી જાય, તો ગોવાળે તે ભરી આપવાનું ન હોય–શરત કે, તે સ્થાને અને તે સમયે તે પોતાના સ્વામીને તે વાત કહી બતાવે. ૨૩૩

**कर्णौ चर्म च बालांश्च बस्तिं स्नायुं च रोचनाम् ।**
**पशुषु स्वामिनां दद्यान्मृतेष्वङ्कानि दर्शयेत् ॥२३४॥**

પશુ મરી જાય, તો ગોવાળિયાએ સ્વામીને તેનાં ચિહ્નો બતાવવાં અને તેને પશુનાં કાન, ચામડું, વાળ, બસ્તિભાગ, સ્નાયુ તથા રોચના આપવાં. ૨૩૪

**अजाविके तु संरुद्धे वृकैः पाले त्वनायति ।**
**यां प्रसह्य वृको हन्यात्पाले तत्किल्बिषं भवेत् ॥ २३५ ॥**

છૂટાં ચરતાં મેઢાંબકરાંને વરુઓ આંતરી લે અને રખવાળ તેને છોડાવી શકે નહિ, તો વરુ મેઢાંબકરાંને સતાવી ફાડી ખાય તેનો દોષ રખવાળને લાગે. ૨૩૫

**तासां चेदवरुद्धानां चरन्तीनां मिथो वने ।**
**यामुत्प्लुत्य वृको हन्यान्न पालस्तत्र किल्बिषी ॥ २३६ ॥**

પણ તે મેઢાંબકરાં વનમાં રોકટોક વિના એકઠાં ચરતાં હોય અને જો વરુ છલંગ મારી તેમાંના એકાદને ફાડી નાખે, તો તે બદલ રખવાળ દોષિત ન ઠરે. ૨૩૬

**धनुःशतं परीहारो ग्रामस्य स्यात्समन्ततः ।**
**शम्यापातास्त्रयो वापि त्रिगुणो नगरस्य तु ॥ २३७ ॥**

ગામની ચારે બાજુએ સો ધનુષ્ય (ચારસો હાથ) જેટલી અથવા તો ત્રણ વાર લાકડીઓ ફેંકીએ ને તે જેટલી દૂર જાય તેટલી જમીન ઢોરના ચરાણ માટે રાખવી. નગરમાં એ ચરાણની જમીન ઉપરનાથી ત્રણગણી રાખવી. ૨૩૭

तत्रापरिवृतं धान्यं विहिंस्युः पशवो यदि ।
न तत्र प्रणयेद्दण्डं नृपतिः पशुरक्षिणाम् ॥ २३८ ॥

ઢોર જો વાડ વિના રખાયેલા ધાન્યને રંજાડે, તો રાજાએ તે માટે ઢોરના રખવાળોને દંડ કરવો નહિ. ૨૩૮

वृतिं तत्र प्रकुर्वीत यामुष्ट्रो न विलोकयेत् ।
छिद्रं च वारयेत्सर्वं श्वसूकरमुखानुगम् ॥ २३९ ॥

તે ખેતરને એવી વાડ કરવી, કે ઊંટ તેની ઉપરથી જોઈ શકે નહિ. છીંડાં પણ એવાં પૂરવાં જોઇએ, કે કૂતરા અને ભૂંડનાં મોં તેમાં આવી શકે નહિ. ૨૩૯

पथि क्षेत्रे परिवृते ग्रामान्तीयेऽथवा पुनः ।
सपालः शतदण्डार्हो विपालान्वारयेत्पशून् ॥ २४० ॥

રસ્તા ઉપરનાં અથવા ગામની પાસેનાં વાડવાળાં ખેતરમાં ઢોર રંજાડ કરે, ત્યારે જો ઢોર રખવાળ સાથે હોય તો રખવાળને સો પણનો દંડ કરવો. પણ ઢોર જો રખવાળ વિનાનાં હોય, તો તેમને માત્ર હાંકી કાઢવાં. ૨૪૦

क्षेत्रेष्वन्येषु तु पशुः सपादं पणमर्हति ।
सर्वत्र तु सदो देयः क्षेत्रिकस्येति धारणा ॥ २४१ ॥

પરંતુ જો ઢોર આથી બીજાં ખેતરોમાં નુકસાન કરે તો રખવાળને સવા પણનો દંડ કરવો. પરંતુ ખેતરના માલિકને હરકોઈ વખતે નુકસાની ભરીજ આપવી જોઇએ એવો ઠરાવ છે.

अनिर्दशाहां गां सूतां वृषान्देवपशूंस्तथा ।
सपालान्वा विपालान्वा न दण्ड्यान्मनुरब्रवीत् ॥ २४२ ॥

દસ દહાડામાં વિયાયેલી ગાય, ખૂંટ, તેમજ દેવને અર્પા-

ચેલાં પશુ એ રખવાળ સાથે હોય કે રખવાળ વિના હોય અને કંઈ રંજાડ કરે, તો તેમનો દંડ કરવો નહિ એમ મનુએ કહ્યું છે.

**क्षेत्रियस्यात्यये दण्डो भागाद्दशगुणो भवेत् ।**
**ततोऽर्धदण्डो भृत्यानामज्ञानात्क्षेत्रिकस्य तु ॥ २४३ ॥**

ખેતરના માલિકની ગફલતથી તેના પાકને હાનિ થાય, તો રાજભાગને થયેલી નુકસાનીથી દસગણી રકમનો તેને દંડ કરવો; પણ ખેતરધણીના નોકરોના અજ્ઞાનથી એ હાનિ થઇ હોય, તો ઉપરની રકમથી અડધી રકમનો દંડ કરવો. ૨૪૩

**एतद्विधानमातिष्ठेद्धार्मिकः पृथिवीपतिः ।**
**स्वामिनां च पशूनां च पालानां च व्यतिक्रमे ॥ २४४ ॥**

ધણી, ઢોર અને રખવાળોના અપરાધો સંબંધમાં ધાર્મિક પૃથ્વીપાલે આ વિધિએ વર્તવું. ૨૪૪

સીમાડાનો નિર્ણય—

**सीमां प्रति समुत्पन्ने विवादे ग्रामयोर्द्वयोः ।**
**ज्येष्ठे मासि नयेत्सीमां सुप्रकाशेषु सेतुषु ॥ २४५ ॥**

બે ગામના સીમાડા સંબંધમાં કજિયો ઊભો થાય, તો જેઠ મહિનામાં પાળ આદિ ચિહ્નો સાફ હોય તે વખતે સીમા નક્કી કરવી. ૨૪૫

**सीमावृक्षांश्च कुर्वीत न्यग्रोधाश्वत्थकिंशुकान् ।**
**शाल्मलीन् शालतालांश्च क्षीरिणश्चैव पादपान् ॥ २४६ ॥**
**गुल्मान्वेणूंश्च विविधाञ्छमीवल्लीस्थलानि च ।**
**शरान्कुब्जकगुल्मांश्च तथा सीमा न नश्यति ॥ २४७ ॥**

વડ, પીપળો, ખાખરો, શીમળો, સાગ, તાડ, દૂધવાળાં

ઝાડ, ગુચ્છાદાર વૃક્ષો, વિવિધ વાંસો, સમડી, વેલાઓ, ટીંબાઓ, બાણો અને કુબ્જકનાં ઝાંખરાં—એ રોપી કરીને હદ ઠેરવવી; એથી સીમા નાશ પામે નહિ. ૨૪૬,૨૪૭

**तडागान्युदपानानि वाप्यः प्रस्रवणानि च ।**
**सीमासंधिषु कार्याणि देवतायतनानि च ॥ २४८ ॥**

તળાવ, કૂવા, વાવ, ઝરણું અને દેવસ્થાનો સીમાના સંધિભાગ ઉપર બાંધવાં. ૨૪૮

**उपच्छन्नानि चान्यानि सीमालिङ्गानि कारयेत् ।**
**सीमाज्ञाने नृणां वीक्ष्य नित्यं लोके विपर्ययम् ॥ २४९ ॥**

સીમાના જ્ઞાન બાબતમાં લોકમાં નિત્ય ફેરફારી હોય છે, એ જોઇને રાજાએ બીજાં ગુપ્ત સીમાચિહ્નો પણ કરાવવાં.

**अश्मनोऽस्थीनि गोबालांस्तुषान्भस्म कपालिकाः ।**
**करीषमिष्टकाङ्गाराञ्छर्करा वालुकास्तथा ॥ २५० ॥**
**यानि चैवंप्रकाराणि कालाद्भूमिर्न भक्षयेत् ।**
**तानि संधिषु सीमायामप्रकाशानि कारयेत् ॥ ॥ २५१ ॥**

પથરા, હાડકાં, ગાયના વાળ, ફૂંસકા, રાખ, ઠીંકરાં, અડાયાં, ઈંટ, કોયલા, પથ્થરની કપચી અને રેતી એ અને એવી જાતની બીજી વસ્તુઓ જેમને લાંબે ગાળે જમીન ખાઈ પણ ન જાય, તેમને સીમાના સંધિભાગો ઉપર છૂપી રીતે સ્થાપવી. ૨૫૦,૨૫૧

**एतैर्लिङ्गैर्नयेत्सीमां राजा विवदमानयोः ।**
**पूर्वभुक्त्या च सततमुदकस्यागमेन च ॥ २५२ ॥**

બે ગામના લોકો સીમ સંબંધી કજિયો કરતા હોય,

ત્યારે રાજાએ આ ચિહ્નો ઉપરથી, પ્રથમના ભોગવટા ઉપરથી, તેમજ પાણી આવવાના માર્ગ ઉપરથી સીમા નક્કી કરવી.

**यदि संशय एव स्याल्लिङ्गानामपि दर्शने ।**
**साक्षिप्रत्यय एव स्यात्सीमावादविनिर्णयः ॥ २५३ ॥**

નિશાનો જોયા છતાંય જો સંશય રહે, તો સાક્ષીઓની ખાતરી ઉપરથીજ સીમાના કજિયાનો નિકાલ થાય. ૨૫૩

**ग्रामीयककुलानां च समक्षं सीम्नि साक्षिणः ।**
**प्रष्टव्याः सीमलिङ्गानि तयोश्चैव विवादिनोः ॥ २५४ ॥**

સીમા સંબંધમાં, તે પક્ષકારો અને ગામના કુળવાન પંચો સમક્ષમાં સાક્ષીઓને સીમાચિહ્નો પૂછવાં. ૨૫૪

**ते पृष्टास्तु यथा ब्रूयुः समस्ताः सीम्नि निश्चयम् ।**
**निबध्नीयात्तथा सीमां सर्वांस्तांश्चैव नामतः ॥ २५५ ॥**

તે સાક્ષીઓને પૂછવામાં આવતાં તેઓ સમસ્ત રીતે સીમાનો જે નિર્ણય આપે તે પ્રમાણે સીમા બાંધવી અને તેમનાં નામ નોંધી લેવાં. ૨૫૫

**शिरोभिस्ते गृहीत्वोर्वीं स्रग्विणो रक्तवाससः ।**
**सुकृतैः शापिताः स्वैस्स्वैर्नयेयुस्ते समञ्जसम् ॥ २५६ ॥**

માળા ધારણ કરેલા અને રક્ત વસ્ત્ર પહેરેલા તે સાક્ષીઓએ માથે ધરતીની માટી ઉપાડવી અને પોતપોતાનાં પુણ્યના સોગન ખાઇ શુદ્ધ સીમાનિર્ણય આપવો. ૨૫૬

**यथोक्तेन नयन्तस्ते पूयन्ते सत्यसाक्षिणः ।**
**विपरीतं नयन्तस्तु दाप्याः स्युर्द्विशतं दमम् ॥ २५७ ॥**

શાસ્ત્રોક્ત રીતે નિર્ણય કરનારા તે સત્ય સાક્ષીઓ પાપ-

રહિત રહે છે. પણ એથી ઊલટું કહેનારા સાક્ષીઓ બસો પણના દંડને યોગ્ય થાય છે. ૨૫૭

**साक्ष्यभावे तु चत्वारो ग्रामाः सामन्तवासिनः ।**
**सीमाविनिर्णयं कुर्युः प्रयता राजसंनिधौ ॥ २५८ ॥**

સાક્ષીના અભાવે આસપાસનાં ચાર ગામોમાં રહેનારા શ્રેષ્ઠજનોએ રાજાની હાજરીમાં પ્રયત્નપૂર્વક સીમાનો નિર્ણય કરવો. ૨૫૮

**सामन्तानामभावे तु मौलानां सीम्नि साक्षिणाम् ।**
**इमानप्यनुयुञ्जीत पुरुषान्वनगोचरान् ॥ २५९ ॥**
**व्याधांश्छाकुनिकान्गोपान्कैवर्तान्मूलखानकान् ।**
**व्यालग्राहानुञ्छवृत्तीनन्यांश्च वनचारिणः ॥ २६० ॥**

એ શ્રેષ્ઠજનો ન મળે તેમજ સીમા વિશે અસલથી જાણકાર એવા માણસો ન મળે, તો વનમાં ફરનારા નીચેના માણસોને પણ સાક્ષીમાં લેવા–પારધીઓ, પક્ષી મારી જીવનારાઓ, ગોવાળિયાઓ, માછીમારો, મૂળિયાં ઉખેડી આજીવિકા કરનારાઓ, સર્પ પકડનારાઓ, ઉંછવૃત્તિથી રહેનારાઓ અને બીજા વનચારી મનુષ્યો. ૨૫૯, ૨૬૦

**ते पृष्टास्तु यथा ब्रूयुः सीमासंधिषु लक्षणम् ।**
**तत्तथा स्थापयेद्राजा धर्मेण ग्रामयोर्द्वयोः ॥ २६१ ॥**

પૂછવામાં આવતાં તેઓ સીમાસંધિને વિશે જે લક્ષણ કહે, તે પ્રમાણે રાજાએ ન્યાયપૂર્વક બે ગામો વચ્ચેની સીમા સ્થાપવી. ૨૬૧

**क्षेत्रकूपतडागानामारामस्य गृहस्य च ।**
**सामन्तप्रत्ययो ज्ञेयः सीमासेतुविनिर्णयः ॥ २६२ ॥**

ખેતર, કૂવા, તળાવ, બગીચા અને ઘર એમની સીમાનો નિર્ણય પાસે રહેનારાઓની સાક્ષી ઉપરથી કરવો. ૨૬૨

**सामन्ताश्चेन्मृषा ब्रूयुः सेतौ विवदतां नृणाम् ।**
**सर्वे पृथक्पृथग्दण्ड्या राज्ञा मध्यमसाहसम् ॥ २६३ ॥**

બે માણસો વચ્ચે સીમાપાળ વિશે વિવાદ થાય, ત્યારે સીમાની પાસે રહેનારાઓ જો ખોટી જુબાની આપે, તો તે દરેકને રાજાએ મધ્યમ (સાહસનો પાંચસો) પણનો દંડ કરવો.

**गृहं तडागमारामं क्षेत्रं वा भीषया हरन् ।**
**शतानि पञ्च दण्ड्यः स्यादज्ञानाद्द्विशतो दमः ॥ २६४ ॥**

જે માણસ બીક બતાવીને ઘર, તળાવ, બાગ કે ખેતરને ઝૂંટવી લે, તેને પાંચસો પણનો દંડ કરવો. પણ તે અજ્ઞાનથી તેમ કરે, તો તેને રાજાએ બસો પણનો દંડ કરવો. ૨૬૪

**सीमायामविषह्यायां स्वयं राजैव धर्मवित् ।**
**प्रदिशेद्भूमिमेतेषामुपकारादिति स्थितिः ॥ २६५ ॥**

સીમા સંબંધમાં ખાતરીલાયક પ્રમાણ મળે નહિ, તો ધર્મજ્ઞ રાજાએ પોતેજ એ પક્ષકારોના ઉપકારાર્થે તેમની જમીન નક્કી કરી આપવી-આવી ધર્મમર્યાદા છે. ૨૬૫

[ **ध्वजिनी मत्सिनी चैव निधानी भयवर्जिता ।**
**राजशासननीता च सीमा पंचविधा स्मृता ॥**

ધ્વજિની, મત્સિની, નિધાની, ભયવર્જિતા અને રાજશાસનનીતા એ પાંચ પ્રકારની સીમા કહી છે.*]

---

* ધ્વજિની—જેના ઉપર ધજા ઊભી હોય; મત્સિની—જેના ઉપર માછલું લટકાવ્યું હોય; નિધાની—જેમાં છૂપી નિશાની દાટી હોય; ભયવર્જિતા—જેના ઉપર નદી અને પર્વત વગેરે હોય અને રાજશાસનનીતા—જેનો રાજાએ નિર્ણય કર્યો હોય.

एषोऽखिलेनाभिहितो धर्मः सीमाविनिर्णये ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि वाक्पारुष्यविनिर्णयम् ॥ २६६ ॥

સીમા સંબંધીના નિર્ણય વિશેનો આ ધર્મ સંપૂર્ણ રીતે કહ્યો. હવે, વાક્પારુષ્ય (ગાળાગાળી) સંબંધી નિર્ણય કહીશ.

ગાળાગાળીનો નિર્ણય—

शतं ब्राह्मणमाक्रुश्य क्षत्रियो दण्डमर्हति ।
वैश्योऽप्यर्धशतं द्वे वा शूद्रस्तु वधमर्हति ॥ २६७ ॥

ક્ષત્રિય જો બ્રાહ્મણને ગાળ આપે, તો તેને સો પણનો દંડ ઘટે; વૈશ્ય જો બ્રાહ્મણને ગાળ આપે, તો તેને દોઢસો કે બસો પણનો દંડ થાય; પણ શૂદ્ર જો બ્રાહ્મણને ગાળ આપે, તો તેને મારની શિક્ષા થાય. ૨૬૭

पञ्चाशद्ब्राह्मणो दण्ड्यः क्षत्रियस्याभिशंसने ।
वैश्ये स्यादर्धपञ्चाशच्छूद्रे द्वादशको दमः ॥ २६८ ॥

બ્રાહ્મણ જો ક્ષત્રિયને ગાળ કાઢે તો તેને પચાસ પણનો, વૈશ્યને ગાળ દે તો તેને પચીસ પણનો અને શૂદ્રને ગાળ આપે તો બાર પણનો એમ દંડ થાય. ૨૬૮

समवर्णे द्विजातीनां द्वादशैव व्यतिक्रमे ।
वादेष्ववचनीयेषु तदेव द्विगुणं भवेत् ॥ २६९ ॥

દ્વિજવર્ણોમાંનો કોઇ માણસ તેની પોતાનીજ જાતવાળાને ગાળ કાઢે, તો તેને બાર પણનો દંડ કરવામાં આવે. પણ તે જો ભૂંડી ગાળો આપે, તો આ દંડની રકમ બેવડાય. ૨૬૯

[ विप्रक्षत्रियवत्कार्यो दण्डो राजन्यवैश्ययोः ।
वैश्यक्षत्रिययोः शूद्रे विप्रे यः क्षत्रशूद्रयोः ॥

ક્ષત્રિય વૈશ્યને ગાળ આપે, તો તેને બ્રાહ્મણ ક્ષત્રિયને ગાળ આપે ત્યારે જેમ થાય તેમ (પચાસ પણનો) દંડ કરવો; વૈશ્ય ક્ષત્રિયને ગાળ આપે, તો તેને ક્ષત્રિય બ્રાહ્મણને ગાળ આપે ત્યારે જેમ થાય તેમ (સો પણનો) દંડ કરવો; ક્ષત્રિય કે વૈશ્ય શૂદ્રને ગાળ આપે, તો તેને બ્રાહ્મણ શૂદ્રને ગાળ આપે ત્યારે જેમ થાય તેમ (બાર પણનો) દંડ કરવો; અને શૂદ્ર ક્ષત્રિય કે વૈશ્યને ગાળ આપે, તો તેને શૂદ્ર બ્રાહ્મણને ગાળ આપે ત્યારે જેમ થાય તેમ તેને મારની સજા આપવી.]

**एकजातिर्द्विजातींस्तु वाचा दारुणया क्षिपन् ।**
**जिह्वायाः प्राप्नुयाच्छेदं जघन्यप्रभवो हि सः ॥ २७०**

જો શૂદ્ર દ્વિજવર્ણનાને ભયંકર ગાળો ભાંડે, તો તેની જીભનો છેદ કરવો. કેમકે, તે હલકી જાતનો છે. ૨૭૦

**नामजातिग्रहं त्वेषामभिद्रोहेण कुर्वतः ।**
**निक्षेप्योऽयोमयः शङ्कुर्ज्वलन्नास्ये दशाङ्गुलः ॥ २७१ ॥**

જો શૂદ્ર એ દ્વિજવર્ણનાં નામ અને જાતિને ઉચ્ચરી એમને ભાંડે, તો લોઢાનો દશ આંગળનો એક ધગધગતો સળિયો એના મોંમાં ઘુસાડી દેવો. ૨૭૧

**धर्मोपदेशं दर्पेण विप्राणामस्य कुर्वतः ।**
**तप्तमासेचयेत्तैलं वक्त्रे श्रोत्रे च पार्थिवः ॥ २७२ ॥**

કોઈ શૂદ્ર જો છકી જઇને બ્રાહ્મણાદિ ત્રિવર્ણને ધર્મોપદેશ કરે, તો રાજાએ તેના મોંમાં અને કાનમાં કડકડતું તેલ રેડાવવું

**श्रुतं देशं च जातिं च कर्म शारीरमेव च ।**
**वितथेन ब्रुवन्दर्पाद्दाप्यः स्याद्द्विशतं दमम् ॥ २७३ ॥**

જો કોઇ અભિમાનથી બીજાનાં વેદજ્ઞાન, દેશ, જાતિ અને શરીરના સંસ્કારકર્મ વિશે મિથ્યા બોલે, તો તેને બસો પણનો દંડ કરવો. ૨૭૩

**काणं वाप्यथवा खञ्जमन्यं वापि तथाविधम् ।**
**तथ्येनापि ब्रुवन्दाप्यो दण्डं कार्षापणावरम् ॥ २७४ ॥**

જો કોઈ બીજાને કાણો, લંગડો કે એવી બીજી ખોડ-વાળો કહે અને જો એ સાચું હોય તો પણ, તેને ઓછામાં ઓછો એક કાર્ષાપણનો દંડ કરવો. ૨૭૪

**मातरं पितरं जायां भ्रातरं तनयं गुरुम् ।**
**आक्षारयञ्छतं दाप्यः पन्थानं चाददद्गुरोः ॥ २७५ ॥**

મા, બાપ, પત્ની, ભાઈ, પુત્ર અને ગુરુ એમને ગાળ દેનાર પાસેથી તેમજ ગુરુને માર્ગ ન આપનાર પાસેથી સો પણનો દંડ લેવો જોઈએ. ૨૭૫

**ब्राह्मणक्षत्रियाभ्यां तु दण्डः कार्यो विजानता ।**
**ब्राह्मणे साहसः पूर्वः क्षत्रियो त्वेव मध्यमः ॥ २७६ ॥**

બ્રાહ્મણ અને ક્ષત્રિય અંદરોઅંદર ગાળાગાળી કરે, તો ધર્મજ્ઞ રાજાએ બ્રાહ્મણને પૂર્વસાહસ (અઢીસો પણ) અને ક્ષત્રિયને મધ્યમસાહસ(પાંચસો પણ)નો દંડ કરવો. ૨૭૬

**विट्शूद्रयोरेवमेव स्वजातिं प्रति तत्त्वतः ।**
**छेदवर्जं प्रणयनं दण्डस्येति विनिश्चयः ॥ २७७ ॥**

વૈશ્ય અને શૂદ્ર પોતપોતાની જાતવાળાને સામાસામી ગાળ આપે, તો તેને જીભના છેદ સિવાયનો દંડપ્રયોગ કરવો, એવો નિર્ણય છે. (એટલે, વૈશ્યને અઢીસો પણનો અને શૂદ્રને પાંચસો પણનો દંડ થાય.) ૨૭૭

[पतितं पतितेत्युक्त्वा चौरं चौरेति वा पुनः ।
वचनात्तुल्यदोषः स्यान्मिथ्या द्विर्दोषतां व्रजेत् ॥

પતિતને પતિત કહેનારને અને ચોરને ચોર કહેનારને તેના એ વચનના અપરાધ સારુ આગળ પ્રમાણે દંડ કરવો. પણ તે જો આ ખોટેખોટું જ કહે તો તેનો અપરાધ બમણા દંડને પાત્ર થાય.]

મારામારીનો નિર્ણય—

एष दण्डविधिः प्रोक्तो वाक्पारुष्यस्य तत्त्वतः ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि दण्डपारुष्यनिर्णयम् ॥ २७८ ॥

ગાળાગાળી માટેનો આ તત્ત્વપૂર્વકનો દંડવિધિ કહ્યો. હવે મારામારી બાબતના દંડનિર્ણય વિશે કહીશ. ૨૭૮

येन केनचिदङ्गेन हिंस्याच्चेच्छ्रेष्ठमन्त्यजः ।
छेत्तव्यं तत्तदेवास्य तन्मनोरनुशासनम् ॥ २७९ ॥

જો અંત્યજ પોતાના ગમે તે અવયવથી શ્રેષ્ઠપુરુષને મારે તો રાજાએ તેનો તે અવયવ છેદી નંખાવવો—એમ મનુની આજ્ઞા છે. ૨૭૯

पाणिमुद्यम्य दण्डं वा पाणिच्छेदनमर्हति ।
पादेन प्रहरन्कोपात्पादच्छेदनमर्हति ॥ २८० ॥

તે હાથ કે લાકડી ઉગામીને મારે, તો રાજાએ તેનો હાથ કપાવી નાખવો ઘટે. તે ક્રોધ કરીને પગે પ્રહાર કરે, તો તેના પગ છેદાવી નાખવા જોઈએ. ૨૮૦

सहासनमभिप्रेप्सुरुत्कृष्टस्यापकृष्टजः ।
कट्यां कृताङ्को निर्वास्यः स्फिचं वाऽस्यावकर्तयेत् ॥२८१॥

હલકી વરણનો માણસ જો ચડિયાતી વર્ણના માણસ સાથે અભિમાનથી એક આસને બેસવા ચાહે, તો તેને કેડ ઉપર ડામ દઈ દેશવટો આપવો અને તેના કૂલા કતરાવી નાખવા. ૨૮૧

**अवनिष्ठीवतो दर्पाद्वावोष्ठौ छेदयेन्नृपः ।**
**अवमूत्रयतो मेढ्रमवशर्धयतो गुदम् ॥ २८२ ॥**

નીચ વર્ણનો મનુષ્ય અહંકારથી ઊંચ મનુષ્યના ઉપર થૂંકે, મૂતરે કે પાદે, તો રાજાએ અનુક્રમે તેના બન્ને હોઠ, તેની જનનેન્દ્રિય કે તેની ગુદા કપાવી નાખવાં. ૨૮૨

**केशेषु गृह्णतो हस्तौ छेदयेदविचारयन् ।**
**पादयोर्दाढिकायां च ग्रीवायां वृषणेषु च ॥ २८३ ॥**

કોઈ હલકી જાતિનો મનુષ્ય કોઈ ચડિયાતી જાતિના મનુષ્યને વાળથી, પગથી, દાઢીથી, ગરદનથી કે વૃષણથી પકડે, તો વિનાવિચારેજ તેના બેઉ હાથ કાપી નાખવા. ૨૮૩

**त्वग्भेदकः शतं दण्ड्यो लोहितस्य च दर्शकः ।**
**मांसभेत्ता तु षण्निष्कान्प्रवास्यस्त्वस्थिभेदकः ॥ २८४ ॥**

સમાન વર્ણવાળાની ચામડી ઊતરડનારને તેમજ તેને લોહી કાઢનારને સો પણનો દંડ કરવો; તેનું માંસ વીંધનારને છ નિષ્કનો દંડ કરવો અને તેનાં હાડકાં ભેદનારને દેશનિકાલ કરવો. ૨૮૪

**वनस्पतीनां सर्वेषामुपभोगं यथा यथा ।**
**तथा तथा दमः कार्यो हिंसायामिति धारणा ॥ २८५ ॥**

જે જે વનસ્પતિઓનો જેવો જેવો ઉત્તમ, મધ્યમ આદિ

ઉપભોગ થતો હોય, તેવો તે તે સર્વ વનસ્પતિઓને જે કાપે તેને એ ઉપભોગના પ્રમાણમાં ઉત્તમ, સાહસ આદિ દંડ કરવામાં આવે–એવી ન્યાયમર્યાદા છે. ૨૮૫

**मनुष्याणां पशूनां च दुःखाय प्रहृते सति ।**
**यथा यथा महद्दुःखं दण्डं कुर्यात्तथा तथा ॥ २८६ ॥**

મનુષ્યોને અને પશુઓને દુઃખ આપવા માટે માર મારવામાં આવે, તો તે તે મહાદુઃખના પ્રમાણમાં રાજાએ દંડ કરવો. ૨૮૬

**अङ्गावपीडनायां च व्रणशोणितयोस्तथा ।**
**समुत्थानव्ययं दाप्यः सर्वदण्डमथापि वा ॥ २८७ ॥**

કોઇ મનુષ્ય કોઈના હાથપગ આદિ અંગોને પીડા કરે, તેને જખમ કરે અથવા લોહી કાઢે, તો રાજાએ દરદી સાજો થાય ત્યાં સુધીનો તે મારનાર પાસેથી ખરચ અપાવવો અથવા તેને (ધનદંડ, શારીરદંડ વગેરે) સર્વ જાતના દંડ કરવા.

**द्रव्याणि हिंस्याद्यो यस्य ज्ञानतोऽज्ञानतोऽपि वा ।**
**स तस्योत्पादयेत्तुष्टिं राज्ञे दद्याच्च तत्समम् ॥ २८८ ॥**

જે માણસ જાણતાં કે અજાણતાં બીજાના માલને નુકસાન કરે, તેણે માલધણી પ્રસન્ન થાય તેમ કરવું અને રાજાને તે નુકસાનની બરાબરનો દંડ ભરવો. ૨૮૮

**चर्मचार्मिकभाण्डेषु काष्ठलोष्ठमयेषु च ।**
**मूल्यात्पञ्चगुणो दण्डः पुष्पमूलफलेषु च ॥ २८९ ॥**

ચામડાને, ચામડાનાં, લાકડાનાં અને માટીનાં પાત્રોને તેમજ ફૂલ, મૂળ અને ફળને નુકસાન કરનાર પાસેથી તે તે વસ્તુની કિંમતથી પાંચગણો દંડ લેવો. ૨૮૯

**यानस्य चैव यातुश्च यानस्वामिन एव च।**
**दशातिवर्तनान्याहुः शेषे दण्डो विधीयते॥ २९०॥**

વાહન, વાહન ચલાવનાર અને વાહનનો ધણી, એમને નીચેના દશ નિમિત્તોમાં દંડ કહ્યો નથી. બાકીનામાં તેમને માટે દંડવિધાન છે. ૨૯૦

**छिन्ननास्ये भग्नयुगे तिर्यक्प्रतिमुखागते।**
**अक्षभङ्गे च यानस्य चक्रभङ्गे तथैव च॥ २९१॥**
**छेदने चैव यन्त्राणां योक्त्ररश्म्योस्तथैव च।**
**आक्रन्दे चाप्यपैहीति न दण्डं मनुरब्रवीत्॥ २९२॥**

નાથ તૂટી જાય, ધૂંસરી ભાંગી જાય, ઊંચીનીચી જમીનને લીધે વાહન તીરછાં ચાલે, કે તે અવળાં પડી જાય, આંક ભાંગી જાય, વાહનનાં પૈડાં તૂટી જાય, ચામડાની વાધરી છેદાઈ જાય, જોતરું તૂટી જાય, દોર–લગામ તૂટી જાય અને 'દૂર ખસો' એમ બૂમ પાડી હોય છતાં કોઈને ઈજા થાય તો કોઈને દંડ થાય નહિ, એમ મનુએ કહ્યું છે. ૨૯૧, ૨૯૨

**यत्रापवर्तते युग्यं वैगुण्यात् प्राजकस्य तु।**
**तत्र स्वामी भवेद्दण्ड्यो हिंसायां द्विशतं दमम्॥ २९३॥**

પણ, હાંકનારની અણઆવડતને લીધે વાહને જોતરાયેલા બળદઘોડા અવળા ચાલે અને નુકસાન કરે, તો વાહનના ધણીને બસો પણનો દંડ કરવો. ૨૯૩

**प्राजकश्चेद्भवेदाप्तः प्राजको दण्डमर्हति।**
**युग्यस्थाः प्राजकेऽनाप्ते सर्वे दण्ड्याः शतं शतम्॥ २९४॥**

હાંકનારો જો હોશિયાર હોય, તો હાંકનારને એ દંડ ઘટે.

તે હોશિયાર ન હોય તો વાહનમાં બેઠેલા દરેકનો સો સો પણનો દંડ કરવો. ૨૯૪

**स चेत्तु पथि संरुद्धः पशुभिर्वा रथेन वा ।**
**प्रमापयेत्प्राणभृतस्तत्र दण्डोऽविचारितः ॥ २९५ ॥**

ઢોરઢાંખરને લીધે કે સામે આવતા રથને કારણે તે હાંકનારને રુકાવટ થઈ હોય અને છતાં તે વાહન આગળ ચલાવે અને એમ કરતાં કોઈ પ્રાણીનો ઘાત થઈ જાય, તો રાજાએ વિનાવિચારે તેનો નીચે પ્રમાણે દંડ કરવો. ૨૯૫

**मनुष्यमारणे क्षिप्रं चौरवत्किल्बिषं भवेत् ।**
**प्राणभृत्सु महत्स्वर्धं गोगजोष्ट्रहयादिषु ॥ २९६ ॥**

એ ઘાતમાં જો માણસ માર્યો જાય, તો તે હાંકનારને ચોરની પેઠે ૧૦૦૦ પણની શિક્ષા કરવી. પણ એમાં જો ગાય, હાથી અને ઘોડા વગેરે મોટાં પ્રાણીઓ માર્યાં ગયાં હોય, તો તેથી અર્ધો દંડ (૫૦૦ પણનો) કરવો. ૨૯૬

**क्षुद्रकाणां पशूनां तु हिंसायां द्विशतो दमः ।**
**पञ्चाशत्तु भवेद्दण्डः शुभेषु मृगपक्षिषु ॥ २९७ ॥**

નાનાં નાનાં પશુઓ માર્યાં જાય, તો બસો પણનો દંડ કરવો. સારાં મૃગો ને પક્ષીઓ માર્યાં જાય, તો પચાસ પણનો દંડ કરવો. ૨૯૭

**गर्दभाजाविकानां तु दण्डः स्यात्पञ्चमाषिकः ।**
**माषकस्तु भवेद्दण्डः श्वसूकरनिपातने ॥ २९८ ॥**

ગધેડાં અને મેંઢાંબકરાંની ઘાત થઈ જાય, તો પાંચ માષાનો દંડ કરવો. કૂતરાં અને ભૂંડ માર્યાં ગયાં હોય તો એક માષાનો દંડ કરવો. ૨૯૮

**भार्या पुत्रश्च दासश्च प्रेष्यो भ्राता च सोदरः ।**
**प्राप्तापराधास्ताड्याः स्यू रज्ज्वा वेणुदलेन वा ॥ २९९ ॥**

પત્ની, પુત્ર, દાસ, વૈતરો અને નાનો ભાઇ એટલાં અપરાધ કરે, તો તેમને દોરડાથી અથવા વાંસની લાકડીથી તાડન કરવું. ૨૯૯

**पृष्ठतस्तु शरीरस्य नोत्तमाङ्गे कथंचन ।**
**अतोऽन्यथा तु प्रहरन्प्राप्तः स्याच्चौरकिल्बिषम् ॥ ३०० ॥**

પણ, આ માર વાંસા ઉપર મારવો. ક્યારેય મસ્તક આદિ ઉત્તમ અંગ ઉપર મારવો નહિ. આથી ઊલટી રીતે પ્રહાર કરનારને ચોરની પેઠે શિક્ષા મળે. ૩૦૦

ચોરને શિક્ષા કરવાનો નિર્ણય—

**एषोऽखिलेनाभिहितो दण्डपारुष्यनिर्णयः ।**
**स्तेनस्यातः प्रवक्ष्यामि विधिं दण्डविनिर्णये ॥ ३०१ ॥**

આ મારામારી સંબંધીનો નિર્ણય સંપૂર્ણ રીતે કહ્યો. હવે, ચોરના સંબંધમાં કરવાના શિક્ષાનિર્ણય વિશે વિધિ કહીશ. ૩૦૧

**परमं यत्नमातिष्ठेत्स्तेनानां निग्रहे नृपः ।**
**स्तेनानां निग्रहादस्य यशो राष्ट्रं च वर्धते ॥ ३०२ ॥**

રાજાએ ચોરને કબજે કરવામાં પરમ યત્નવાન રહેવું. ચોરોને વશ રાખવાથી રાજાનો યશ અને તેનું રાજ વધે છે.

**अभयस्य हि यो दाता स पूज्यः सततं नृपः ।**
**सत्रं हि वर्धते तस्य सदैवाभयदक्षिणम् ॥ ३०३ ॥**

જે રાજા અભયદાતા હોય છે, તે સતત પૂજ્યપાત્ર થાય છે. તે રાજાનો અભયરૂપી દક્ષિણાવાળો યજ્ઞ સદૈવ વૃદ્ધિ પામે છે.

**सर्वतो धर्मषड्भागो राज्ञो भवति रक्षतः ।**
**अधर्मादपि षड्भागो भवत्यस्य ह्यरक्षतः ॥ ३०४ ॥**

દેશની રક્ષા કરનાર રાજાને સર્વ પ્રજાના ધર્મનો છઠ્ઠો ભાગ મળે છે, અને રક્ષા નહિ કરનાર રાજાને અધર્મનોય છઠ્ઠો ભાગ હાંસલ થાય છે. ૩૦૪

**यदधीते यद्यजते यद्ददाति यदर्चति ।**
**तस्य षड्भागभाग्राजा सम्यग्भवति रक्षणात् ॥ ३०५ ॥**

જે અધ્યયન, યજન, દાન અને અર્ચન થાય તેનો છઠ્ઠો ભાગ પ્રજાની રક્ષાને લીધે રાજાને મળે છે. ૩૦૫

**रक्षन् धर्मेण भूतानि राजा वध्यांश्च घातयन् ।**
**यजतेऽहरहर्यज्ञैः सहस्रशतदक्षिणैः ॥ ३०६ ॥**

પ્રાણીઓનું ધર્મપૂર્વક પાલન કરનારા અને દંડપાત્રોને યોગ્ય શિક્ષા દેનારા રાજાને પ્રતિદિન એક લાખ ગોદક્ષિણા-વાળા યજ્ઞોનું ફળ સાંપડે છે. ૩૦૬

**योऽरक्षन्बलिमादत्ते करं शुल्कं च पार्थिवः ।**
**प्रतिभागं च दण्डं च स सद्यो नरकं व्रजेत् ॥ ३०७ ॥**

જે રાજા પ્રજાનું રક્ષણ નહિ કરતો છતાં, બલિ, કર, શુલ્ક, પ્રતિભાગ અને દંડ લે છે, તે તત્કાલ નરકે જાય છે. ૩૦૭

**अरक्षितारं राजानं बलिषड्भागहारिणम् ।**
**तमाहुः सर्वलोकस्य समग्रमलहारकम् ॥ ३०८ ॥**

પ્રજાનું રક્ષણ નહિ કરનારો જે રાજા ધાન્યનો છઠ્ઠો ભાગ લે છે, તે સર્વ લોકોનાં સર્વ પાપનો ભાગી થાય છે. ૩૦૮

**अनपेक्षितमर्यादं नास्तिकं विप्रलुम्पकम् ।**
**अनपेक्षितारमत्तारं नृपं विद्यादधोगतिम् ॥ ३०९ ॥**

શાસ્ત્રમર્યાદાની ગણુના નહિ રાખનારો, નાસ્તિક, પ્રજાને લૂંટનારો, પ્રજારક્ષણ નહિ કરનારો અને કર વગેરે હોઈયાં કરી જનારો રાજા અધોગતિ પામે છે, એમ જાણવું. ૩૦૯

**अधार्मिकं त्रिभिर्न्यायैर्निगृह्णीयात्प्रयत्नतः ।**
**निरोधनेन बन्धेन विविधेन वधेन च ॥ ३१० ॥**

નિરોધન (કેદ), બન્ધ (બેડી) અને વિવિધ જાતના માર, એ ત્રણ ઉપાયોથી રાજાએ ચોર આદિને પ્રયત્નપૂર્વક શિક્ષા કરવી. ૩૧૦

**निग्रहेण हि पापानां साधूनां संग्रहेण च ।**
**द्विजातय इवेज्याभिः पूयन्ते सततं नृपाः ॥ ३११ ॥**

જેમ દ્વિજાતિઓ યજ્ઞાદિથી પવિત્ર થાય છે, તેમ રાજાઓ પાપીઓને સજા કરવાથી તેમજ સાધુઓને રક્ષણ આપવાથી સતત પવિત્ર થાય છે. ૩૧૧

**क्षन्तव्यं प्रभुणा नित्यं क्षिपतां कार्यिणां नृणाम् ।**
**बालवृद्धातुराणां च कुर्वता हितमात्मनः ॥ ३१२ ॥**

દાવાના પક્ષકારો વગેરે માણસો, બાળકો, વૃદ્ધો, તેમજ રોગિયાઓ કંઈ આક્ષેપ કરી બેસે, તો રાજાએ પોતાનું હિત વિચારીને તેમને નિત્ય ક્ષમા આપવી. ૩૧૨

**यः क्षिप्तो मर्षयत्यार्तैस्तेन स्वर्गे महीयते ।**
**यस्त्वैश्वर्यान्न क्षमते नरकं तेन गच्छति ॥ ३१३ ॥**

પીડિત મનુષ્યોએ આક્ષેપ આપ્યા છતાં જે રાજા તેને

સહન કરી લે છે, તે સ્વર્ગમાં મહિમા પામે છે; પણ જે રાજા પોતાના ઐશ્વર્યને કારણે તેને ક્ષમા આપતો નથી, તે નરકને વિશે જાય છે. ૩૧૩

**राजा स्तेनेन गन्तव्यो मुक्तकेशेन धावता ।**
**आचक्षाणेन तत्स्तेयमेवंकर्मास्मि शाधि माम् ॥ ३१४ ॥**
**स्कन्धेनादाय मुसलं लगुडं वापि खादिरम् ।**
**शक्तिं चोभयतस्तीक्ष्णामायसं दण्डमेव वा ॥ ३१५ ॥**

મુશળ, ખેરની લાકડી, બેધારી બરછી અથવા લોખંડી ધોકો, એ ખભા ઉપર રાખી ચોરે છૂટે વાળે રાજા પાસે દોડતા જવું અને કહેવું કે, તે ચોરી મેં કરી છે, મને શિક્ષા આપો.

[ **गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम् ।**
**वधेन शुध्यते स्तेनो ब्राह्मणस्तपसैव वा ॥**

રાજાએ પોતે તે મુશળ લઈને તેને એકવાર પ્રહાર કરવો. ચોર મારથી અને બ્રાહ્મણ તપથીજ શુદ્ધ થાય છે. ]

**शासनाद्वा विमोक्षाद्वा स्तेनः स्तेयाद्विमुच्यते ।**
**अशासित्वा तु तं राजा स्तेनस्याप्नोति किल्बिषम् ॥ ३१६ ॥**

ચોરને શિક્ષા કરવાથી કે તેને છોડી દેવાથી તે ચોરીમાંથી મુક્ત થાય છે. પણ તે ચોરને સજા ન કરવામાં આવે તો રાજા ચોરનું પાપ પામે છે. ૩૧૬

**अन्नादे भ्रूणहा मार्ष्टि पत्यौ भार्यापचारिणी ।**
**गुरौ शिष्यश्च याज्यश्च स्तेनो राजनि किल्बिषम् ॥ ३१७ ॥**

ગર્ભહત્યા કરનારો તે જેનું અન્ન ખાય છે તેને વિશે, વ્યભિચારિણી પત્ની પતિને વિશે, શિષ્ય ગુરુને વિશે અને

યજમાન યાજકને વિશે જેમ પોતપોતાનાં પાપ ધુએ છે, તેમ ચોર રાજાને વિશે પોતાનું પાપ ધુએ છે. ૩૧૭

**राजभिः कृतदण्डास्तु कृत्वा पापानि मानवाः ।**
**निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा ॥ ३१८ ॥**

પાપી પુરુષો રાજા પાસેથી શિક્ષા પામીને નિર્મળ થાય છે અને પુણ્યશાળીઓની જેમ સ્વર્ગમાં જાય છે. ૩૧૮

**यस्तु रज्जुं घटं कूपाद्धरेद्भिन्द्याच्च यः प्रपाम् ।**
**स दण्डं प्राप्नुयान्माषं तं च तस्मिन्समाहरेत् ॥ ३१९ ॥**

જે કૂવા પરથી દોરડું કે ઘડો હરી જાય અથવા પરબને તોડી નાખે, તેને એક માષો દંડ કરવો અને તે દોરડું વગેરે તે કૂવા ઉપર પાછાં મુકાવવાં. ૩૧૯

**धान्यं दशभ्यः कुम्भेभ्यो हरतोऽभ्यधिकं वधः ।**
**शेषेऽप्येकादशगुणं दाप्यस्तस्य च तद्धनम् ॥ ३२० ॥**

દશ *કુંભ કરતાં જે વધારે ધાન્યની ચોરી કરે, તેને ભારે મારની સજા કરવી. આથી ઓછા ધાન્યની જે ચોરી કરે, તેને ધાન્યના મૂલ્યથી અગિયારગણો દંડ કરવો અને ધણીનો તે માલ પાછો અપાવવો. ૩૨૦

**तथा धारिममेयानां शतादभ्यधिके वधः ।**
**सुवर्णरजतादीनामुत्तमानां च वाससाम् ॥ ३२१ ॥**

વળી ત્રાજવે તોળવા યોગ્ય સુવર્ણ અને ચાંદી વગેરેની તેમજ ઉત્તમ વસ્ત્રોની ચોરી સો પલથી વધુ વજનની હોય, તો ચોરનારને મારની શિક્ષા ઘટે. ૩૨૧

---

* બસો પલનો એક દ્રોણ અને વીસ દ્રોણનો એક કુંભ.

पञ्चाशतस्त्वभ्यधिके हस्तच्छेदनमिष्यते ।
शेषे त्वेकादशगुणं मूल्याद्दण्डं प्रकल्पयेत् ॥ ३२२ ॥

તે ચોરી પચાસ પલ કરતાં વધુ વજનની હોય, તો તે ચોરનારના હાથ છેદી નાખવા. પણ જો તે તેથી ઓછા વજનની હોય, તો તેને માલની કિંમતથી અગિયારગણો દંડ કરવો.

पुरुषाणां कुलीनानां नारीणां च विशेषतः ।
मुख्यानां चैव रत्नानां हरणे वधमर्हति ॥ ३२३ ॥

કુલીન પુરુષોનું અને ખાસ કરીને સ્ત્રીઓનું તેમજ ઉત્તમ રત્નોનું હરણ કરનારને અંગછેદનની શિક્ષા ઘટે છે. ૩૨૩

महापशूनां हरणे शस्त्राणामौषधस्य च ।
कालमासाद्य कार्यं च दण्डं राजा प्रकल्पयेत् ॥ ३२४ ॥

મોટાં પશુઓના, શસ્ત્રોના અને ઔષધના હરણમાં સમય તથા અપરાધ જોઈને રાજાએ દંડ દેવો. ૩૨૪

गोषु ब्राह्मणसंस्थासु स्थूरिकायाश्च भेदने ।
पशूनां हरणे चैव सद्यः कार्योऽर्धपादिकः ॥ ३२५ ॥

બ્રાહ્મણની ગાયો ચોરવા માટે, ગાયને નાથ નાખી હળે જોડવા માટે તથા મેંઢાંબકરાં વગેરે પશુઓ હરવા માટે અપરાધીનો અર્ધો પગ તરતજ કાપી નંખાવવો. ૩૨૫

सूत्रकार्पासकिण्वानां गोमयस्य गुडस्य च ।
दध्नः क्षीरस्य तक्रस्य पानीयस्य तृणस्य च ॥ ३२६ ॥

वेणुवैदलभाण्डानां लवणानां तथैव च ।
मृन्मयानां च हरणे मृदो भस्मन एव च ॥ ३२७ ॥

मत्स्यानां पक्षिणां चैव तैलस्य च घृतस्य च।
मांसस्य मधुनश्चैव यच्चान्यत्पशुसंभवम् ॥ ३२८ ॥
अन्येषां चैवमादीनां मद्यानामोदनस्य च।
पक्वान्नानां च सर्वेषां तन्मूल्याद्द्विगुणो दमः ॥ ३२९ ॥

દોરા, કપાસ, કેફનાં બીજ, છાણ, ગોળ, દહીં, દૂધ, છાશ, પીણું, તૃણ, વાંસનાં ટોપલા વગેરે પાત્રો, મીઠું, માટીનાં વાસણો, માટી, રાખ, માછલાં, પંખીઓ, તેલ, ઘી, માંસ, મધ, પશુમાંથી નીકળતી શિંગડાં વગેરે ચીજો, મદ્ય, રાંધેલા ભાત, તેમજ સર્વ પ્રકારનાં પકવાન્નો વગેરેની ચોરી કરનારને તે તે ચીજની કિંમતથી બમણો દંડ કરવો. ૩૨૬–૩૨૯

पुष्पेषु हरिते धान्ये गुल्मवल्लीनगेषु च।
अन्येष्वपरिपूतेषु दण्डः स्यात्पञ्चकृष्णलः ॥ ३३० ॥

ફૂલો, લીલાં ધાન, ગુલ્મો, વેલીઓ, વૃક્ષો અને સાફસૂફ કરી તૈયાર ન કરેલાં બીજાં ધાન્યો એમની ચોરી કરનારને પાંચ કૃષ્ણલનો દંડ કરવો. ૩૩૦

परिपूतेषु धान्येषु शाकमूलफलेषु च।
निरन्वये शतं दण्डः सान्वयेऽर्धशतं दमः ॥ ३३१ ॥

સાફ કરી તૈયાર કરેલાં ધાન્ય, શાક, મૂળ અને ફળ સંબંધી ચોરી કરનાર જો માલધણીનો સંબંધી હોય, તો તેને પચાસ પણનો અને સંબંધી ન હોય તો સો પણનો, એમ દંડ કરવો. ૩૩૧

स्यात्साहसं त्वन्वयवत्प्रसभं कर्म यत्कृतम्।
निरन्वयं भवेत्स्तेयं हृत्वाऽपव्ययते च यत् ॥ ३३२ ॥

ધણીની નજર આગળ જે કામ બળજોરીથી કરવામાં આવે, તે સાહસ ગણાય અને જે તેની નજર બહાર તફ્ડાવવામાં આવે તે ચોરી ગણાય. ૩૩૨

**यस्त्वेतान्युपक्लृप्तानि द्रव्याणि स्तेनयेन्नरः ।**
**तमाद्यं दण्डयेद्राजा यश्चाग्निं चोरयेद्गृहात् ॥ ३३३ ॥**

જે માણસ આ આગળ કહેલી વસ્તુઓને તેમજ ઘરમાંથી અગ્નિને ચોરી જાય, તેને રાજાએ પ્રથમ સાહસનો દંડ કરવો.

**येन येन यथाऽङ्गेन स्तेनो नृषु विचेष्टते ।**
**तत्तदेव हरेत्तस्य प्रत्यादेशाय पार्थिवः ॥ ३३४ ॥**

ચોર પોતાનાં જે જે અંગ વડે માણસોમાં ચોરી આદિ વિક્રિયા કરે, તેનાં તે તે અંગોને રાજાએ નિરાકરણ સારુ હરી લેવાં. ૩૩૪

**पिताऽऽचार्यः सुहृन्माता भार्या पुत्रः पुरोहितः ।**
**नादण्ड्यो नाम राज्ञोऽस्ति यः स्वधर्मे न तिष्ठति ॥ ३३५ ॥**

પિતા, આચાર્ય, મિત્ર, માતા, પત્ની, પુત્ર અને પુરોહિત પણ જો સ્વધર્મમાં ન વર્તે, તો તેમને રાજા દંડ આપી શકે છે.

**कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः ।**
**तत्र राजा भवेद्दण्ड्यः सहस्रमिति धारणा ॥ ३३६ ॥**

જે અપરાધ માટે બીજા સામાન્ય માણસને એક કાર્ષાપણનો દંડ થાય, તેજ અપરાધ માટે રાજાને પોતાને એક હજાર પણનો દંડ થાય, એવી શાસ્ત્રમર્યાદા છે. ૩૩૬

**अष्टापाद्यं तु शूद्रस्य स्तेये भवति किल्बिषम् ।**
**षोडशैव तु वैश्यस्य द्वात्रिंशत्क्षत्रियस्य च ॥ ३३७ ॥**

ब्राह्मणस्य चतुःषष्टिः पूर्णं वापि शतं भवेत् ।
द्विगुणा वा चतुःषष्टिस्तद्दोषगुणविद्धि सः ॥ ३३८ ॥

ચોરીમાં શૂદ્રને આઠગણું, વૈશ્યને સોળગણું અને ક્ષત્રિયને બત્રીસગણું પાપ લાગે છે. બ્રાહ્મણ તેના ગુણદોષને જાણનારો છે, એટલે તેને ચોસઠગણું, પૂરું સોગણું કે એકસો-અઠ્ઠાવીશગણું પાપ લાગે છે. ૩૩૭,૩૩૮

वानस्पत्यं मूलफलं दार्वग्न्यर्थं तथैव च ।
तृणं च गोभ्यो ग्रासार्थमस्तेयं मनुरब्रवीत् ॥ ३३९ ॥

વનસ્પતિનાં મૂળ, ફળ, અગ્નિ માટેનાં લાકડાં-અને ગાયના ગોતા સારુ ઘાસ લેવાં એમાં ચોરી નથી, એમ મનુએ કહ્યું છે. ૩૩૯

योऽदत्तादायिनो हस्ताल्लिप्सेत ब्राह्मणो धनम् ।
याजनाध्यापनेनापि यथा स्तेनस्तथैव सः ॥ ३४० ॥

જે બ્રાહ્મણ ચોરને યજ્ઞ અને વેદાધ્યયન કરાવીને તેની પાસેથી ધન મેળવવા ઇચ્છે છે, તેને ચોરના જેવોજ જાણવો.

द्विजोऽध्वगः क्षीणवृत्तिर्द्वाविक्षू द्वे च मूलके ।
आददानः परक्षेत्रान्न दण्डं दातुमर्हति ॥ ३४१ ॥

વટેમાર્ગુ દ્વિજનું જો ભાતું ખૂટી ગયું હોય અને તે પારકા ખેતરમાંથી શેરડીના બે સાંઠા તથા બે મૂળા લે, તો તેને દંડ કરવો ન ઘટે. ૩૪૧

असंधितानां संधाता संधितानां च मोक्षकः ।
दासाश्वरथहर्ता च प्राप्तः स्याच्चोरकिल्बिषम् ॥ ३४२ ॥

જે માણસ બીજાનાં છૂટાં પશુને બાંધી દે છે અને

બાંધેલાં પશુને છોડી મૂકે છે, તેમજ જે દાસ, ઘોડા તથા રથને હરી જાય છે, તે ચોરના જેવો અપરાધી થાય છે. ૩૪૨

**अनेन विधिना राजा कुर्वाणः स्तेननिग्रहम् ।**
**यशोऽस्मिन्प्राप्नुयाल्लोके प्रेत्य चानुत्तमं सुखम् ॥ ३४३ ॥**

આ રીતે જે રાજા ચોરને વશ રાખે છે, તેને આ લોકમાં યશ મળે છે અને પરલોકમાં પરમ ઉત્તમ સુખ સાંપડે છે. ૩૪૩

લૂંટફાટ—

**ऐन्द्रं स्थानमभिप्रेप्सुर्यशश्चाक्षयमव्ययम् ।**
**नोपेक्षेत क्षणमपि राजा साहसिकं नरम् ॥ ३४४ ॥**

ઇન્દ્રસ્થાનની ઇચ્છા રાખનારા અને અક્ષય તથા અવ્યય યશને ચાહનારા રાજાએ સાહસકર્મ કરનાર માણસની એક ક્ષણ પણ ઉપેક્ષા ન કરવી. ૩૪૪

**वाग्दुष्टात्तस्कराच्चैव दण्डेनैव च हिंसतः ।**
**साहसस्य नरः कर्ता विज्ञेयः पापकृत्तमः ॥ ३४५ ॥**

ગાળ આપનારા, ચોરી કરનારા અને દંડથી મારનારા કરતાં પણ સાહસકર્મી માણસને વિશેષ પાપ કરનારો સમજવો.

**साहसे वर्तमानं तु यो मर्षयति पार्थिवः ।**
**स विनाशं व्रजत्याशु विद्वेषं चाधिगच्छति ॥ ३४६ ॥**

જે રાજા સાહસ કરનારાને જતા કરે છે, તે તત્કાલ વિનાશને પામે છે અને પ્રજામાં દ્વેષપાત્ર થાય છે. ૩૪૬

**न मित्रकारणाद्राजा विपुलाद्वा धनागमात् ।**
**समुत्सृजेत्साहसिकान्सर्वभूतभयावहान् ॥ ३४७ ॥**

પ્રાણીમાત્રને ભય આપનારા સાહસિકોને રાજાએ મિત્રતાને લીધે કે વિપુલ ધનના લોભથી કદી છોડી દેવા નહિ. ૩૪૭

દ્વિજોએ શસ્ત્ર ક્યારે ધારણ કરવાં ?—

**शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरुध्यते ।**
**द्विजातीनां च वर्णानां विप्लवे कालकारिते ॥ ३४८ ॥**
**आत्मनश्च परित्राणे दक्षिणानां च संगरे ।**
**स्त्रीविप्राभ्युपपत्तौ च घ्नन्धर्मेण न दुष्यति ॥ ३४९ ॥**

જ્યારે ધર્મકર્મને અટકાયત થતી હોય અને કાળબળને કારણે જ્યારે બ્રાહ્મણ આદિના વર્ણ તથા આશ્રમના ધર્મ સંબંધે બળવો જાગ્યા જેવું થયું હોય, ત્યારે ત્રણે દ્વિજવર્ણોએ શસ્ત્ર ધારણ કરવાં. આમ, પોતાની રક્ષા માટે, યજ્ઞના દક્ષિણાધનની રખવાળી માટે તેમજ સ્ત્રીઓ અને મિત્રો ઉપરની સંકટવેળાએ વહાર કરવા માટે, જે ધર્મયુદ્ધ થાય તેમાં હિંસા કરવાથી તે દ્વિજને દોષ લાગતો નથી. ૩૪૮,૩૪૯

આતતાયીને મારવામાં દોષ નથી—

**गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ।**
**आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥ ३५० ॥**

ગુરુ, બાળક, વૃદ્ધ અને બહુશ્રુત બ્રાહ્મણ એમાંથી જે કોઇ આતતાયી થઈ મારવા ચડી આવે અને પોતાની રક્ષાનો કોઇ ઉપાય ન હોય તો વિનાવિચારે તેને હણી નાખવો. ૩૫૦

[ **अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।**
**क्षेत्रदारहरश्चैव षडेते ह्याततायिनः ॥**

આગ લગાડનારો, ઝેર દેનારો, હાથે હથિયાર સજી

ચડનારો, ધન હરનારો, ખેતર તફડાવનારો અને સ્ત્રીહરણ કરનારો—એ ૭ આતતાયીઓ છે. ]

[ उद्यतासिर्विषाग्निभ्यां शापोद्यतकरस्तथा ।
आथर्वणेन हन्ता च पिशुनश्चापि राजनि ॥
भार्यारिक्थापहारी च रन्ध्रान्वेषणतत्परः ।
एवमाद्यान्विजानीयात् सर्वानेवाततायिनः ॥

ઝઝૂમતી તલવારવાળો, ઝેરવાળો, આગવાળો, શાપ આપવા હાથ ઊંચો રાખનારો, અથર્વવેદના અભિચારમંત્રથી મારનારો, રાજાને ચાડી ખાનારો, પત્નીનું હરણ કરનારો, મિલકત હરી જનારો અને છિદ્રો શોધવામાં તત્પર રહેનારો—એ સૌને આતતાયીઓ જાણવા. ]

नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ।
प्रकाशं वाऽप्रकाशं वा मन्युस्तं मन्युमृच्छति ॥ ३५१ ॥

ઢાંકી કે ખુલ્લી રીતે આવેલા આતતાયીનો વધ કરવામાં હણનારને કંઇ દોષ લાગતો નથી; કેમકે, એકનો ક્રોધ તે બીજાના ક્રોધને વધારે છે. ૩૫૧

સ્ત્રીસંગ્રહણ—

परदाराभिमर्शेषु प्रवृत्तान्नॄन्महीपतिः ।
उद्वेजनकरैर्दण्डैश्छिन्नयित्वा प्रवासयेत् ॥ ३५२ ॥

પરસ્ત્રી સાથે સંભોગમાં પ્રવૃત્ત થયેલા પુરુષોને રાજાએ ઉદ્વેગ કરાવે એવા દંડોથી નાક, કાન આદિ કપાવી દેશનિકાલ કરવા. ૩૫૨

तत्समुत्थो हि लोकस्य जायते वर्णसंकरः ।
येन मूलहरोऽधर्मः सर्वनाशाय कल्पते ॥ ३५३ ॥

કારણ કે જગતમાં વ્યભિચારથી ઉત્પન્ન થયેલી પ્રજા વર્ણસંકર થાય છે અને તેથી જગતના મૂળનો નાશ કરનારો અધર્મ સર્વનાશ કરી દે છે. ૩૫૩

**परस्य पत्न्या पुरुषः संभाषां योजयन्रहः ।**
**पूर्वमाक्षारितो दोषैः प्राप्नुयात्पूर्वसाहसम् ॥ ३५४ ॥**

અગાઉ વ્યભિચારાદિ દોષોથી દૂષિત થયેલો કોઇ પુરુષ ફરી વાર પારકાની પત્ની સાથે એકાંતમાં સંભાષણ કરે, તો તેને પ્રથમ સાહસનો દંડ કરવો. ૩૫૪

**यस्त्वनाक्षारितः पूर्वमभिभाषेत कारणात् ।**
**न दोषं प्राप्नुयात्किंचिन्न हि तस्य व्यतिक्रमः ॥ ३५५ ॥**

પણ જેને અગાઉ આવો દોષ લાગ્યો ન હોય, એવો પુરુષ કોઇ કારણસર એ પ્રમાણે વાત કરે, તો તેને કંઇ દોષ ન લાગે તેમ તેનો તે અપરાધ પણ ન ગણાય. ૩૫૫

**परस्त्रियं योऽभिवदेत्तीर्थेऽरण्ये वनेऽपि वा ।**
**नदीनां वापि संभेदे स संग्रहणमाप्नुयात् ॥ ३५६ ॥**

જે કોઇ માણસ તીર્થ, અરણ્ય, વન કે નદીના સંગમ આગળ પરસ્ત્રી સાથે વાતચીત કરે, તો તેને સ્ત્રીસંગ્રહણનો દોષ લાગે. ૩૫૬

**उपचारः क्रिया केलिः स्पर्शो भूषणवाससाम् ।**
**सह खट्वासनं चैव सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५७ ॥**

પરસ્ત્રીને માલાચંદનાદિ ઉપચારો આપવા, તેને હાસ્ય અને આલિંગન ઇત્યાદિ કરવાં, તેનાં વસ્ત્રાભૂષણોને સ્પર્શ કરવો અને તેની સાથે એક ખાટલે બેસવું, એ બધું સંગ્રહણ કહેવાયું છે. ૩૫૭

**स्त्रियं स्पृशेददेशे यः स्पृष्टो वा मर्षयेत्तया।**
**परस्परस्यानुमते सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५८ ॥**

એકબીજાની સંમતિથી પુરુષ જો પરસ્ત્રીનાં અને સ્ત્રી જો પરપુરુષનાં કઠેકાણાંને સ્પર્શ કરે છે, તેમજ જો બંને એવા સ્પર્શને સહી લે છે, તો તે બધું સંગ્રહણ કહેવાય છે. ૩૫૮

**अब्राह्मणः संग्रहणे प्राणान्तं दण्डमर्हति ।**
**चतुर्णामपि वर्णानां दारा रक्ष्यतमाः सदा ॥ ३५९ ॥**

કોઈ બ્રાહ્મણેતર જાતિનો પુરુષ સ્ત્રીસંગ્રહણ કરે, તો તેને દેહાંતદંડની શિક્ષા ઘટે છે. ચારે વર્ણોની સ્ત્રીઓ સદૈવ શ્રેષ્ઠ રક્ષણને યોગ્ય છે. ૩૫૯

**भिक्षुका वन्दिनश्चैव दीक्षिताः कारवस्तथा ।**
**संभाषणं सह स्त्रीभिः कुर्युरप्रतिवारिताः ॥ ३६० ॥**

ભિક્ષુકો, બંદીજનો, યજ્ઞમાં દીક્ષા લેનારાઓ, રસોઈયાઓ તથા કારીગરો એ સૌ વગરરોકયે અન્ય સ્ત્રીઓ સાથે વાત કરી શકે છે. ૩૬૦.

**न संभाषां परस्त्रीभिः प्रतिषिद्धः समाचरेत् ।**
**निषिद्धो भाषमाणस्तु सुवर्णं दण्डमर्हति ॥ ३६१ ॥**

જેને માટે નિષેધ થયો હોય તેવાએ પરસ્ત્રી સાથે સંભાષણ કરવું નહિ. નિષેધ થયા છતાં તે જો તેવું સંભાષણ કરે, તો તેને એક સુવર્ણનો દંડ ઘટે. ૩૬૧

**नैष चारणदारेषु विधिर्नात्मोपजीविषु ।**
**सज्जयन्ति हि ते नारीर्निगूढाश्चारयन्ति च ॥ ३६२ ॥**

પરંતુ નાચનારાઓ, ગાવાબજાવવાવાળાઓ તેમજ બૈરી

ઉપર પેટભરનારાઓ એ લોકોની પત્ની સંબંધમાં આ નિષેધ લાગુ પડતો નથી. કારણ કે, આ લોકો જાતેજ પોતાની તે સ્ત્રીઓને શણગાર આદિ સજાવે છે અને તેમને ગુપ્ત રીતે પરપુરુષોમાં ફેરવે છે. ૩૬૨

किंचिदेव तु दाप्यः स्यात्संभाषां तामिशाचरन् ।
प्रैष्यासु चैकभक्तासु रहः प्रव्रजितासु च ॥ ३६३ ॥

છતાં, તેવી સ્ત્રીઓ સાથે તથા કોઈની રખાત દાસી સાથે અને વેરાગણ સાથે જે એકાંતમાં વાતચીત કરે, તેને કંઈક તો દંડ કરવોજ જોઈએ. ૩૬૩

योऽकामां दूषयेत्कन्यां स सद्यो वधमर्हति ।
सकामां दूषयंस्तुल्यो न वधं प्राप्नुयान्नरः ॥ ३६४ ॥

જે માણસ કામરહિત કન્યાને બગાડે, તેને તત્કાલ વધ ઘટે; પણ સજાતિ માણસ કામાસક્ત કન્યાને દૂષિત કરે, તો તેને વધ અપાય નહિ. ૩૬૪

कन्यां भजन्तीमुत्कृष्टं न किंचिदपि दापयेत् ।
जघन्यं सेवमानां तु संयतां वासयेद्गृहे ॥ ३६५ ॥

ચડિયાતા પુરુષને ભજનારી કન્યાને કંઈ દંડ કરવો નહિ, પણ ઊતરતા પુરુષને સેવનારી કન્યાને ઘરમાં જતનપૂર્વક પૂરી રાખવી. ૩૬૫

उत्तमां सेवमानस्तु जघन्यो वधमर्हति ।
शुल्कं दद्यात्सेवमानः समामिच्छेत्पिता यदि ॥ ३६६ ॥

હીન જાતિનો પુરુષ ઉત્તમ જાતિની કન્યાને સેવે, તો તે વધને યોગ્ય છે; પણ તે પોતાનીજ જાતની કન્યાને સેવે ત્યારે તે કન્યાનો પિતા ઇચ્છે તો તે કન્યાનું મૂલ્ય આપે. ૩૬૬

**अभिषह्य तु यः कन्यां कुर्याद्दर्पेण मानवः ।**
**तस्याशु कर्त्ये अङ्गुल्यौ दण्डं चार्हति षट्शतम् ॥ ३६७ ॥**

જે માણસ બળજબરી કરી અહંકારપૂર્વક કન્યાને (આંગળીથી) દૂષિત કરે, તેની બન્ને આંગળીઓ તરતજ કાપી નંખવાવી અને તેને છસો પણનો દંડ કરવો. ૩૬૭

**सकामां दूषयंस्तुल्यो नाङ्गुलिच्छेदमाप्नुयात् ।**
**द्विशतं तु दमं दाप्यः प्रसङ्गविनिवृत्तये ॥ ३६८ ॥**

જો સજાતિ પુરુષ કામેચ્છાવાળી કન્યાને (આંગળીથી) દૂષિત કરે, તો તેને આંગળીઓના છેદની શિક્ષા આપવી નહિ, પણ અત્યાસક્તિના નિવારણ બદલ તેને બસો પણનો દંડ કરવો.

**कन्यैव कन्यां या कुर्यात्तस्याः स्याद्द्विशतो दमः ।**
**शुल्कं च द्विगुणं दद्याच्छिफाश्चैवाप्नुयाद्दश ॥ ३६९ ॥**

જે કન્યા બીજી કોઈ કન્યાને (આંગળીથી) બગાડે, તેને બસો પણનો દંડ કરવો. વળી દૂષિત કરાયેલી કન્યાના પિતાને તેણે બમણું મૂલ્ય આપવું અને દૂષિત કરનારીને દસ ચાબખાનો માર મારવો. ૩૬૯

**या तु कन्यां प्रकुर्यात्स्त्री सा सद्यो मौण्ड्यमर्हति ।**
**अङ्गुल्योरेव वा छेदं खरेणोद्वहनं तथा ॥ ३७० ॥**

જો કોઈ સ્ત્રી કોઈ કન્યાને (આંગળીથી) દૂષિત કરે, તો તેને તરતજ મુંડન કરી નાખવું, તેની આંગળીઓ કાપી નંખાવવી અને તેને ગધેડે બેસાડી ફેરવવી. ૩૭૦

**भर्तारं लङ्घयेद्या तु स्त्री ज्ञातिगुणदर्पिता ।**
**तां श्वभिः खादयेद्राजा संस्थाने बहुसंस्थिते ॥ ३७१ ॥**

જે સ્ત્રી પોતાનાં સગાંવહાલાં વિશેના ઘમંડને લીધે તથા સૌંદર્યના અભિમાને કરીને પોતાના સ્વામીનું ઉલ્લંઘન કરે, તેને રાજાએ ઘણા માણસોના મેળાની જગાએ કૂતરાં પાસે ફાડી ખવડાવવી. ૩૭૧

पुमांसं दाहयेत्पापं शयने तप्त आयसे।
अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत्॥ ३७२॥

વ્યભિચારનું પાપ કરનાર માણસને રાજાએ લોઢાના ધગધગતા ખાટલા ઉપર બાળી મૂકવો અને તે પાપ કરનારો ત્યાં બળીને ખાખ થાય તે સારુ ઉપર લાકડાં મૂકવાં. ૩૭૨

संवत्सराभिशस्तस्य दुष्टस्य द्विगुणो दमः।
व्रात्यया सह संवासे चाण्डाल्या तावदेव तु॥ ३७३॥

એકજ વરસમાં જેના ઉપર ફરીવાર વ્યભિચારનો આરોપ આવે, તે દુષ્ટનો બમણો દંડ કરવો. વ્રાત્ય જાતિની સ્ત્રી અને ચંડાળણ સાથે સંભોગ કરનારનો બમણો દંડ કરવો. ૩૭૩

शूद्रो गुप्तमगुप्तं वा द्वैजातं वर्णमावसन्।
अगुप्तमङ्गसर्वस्वैर्गुप्तं सर्वेण हीयते॥ ३७४॥

કોઈ શૂદ્ર દ્વિજજાતિની કોઈ ધણિયાતી કે નધણિયાતી સ્ત્રી સાથે સહવાસ કરે, તો નધણિયાતી સ્ત્રી સાથે સહવાસ કર્યા બદલ તેની ગુહ્યેન્દ્રિય છેદી નાખવી અને ધણિયાતી સ્ત્રી સાથે તે કર્યા બદલ તેનાં સર્વ અંગો કાપી નાખવાં તથા તેનું સર્વ ધન હરી લેવું. ૩૭૪

वैश्यः सर्वस्वदण्डः स्यात्संवत्सरनिरोधतः।
सहस्रं क्षत्रियो दण्ड्यो मौण्ड्यं मूत्रेण चार्हति॥ ३७५॥

વૈશ્ય જો ધણિયાતી બ્રાહ્મણ સ્ત્રી સાથે સંભોગ કરે, તો તેને એક વર્ષની કેદ આપવી. જો ક્ષત્રિય તે પ્રમાણે કરે, તો તેને એક હજાર પણનો દંડ કરવો અને ગધેડાના મૂતરથી તેનું માથું મુંડાવવું. ૩૭૫

**ब्राह्मणीं यद्यगुप्तां तु गच्छेतां वैश्यपार्थिवौ ।**
**वैश्यं पञ्चशतं कुर्यात्क्षत्रियं तु सहस्रिणम् ॥ ३७६ ॥**

જો વૈશ્ય અને ક્ષત્રિય નધણિયાતી બ્રાહ્મણી પાસે જાય, તો વૈશ્યને પાંચસો પણનો અને ક્ષત્રિયને એક હજાર પણનો દંડ કરવો. ૩૭૬

**उभावपि तु तावेव ब्राह्मण्या गुप्तया सह ।**
**विप्लुतौ शूद्रवद्दण्ड्यौ दग्धव्यौ वा कटाग्निना ॥ ३७७ ॥**

તે બન્ને જો કોઈ ધણિયાતી બ્રાહ્મણી સાથે સંગ કરે, તો તેમને શૂદ્રની જેમ દંડ કરવો અથવા તેમને કટ જાતના ઘાસના અગ્નિ વડે ફૂંકી મૂકવા. ૩૭૭

**सहस्रं ब्राह्मणो दण्ड्यो गुप्तां विप्रां बलाद्व्रजन् ।**
**शतानि पञ्च दण्ड्यः स्यादिच्छन्त्या सह संगतः ॥ ३७८ ॥**

જો કોઈ બ્રાહ્મણ રક્ષિત બ્રાહ્મણી સાથે બળાત્કારે સંગ સેવે, તો તેને એક હજાર પણનો દંડ કરવો; પણ તે જો તે બ્રાહ્મણીની ઈચ્છાથી તેનો સમાગમ કરે, તો તેને પાંચસો પણનો દંડ કરાય. ૩૭૮

**मौण्ड्यं प्राणान्तिको दण्डो ब्राह्मणस्य विधीयते ।**
**इतरेषां तु वर्णानां दण्डः प्राणान्तिको भवेत् ॥ ३७९ ॥**

વ્યભિચારના અપરાધમાં બ્રાહ્મણનું માથું બોડી નખાવવું

એજ એને માટે દેહાંતદંડરૂપ છે. પણ બીજા વર્ણોને તો એ અપરાધ બદલ દેહાંતદંડની શિક્ષા હોયજ. ૩૭૯

**न जातु ब्राह्मणं हन्यात्सर्वपापेष्वपि स्थितम् ।**
**राष्ट्रादेनं बहिः कुर्यात्समग्रधनमक्षतम् ॥ ३८० ॥**

બ્રાહ્મણ ભલે બધાંય પાપોમાં ડૂબ્યો હોય, તોપણ તેને દેહાંતદંડની શિક્ષા ન કરવી, પરંતુ તેને તો સમગ્ર ધન સાથે અક્ષત શરીરે દેશપાર કરવો. ૩૮૦

**न ब्राह्मणवधाद्भूयानधर्मो विद्यते भुवि ।**
**तस्मादस्य वधं राजा मनसाऽपि न चिन्तयेत् ॥ ३८१ ॥**

જગતમાં બ્રાહ્મણવધથી ભૂંડો કોઈ અધર્મ નથી. તેથી રાજાએ એના વધ માટે મનમાં પણ વિચાર કરવો નહિ. ૩૮૧

**वैश्यश्चेत्क्षत्रियां गुप्तां वैश्यां वा क्षत्रियो व्रजेत् ।**
**यो ब्राह्मण्यामगुप्तायां तावुभौ दण्डमर्हतः ॥ ३८२ ॥**

વૈશ્ય જો ધણિયાતી ક્ષત્રાણી પાસે જાય અથવા ક્ષત્રિય જો ધણિયાતી વૈશ્ય સ્ત્રી પાસે જાય, તો નધણિયાતી બ્રાહ્મણીનો સંગ કરનારને જેટલો દંડ થાય તેટલો આ બેને પણ થાય.

**[ क्षत्रियां चैव वैश्यां च गुप्तां तु ब्राह्मणो व्रजन् ।**
**न मूत्रमुण्डः कर्तव्यो दाप्यस्तूत्तमसाहसम् ॥**

જો બ્રાહ્મણ ધણિયાતી ક્ષત્રિયાણી કે વૈશ્યાનો સંગ કરે તો મૂતરથી તેનું માથું મુંડાવવું નહિ; પણ તેને ઉત્તમ સાહસનો દંડ કરવો. ]

**सहस्रं ब्राह्मणो दण्डं दाप्यो गुप्ते तु ते व्रजन् ।**
**शूद्रायां क्षत्रियविशोः साहस्रो वै भवेद्दमः ॥ ३८३ ॥**

જો બ્રાહ્મણ ક્ષત્રિય કે વૈશ્યની ધણિયાતી સ્ત્રી પાસે જાય, તો તેને એક હજાર પણનો દંડ કરવો. જો ક્ષત્રિય કે વૈશ્ય ધણિયાતી શૂદ્ર સ્ત્રીમાં ગમન કરે, તો તેને પણ એક હજાર પણનો દંડ થાય. ૩૮૩

क्षत्रियायामगुप्तायां वैश्ये पञ्चशतं दमः ।
मूत्रेण मौण्ड्यमिच्छेत्तु क्षत्रियो दण्डमेव वा ॥ ३८४ ॥

વૈશ્ય જો નધણિયાતી ક્ષત્રાણીનો સંગ કરે, તો તેને પાંચસો પણનો દંડ કરવો. પણ ક્ષત્રિય જો નધણિયાતી ક્ષત્રિયાણીનો સંગ કરે તો મૂતરથી તેનું મુંડન કરાવવું અથવા તેને પાંચસો પણનો દંડ કરવો. ૩૮૪

अगुप्ते क्षत्रियावैश्ये शूद्रां वा ब्राह्मणो व्रजन् ।
शतानि पञ्च दण्ड्यः स्यात्सहस्रं त्वन्त्यजास्त्रियम् ॥ ३८५ ॥

બ્રાહ્મણ જો નધણિયાતી ક્ષત્રિયાણી, વૈશ્યા કે શૂદ્રાનો સંગ કરે, તો તેને પાંચસો પણનો દંડ કરવો. તે જો અંત્યજ સ્ત્રીને સેવે, તો તેને એક હજાર પણનો દંડ કરવો. ૩૮૫

[ शूद्रोत्पन्नांशपापीयान्न वै मुच्येत किल्बिषात् ।
तेभ्यो दण्डाहृतं द्रव्यं न कोशे संप्रवेशयेत् ॥
अयाजिकं तु तद्राजा दद्याद्भृतकवेतनम् ।
यथा दण्डगतं वित्तं ब्राह्मणेभ्यस्तु लंभयेत् ॥

શૂદ્રથી ઊંચ વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પાપી પુરુષ પાપમુક્ત થતો નથી. તેમની પાસેથી દંડરૂપે લીધેલું ધન ભંડારમાં દાખલ ન કરવું. જેમ દંડમાં આવેલું ધન બ્રાહ્મણોને આપવામાં આવે છે, તેમ યજ્ઞયાગમાં અનુપયોગી એવું તે ધન રાજાએ નોકરચાકરોને વેતનમાં આપવું. ]

यस्य स्तेनः पुरे नास्ति नान्यस्त्रीगो न दुष्टवाक् ।
न साहसिकदण्डघ्नौ स राजा शक्रलोकभाक् ॥ ३८६ ॥

જે રાજાના નગરમાં ચોર નથી, પરસ્ત્રીગામી નથી, અપશબ્દ બોલનારો નથી, સાહસકર્મી નથી, તેમ મારામારી કરનારો નથી, તે રાજા ઇન્દ્રલોક ભોગવે છે. ૩૮૬

एतेषां निग्रहो राज्ञः पञ्चानां विषये स्वके ।
साम्राज्यकृत्सजात्येषु लोके चैव यशस्करः ॥ ३८७ ॥

પોતાના દેશમાં જે રાજા આ પાંચેને વશ રાખે છે, તે પોતાના સમાન રાજાઓમાં સામ્રાજ્ય ભોગવે છે અને લોકમાં યશ પામે છે. ૩૮૭

ऋत्विजं यस्त्यजेद्याज्यो याज्यं चर्त्विक्त्यजेद्यदि ।
शक्तं कर्मण्यदुष्टं च तयोर्दण्डः शतं शतम् ॥ ३८८ ॥

કર્મ કરાવી શકનારા અને શક્તિમાન એવા ઋત્વિજને જો યજમાન છોડી દે અને જો ઋત્વિજ કર્મ કરાવવાને યોગ્ય એવા નિર્દોષ યજમાનને તજી દે, તો તે બન્નેને સો સો પણનો દંડ કરવો. ૩૮૮

न माता न पिता न स्त्री न पुत्रस्त्यागमर्हति ।
त्यजन्नपतितानेतान्राज्ञा दण्ड्यः शतानि षट् ॥ ३८९ ॥

માતા, પિતા, પત્ની અને પુત્ર એમનો ત્યાગ કરવો નહિ. જે આ અપતિતોને તજે છે, તેનો રાજાએ છસો પણનો દંડ કરવો. ૩૮૯

आश्रमेषु द्विजातीनां कार्ये विवदतां मिथः ।
न विब्रूयान्नृपो धर्मं चिकीर्षन्हितमात्मनः ॥ ३९० ॥

**यथार्हमेतानभ्यर्च्य ब्राह्मणैः सह पार्थिवः ।**
**सान्त्वेन प्रशमय्यादौ स्वधर्मं प्रतिपादयेत् ॥ ३९१ ॥**

બ્રાહ્મણ આદિ ત્રિવર્ણો ગૃહસ્થાદિ આશ્રમો સંબંધી પોતાનાં કાર્યો વિશે પરસ્પર વિવાદ કરતા હોય, તો આત્મ-હિત ઇચ્છતા રાજાએ વચ્ચે પડી ધર્મનિર્ણય કહી નાખવો નહિ. રાજાએ તો પોતાના બ્રાહ્મણો સહિત તેમનો યોગ્ય સત્કાર કરવો. પ્રથમ તેમને સાંત્વન આપવું અને પછી તેમનો સ્વધર્મ સમજાવવો. ૩૯૦, ૩૯૧

**प्रातिवेश्यानुवेश्यौ च कल्याणे विंशतिद्विजे ।**
**अर्हावभोजयन्विप्रो दण्डमर्हति माषकम् ॥ ३९२ ॥**

મંગલપ્રસંગે વીસ બ્રાહ્મણોને ભોજન અપાતું હોય, ત્યારે જે બ્રાહ્મણ ઘરમાં કાયમ રહેનારા અને આંતરેઆંતરે ઘેર આવનારા યોગ્ય બ્રાહ્મણોને ન જમાડે, તેને રૂપાના એક માષાનો દંડ કરવો. ૩૯૨

**श्रोत्रियः श्रोत्रियं साधुं भूतिकृत्येष्वभोजयन् ।**
**तदन्नं द्विगुणं दाप्यो हिरण्यं चैव माषकम् ॥ ३९३ ॥**

જે શ્રોત્રિય બ્રાહ્મણ ઉત્સવકાર્યોમાં ઉત્તમ શ્રોત્રિયને જમાડે નહિ, તેણે બમણું અન્ન અને એક સુવર્ણ માષો, એટલો દંડ આપવો. ૩૯૩

જુદા જુદા કરો લેવા વિષે—

**अन्धो जडः पीठसर्पी सप्तत्या स्थविरश्च यः ।**
**श्रोत्रियेषूपकुर्वंश्च न दाप्याः केनचित्करम् ॥ ३९४ ॥**

આંધળો, બહેરો, પાંગળો, સિત્તેર વરસનો ઘરડો અને

શ્રોત્રિયોને ઉપકારક એટલા પાસેથી કોઈ પણ જાતને કર રાજાએ ન લેવો. ૩૯૪

**श्रोत्रियं व्याधितार्तौ च बालवृद्धावकिञ्चनम् ।**
**महाकुलीनमार्यं च राजा संपूजयेत्सदा ॥ ३९५ ॥**

શ્રોત્રિય, રોગી, દુઃખી, બાલક, વૃદ્ધ, અકિંચન, મહાકુલીન અને આર્ય એમને રાજાએ સદૈવ સત્કાર આપવો.

**शाल्मलीफलके श्लक्ष्णे नेनिज्यान्नेजकः शनैः ।**
**न च वासांसि वासोभिर्निर्हरेन्न च वासयेत् ॥ ३९६ ॥**

ધોબીએ શીમળાના લીસા પાટિયા ઉપર ધીરે ધીરે લૂગડાં ધોવાં. તેણે એકબીજાનાં લૂગડાં અદલબદલ કરવાં નહિ, તેમ બીજાને પહેરવા પણ આપવાં નહિ. ૩૯૬

**तन्तुवायो दशपलं दद्यादेकपलाधिकम् ।**
**अतोऽन्यथा वर्तमानो दाप्यो द्वादशकं दमम् ॥ ३९७ ॥**

વણકરે દશ પલ સૂતર લઈ ખેળ સાથે તે અગિયાર પલ પાછું આપવું. તે જો તેથી ઓછું આપે તો, તેને બાર પણનો દંડ કરવો. ૩૯૭

**शुल्कस्थानेषु कुशलाः सर्वपण्यविचक्षणाः ।**
**कुर्युरर्घं यथापण्यं ततो विंशं नृपो हरेत् ॥ ३९८ ॥**

જળ અને જમીનને માર્ગે આવતા જતા માલની જગાત લેવામાં કુશળ અને તમામ બજારો બાબતમાં વિચક્ષણ એવા વેપારીઓ જે મૂલ્ય ઠરાવે, તેનો વીસમો ભાગ રાજાએ દાણ તરીકે લેવો. ૩૯૮

**राज्ञः प्रख्यातभाण्डानि प्रतिषिद्धानि यानि च ।**
**तानि निर्हरतो लोभात्सर्वहारं हरेन्नृपः ॥ ३९९ ॥**

હાથી, ઘોડા આદિ જે વસ્તુઓ રાજાના કામની જાહેર થઈ હોય અને જે વસ્તુઓને પરદેશમાં વેચવાની રાજાએ બંધી કરી હોય, તેને જો કોઈ વેપારી લોભથી દેશાંતરમાં સરકાવી દે, તો રાજાએ તેનું સર્વસ્વ હરી લેવું. ૩૯૯

**शुल्कस्थानं परिहरन्नकाले क्रयविक्रयी।**
**मिथ्यावादी च संख्याने दाप्योऽष्टगुणमत्ययम्॥ ४००॥**

જે દાણનાં નાકાં ચુકાવી દે, જે કવખતે ખરીદી-વેચાણ કરે અને જે માલનો ભળતો આંકડો આપે, તેને રાજાએ માલની કિંમતથી આઠગણો દંડ કરવો. ૪૦૦

**आगमं निर्गमं स्थानं तथा वृद्धिक्षयावुभौ।**
**विचार्य सर्वपण्यानां कारयेत्क्रयविक्रयौ॥ ४०१॥**

માલની આયાત અને નિકાસ, તેનાં સ્થાન, તેમજ તેનો નફોતોટો એ બધું વિચારીને સર્વ માલના ખરીદી–વેચાણના ભાવ ઠરાવવા. ૪૦૧

**पञ्चरात्रे पञ्चरात्रे पक्षे पक्षेऽथवा गते।**
**कुर्वीत चैषां प्रत्यक्षमर्घसंस्थापनं नृपः॥ ४०२॥**

રાજાએ એ વેપારીઓની હાજરીમાં પાંચ પાંચ દિવસે કે પખવાડિયે પખવાડિયે એ સર્વ માલના ભાવ ઠેરવવા. ૪૦૨

**तुलामानं प्रतीमानं सर्वं च स्यात्सुलक्षितम्।**
**षट्सु षट्सु च मासेषु पुनरेव परीक्षयेत्॥ ४०३॥**

તમામ કાંટા ને માપિયાંને બરાબર તપાસેલાં રાખવાં અને છ છ મહિને તેમની ફરીથી પરીક્ષા કરવી. ૪૦૩

નૌકામાં બેસનારાઓનો વ્યવહાર—

**पणं यानं तरे दाप्यं पौरुषोऽर्धपणं तरे।**
**पादं पशुश्च योषिच्च पादार्धं रिक्तकः पुमान् ॥ ४०४ ॥**

પારઉતરણ માટે ખાલી વાહનનો એક પણ, ભાર સાથેના પુરુષનો અર્ધો પણ, પશુ તથા સ્ત્રીનો એક ચતુર્થાંશ પણ અને ભાર વિનાના પુરુષનો એક અષ્ટમાંશ પણ એમ લેવું. ૪૦૪

**भाण्डपूर्णानि यानानि तार्यं दाप्यानि सारतः।**
**रिक्तभाण्डानि यत्किंचित्पुमांसश्चापरिच्छदाः ॥ ४०५ ॥**

માલથી ભરેલાં વાહનોની પારઉતરાઈ તેમના માલના પ્રમાણમાં લેવી. માલ વિનાનાં વાહનો અને ગરીબ માણસો પાસે સાધારણ જેવી ઉતરાઈ લેવી. ૪૦૫

**दीर्घाध्वनि यथादेशं यथाकालं तरो भवेत्।**
**नदीतीरेषु तद्विद्यात्समुद्रे नास्ति लक्षणम् ॥ ४०६ ॥**

સફર લાંબા પંથની હોય, તો દેશ અને કાળ પ્રમાણે ઉતરાઈ લેવી. આ ઉતરાઈની સૂચના નદીપાર કરવા સંબંધમાં જાણવી—તે સમુદ્રપાર કરવા સંબંધમાં નથી. ૪૦૬

**गर्भिणी तु द्विमासादिस्तथा प्रव्रजितो मुनिः।**
**ब्राह्मणा लिङ्गिनश्चैव न दाप्यास्तारिकं तरे ॥ ४०७ ॥**

બે મહિના ઉપરની ગર્ભવતી, વાનપ્રસ્થી, સંન્યાસી, બ્રાહ્મણ અને બ્રહ્મચારી એમની પાસેથી નદીપાર જવાની ઉતરાઈ લેવી નહિ. ૪૦૭

**यन्नावि किंचिद्दाशानां विशीर्येतापराधतः।**
**तद्दाशैरेव दातव्यं समागम्य स्वतोंऽशतः ॥ ४०८ ॥**

ખલાસીઓના અપરાધે કરીને વહાણમાં જે કાંઈ ભાંગ-તૂટ થાય, તે ખલાસીઓએજ ભેગા મળીને પોતાના હિસ્સા પ્રમાણે ભરી આપવી. ૪૦૮

**एष नौयायिनामुक्तो व्यवहारस्य निर्णयः ।**
**दाशापराधतस्तोये दैविके नास्ति निग्रहः ॥ ४०९ ॥**

વહાણવટીઓના વ્યવહાર સંબંધી આ નિર્ણય કહ્યો. ખલાસીઓનો અપરાધ હોય, ત્યારેજ તેમણે આ નુકસાની ભરી આપવાની હોય; પણ આસમાની વખતે તેમના ઉપર આ બંધન ન હોય. ૪૦૯

દાસ તથા સ્વામીનો સંબંધ—

**वाणिज्यं कारयेद्वैश्यं कुसीदं कृषिमेव च ।**
**पशूनां रक्षणं चैव दास्यं शूद्रं द्विजन्मनाम् ॥ ४१० ॥**

વૈશ્ય પાસે રાજાએ વેપાર, વ્યાજવટંતર, ખેતી અને પશુરક્ષણ કરાવવાં; શૂદ્ર પાસે તેણે દ્વિજવર્ણોની સેવા કરાવવી.

**क्षत्रियं चैव वैश्यं च ब्राह्मणो वृत्तिकर्शितौ ।**
**बिभृयादानृशंस्येन स्वानि कर्माणि कारयन् ॥ ४११ ॥**

ક્ષત્રિયો અને વૈશ્યો જો આજીવિકા ચલાવવામાં દૂબળા પડ્યા હોય, તો બ્રાહ્મણે દયાપૂર્વક પોતાનાં કર્મો તેમની પાસે કરાવી તેમનું ભરણપોષણ કરવું. ૪૧૧

**दास्यं तु कारयंल्लोभाद्ब्राह्मणः संस्कृतान्द्विजान् ।**
**अनिच्छतः प्राभवत्याद्राज्ञा दण्ड्यः शतानि षट् ॥४१२॥**

દાસપણું કરાવતો જે બ્રાહ્મણ સંસ્કારવાળા બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને તેમની અનિચ્છા છતાં લોભે કરીને દાસકર્મમાં જોતરે, તો તેને રાજાએ છસો પણનો દંડ કરવો.

शूद्रं तु कारयेद्दास्यं क्रीतमक्रीतमेव वा ।
दास्यायैव हि सृष्टोऽसौ ब्राह्मणस्य स्वयंभुवा ॥ ४१३ ॥

ખરીદેલા અથવા ન ખરીદેલા એવા શૂદ્ર પાસેજ બ્રાહ્મણે દાસકર્મ કરાવવું. કેમકે સ્વયંભૂ બ્રહ્માએ શૂદ્રને બ્રાહ્મણના દાસપણા માટેજ સર્જ્યો છે. ૪૧૩

न स्वामिना निसृष्टोऽपि शूद्रो दास्याद्विमुच्यते ।
निसर्गजं हि तत्तस्य कस्तस्मात्तदपोहति ॥ ४१४ ॥

સ્વામી જો શૂદ્રને દાસપણામાંથી મુક્ત કરે, તોપણ તે શૂદ્ર તેમાંથી મુક્ત થઈ શકતો નથી. એ દાસપણું તો એને માટે સ્વભાવસિદ્ધ છે, તો કોણ એને તેમાંથી છુડાવી શકે? ૪૧૪

ध्वजाहृतो भक्तदासो गृहजः क्रीतदत्रिमौ ।
पैत्रिको दण्डदासश्च सप्तैते दासयोनयः ॥ ४१५ ॥

ધ્વજાહૃત (યુદ્ધમાં જીતી આણેલો), ભક્તદાસ (ખાધા બદલ રહેલો), ગૃહજ (ઘરની દાસીને પેટે જન્મેલો), ક્રીત (વેચાતો લીધેલો), દત્રિમ (કોઇએ દાનમાં આપેલો), પૈત્રિક (પેઢીદર ચાકરી કરતો) અને દંડદાસ (દંડ ભરવાની અશક્તિને લીધે ચાકરીએ આવેલો), એમ સાત પ્રકારના દાસો છે.

भार्या पुत्रश्च दासश्च त्रय एवाधनाः स्मृताः ।
यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥ ४१६ ॥

પત્ની, પુત્ર અને દાસ એ ત્રણને અધન (ધનના સ્વામીપણા વિનાનાં) કહ્યાં છે. તેઓ જે ધન સંપાદન કરે છે, તે તેઓ જેમનાં હોય તેમનું થાય છે. ૪૧૬

**विस्रब्धं ब्राह्मणः शूद्राद्द्रव्योपादानमाचरेत् ।**
**नहि तस्यास्ति किंचित्स्वं भर्तृहार्यधनो हि सः ॥ ४१७ ॥**

બ્રાહ્મણે પોતાના શૂદ્ર દાસ પાસેથી તેનું દ્રવ્ય નિઃસંદેહ લઈ લેવું; કેમકે તે દાસને પોતાનું એવું કંઇજ દ્રવ્ય નથી. એનું ધન હોય તે પણ સ્વામીએ લઇજ લેવાનું છે. ૪૧૭

**वैश्यशूद्रौ प्रयत्नेन स्वानि कर्माणि कारयेत् ।**
**तौ हि च्युतौ स्वकर्मभ्यः क्षोभयेतामिदं जगत् ॥ ४१८ ॥**

રાજાએ વૈશ્યો પાસે ખેતીવાડી, વેપાર વગેરે કર્મ કરાવવાં અને શૂદ્રોની પાસે સેવા વગેરે કર્મ કરાવવાં. સ્વકર્મોથી ચ્યુત થયેલા તેઓ આ જગતને ખળભળાવી મૂકે છે.

**अहन्यहन्यवेक्षेत कर्मान्तान्वाहनानि च ।**
**आयव्ययौ च नियतावाकरान्कोशमेव च ॥ ४१९ ॥**

રાજાએ રોજરોજ આરંભેલાં કર્મનાં પરિણામોની, વાહનોની, નિયમિત આવકજાવકની, ખાણોની તેમજ ભંડારોની તપાસ કરવી. ૪૧૯

**एवं सर्वानिमान्राजा व्यवहारान्समापयन् ।**
**व्यपोह्य किल्बिषं सर्वं प्राप्नोति परमां गतिम् ॥ ४२० ॥**

જે રાજા આ પ્રમાણે આ સર્વ વ્યવહારોની યથાર્થ સિદ્ધિ કરે છે, તે સર્વ પાપોનો નાશ કરીને પરમગતિને પામે છે. ૪૨૦

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां अष्टमोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૮ મો સમાપ્ત

# अध्याय ९ मो

पुरुषस्य स्त्रियाश्चैव धर्म्ये वर्त्मनि तिष्ठतोः।
संयोगे विप्रयोगे च धर्मान्वक्ष्यामि शाश्वतान् ॥ १ ॥

ધર્મમાર્ગે રહેનારાં પુરુષો અને સ્ત્રીઓના સંયોગ અને વિયોગ સંબંધી જે સનાતન ધર્મો છે તે હું કહીશ. ૧

अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम्।
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ २ ॥

પુરુષોએ પોતે સ્ત્રીઓને રાતદિવસ અસ્વતંત્ર રાખવી. વળી વિષયોમાં સજ્જ થનારી સ્ત્રીઓને પોતાના વશમાં લાવવી. ૨

સ્ત્રીનું રક્ષણ કરવું—

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ ३ ॥

એને કૌમારમાં પિતા રક્ષે, યૌવનમાં પતિ રક્ષે અને ઘડપણમાં પુત્રો રક્ષે—સ્ત્રીને સ્વતંત્રતા ન ઘટે. ૩

कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन्पतिः।
मृते भर्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥ ४ ॥

યોગ્યકાલે કન્યાદાન ન કરનારો પિતા, ઋતુકાલે પત્નીગમન ન કરનાર પતિ અને ભર્તા અવસાન પામતાં માતાને રક્ષણ ન આપનારો પુત્ર, એ નિંદાપાત્ર થાય છે. ૪

सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यः स्त्रियो रक्ष्याविशेषतः।
द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ ५ ॥

સૂક્ષ્મ પ્રસંગોથી પણ સ્ત્રીઓનું ખાસ રખોપું કરવું. રખોપા વિનાની તે સ્ત્રીઓ પિયર અને સાસરું એમ બેઉ કુળને સંતાપ લાવે છે. ૫

[ **भार्यायां रक्ष्यमाणायां प्रजा भवति रक्षिता ।**
**प्रजायां रक्ष्यमाणायामात्मा भवति रक्षितः ॥**

સ્ત્રીનું રક્ષણ કરવામાં આવે, તો પ્રજા રક્ષિત થાય છે. પ્રજાનું રક્ષણ કરવામાં આવે, તો પોતે પંડે રક્ષિત બને છે. ]

**इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम् ।**
**यतन्ते रक्षितु भार्यां भर्तारो दुर्बला अपि ॥ ६ ॥**

સર્વ વર્ણો માટેના સ્ત્રીરક્ષણરૂપી આ ઉત્તમ ધર્મને જોનારા પતિઓ પોતે દુર્બળ હોય તો પણ પત્નીનું રક્ષણ કરવા માટે પ્રયત્ન કરે છે. ૬

**स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।**
**स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन्हि रक्षति ॥ ७ ॥**

જે પુરુષ પોતાની પત્નીને રક્ષે છે, તે પોતાનાં સંતાનને, ચારિત્ર્યને, કુળને, પંડને, તેમજ ધર્મને પણ પ્રયત્નપૂર્વક રક્ષે છે. ૭

**पतिर्भार्यां संप्रविश्य गर्भो भूत्वेह जायते ।**
**जायायास्तद्धि जायात्वं यदस्यां जायते पुनः ॥ ८ ॥**

પતિ પત્નીમાં (શુક્રરૂપે) પ્રવેશી ગર્ભરૂપ (પુત્રરૂપ) થઈ આ લોકમાં ફરી જન્મે છે. આમ, પુરુષ ફરીને પત્નીમાં જન્મ પામે છે, તેમાંજ જાયાનું જાયાપણું છે. ૮

**यादृशं भजते हि स्त्री सुतं सूते तथाविधम् ।**
**तस्मात्प्रजाविशुद्ध्यर्थं स्त्रियं रक्षेत्प्रयत्नतः ॥ ९ ॥**

સ્ત્રી જેવા પુરુષને ભજે છે, તેવાજ પુત્રને તે જન્મ આપે છે. તેથી પ્રજાની વિશુદ્ધિ સારુ સ્ત્રીને પ્રયત્નપૂર્વક રક્ષવી. ૯

**न कश्चिद्योषितः शक्तः प्रसह्य परिरक्षितुम् ।**
**एतैरुपाययोगैस्तु शक्यास्ताः परिरक्षितुम् ॥ १० ॥**

કોઈ પણ માણસ બળજબરાઈથી સ્ત્રીને રક્ષી શકે નહિ; પરંતુ નીચેના ઉપાયોના યોગોથીજ રક્ષી શકાય. ૧૦

સ્ત્રીના રક્ષણના ઉપાય—

**अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।**
**शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य वेक्षणे ॥ ११ ॥**

ધનના સંગ્રહનાં, તેના ખરચનાં, સ્નાન આદિ શૌચનાં, પૂજા આદિ ધર્મનાં, રસોઈનાં અને ઘરવખરીની સંભાળનાં એ કામોની સોંપણ સ્ત્રીને કરવી. ૧૧

**अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः ।**
**आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥ १२ ॥**

વિશ્વાસુ અને આજ્ઞાધીન માણસો દ્વારા ઘરમાં ગોંધી રાખવાથી સ્ત્રીઓ અરક્ષિત છે. પણ જે સ્ત્રીઓ પોતેજ પોતાને રક્ષે છે, તેજ સ્ત્રીઓ સુરક્ષિત રહી શકે છે. ૧૨

**पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।**
**स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ १३ ॥**

મદ્યપાન, દુર્જનની સોબત, પતિનો વિયોગ, રખડરઝળ, ઊંઘણશીપણું અને પરઘેર વાસ—એ છ નારીઓનાં દૂષણ છે.

**नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितिः ।**
**सुरूपं वा विरूपं वा पुमानित्येव भुञ्जते ॥ १४ ॥**

દુરાચારિણી સ્ત્રીઓ રૂપ તપાસતી નથી, તેમ વયની સ્થિતિ પણ જોતી નથી. પુરુષ સુરૂપ હોય કે કુરૂપ હોય તો પણ તેને તે ભોગવે છે. ૧૪

**पौंश्चल्याच्चलचित्ताच्च नैस्नेहाच्च स्वभावतः ।**
**रक्षिता यत्नतोऽपीह भर्तृष्वेता विकुर्वते ॥ १५ ॥**

અસતીપણું, ચિત્તની ચંચળતા તેમજ સ્વાભાવિક સ્નેહનો અભાવ, એ કારણોને લીધે તે સ્ત્રીઓ પોતે યત્નપૂર્વક રક્ષાયેલી હોય તો પણ, પોતાના પતિ વિશે અભાવ રાખે છે.

**एवं स्वभावं ज्ञात्वाऽऽसां प्रजापतिनिसर्गजम् ।**
**परमं यत्नमातिष्ठेत्पुरुषो रक्षणं प्रति ॥ १६ ॥**

એમનો આવો સ્વભાવ બ્રહ્માની સૃષ્ટિ સાથે જન્મ્યો છે, એમ જાણી પુરુષે તેમના રક્ષણની બાબતમાં પરમ પ્રયત્નવાન રહેવું. ૧૬

સ્ત્રીનું કાર્ય—

**शय्यासनमलंकारं कामं क्रोधमनार्जवम् ।**
**द्रोहभावं कुचर्यां च स्त्रीभ्यो मनुरकल्पयत्॥ १७ ॥**

શય્યા, આસન, અલંકાર, કામ, ક્રોધ, કુટિલતા, દ્રોહભાવ અને દુરાચાર એ મનુએ સ્ત્રીઓ માટે કલ્પ્યું છે. ૧૭

**नास्ति स्त्रीणां क्रिया मन्त्रैरिति धर्मे व्यवस्थितिः ।**
**निरिन्द्रिया ह्यमन्त्राश्च स्त्रियोऽनृतमिति स्थितिः ॥ १८ ॥**

સ્ત્રીઓને વૈદિક મંત્રોથી જાતકર્માદિ સંસ્કારક્રિયા થઈ શકે નહિ, એવી ધર્મશાસ્ત્રોની વ્યવસ્થા છે. તેમને શ્રુતિ અને સ્મૃતિનો તેમજ મંત્રોનો અધિકાર નથી. આથી તેઓ અસત્યની જેમ અશુભ છે. ૧૮

**तथा च श्रुतयो बह्व्यो निगीता निगमेष्वपि ।**
**स्वालक्षण्यपरीक्षार्थं तासां शृणुत निष्कृतीः ॥ १९ ॥**

તે સ્ત્રીઓની વ્યભિચારશીલતાની પરીક્ષા અર્થે વેદોમાંય અનેક શ્રુતિઓ ગવાઈ છે, તેમાંથી પ્રાયશ્ચિત્ત અર્થેની શ્રુતિઓ સાંભળો. ૧૯

**यन्मे माता प्रलुलुभे विचरन्त्यपतिव्रता ।**
**तन्मे रेतः पिता वृङ्क्तामित्यस्यैतन्निदर्शनम् ॥ २० ॥**

જો મારી માતા અપતિવ્રતા થઈ પરપુરુષની કામનાવાળી થઈ હોય, તો મારા પિતા તેના રજને શુદ્ધ કરો—આ તેનું ઉદાહરણ છે. માતાના માનસિક વ્યભિચારની શંકાવાળા કોઈ પુત્રની આ ઉક્તિ છે. ૨૦

**ध्यायत्यनिष्टं यत्किंचित्पाणिग्राहस्य चेतसा ।**
**तस्यैष व्यभिचारस्य निह्नवः सम्यगुच्यते ॥ २१ ॥**

સ્ત્રી મનથી પણ પોતાના પતિનું જે કાંઈ અનિષ્ટ (અર્થાત્ પરપુરુષનું ગમન) ચિંતવે છે, તે માનસિક વ્યભિચારનું આ (મંત્રમાં) ભલીભાંતે પ્રાયશ્ચિત્ત કહ્યું છે. ૨૧

**यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।**
**तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥ २२ ॥**

નદી જેમ સમુદ્ર સાથેના સંગમથી સમુદ્રના ગુણવાળી થાય છે, તેમ સ્ત્રી જેવા ગુણવાળા પતિને પરણે છે, તેવા ગુણવાળી તે થાય છે. ૨૨

**अक्षमाला वसिष्ठेन संयुक्ताऽधमयोनिजा ।**
**शारङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम् ॥ २३ ॥**

નીચ જાતિમાં જન્મેલી અક્ષમાલા વસિષ્ઠ સાથે અને શારંગી મન્દપાલ સાથે લગ્નથી જોડાવાથી પૂજ્યપણાને પામી હતી. ૨૩

**एताश्चान्याश्च लोकेऽस्मिन्नपकृष्टप्रसूतयः ।**
**उत्कर्षं योषितः प्राप्ताः स्वैः स्वैर्भर्तृगुणैः शुभैः ॥ २४ ॥**

આ લોકમાં એ ને બીજી હીન જાતિમાં જન્મેલી સ્ત્રીઓ પોતપોતાના સ્વામીઓના શુભ ગુણોને લીધે કરીને ઉત્કર્ષને પામી છે. ૨૪

**एषोदिता लोकयात्रा नित्यं स्त्रीपुंसयोः शुभा ।**
**प्रेत्येह च सुखोदर्कान्प्रजाधर्मान्निबोधत ॥ २५ ॥**

સ્ત્રીપુરુષની આ નિત્યની શુભ લોકયાત્રા કહી. હવે આ લોક ને પરલોકમાં ઉત્તમ સુખ સંપડાવનારા સંતતિના ધર્મો સાંભળો. ૨૫

પ્રજાના ધર્મ—

**प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।**
**स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ २६ ॥**

પ્રજોત્પાદન અર્થે સ્ત્રીઓ મહાભાગ્યવતી, પૂજાપાત્ર અને ગૃહની દીપ્તિરૂપ છે. સ્ત્રીઓ ગૃહોમાં લક્ષ્મી છે. સ્ત્રી અને લક્ષ્મી બંને સમાન છે. ૨૬

**उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।**
**प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥ २७ ॥**

સંતાનનું ઉત્પાદન કરવું, થયેલી સંતતિને ઉછેરી મોટી કરવી અને નિત્યનો લોકવ્યવહાર ચલાવવો, એ પ્રત્યક્ષ રીતે સ્ત્રીઓને અધીન છે. ૨૭

अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितृणामात्मनश्च ह ॥ २८ ॥

સંતાન, ધર્મકાર્યો, સેવા, ઉત્તમ પ્રીતિ અને પંડનું તથા પિતૃઓનું સ્વર્ગ એ બધાં સ્ત્રીઓને અધીન છે. ૨૮

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकानाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ २९ ॥

મન, વાણી અને દેહના સંયમવાળી જે સ્ત્રી પતિનું ઉલ્લંઘન કરતી નથી, તે પતિલોકને પામે છે અને સત્પુરુષો તેને સાધ્વી કહે છે. ૨૯

व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ ३० ॥

પણ જે સ્ત્રી સ્વામીથી આડો વ્યવહાર રાખે છે, તે આ લોકમાં નિંદા પામે છે અને મરણ પછી શિયાળની યોનિમાં જન્મે છે તથા (ક્ષય, કુષ્ઠ વગેરે) પાપી રોગોથી પીડાય છે.૩૦

पुत्रं प्रत्युदितं सद्भिः पूर्वजैश्च महर्षिभिः ।
विश्वजन्यमिमं पुण्यमुपन्यासं निबोधत ॥ ३१ ॥

સત્પુરુષોએ અને પૂર્વના મહર્ષિઓએ પુત્ર સંબંધમાં જે વિશ્વહિતકારી અને પવિત્ર વિચાર કહ્યો છે, તે સાંભળો. ૩૧

બીજનો અને ક્ષેત્રનો વિચાર—

भर्तुः पुत्रं विजानन्ति श्रुतिद्वैधं तु भर्तरि ।
आहुरुत्पादकं केचिदपरे क्षेत्रिणं विदुः ॥ ३२ ॥

પુત્ર એ ભર્તાનો (પિતાનો) છે, એમ લોકો માને છે. પણ ભર્તા સંબંધમાં બે જાતની શ્રુતિ છે. કેટલાક પુત્રને તેના

ઉત્પાદકનો માને છે, તો બીજા તેને જેની સ્ત્રીમાં તે જન્મ્યો હોય તેનો માને છે. ૩૨

**क्षेत्रभूता स्मृता नारी बीजभूतः स्मृतः पुमान् ।**
**क्षेत्रबीजसमायोगात्संभवः सर्वदेहिनाम् ॥ ३३ ॥**

સ્ત્રીને ક્ષેત્રરૂપ કહી છે અને પુરુષને બીજરૂપ કહ્યો છે. ક્ષેત્ર અને બીજના સમયોગથી સૌ દેહધારીઓની ઉત્પત્તિ થાય છે.

**विशिष्टं कुत्रचिद्बीजं स्त्रीयोनिस्त्वेव कुत्रचित् ।**
**उभयं तु समं यत्र सा प्रसूतिः प्रशस्यते ॥ ३४ ॥**

કોઈક સ્થળે બીજ વિશિષ્ટ ગણાય છે, તો ક્યાંક ક્ષેત્ર વિશિષ્ટ ગણાય છે. પણ જ્યાં બીજ અને ક્ષેત્ર બંને સમાન મનાય છે, ત્યાં પ્રજા પ્રશંસાપાત્ર છે. ૩૪

**बीजस्य चैव योन्याश्च बीजमुत्कृष्टमुच्यते ।**
**सर्वभूतप्रसूतिर्हि बीजलक्षणलक्षिता ॥ ३५ ॥**

બીજ અને યોનિ એ બેમાં બીજ ઉત્કૃષ્ટ કહેવાય છે; કારણ કે પ્રાણીમાત્રની ઉત્પત્તિમાં બીજનાં રૂપ, રંગ રચના ઇત્યાદિ લક્ષણો જોવામાં આવે છે. ૩૫

**यादृशं तूप्यते बीजं क्षेत्रे कालोपपादिते ।**
**तादृग्रोहति तत्तस्मिन्बीजं स्वैर्व्यञ्जितं गुणैः ॥ ३६ ॥**

પ્રાપ્ત કાલે ક્ષેત્રમાં જે જાતનું બીજ વાવવામાં આવે છે, તે જાતનું બીજ પોતાના ગુણો સાથે વ્યક્ત થઈ તે ક્ષેત્રમાં (છોડરૂપે) ફૂટે છે. ૩૬

**इयं भूमिर्हि भूतानां शाश्वती योनिरुच्यते ।**
**न च योनिगुणान्कांश्चिद्बीजं पुष्यति पुष्टिषु ॥ ३७ ॥**

આ ભૂમિને પ્રાણીઓની સનાતન યોનિ કહી છે; પણ બીજમાંથી ઊગેલા છોડમાં ક્ષેત્રના જેવા કોઇ પણ ગુણ હોતા નથી. ૩૭

**भूमावप्येककेदारे कालोप्तानि कृषीवलैः ।**
**नानारूपाणि जायन्ते बीजानीह स्वभावतः ॥ ३८ ॥**

ભૂમિમાં એકજ ક્યારડામાં ખરી મોસમે ખેડૂતો જે બીજો વાવે છે, તે પોતાના સ્વભાવે કરીને વિવિધરૂપે બહાર ફૂટે છે.

**व्रीहयः शालयो मुद्गास्तिला माषास्तथा यवाः ।**
**यथाबीजं प्ररोहन्ति लशुनानीक्षवस्तथा ॥ ३९ ॥**

સાઠી અને કોલમની ડાંગર, મગ, તલ, અડદ, જવ, લસણ અને શેરડી વગેરે પોતપોતનાં બીજ પ્રમાણે ઊગે છે. ૩૯

**अन्यदुप्तं जातमन्यदित्येतन्नोपपद्यते ।**
**उप्यते यद्धि यद्बीजं तत्तदेव प्ररोहति ॥ ४० ॥**

પરંતુ એક બીજ વાવ્યું હોય અને ઊગે તે બીજું હોય—એમ બનતું નથી. જે બીજ વાવવામાં આવે, તેજ ઊંચે ઊગી આવે છે. ૪૦

**तत्प्राज्ञेन विनीतेन ज्ञानविज्ञानवेदिना ।**
**आयुष्कामेन वप्तव्यं न जातु परयोषिति ॥ ४१ ॥**

તેથી આયુષ્યની ઇચ્છા રાખનારા બુદ્ધિમાન, વિનયવાન અને જ્ઞાનવિજ્ઞાનના જ્ઞાતા પુરુષે ક્યારેય પરસ્ત્રીમાં બીજ વાવવું નહિ. (પ્રજા ઉત્પન્ન કરવી નહિ.) ૪૧

**अत्र गाथा वायुगीताः कीर्तयन्ति पुराविदः ।**
**यथा बीजं न वप्तव्यं पुंसा परपरिग्रहे ॥ ४२ ॥**

આ સંબંધમાં પુરાણવેત્તાઓ વાયુએ ગાયેલી ગાથાઓનું આમ કીર્તન કરે છે કે–પુરુષે કદાપિ પરસ્ત્રીમાં બીજ રોપવું નહિ. (ગર્ભાધાન કરવું નહિ.) ૪૨

**नश्यतीषुर्यथा विद्धः खे विद्धमनुविद्धयतः ।**
**तथा नश्यति वै क्षिप्तं बीजं परपरिग्रहे ॥ ४३ ॥**

એક પુરુષના બાણથી વીંધાઈ ચૂકેલા મૃગને બીજો તેજ છેદમાં બાણથી ફરી વીંધે, તો તેનું બાણ જેમ નકામું જાય છે; તેમ પરસ્ત્રીમાં નાખેલું બીજ પણ ચોક્કસ નિષ્ફળ જાય છે.

**पृथोरपीमां पृथिवीं भार्यां पूर्वविदो विदुः ।**
**स्थाणुच्छेदस्य केदारमाहुः शल्यवतो मृगम् ॥ ४४ ॥**

પૂર્વવેત્તાઓ આ પૃથ્વીને પણ પૃથુની પત્ની જાણે છે. ક્યારો તેનોજ છે, જે ખેતરને ખેડી કરીને સાફ કરે છે, તેજ પ્રમાણે મૃગ તેનુંજ છે, જે તેને પ્રથમ વીંધે છે. ૪૪

**एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ह ।**
**विप्राः प्राहुस्तथा चैतद्यो भर्ता सा स्मृताङ्गना ॥ ४५ ॥**

પત્ની, પોતે અને પ્રજા એ ત્રણે મળીને એક પુરુષ કહેવાય છે. વિપ્રો કહે છે, જે ભર્તા છે તેજ ભાર્યા છે. ૪૫

**न निष्क्रयविसर्गाभ्यां भर्तुर्भार्या विमुच्यते ।**
**एवं धर्मं विजानीमः प्राक्प्रजापतिनिर्मितम् ॥ ४६ ॥**

વેચી દેવાથી કે ત્યાગ કરવાથી કંઈ પત્ની પતિની મટી જતી નથી; એમ પ્રજાપતિએ પૂર્વે નિર્મેલા ધર્મને અમે જાણીએ છીએ. ૪૬

**सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।**
**सकृदाह ददानीति त्रीण्येतानि सतां सकृत् ॥ ४७ ॥**

વારસાભાગ એકજ વાર પડે, કન્યાદાન એકજ વાર થાય અને વચન એકજ વાર અપાય. સત્પુરુષો આ ત્રણે બાબતો એકજ વાર કરે છે. ૪૭

**यथा गोऽश्वोष्ट्रदासीषु महिष्यजाविकासु च ।**
**नोत्पादकः प्रजाभागी तथैवान्याङ्गनास्वपि ॥ ४८ ॥**

જેમ ગાય, ઘોડી, ઊંટડી, દાસી, ભેંસ, બકરી અને ઘેટી વગેરેમાં પ્રજાને ઉત્પન્ન કરનારો પ્રજાનો સ્વામી થતો નથી, તેમ પરસ્ત્રીમાં પ્રજાને ઉત્પન્ન કરનારો પ્રજાનો ધણી ગણાતો નથી. ૪૮

**येऽक्षेत्रिणो बीजवन्तः परक्षेत्रप्रवापिणः ।**
**ते वै सस्यस्य जातस्य न लभन्ते फलं क्वचित् ॥ ४९ ॥**

ક્ષેત્રના સ્વામી નહિ એવા જે બીજવાળાઓ પારકાના ખેતરમાં વાવણી કરે છે, તેઓ ક્યારેય ઊગેલા ધાન્યનું ફળ પામતાજ નથી. ૪૯

**यदन्यगोषु वृषभो वत्सानां जनयेच्छतम् ।**
**गोमिनामेव ते वत्सा मोघं स्कन्दितमार्षभम् ॥ ५० ॥**

કદી કોઈનો સાંઢ પારકી ગાયમાં સેંકડો વાછરડાં પેદા કરે, તો પણ તે વાછરડાં ગાયના ધણીનાંજ ગણાય અને એ સાંઢનું વીર્યસિંચન નિષ્ફળ જાય. ૫૦

**तथैवाक्षेत्रिणो बीजं परक्षेत्रप्रवापिणः ।**
**कुर्वन्ति क्षेत्रिणामर्थं न बीजी लभते फलम् ॥ ५१ ॥**

તેજ પ્રમાણે, ક્ષેત્રનો સ્વામી નહિ એવો જે પુરુષ પરક્ષેત્રમાં રોપણી કરે છે, તે ક્ષેત્રના સ્વામીનું કામ સારે છે–બીજ વાવનાર તેનું ફલ પામતાં નથી. ૫૧

**फलं त्वनभिसंधाय क्षेत्रिणां बीजिनां तथा ।**
**प्रत्यक्षं क्षेत्रिणामर्थो बीजाद्योनिर्गरीयसी ॥ ५२ ॥**

ક્ષેત્રવાળાઓ અને બીજવાળાઓ બંનેએ ફળ સંબંધમાં કંઈ નિશ્ચય ન કર્યો હોય, તો પ્રત્યક્ષ ફળ સ્પષ્ટ રીતે એમના સ્વામીનું જ થાય છે. કેમકે, બીજ કરતાં યોનિ વિશેષ ગૌરવવાળી છે. ૫૨

**क्रियाभ्युपगमात्त्वेतद्बीजार्थं यत्प्रदीयते ।**
**तस्येह भागिनौ दृष्टौ बीजी क्षेत्रिक एव च ॥ ५३ ॥**

પણ ક્રિયાફળ વિશે ઠરાવ કરીને જે તે ક્ષેત્ર બીજ સારુ આપવામાં આવે, તો ક્ષેત્રસ્વામી અને બીજસ્વામી એ બંને તેના ફળના ભાગિયા ગણાય. ૫૩

**ओघवाताहृतं बीजं यस्य क्षेत्रे प्ररोहति ।**
**क्षेत्रिकस्यैव तद्बीजं न वप्ता लभते फलम् ॥ ५४ ॥**

પ્રવાહથી કે પવનથી તણાઈ આવેલું બી જેના ખેતરમાં ઊગી આવે છે, તે ખેતરના ધણીનું જ થાય છે અને વાવનારને તેનું ફલ મળતું નથી. ૫૪

**एष धर्मो गवाश्वस्य दास्युष्ट्राजाविकस्य च ।**
**विहंगमहिषीणां च विज्ञेयः प्रसवं प्रति ॥ ५५ ॥**

ગાય, ઘોડી, દાસી, ઊંટડી, બકરી, ઘેટી, પંખણી અને ભેંસ વગેરેની ઓલાદ સંબંધમાં આ ધર્મ જાણવો. ૫૫

સ્ત્રીઓના આપદ્ધર્મ—

**एतद्वः सारफल्गुत्वं बीजयोन्योः प्रकीर्तितम् ।**
**अतः परं प्रवक्ष्यामि योषितां धर्ममापदि ॥ ५६ ॥**

આ તમને બીજ અને યોનિની પ્રધાનતા અને ગૌણતા વિશે કહ્યું. હવે સ્ત્રીઓના આપદ્ધર્મ વિશે કહીશ. ૫૬

**भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा ।**
**यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता ॥ ५७ ॥**

મોટા ભાઇની વહુ તે નાના ભાઇને ગુરુપત્નીરૂપ અને નાના ભાઇની વહુ તે મોટા ભાઇને પુત્રવધૂરૂપ ગણાઈ છે. ૫૭

**ज्येष्ठो यवीयसो भार्यां यवीयान्वाऽग्रजस्त्रियम् ।**
**पतितौ भवतो गत्वा नियुक्तावप्यनापदि ॥ ५८ ॥**

આપત્કાળ ન હોય ત્યારે જે મોટો ભાઈ નાના ભાઇની પત્નીમાં અને જે નાનો ભાઈ મોટા ભાઈની પત્નીમાં નિયોગ-ગમન કરે છે, તે બંને પતિત થાય છે. ૫૮

**देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया ।**
**प्रजेप्सिताऽधिगन्तव्या संतानस्य परिक्षये ॥ ५९ ॥**

સંતાનનો સમૂળગો ક્ષય થયો હોય, તો પ્રજાની ઇચ્છા-વાળી સ્ત્રીએ દિયર કે સપિંડી સાથે વિધિપૂર્વક નિયોગ-ગમન કરવું. ૫૯

**विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि ।**
**एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कथंचन ॥ ६० ॥**

વિધવામાં નિયોગની આજ્ઞા પામેલા પુરુષે શરીરે ઘી ચોપડવું, વાણીને સંયમમાં રાખવી અને રાત્રે સંગ કરવો. એ રીતે તેણે એકજ પુત્ર ઉત્પન્ન કરવો, ક્યારેય બીજા પુત્રની ઉત્પત્તિ કરવી નહિ. ૬૦

**द्वितीयमेके प्रजनं मन्यन्ते स्त्रीषु तद्विदः ।**
**अनिर्वृतं नियोगार्थं पश्यन्तो धर्मतस्तयोः ॥ ६१ ॥**

નિયોગવિધિ જાણનારા કેટલાક એક પુત્રથી સ્રીપુરુષના નિયોગનું પ્રયોજન સિદ્ધ થતું નથી એમ જુએ છે. તેથી તેઓ સ્રીઓ વિષે ધર્મપૂર્વક બીજો પુત્ર ઉત્પન્ન કરવો એમ માને છે. ૬૧

**विधवायां नियोगार्थे निर्वृत्ते तु यथाविधि ।**
**गुरुवच्च स्नुषावच्च वर्तेयातां परस्परम् ॥ ६२ ॥**

વિધવા વિશે નિયોગનું પ્રયોજન યથાવિધિ સિદ્ધ થયા પછી, તે પુરુષે તે સ્રી પ્રત્યે ગુરુપત્ની કે પુત્રવધૂની જેમ પરસ્પર વર્તન રાખવું. ૬૨

**नियुक्तौ यौ विधिं हित्वा वर्तेयातां तु कामतः ।**
**तावुभौ पतितौ स्यातां स्नुषागगुरुतल्पगौ ॥ ६३ ॥**

નિયોગગમન કરનાર જે બે ભાઈઓ વિધિને ઉલ્લંઘી કામવશ થઇ વર્તે છે, તે બંને પતિત થાય છે અને પુત્રવધૂમાં કે ગુરુપત્નીમાં ગમન કર્યાના પાપી ગણાય છે. ૬૩

**नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या द्विजातिभिः ।**
**अन्यस्मिन्हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम् ॥६४॥**

દ્વિજાતિઓએ વિધવા સ્રીને અન્ય પુરુષ સાથે નિયોગ ન કરાવવો. આમ અન્ય પુરુષ સાથે નિયોગ કરાવનારાઓ સનાતન ધર્મનો નાશ કરે છે. ૬૪

**नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।**
**न विवाहविधावुक्तं विधवावेदनं पुनः ॥ ६५ ॥**

વૈવાહિક મંત્રોમાં ક્યારેય પણ નિયોગ કહેવાતો નથી. તેમ વિવાહવિધિમાં વિધવાનું પુનર્લગ્ન પણ કહ્યું નથી. ૬૫

**अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः ।**
**मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥ ६६ ॥**

પણ વિદ્વાન દ્વિજોએ આ પશુધર્મને નિંદ્યો છે. એ પશુધર્મ તો વેનરાજા રાજ્ય કરતો હતો ત્યારે મનુષ્યોમાં પ્રવર્ત્યો હતો. ૬૬

**स महीमखिलां भुञ्जन्राजर्षिप्रवरः पुरा ।**
**वर्णानां संकरं चक्रे कामोपहतचेतनः ॥ ६७ ॥**

પૂર્વે અખિલ પૃથ્વીને ભોગવતા તે રાજર્ષિશ્રેષ્ઠે કામથી મૂઢચિત્ત થઈને વર્ણોની આ સંકરતા ચલાવી હતી. ૬૭

**ततः प्रभृति यो मोहात्प्रमीतपतिकां स्त्रियम् ।**
**नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः ॥ ६८ ॥**

ત્યારથી જે પુરુષ મોહવશ થઈને વિધવા સ્ત્રીને સંતતિને અર્થે નિયોગમાં યોજે છે, તેને સત્પુરુષો નિંદે છે. ૬૮

**यस्या म्रियेत कन्याया वाचा सत्ये कृते पतिः ।**
**तामनेन विधानेन निजो विन्देत देवरः ॥ ६९ ॥**

વાણીપૂર્વક જે કન્યાના દાનનો સંકલ્પ થયો હોય, તે કન્યાનો પતિ મરી જાય, તો તેનો દિયર તેને નીચેની વિધિથી પરણી શકે. ૬૯

**यथाविध्यधिगम्यैनां शुक्लवस्त्रां शुचिव्रताम् ।**
**मिथो भजेताप्रसवात्सकृत्सकृदृतावृतौ ॥ ७० ॥**

શ્વેત વસ્ત્રવાળી અને પવિત્ર વ્રતવાળી તે કન્યાને દિયરે વિધિપૂર્વક પરણવી અને તેને સંતાન થાય ત્યાં સુધી પ્રત્યેક ઋતુએ તેની સાથે એકએક વાર સંગ કરવો. ૭૦

**न दत्त्वा कस्यचित्कन्यां पुनर्दद्याद्विचक्षणः ।**
**दत्त्वा पुनः प्रयच्छन्हि प्राप्नोति पुरुषानृतम् ॥ ७१ ॥**

વિચક્ષણ માણસે કોઈ એકને કન્યા આપીને ફરીને તે બીજા કોઈને આપવી મહિ; કેમકે આમ કન્યાને ફરીથી આપનારો પુરુષ જૂઠાણું કર્યાનો અપરાધ કરે છે. ૭૧

**विधिवत्प्रतिगृह्याऽपि त्यजेत्कन्यां विगर्हिताम् ।**
**व्याधितां विप्रदुष्टां वा छद्मना चोपपादिताम् ॥ ७२ ॥**

કન્યાને વિધિપૂર્વક સ્વીકાર્યા છતાંય, તે જો નિંદિત, રોગી કે દૂષિત હોય અથવા તે જો છળકપટથી અપાયેલી હોય, તો તેને ત્યજી શકાય. ૭૨

**यस्तु दोषवतीं कन्यामनाख्यायोपपादयेत् ।**
**तस्य तद्वितथं कुर्यात्कन्यादातुर्दुरात्मनः ॥ ७३ ॥**

જે માણસ પોતાની દોષવાળી કન્યાના દોષ કહ્યા વિનાજ તેનો વિવાહ કરે છે, તે દુરાત્મા કન્યાદાતાના એ કન્યાદાનને વ્યર્થ કરવું. (એટલે તે કન્યા સ્વીકારવી નહિ.) ૭૩

**विधाय वृत्तिं भार्यायाः प्रवसेत्कार्यवान्नरः ।**
**अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि ॥ ७४ ॥**

કાર્યવાળા માણસે પત્નીના ભરણપોષણની જોગવાઈ કરીનેજ પ્રવાસે જવું. કેમકે સદાચરણી સ્ત્રી પણ આજીવિકાની સાંકડમાં આવતાં દૂષિત થઈ જાય. ૭૪

**विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ।**
**प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥ ७५ ॥**

જે સ્ત્રીનો પતિ ભરણપોષણની જોગવાઈ કરીને પ્રવાસે

જાય, તે સ્ત્રીએ નિયમપરાયણ જીવન જીવવું. જેનો પતિ આવી જોગવાઈ કર્યા વિનાજ પ્રવાસે જાય, તેણે નિંદારહિત કામધંધાએ કરીને જીવનનિર્વાહ ચલાવવો. ૭૫

**प्रोषितो धर्मकार्यार्थं प्रतीक्ष्योऽष्टौ नरः समाः।**
**विद्यार्थं षड् यशोऽर्थं वा कामार्थं त्रींस्तु वत्सरान्॥७६॥**

પતિ જો ધર્મકાર્ય સારુ પરદેશ ગયો હોય, તો પત્નીએ તેની આઠ વર્ષ સુધી રાહ જોવી. તે જો વિદ્યા માટે કે યશ સારુ ગયો હોય, તો તેણે છ વર્ષ સુધી રાહ જોવી; પણ તે જો કામભોગ સારુ પરદેશ ગયો હોય, તો પત્નીએ ત્રણ વર્ષ સુધી તેની રાહ જોવી. ૭૬

**संवत्सरं प्रतीक्षेत द्विषन्तीं योषितं पतिः।**
**ऊर्ध्वं संवत्सरात्त्वेनां दायं हृत्वा न संवसेत्॥७७॥**

પતિએ દ્વેષ કરતી પત્નીને એક વર્ષ સુધી સહન કરવી. એક વર્ષ પછી પણ તે સુધરે નહિ તો તેણે તેનાં ઘરેણાંગાંઠાં લઈ લેવાં અને તેની સાથે સહવાસ કરવો નહિ. ૭૭

**अतिक्रामेत्प्रमत्तं या मत्तं रोगार्तमेव वा।**
**सा त्रीन्मासान्परित्याज्या विभूषणपरिच्छदा॥ ७८॥**

જે સ્ત્રી પોતાના પ્રમાદી, નશાખોર અને રોગાતુર પતિનું ઉલ્લંઘન કરે, તેનાં ઘરેણાં અને રાચરચીલાં છીનવી લેવાં; તેમજ તેનો ત્રણ માસને માટે ત્યાગ કરવો. ૭૮

**उन्मत्तं पतितं क्लीबमबीजं पापरोगिणम्।**
**न त्यागोऽस्ति द्विषन्त्याश्च न च दायापवर्तनम्॥ ७९॥**

પણ સ્ત્રી જો ઉન્મત્ત, પતિત, નપુંસક, બીજરહિત અને

પાપરોગી એવા પતિની સેવાચાકરી કરે નહિ, તો તે સ્ત્રીનો ત્યાગ કરી શકાય નહિ, તેમ તેની મિલકત લઈ લેવાય નહિ.

**मद्यपाऽसाधुवृत्ता च प्रतिकूला च या भवेत् ।**
**व्याधिता वाऽधिवेत्तव्या हिंस्राऽर्थघ्नी च सर्वदा ॥ ८० ॥**

જે સ્ત્રી સદા દારૂડિયણ, દુરાચારિણી, આડી વર્તનારી, રોગિણી, મારકણી અને પૈસો ઉડાવનારી હોય, તે સ્ત્રી ઉપર પતિએ બીજી પત્ની કરવી. ૮૦

**वंध्याऽष्टमेऽधिवेद्याऽब्दे दशमे तु मृतप्रजा ।**
**एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥ ८१ ॥**

ઋતુમતી થયા પછી જો સ્ત્રી આઠ વર્ષ સુધી વંધ્યા રહે, તો પતિએ બીજી સ્ત્રી કરવી. તેમ જે સ્ત્રીને સંતતિ જીવતી ન હોય અને જે સ્ત્રી માત્ર પુત્રીનેજ જનમ આપતી હોય, તેમના સંબંધમાં અનુક્રમે દસ અને અગિયાર વરસ સુધી રાહ જોઇને બીજી સ્ત્રી કરવી. પણ સ્ત્રી જો કડવાબોલી હોય, તો તરતજ બીજી પત્ની કરવી. ૮૧

**या रोगिणी स्यात्तु हिता संपन्ना चैव शीलतः ।**
**साऽनुज्ञाप्याऽधिवेत्तव्या नावमान्या च कर्हिचित् ॥ ८२ ॥**

પણ જો સ્ત્રી રોગિણી હોવા છતાં હિતકારિણી અને શીલવતી હોય, તો પતિએ તેની અનુજ્ઞા લઈને બીજી સ્ત્રી કરવી; પણ એ પ્રથમ પત્નીનું ક્યારેય અપમાન કરવું નહિ. ૮૨

**अधिविन्ना तु या नारी निर्गच्छेद्रुषिता गृहात् ।**
**सा सद्यः संनिरोद्धव्या त्याज्या वा कुलसंनिधौ ॥ ८३ ॥**

જે સ્ત્રીના ઉપર બીજી સ્ત્રી કરી હોય, તે જો રોષ કરીને

ઘરબહાર નીકળી પડે, તો તેને તરતજ અટકાવવી અથવા સ્વજનોની સમક્ષમાં તેનો ત્યાગ કરવો. ૮૩

**प्रतिषिद्धापि चेद्या तु मद्यमभ्युदयेष्वपि।**
**प्रेक्षासमाजं गच्छेद्वा सा दण्ड्या कृष्णलानि षट्॥ ८४॥**

રોકયા છતાંય, જે સ્રી ઉત્સવપ્રસંગોએ મદિરાપાન કરે, અથવા નાટકચેટકના ટોળામાં ભળે, તો તે ૭ કૃષ્ણલના દંડને પાત્ર છે. ૮૪

**यदि स्वाश्चापराश्चैव विन्देरन् योषितो द्विजाः।**
**तासां वर्णक्रमेण स्याज्ज्यैष्ठ्यं पूजा च वेश्म च॥ ८५॥**

દ્વિજો પોતાની જાતિની કે પરજાતિની જે જે સ્રીઓને પરણે, તે તે સ્રીઓને તેમના તેમના વર્ણના ક્રમ પ્રમાણે વડપણ, સન્માન અને ઘર હોય. ૮૫

**भर्तुः शरीरशुश्रूषां धर्मकार्यं च नैत्यकम्।**
**स्वा चैव कुर्यात्सर्वेषां नास्वजातिः कथंचन॥ ८६॥**

એ સૌ સ્રીઓમાં સ્વામીના શરીરની સેવા તથા તેનું નિત્યનું ધર્મકાર્ય તો સ્વજાતિની સ્રીજ કરે; પરજાતિની સ્રીઓએ તે કદીય ન કરવાં. ૮૬

**यस्तु तत्कारयेन्मोहात्सजात्या स्थितयाऽन्यया।**
**यथा ब्राह्मणचाण्डालः पूर्वदृष्टस्तथैव सः॥ ८७॥**

સ્વજાતિની સ્રી હોવા છતાં, જે પુરુષ મોહથી બીજી જાતિની સ્રી પાસે તે કામો કરાવે, તો તેને પૂર્વના ઋષિઓએ કહ્યો છે એવો—બ્રાહ્મણીમાં શૂદ્રથી ઉત્પન્ન થયેલો ચંડાળ જાણવો. ૮૭

उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च।
अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्यथाविधि॥ ८८॥

ઉત્કૃષ્ટ, સુંદર અને યોગ્ય એવો વર મળી આવે, તો તેને યથાવિધિ કન્યા આપવી–પછી ભલે તે કન્યા ઉંમરે ન આવી હોય. ૮૮

[ प्रयच्छेन्नग्निकां कन्यामृतुकालभयान्वितः।
ऋतुमत्यां हि तिष्ठन्त्यामेनो दातारमृच्छति॥

ઋતુકાલના ભયવાળાએ કન્યાને તેની નગ્નિકાવયમાંજ વરાવી દેવી. કેમકે, તે ઋતુમતી થતી હોય તો દાતાને પાપ લાગે છે. ]

काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित्॥ ८९॥

કન્યા ઋતુમતી થતી હોય તોય ભલે તે મરણ સુધી ઘેર રહે, પણ તેને કદીય ગુણહીન વરને ન આપવી. ૮૯

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती।
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम्॥ ९०॥

ઋતુમતી કુમારિકાએ ત્રણ વર્ષ સુધી રાહ જોવી. એ વખત પછી તેણે પોતેજ લાયક વરને વરી લેવું. ૯૦

अदीयमाना भर्तारमधिगच्छेद्यदि स्वयम्।
नैनः किंचिदवाप्नोति न च यं साऽधिगच्छति॥ ९१॥

કન્યા જો આમ કોઈથી ન અપાતાં પોતેજ પતિ કરી લે, તો તે કન્યાને તેમ તે જેને પરણે તેને કશું પાપ લાગતું નથી. ૯૧

**अलंकारं नाददीत पित्र्यं कन्या स्वयंवरा।**
**मातृकं भ्रातृदत्तं वा स्तेना स्याद्यदि तं हरेत् ॥ ९२ ॥**

આ રીતે ઇચ્છાવર કરનારી કન્યાએ પિતા, માતા અથવા ભાઇ તરફનાં ઘરેણાં લેવાં નહિ. જો તે લઈ જાય તો ચોર ઠરે છે. ૯૨

**पित्रे न दद्याच्छुल्कं तु कन्यामृतुमतीं हरन् ।**
**स हि स्वाम्यादतिक्रामेदृतूनां प्रतिरोधनात् ॥ ९३ ॥**

ઋતુમતી કન્યાને લઈ જનારે કન્યાના પિતાને મૂલ્ય આપવાનું હોય નહિ કેમકે, કન્યાના ઋતુકાલોને રોકવાથી કન્યા ઉપરનું તે પિતાનું સ્વામિત્વ જતું રહે છે. ૯૩

**त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।**
**त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९४ ॥**

ત્રીસ વર્ષના પુરુષે બાર વરસની મનોરમ્ય કન્યા પરણવી; અથવા ચોવીસ વર્ષનાએ આઠ વર્ષની કન્યાને વરવી અથવા ધર્મવિષયમાં આપત્તિ હોય તો જલદી પરણવું. ૯૪

**देवदत्तां पतिर्भार्यां विन्दते नेच्छयाऽऽत्मनः ।**
**तां साध्वीं बिभृयान्नित्यं देवानां प्रियमाचरन् ॥ ९५ ॥**

પતિ દેવે દીધેલી પત્નીને પરણે છે, સ્વેચ્છાએ તે પરણતો નથી; તેથી દેવોનું પ્રિય આચરનાર તેણે તે સાધ્વીનું નિત્ય ભરણપોષણ કરવું. ૯૫

**प्रजनार्थं स्त्रियः सृष्टाः संतानार्थं च मानवाः ।**
**तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ॥ ९६ ॥**

ગર્ભધારણ માટે સ્ત્રીઓ સર્જાઈ છે અને ગર્ભાધાન માટે

પુરુષો સર્જ્યા છે. તેથી, પતિએ સાધારણ ધર્માચરણ પત્ની-
ની સાથે કરવું એમ વેદમાં કહ્યું છે. ૯૬

**कन्यायां दत्तशुल्कायां म्रियेत यदि शुल्कदः ।**
**देवराय प्रदातव्या यदि कन्याऽनुमन्यते ॥ ९७ ॥**

જે કન્યા માટે મૂલ્ય આપ્યું હોય તે કન્યાનો મૂલ્ય
આપનાર પતિ જો મરી જાય અને જો કન્યા સંમત હોય
તો તે તેના દિયરને આપવી. ૯૭

**आददीत न शूद्रोऽपि शुल्कं दुहितरं ददन् ।**
**शुल्कं हि गृह्णन्कुरुते छन्नं दुहितृविक्रयम् ॥ ९८ ॥**

દીકરીનું દાન કરતાં શૂદ્રે પણ દીકરીનું મૂલ્ય લેવું નહિ.
જે પુત્રીના પૈસા લે છે, તે છૂપી રીતે પુત્રીનું વેચાણ કરે છે.

**एतत्तु न परे चक्रुर्नापरे जातु साधवः ।**
**यदन्यस्य प्रतिज्ञाय पुनरन्यस्य दीयते ॥ ९९ ॥**

એકને વચન આપીને બીજાને કન્યા આપવામાં આવે
એવું સત્પુરુષોએ પૂર્વે કર્યું નથી કે નથી તેઓ હમણાં કરતા.

**नानुशुश्रुम जात्वेतत्पूर्वेष्वपि हि जन्मसु ।**
**शुल्कसंज्ञेन मूल्येन छन्नं दुहितृविक्रयम् ॥ १०० ॥**

શુલ્કરૂપી મૂલ્ય લઈને ગુપ્ત રીતે દીકરીનું વેચાણ થતું
હોય એવું અમે પૂર્વજન્મો વિશેય કદી સાંભળ્યું નથી. ૧૦૦

**अन्योन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः ।**
**एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥ १०१ ॥**

મરણપર્યંત સ્ત્રી અને પુરુષે પરસ્પર અવ્યભિચારી રહેવું.
આ સ્ત્રીપુરુષનો પરમ ધર્મ સંક્ષેપમાં સમજો. ૧૦૧

**तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।**
**यथा नाभिचरेतां तौ वियुक्ताविवरेतरम् ॥ १०२ ॥**

વિવાહસંસ્કાર પામેલાં સ્ત્રીપુરુષે નિત્ય એવી રીતે યત્ન કરવો કે તે બન્ને એકમેકથી વિખૂટાં પડી ધર્માચરણ કરે નહિ.

**एष स्त्रीपुंसयोरुक्तो धर्मो वो रतिसंहितः ।**
**आपद्यपत्यप्राप्तिश्च दायभागं निबोधत ॥ १०३ ॥**

આ મેં તમને સ્ત્રીપુરુષનો પ્રીતિયુક્ત ધર્મ કહ્યો, તેમ આપત્કાલે સંતતિપ્રાપ્તિ વિશે પણ કહ્યું. હવે દાયભાગ વિશે સાંભળો. ૧૦૩

દાયભાગ—

**ऊर्ध्वं पितुश्च मातुश्च समेत्य भ्रातरः समम् ।**
**भजेरन्पैतृकं रिक्थमनीशास्ते हि जीवतोः ॥ १०४ ॥**

માતપિતાના મરણ પછી ભાઈઓએ એકઠા મળીને બાપીકી મિલકતની બરાબર વહેંચણ કરવી; પણ માતપિતાનાં જીવતાં તેઓ તે વહેંચણ કરવાને અધિકારી નથી. ૧૦૪

**ज्येष्ठ एव तु गृह्णीयात्पित्र्यं धनमशेषतः ।**
**शेषास्तमुपजीवेयुर्यथैव पितरं तथा ॥ १०५ ॥**

મોટો પુત્રજ પિતાના સંપૂર્ણ ધનને ગ્રહણ કરે અને બીજા ભાઈઓ તો, પિતાને સ્થાને મોટા ભાઈને અધીન રહીને આજીવિકા ચલાવે. ૧૦૫

**ज्येष्ठेन जातमात्रेण पुत्री भवति मानवः ।**
**पितॄणामनृणश्चैव स तस्मात्सर्वमर्हति ॥ १०६ ॥**

જ્યેષ્ઠ પુત્રના જન્મવાથીજ મનુષ્ય પુત્રવાન થાય છે અને

તેથીજ તે પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે. આથી તે જયેષ્ઠ પુત્રજ સર્વ સંપત્તિ મેળવવાને યોગ્ય છે. ૧૦૬

**यस्मिन्नृणं सन्नयति येन चानन्त्यमश्नुते ।**
**स एव धर्मजः पुत्रः कामजानितरान्विदुः ॥ १०७ ॥**

જે પુત્રને વિશે પિતા પોતાનું પિતૃઋણ અર્પણ કરે છે અને જે પુત્ર વડે તે મોક્ષ ભોગવે છે, તે પુત્રજ ધર્મથી ઉપત્ન્ન થયો છે—બીજા પુત્રો તો કામથી ઉત્પન્ન થયેલા જાણવા. ૧૦૭

**पितेव पालयेत्पुत्राञ्ज्येष्ठो भ्रातॄन्यवीयसः ।**
**पुत्रवच्चापि वर्तेरञ्ज्येष्ठे भ्रातरि धर्मतः ॥ १०८ ॥**

મોટા ભાઈએ પિતાની જેમ નાના ભાઈઓનું પાલન કરવું અને નાના ભાઈઓએ મોટા ભાઈ તરફ પોતે તેના પુત્રો હોય તેમ વર્તવું. ૧૦૮

**ज्येष्ठः कुलं वर्धयति विनाशयति वा पुनः ।**
**ज्येष्ठः पूज्यतमो लोके ज्येष्ठः सद्भिरगर्हितः ॥ १०९ ॥**

જ્યેષ્ઠ પુત્રજ કુલ વધારે છે અને તેજ કુલનો નાશ પણ કરે છે. જ્યેષ્ઠ પુત્રજ લોકમાં પરમ પૂજ્ય હોય છે અને સત્પુરુષો તેની પ્રસંશા કરે છે. ૧૦૯

**यो ज्येष्ठो ज्येष्ठवृत्तिः स्यान्मातेव स पितेव सः ।**
**अज्येष्ठवृत्तिर्यस्तु स्यात्स संपूज्यस्तु बन्धुवत् ॥ ११० ॥**

જો મોટો ભાઈ મોટાભાઈ તરીકેનું ધર્મવર્તન રાખતો હોય, તો તે માતા અને પિતાના જેવા માનને લાયક છે. પરંતુ તે જો મોટાભાઇ તરીકેનું ધર્મવર્તન રાખતો ન હોય તો તેને સાધારણ બંધુ જેટલુંજ માન ઘટે. ૧૧૦

**एवं सह वसेयुर्वा पृथग्वा धर्मकाम्यया।**
**पृथग्विवर्धते धर्मस्तस्माद्धर्म्या पृथक्क्रिया॥ १११ ॥**

આમ, સૌ ભાઇઓએ તો સાથે રહેવું, અથવા ધર્મની ઇચ્છાથી જુદા જુદા રહેવું. જુદા રહેવાથી ધર્મક્રિયાની વૃદ્ધિ થાય છે, તેથી જુદા રહેવું એ ધર્મસમંત છે. ૧૧૧

**ज्येष्ठस्य विंश उद्धारः सर्वद्रव्याच्च यद्वरम्।**
**ततोऽर्धं मध्यमस्य स्यात्तुरीयं तु यवीयसः॥ ११२ ॥**

મોટા પુત્રને વારસાની સર્વ મિલકતમાંથી વીસમો ભાગ વધારાનો આપવો, તેમજ જે શ્રેષ્ઠ વસ્તુ હોય તો પણ તેને આપવી; વચલાને તેનો અર્ધ ભાગ એટલે મિલકતનો ચાળીસમો ભાગ વધારાનો આપવો; અને સૌથી નાનાને મોટાનો ચોથો ભાગ એટલે મિલકતનો એંશીમો ભાગ વધારાનો આપવો. ૧૧૨

**ज्येष्ठश्चैव कनिष्ठश्च संहरेतां यथोदितम्।**
**येऽन्ये ज्येष्ठकनिष्ठाभ्यां तेषां स्यान्मध्यमं धनम्॥ ११३ ॥**

મોટાએ તેમજ નાનાએ ઉપર કહ્યા પ્રમાણે પોતાના ભાગ લેવા. મોટા અને નાનાની વચ્ચે જે વચેટ ભાઈઓ હોય, તેઓ મધ્યમની જેમ ધનના ચાળીશમા ભાગના અધિકારી છે. ૧૧૩

**सर्वेषां धनजातानामाददीताग्र्यमग्रजः।**
**यच्च सातिशयं किंचिद्दशतश्चाप्नुयाद्वरम्॥ ११४ ॥**

સર્વ ધન–મિલકતમાં જે શ્રેષ્ઠ હોય, તે જ્યેષ્ઠ પુત્ર લે. તેમજ ગાય આદિ દશ પશુઓમાં જે ઉત્તમ હોય તે પણ તે લે. ૧૧૪

**उद्धारो न दशस्वस्ति संपन्नानां स्वकर्मसु।**
**यत्किंचिदेव देयं तु ज्यायसे मानवर्धनम्॥ ११५ ॥**

બધા ભાઇઓ પોતાનાં કર્મોમાં સમાન ગુણવાળા હોય, તો મોટા ભાઈને આ દશ પશુઓમાંથી વધારા તરીકે ન અપાય છતાં તેનું માન વધારવા સારુ તેને કંઇક તો દેવું જોઈએ.

**एवं समुद्धृतोद्धारे समानंशान्प्रकल्पयेत् ।**
**उद्धारेऽनुद्धृते त्वेषामियं स्यादंशकल्पना ॥ ११६ ॥**

આ પ્રમાણે વધારાનો ભાગ (ઉદ્ધાર) કાઢી લીધા પછી બાકી રહેલી મિલકત સમભાગે વહેંચી લેવી. પણ એ ઉદ્ધાર જુદો કાઢવામાં ન આવ્યો હોય તો નીચે પ્રમાણે ભાગ-વહેંચણ કરવી. ૧૧૬

**एकाधिकं हरेज्ज्येष्ठः पुत्रोऽध्यर्धं ततोऽनुजः ।**
**अंशमंशं यवीयांस इति धर्मो व्यवस्थितः ॥ ११७ ॥**

મોટાએ બે ભાગ લેવા, તેનાથી નાનાએ દોઢ ભાગ લેવો અને તેથી નાનાએ એક એક ભાગ લેવો—આવી ધર્મવ્યવસ્થા છે. ૧૧૭

**स्वेभ्योंऽशेभ्यस्तु कन्याभ्यः प्रदद्युर्भ्रातरः पृथक् ।**
**स्वात्स्वादंशाच्चतुर्भागं पतिताः स्युरदित्सवः ॥ ११८ ॥**

સૌ ભાઇઓ પોતપોતાના અલગ ભાગોમાંથી ચોથો ભાગ પોતાની કુંવારી બહેનોને આપે. જે ભાઈ પોતાના ભાગમાંથી આ ચોથો ભાગ આપવા ઇચ્છતો નથી, તે પતિત થાય છે. ૧૧૮

**अजाविकं सैकशफं न जातु विषमं भजेत् ।**
**अजाविकं तु विषमं ज्येष्ठस्यैव विधीयते ॥ ११९ ॥**

બકરાં, મેંઢાં ઈત્યાદિ એક ખરીવાળાં પશુઓ કદી અસરખી

સંખ્યામાં હોય, તો તેના ભાગ નહિ પાડવા, પણ તે વિષમ સંખ્યાનાં બકરાંમેંઢાં સૌથી મોટા ભાઈનેજ આપવાં. ૧૧૯

**यवीयाञ्ज्येष्ठभार्यायां पुत्रमुत्पादयेद्यदि ।**

**समस्तत्र विभागः स्यादिति धर्मो व्यवस्थितः ॥ १२० ॥**

નાનો ભાઈ જો મોટા ભાઈની પત્નીમાં નિયોગથી પુત્ર ઉત્પન્ન કરે, તો તે પુત્રને તેને ઉત્પન્ન કરનાર કાકાના જેટલો ભાગ મળે, એવી ધર્મમર્યાદા છે. ૧૨૦

**उपसर्जनं प्रधानस्य धर्मतो नोपपद्यते ।**

**पिता प्रधानं प्रजने तस्माद्धर्मेण तं भजेत् ॥ १२१ ॥**

(એ ક્ષેત્રજ પુત્રને) પ્રધાન (એવા પિતા)ના જેટલો ભાગ ધર્મ પ્રમાણે ઘટતો નથી. પુત્રોત્પત્તિમાં પિતાજ પ્રધાન છે. તેથી ક્ષેત્રજ પુત્ર ઉપર કહેલા ધર્મ પ્રમાણેજ ભાગ પામે.

**पुत्रः कनिष्ठो ज्येष्ठायां कनिष्ठायां च पूर्वजः ।**

**कथं तत्र विभागः स्यादिति चेत्संशयो भवेत् ॥ १२२ ॥**

પ્રથમની સ્ત્રીમાં જન્મેલો પુત્ર નાનો હોય અને પછીની સ્ત્રીમાં જન્મેલો પુત્ર મોટો હોય, તો તે વખતે સંશય થાય ત્યારે ભાગ કેવી રીતે પાડવો? ૧૨૨

**एकं वृषभमुद्धारं संहरेत स पूर्वजः ।**

**ततोऽपरेऽज्येष्ठवृषास्तदूनानां स्वमातृतः ॥ १२३ ॥**

પ્રથમ પત્નીમાં જન્મેલા પુત્રે એક શ્રેષ્ઠ બળદ વધારાનો લેવો અને તે પુત્રના તેજ માતાથી થયેલા બીજા નાના ભાઈઓએ સાધારણ બળદો લેવા. ૧૨૩

**ज्येष्ठस्तु जातो ज्येष्ठायां हरेद्वृषभषोडशाः ।**

**ततः स्वमातृतः शेषा भजेरन्निति धारणा ॥ १२४ ॥**

મોટી પત્નીમાં જન્મેલા જ્યેષ્ઠ પુત્રે એક બળદ અને પંદર ગાયો લેવી. બાકીના પુત્રોએ પોતાની બે માતાના અધિકાર પ્રમાણે મિલકતભાગ લેવા–એવો ધર્મનિર્ણય છે. ૧૨૪

**सदृशस्त्रीषु जातानां पुत्राणामविशेषतः ।**
**न मातृतो ज्यैष्ठ्यमस्ति जन्मतो ज्यैष्ठ्यमुच्यते ॥ १२५ ॥**

પણ સમાન જાતિની સ્ત્રીઓમાં જન્મેલા પુત્રોને માતાને હિસાબે મોટાપણું મળતું નથી. એ મોટાપણું તો તેમના જન્મક્રમ પ્રમાણે મળે છે. ૧૨૫

**जन्मज्येष्ठेन चाह्वानं सुब्रह्मण्यास्वपि स्मृतम् ।**
**यमयोश्चैव गर्भेषु जन्मतो ज्येष्ठता स्मृता ॥ १२६ ॥**

સુબ્રહ્મણ્ય મંત્રમાંય જન્મથી જ્યેષ્ઠના નામપૂર્વક આહ્‌વાન કહ્યું છે. જોડકાં બાળકોમાં જે પ્રથમ જન્મે છે તે જ્યેષ્ઠ કહેવાય છે. ૧૨૬

**अपुत्रोऽनेन विधिना सुतां कुर्वीत पुत्रिकाम् ।**
**यदपत्यं भवेदस्यां तन्मम स्यात्स्वधाकरम् ॥ १२७ ॥**

અપુત્રે આ વિધિએ પોતાની પુત્રીને પુત્રિકા કરવી–"આને વિશે જે બાલક જન્મે તે મારી શ્રાદ્ધાદિ ઉત્તરક્રિયા કરે.

[ **अभ्रातृकां प्रदास्यामि तुभ्यं कन्यामलंकृताम् ।**
**अस्यां यो जायते पुत्रः स मे पुत्रो भवेदिति ॥**

"ભાઈ વિનાની આ વિભૂષિત કન્યા હું તને આપું છું–તેને વિશે જે પુત્ર જન્મે તે મારો પુત્ર થાય."]

**अनेन तु विधानेन पुरा चक्रेऽथ पुत्रिकाः ।**
**विवृद्ध्यर्थं स्ववंशस्य स्वयं दक्षः प्रजापतिः ॥ १२८ ॥**

પૂર્વે દક્ષ પ્રજાપતિએ પોતે પોતાના વંશની વૃદ્ધિ માટે આ વિધાન પ્રમાણે પુત્રિકાઓ કરી હતી. ૧૨૮

**ददौ स दश धर्माय कश्यपाय त्रयोदश।**
**सोमाय राज्ञे सत्कृत्य प्रीतात्मा सप्तविंशतिम् ॥ १२९ ॥**

તેણે પ્રસન્નચિત્તે ધર્મને દશ, કશ્યપને તેર અને સોમ રાજાને સત્તાવીશ પુત્રીઓ આપી હતી. ૧૨૯

**यथैवात्मा तथा पुत्रः पुत्रेण दुहिता समा।**
**तस्यामात्मनि तिष्ठन्त्यां कथमन्यो धनं हरेत् ॥ १३० ॥**

જેવો પોતાનો આત્મા છે તેવો પોતાનો પુત્ર છે. પુત્રી પુત્ર સમાન છે. આમ આત્મરૂપ પુત્રી હોય ત્યાં બીજો કેમ કરીને ધન હરી શકે ? ૧૩૦

**मातुस्तु यौतकं यत्स्यात्कुमारीभाग एव सः।**
**दौहित्र एव च हरेदपुत्रस्याखिलं धनम् ॥ १३१ ॥**

મહિયરથી માતાને જે ધન મળ્યું હોય, તે દીકરીનાજ ભાગનું છે. દૌહિત્રજ અપુત્ર આજા (માનો બાપ) ના સમગ્ર ધનને લે. ૧૩૧

**दौहित्रो ह्यखिलं रिक्थमपुत्रस्य पितुर्हरेत्।**
**स एव दद्याद् द्वौ पिण्डो पित्रे मातामहाय च ॥ १३२ ॥**

એ દોહિતર અપુત્ર પિતાની સમગ્ર સંપત્તિ પણ મેળવે અને તે પિતાને તથા આજાને એક એક પિંડ આપે. ૧૩૨

**पौत्रदौहित्रयोर्लोके न विशेषोऽस्ति धर्मतः।**
**तयोर्हि मातापितरौ संभूतौ तस्य देहतः ॥ १३३ ॥**

પુત્રનો પુત્ર અને પુત્રીનો પુત્ર એ બેમાં આ લોકમાં ધર્મા-

નુસારે કોઈ વિશેષ નથી. તેમનાં માતપિતાના દેહ તે એક મૂળમાંથી બંધાયા છે. ૧૩૩

**पुत्रिकायां कृतायां तु यदि पुत्रोऽनुजायते।**
**समस्तत्र विभागः स्याज्ज्येष्ठता नास्ति हि स्त्रियाः॥ १३४॥**

પુત્રિકા કર્યા પછી જો પુત્રજન્મ થાય, તો પુત્ર અને દૌહિત્ર એ બેઉના સરખા ભાગ પડે—તેમાં જન્મદાત્રી સ્ત્રીઓનું મોટાપણું ન ગણાય. ૧૩૪

**अपुत्रायां मृतायां तु पुत्रिकायां कथंचन।**
**धनं तत्पुत्रिकाभर्ता हरेतैवाविचारयन्॥ १३५॥**

પુત્રિકા કરાયેલી પુત્રી જો કદી અપુત્ર મરી જાય, તો પુત્રિકાનો સ્વામી તેનું ધન વગરવિચારે લઈ લે. ૧૩૫

**अकृता वा कृता वापि यं विन्देत्सदृशात्सुतम्।**
**पौत्री मातामहस्तेन दद्यात् पिण्डं हरेद्धनम्॥ १३६॥**

પુત્રીને પુત્રિકા કરી હોય કે ન કરી હોય, તો પણ તે પુત્રીને સમાન જાતિના પતિથી જે પુત્ર થાય, તેથી માતામહ પૌત્રવાન થાય છે અને તે પુત્ર તેને પિંડ આપે તેમજ તેનું ધન લે.

**पुत्रेण लोकाञ्जयति पौत्रेणानन्त्यमश्नुते।**
**अथ पुत्रस्य पौत्रेण ब्रध्नस्याप्नोति विष्टपम्॥ १३७॥**

પુરુષ પુત્રથી સ્વર્ગલોક જીતે છે, પૌત્રથી ત્યાં અનંત સુખ ભોગવે છે અને પુત્રના પૌત્રથી તે સૂર્યલોકને પામે છે. ૧૩૭

**पुन्नाम्नो नरकाद्यस्मात्त्रायते पितरं सुतः।**
**तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा॥ १३८॥**

પુત્ર પિતાને 'પુમ્' નામના નરકથી ત્રાણ (રક્ષણ) કરે છે, તેથી સ્વયંભૂએ પોતેજ તેને 'પુત્ર' કહ્યો છે. ૧૩૮

पौत्रदौहित्रयोर्लोके विशेषो नोपपद्यते ।
दौहित्रोऽपि ह्यमुत्रैनं संतारयति पौत्रवत् ॥ १३९ ॥

લોકમાં પૌત્ર અને દૌહિત્ર એ બેમાં કોઈ વિશેષ નથી. દૌહિત્ર પણ પૌત્રની જેમ એ માતામહને પરલોકમાં તારે છે.

मातुः प्रथमतः पिण्डं निर्वपेत्पुत्रिकासुतः ।
द्वितीयं तु पितुस्तस्यास्तृतीयं तत्पितुः पितु ॥ १४० ॥

પુત્રિકાના પુત્રે પ્રથમ પિંડ માતાને આપવો, બીજો પિંડ માતામહને આપવો, અને ત્રીજો પ્રમાતામહને આપવો. ૧૪૦

उपपन्नो गुणैः सर्वैः पुत्रो यस्य तु दत्रिमः ।
स हरेतैव तद्रिक्थं संप्राप्तोऽप्यन्यगोत्रतः ॥ १४१ ॥

જે દત્તક પુત્ર સર્વ ગુણોથી યુક્ત હોય, તે અન્ય ગોત્રમાંથી આવ્યો હોવા છતાંય દત્તક લેનાર પિતાની સર્વ સંપત્તિ લે. ૧૪૧

गोत्ररिक्थे जनयितुर्न हरेद्दत्रिमः क्वचित् ।
गोत्ररिक्थानुगः पिण्डो व्यपैति ददतः स्वधा ॥ १४२ ॥

ખોળે ગયેલો પુત્ર કયારેય તેના જનક પિતાના ગોત્રને તથા મિલકતને ધારણ કરી શકે નહિ, કેમકે તે જેનાં ગોત્ર અને મિલકતને સ્વીકારે છે, તેનેજ તે પિંડદાન કરી શકે છે. જે પિતા પુત્રને દત્તક આપે છે, તેનો તેની પાસેથી શ્રાદ્ધ લેવાનો અધિકાર જતો રહે છે. ૧૪૨

अनियुक्तासुतश्चैव पुत्रिण्याप्तश्च देवरात् ।
उभौ तौ नार्हतो भागं जारजातककामजौ ॥ १४३ ॥

નિયોગ ન પામેલી સ્ત્રીનો પુત્ર, તેમજ પુત્રવતી સ્ત્રીએ

દિયરથી મેળવેલો પુત્ર—એ બેઉ મિલકતના ભાગના અધિકારી નથી. તેમાં પહેલો જારથી જન્મ્યો છે ને બીજો કામથી થયેલો છે.

**नियुक्तायामपि पुमान्नार्यां जातोऽविधानतः ।**
**नैवार्हः पैतृकं रिक्थं पतितोत्पादितो हि सः ॥ १४४ ॥**

નિયોગ પામેલી સ્ત્રીમાંય જે પુત્ર વિધિ (ઘી ચોપડવું વગેરે) વિના જન્મ પામ્યો હોય, તે બાપીકી મિલકતનો હક-દાર નથી; કેમકે તે પતિતથી જન્મ્યો છે. ૧૪૪

**हरेत्तत्र नियुक्तायां जातः पुत्रो यथौरसः ।**
**क्षेत्रिकस्य तु तद्बीजं धर्मतः प्रसवश्च सः ॥ १४५ ॥**

પણ નિયોગ પામેલી સ્ત્રીમાં જે પુત્ર વિધિપૂર્વક જન્મ પામે છે, તે ઔરસ પુત્ર સમાન છે. કારણકે તેમાં ક્ષેત્રસ્વામીનું બીજ છે. અને તે પુત્રોત્પત્તિ ધર્મયુક્ત છે. ૧૪૫

**धनं यो बिभृयात् भ्रातुर्मृतस्य स्त्रियमेव च ।**
**सोऽपत्यं भ्रातुरुत्पाद्य दद्यात्तस्यैव तद्धनम् ॥ १४६ ॥**

જે પુરુષ મરી ગયેલા ભાઈની સ્ત્રીનું પોષણ કરે અને તેનું ધન રક્ષે, તે તે સ્ત્રી વિશે નિયોગથી ભાઇનો પુત્ર ઉત્પન્ન કરે અને તેને તેનું ધન આપી દે. ૧૪૬

**या नियुक्ताऽन्यतः पुत्रं देवराद्वाऽप्यवाप्नुयात् ।**
**तं कामजमरिक्थीयं वृथोत्पन्नं प्रचक्षते ॥ १४७ ॥**

જે સ્ત્રી નિયોગની આજ્ઞા પામી હોય, તે જો કામવશતાથી દિયર કે કોઈ બીજા પુરુષથી પુત્ર મેળવે, તો શાસ્ત્રવેત્તાઓ તે પુત્રને કામજ મિલકતનો અનધિકારી અને વૃથા જન્મેલો કહે છે. ૧૪૭

**एतद्विधानं विज्ञेयं विभागस्यैकयोनिषु ।**
**बह्वीषु चैकजातानां नानास्त्रीषु निबोधत ॥ १४८ ॥**

એક જાતિની સ્ત્રીઓમાં એક પતિથી થયેલા પુત્રોના ભાગ વિશે આ વિધાન જાણવું. હવે વિવિધ જાતિની અનેક સ્ત્રીઓમાં એક પતિથી ઉત્પન્ન થયેલા પુત્રોના ભાગ વિશે સાંભળો.

**ब्राह्मणस्यानुपूर्व्येण चतस्रस्तु यदि स्त्रियः ।**
**तासां पुत्रेषु जातेषु विभागेऽयं विधिः स्मृतः ॥ १४९ ॥**

બ્રાહ્મણને જો અનુક્રમે ચારે વર્ણની સ્ત્રીઓ હોય, તો તેમને થયેલા પુત્રોના વિભાગ વિશે આ નીચેનો વિધિ કહ્યો છે.

**कीनाशो गोवृषो यानमलङ्कारश्च वेश्म च ।**
**विप्रस्यौद्धारिकं देयमेकांशश्च प्रधानतः ॥ १५० ॥**

ખેડૂત, ખૂંટ, વાહન, અલંકાર અને ઘર તેમજ અન્ય સંપત્તિ, એમાં જે ભાગ મોટો હોય તે બ્રાહ્મણીના પુત્રને વધારા તરીકે આપવો. ૧૫૦

**त्र्यंशं दायाद्धरेद्विप्रो द्वावंशौ क्षत्रियासुतः ।**
**वैश्याजः सार्धमेवांशमंशं शूद्रासुतो हरेत् ॥ १५१ ॥**

બ્રાહ્મણીના પુત્રે ત્રણ ભાગ, ક્ષત્રિયાણીના પુત્રે બે ભાગ, વૈશ્ય સ્ત્રીના પુત્રે દોઢ ભાગ અને શૂદ્રાના પુત્રે એક ભાગ એમ મિલકતના ભાગ લેવા. ૧૫૧

**सर्वं वा रिक्थजातं तद्दशधा परिकल्प्य च ।**
**धर्म्यं विभागं कुर्वीत विधिनाऽनेन धर्मवित् ॥ १५२ ॥**

અથવા આખી મિલકતના દશ ભાગ કલ્પવા; અને ધર્મજ્ઞ પુરુષે નીચેની વિધિએ ધર્માનુસાર ભાગો પાડવા. ૧૫૨

**चतुरोंऽशान्हरेद्विप्रस्त्रीनंशान्क्षत्रियासुतः ।**
**वैश्यापुत्रो हरेद्द्व्यंशमंशं शूद्रासुतो हरेत् ॥ १५३ ॥**

બ્રાહ્મણીનો પુત્ર ચાર ભાગ લે, ક્ષત્રાણીનો પુત્ર ત્રણ ભાગ લે, વૈશ્યાનો પુત્ર બે ભાગ લે અને શૂદ્રાનો પુત્ર એક ભાગ લે.

**यद्यपि स्यात्तु सत्पुत्रोऽप्यसत्पुत्रोऽपि वा भवेत् ।**
**नाधिकं दशमाद्द्याच्छूद्रापुत्राय धर्मतः ॥ १५४ ॥**

બ્રાહ્મણને દ્વિજાતિ સ્ત્રીઓથી પુત્ર હોય કે ન હોય, તો પણ શૂદ્રાના પુત્રને ધર્મપૂર્વક દશમા ભાગથી વિશેષ અપાય નહિ.

**ब्राह्मणक्षत्रियविशां शूद्रापुत्रो न रिक्थभाक् ।**
**यदेवास्य पिता दद्यात्तदेवास्य धनं भवेत् ॥ १५५ ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને શૂદ્રાથી જે પુત્ર થાય તે મિલકતનો ભાગિયો થતો નથી. પિતા પોતાની ઇચ્છાથી તેને જે આપે તેજ તેનું ધન હોય છે. ૧૫૫

**समवर्णासु ये जाताः सर्वे पुत्रा द्विजन्मनाम् ।**
**उद्धारं ज्यायसे दत्त्वा भजेरन्नितरे समम् ॥ १५६ ॥**

દ્વિજોને સમાન જાતિની સ્ત્રીઓમાં જે પુત્રો જન્મ્યા હોય, તેમાં સૌએ મોટા ભાઈને અમુક ઉત્તમ ભાગ કાઢી આપી, બાકીની મિલકત સરખે ભાગે વહેંચી લેવી. ૧૫૬

**शूद्रस्य तु सवर्णैव नान्या भार्या विधीयते ।**
**तस्यां जाताः समांशाः स्युर्यदि पुत्रशतं भवेत् ॥ १५७ ॥**

શૂદ્રે તો સવર્ણા સ્ત્રીનેજ પરણવાનું છે. એને માટે બીજા વર્ણની પત્નીનું વિધાન નથી. તે શૂદ્રામાં તેને સો પુત્રો થાય તો પણ તે સૌને સરખો હિસ્સો મળે. ૧૫૭

पुत्रान्द्वादश यानाह नृणां स्वायंभुवो मनुः ।
तेषां षड्बन्धुदायादाः षडदायादबान्धवाः ॥ १५८ ॥

સ્વાયંભુવ મનુએ મનુષ્યોના જે બાર જાતના પુત્રો કહ્યા છે, તેમાં પહેલા ૭ બાંધવો દાયાદો (વારસાના અધિકારી) છે, તો પાછલા ૭ બાંધવો અદાયાદો (વારસાના અનધિકારી) છે.

औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिम एव च ।
गूढोत्पन्नोऽपविद्धश्च दायादा बान्धवाश्च षट् ॥ १५९ ॥

ઔરસ, ક્ષેત્રજ, દત્તક, કૃત્રિમ, ગૂઢોત્પન્ન અને અપવિદ્ધ એ ૭ બાંધવો દાયાદો છે. ૧૫૯

कानीनश्च सहोढश्च क्रीतः पौनर्भवस्तथा ।
स्वयंदत्तश्च शौद्रश्च षडदायादबान्धवाः ॥ १६० ॥

કાનીન, સહોઢ, ક્રીત, પૌનર્ભવ, સ્વયંદત્ત અને શૌદ્ર એ ૭ બાંધવો અદાયાદો છે. ૧૬૦

यादृशं फलमाप्नोति कुप्लवैः संतरञ्जलम् ।
तादृशं फलमाप्नोतिः कुपुत्रैः संतरंस्तमः ॥ १६१ ॥

તૂટેલી હોડીઓથી જલને તરતો માણસ જેવું ફલ પામે છે, તેવું ફલ કુપુત્રોથી તમસ (સંસાર)ને પાર કરતો માણસ મેળવે છે. ૧૬૧

यद्येकरिक्थिनौ स्यातामौरसक्षेत्रजौ सुतौ ।
यस्य यत्पैतृकं रिक्थं स तद्गृह्णीत नेतरः ॥ १६२ ॥

જો એક મિલકતમાં ઔરસ અને ક્ષેત્રજ એમ બે પુત્રો હોય, તો તે મિલકત જેના પિતાની હોય તે તે મિલકતને લે; બીજો ક્ષેત્રજ પુત્ર એ ન લે. ૧૬૨

**एक एवौरसः पुत्रः पित्र्यस्य वसुनः प्रभुः ।**
**शेषाणामानृशंस्यार्थं प्रदद्यात्तु प्रजीवनम् ॥ १६३ ॥**

પિતાની ધનસંપત્તિનો સ્વામી એક ઔરસ પુત્રજ હોય, પરંતુ ક્ષેત્રજ આદિ બાકીના પુત્રોને તો તેણે દયા કરીને આજીવિકા પૂરતું આપવાનું હોય. ૧૬૩

**षष्ठं तु क्षेत्रजस्यांशं प्रदद्यात्पैतृकाद्धनात् ।**
**औरसो विभजन्दायं पित्र्यं पञ्चममेव वा ॥ १६४ ॥**

ઔરસ પુત્રે બાપીકા વારસાનો ભાગ પાડતાં પિતાના ધનમાંથી ક્ષેત્રજ પુત્રને છઠ્ઠો કે પાંચમો ભાગ આપવો. ૧૬૪

**औरसक्षेत्रजौ पुत्रौ पितृरिक्थस्य भागिनौ ।**
**दशापरे तु क्रमशो गोत्ररिक्थांशभागिनः ॥ १६५ ॥**

ઔરસ અને ક્ષેત્રજ એ બેઉ પુત્રો બાપીકી મિલકતના ભાગિયા છે. બીજા દશ પ્રકારના પુત્રો તો અનુક્રમે ગોત્ર અને મિલકતના અંશભાગી છે. ૧૬૫

**स्वक्षेत्रे संस्कृतायां तु स्वयमुत्पादयेद्धि यम् ।**
**तमौरसं विजानीयात्पुत्रं प्रथमकल्पितम् ॥ १६६ ॥**

સંસ્કારપૂર્વક પરણેલી સવર્ણા સ્વપત્નીમાં પોતે જે પુત્રને ઉત્પન્ન કરે, તેને પ્રથમ કહેલો ઔરસ પુત્ર જાણવો. ૧૬૬

**यस्तल्पजः प्रमीतस्य क्लीबस्य व्याधितस्य वा ।**
**स्वधर्मेण नियुक्तायां स पुत्रः क्षेत्रजः स्मृतः ॥ १६७ ॥**

જેનો સ્વામી મરી ગયો હોય, નપુંસક હોય અથવા રોગી હોય, તે સ્ત્રીમાં ધર્માનુસાર નિયોગથી જે પુત્ર થાય તે ક્ષેત્રજ પુત્ર કહેવાય છે. ૧૬૭

**माता पिता वा दद्यातां यमद्भिः पुत्रमापदि ।**
**सदृशं प्रीतिसंयुक्तं स ज्ञेयो दत्रिमः सुतः ॥ १६८ ॥**

આપત્કાલે માતાપિતા પોતાની જાતિવાળાને પ્રસન્નતાપૂર્વક અને પાણીના સંકલ્પ સાથે જે પુત્રનું દાન આપે, તે દત્રિમ (દત્તક) પુત્ર જાણવો. ૧૬૮

**सदृशं तु प्रकुर्याद्यं गुणदोषविचक्षणम् ।**
**पुत्रं पुत्रगुणैर्युक्तं स विज्ञेयश्च कृत्रिमः ॥ १६९ ॥**

પોતાની જાતના, ગુણદોષને જાણનારા અને પુત્રના ગુણોથી યુક્ત એવા જે પુત્રને માણસ પોતાનો પુત્ર કરી રાખે તેને કૃત્રિમ પુત્ર જાણવો. ૧૬૯

**उत्पद्यते गृहे यस्य न च ज्ञायेत कस्य सः ।**
**स गृहे गूढ उत्पन्नस्तस्य स्याद्यस्य तल्पजः ॥ १७० ॥**

કોઈના ઘરમાં અમુક સ્ત્રીને એક પુત્ર જન્મે અને તે પુત્ર સજાતીય હોવા છતાં તે કોનો છે એની ભાળ ન મળે, તો ઘરમાં જેની સ્ત્રીને એ જન્મ્યો હોય, તેનો એ ગૂઢોત્પન્ન પુત્ર કહેવાય. ૧૭૦

**मातापितृभ्यामुत्सृष्टं तयोरन्यतरेण वा ।**
**यं पुत्रं परिगृह्णियादपविद्धः स उच्यते ॥ १७१ ॥**

માતાપિતાએ અથવા તેમનામાંના એકે કોઈ પુત્રને તજી દીધો હોય અને બીજો કોઈ પુરુષ તેને સ્વીકારી લે, તો તે પુત્ર તેને સ્વીકારનારનો અપવિદ્ધ પુત્ર કહેવાય. ૧૭૧

**पितृवेश्मनि कन्या तु यं पुत्रं जनयेद्रहः ।**
**तं कानीनं वदेन्नाम्ना वोढुः कन्यासमुद्भवम् ॥ १७२ ॥**

જો કન્યા પિતાને ઘેર એકાંતમાં કોઈ પુત્રને જન્મ આપે છે, તો કન્યાને થયેલા એ પુત્રને 'કાનીન' નામે ઓળખવામાં આવે છે અને એ તે કન્યાને પરણનારનો પુત્ર ગણાય છે. ૧૭૨

**या गर्भिणी संस्क्रियते ज्ञाताज्ञातापि वा सती ।**
**वोढुः स गर्भो भवति सहोढ इति चोच्यते ॥ १७३ ॥**

ગર્ભવતી તરીકે જાણીતી કે અજાણીતી એવી કોઈ સ્ત્રીનો વિવાહ–સંસ્કાર થાય, તો તેનો તે ગર્ભ તે સ્ત્રીને પરણનાર પતિનો થાય અને તે સહોઢ પુત્ર કહેવાય. ૧૭૩

**क्रीणीयाद्यस्त्वपत्यार्थं मातापित्रोर्यमन्तिकात् ।**
**स क्रीतकः सुतस्तस्य सदृशोऽसदृशोऽपि वा ॥ १७४ ॥**

પુત્ર દાખલ જે સજાતિ કે પરજાતિ પુત્રને તેનાં માતા-પિતા પાસેથી વેચાતો લેવામાં આવે તો તે ક્રીતક પુત્ર કહેવાય છે. ૧૭૪

**या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ।**
**उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥ १७५ ॥**

પતિથી ત્યજાયેલી અથવા વિધવા થયેલી સ્ત્રી સ્વેચ્છાપૂર્વક પુનર્લગ્ન કરી જે પુત્રને જન્મ આપે, તે પુત્ર પૌનર્ભવ કહેવાય છે. ૧૭૫

**सा चेदक्षतयोनिः स्याद्गतप्रत्यागताऽपि वा ।**
**पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति ॥ १७६ ॥**

તે સ્ત્રી જો અક્ષતયોનિ હોય તો પુનર્લગ્ન કરનાર પતિ સાથે તે ફરી વિવાહસંસ્કારને યોગ્ય છે. તે જો એક પતિને છોડીને બીજા પાસે ગઈ હોય અને પાછી મૂળ પતિ પાસે આવી હોય, તો મૂળ પતિ સાથે તે ફરી વિવાહસંસ્કાર કરવાને યોગ્ય છે.

मातापितृविहीनो यस्त्यक्तो वा स्यादकारणात् ।
आत्मानं स्पर्शयेद्यस्मै स्वयंदत्तस्तु स स्मृतः ॥ १७७ ॥

જે પુત્ર માતપિતાથી વિહીન હોય અથવા જે વગરકારણે ત્યજાયેલો હોય, તે પુત્ર પોતે જ પોતાને કોઇને અર્પિત કરે તો તેને સ્વયંદત્ત પુત્ર કહ્યો છે. ૧૭૭

यं ब्राह्मणस्तु शूद्रायां कामादुत्पादयेत्सुतम् ।
स पारयन्नेव शवस्तस्मात्पारशवः स्मृतः ॥ १७८ ॥

બ્રાહ્મણ કામને વશ થઇ વિવાહિત શૂદ્રાને વિશે જે પુત્ર પેદા કરે, તે જીવતાં છતાં મૂઆ જેવો છે, તેને 'પારશવ' કહે છે.

दास्यां वा दासदास्यां वा यः शूद्रस्य सुतो भवेत् ।
सोऽनुज्ञातो हरेदंशमिति धर्मो व्यवस्थितः ॥ १७९ ॥

દાસીમાં કે દાસની સ્રીમાં શૂદ્રનો જે પુત્ર જન્મે, તે પિતાની આજ્ઞાથી પોતાનો મિલકતભાગ લે, એવી ધર્મવ્યવસ્થા છે. ૧૭૯

क्षेत्रजादीन्सुतानेतानेकादश यथोदितान् ।
पुत्रप्रतिनिधीनाहुः क्रियालोपान्मनीषिणः ॥ १८० ॥

ક્ષેત્રજ આદિ જે આ અગિયાર પુત્રો કહ્યા છે, તેમને વિદ્વાનોએ શ્રાદ્ધાદિ ક્રિયાઓનો લોપ ન થાય તેટલા સારુ પુત્રના પ્રતિનિધિરૂપ ગણ્યા છે. ૧૮૦

य एतेऽभिहिताः पुत्राः प्रसङ्गादन्यबीजजाः ।
यस्य ते बीजतो जातास्तस्य ते नेतरस्य तु ॥ १८१ ॥

આ પ્રસંગે, અન્યના બીજથી જન્મેલા જે પુત્રોનું વર્ણન કર્યું છે, તે જેના બીજથી જન્મ્યા હોય તેનાજ પુત્રો છે, બીજાના નથીજ. ૧૮૧

**भ्रातृणामेकजातानामेकश्चेत्पुत्रवान्भवेत् ।**
**सर्वांस्तांस्तेन पुत्रेण पुत्रिणो मनुरब्रवीत् ॥ १८२ ॥**

એક ઉદરમાં પાકેલા ભાઇઓમાં જો એકજ પુત્રવાન હોય, તો તે એક પુત્રથી સર્વ ભાઇઓ પુત્રવાન છે, એમ મનુએ કહ્યું છે. ૧૮૨

**सर्वासामेकपत्नीनामेका चेत्पुत्रिणी भवेत् ।**
**सर्वास्तास्तेन पुत्रेण प्राह पुत्रवतीर्मनुः ॥ १८३ ॥**

ઘણી પત્નીઓમાં જો એકજ પત્ની પુત્રવતી હોય, તો તે પુત્રથી તે સર્વ પત્નીઓ પુત્રવતી છે, એમ મનુએ કહ્યું છે.

**श्रेयसः श्रेयसोऽलाभे पापीयान्रिक्थमर्हति ।**
**बहवश्चेत्तु सदृशाः सर्वे रिक्थस्य भागिनः ॥ १८४ ॥**

શ્રેષ્ઠ શ્રેષ્ઠ પુત્રના અભાવમાં ઊતરતા ઊતરતા પુત્ર વારસાના અધિકારી છે. પણ ઘણા પુત્રો એકસરખા હોય તો તે સર્વ મિલકતના સરખા ભાગિયા થાય. ૧૮૪

**न भ्रातरो न पितरः पुत्रा रिक्थहराः पितुः ।**
**पिता हरेदपुत्रस्य रिक्थं भ्रातर एव च ॥ १८५ ॥**

પુત્રોજ પિતાની સંપત્તિના અધિકારી છે, ભાઇઓ કે બીજા પિતૃપક્ષીઓ નથી. પણ અપુત્રની મિલકત તેનો પિતા અને તેના ભાઇઓ લે. ૧૮૫

**त्रयाणामुदकं कार्यं त्रिषु पिण्डः प्रवर्तते ।**
**चतुर्थः संप्रदातैषां पञ्चमो नोपपद्यते ॥ १८६ ॥**

પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણને જલદાન અને પિંડદાન અપાય છે. ચોથો તે પિંડ આપનારો હોય છે. આમાં પાંચમાનો કોઇ સંબંધ હોતો નથી. ૧૮૬

[ असुतास्तु पितुः पत्न्यः समानांशाः प्रकीर्तिताः ।
पितामह्यश्च ताः सर्वा मातृकल्पाः प्रकीर्तिताः ॥
સંતતિવિનાની પિતાની બીજી પત્નીઓ પણ સમાન ભાગીદાર છે. તે સૌ પિતામહીઓ છે અને તેમને માતાના જેટલા અધિકારવાળી કહી છે. ]

अनन्तरः सपिण्डाद्यस्तस्य दस्य धनं भवेत् ।
अत ऊर्ध्वं सकुल्यः स्यादाचार्यः शिष्य एव वा ॥१८७॥
જે સપિંડીઓમાં નિકટના સંબંધી હોય, તે સર્વથી પહેલા વારસના અધિકારી છે. તે ન હોય તો કુળનો પુરુષ વારસ થાય છે. તેના અભાવે આચાર્ય અને આચાર્ય ન હોય તો શિષ્ય એમ વારસદાર થાય છે. ૧૮૭

सर्वेषामप्यभावे तु ब्राह्मणा रिक्थभागिनः ।
त्रैविद्याः शुचयो दान्तास्तथा धर्मो न हीयते ॥ १८८ ॥
ઉપરના સૌના અભાવે, બ્રાહ્મણો મિલકતના હકદાર થાય. તેઓ ત્રણ વેદોને જાણનારા, પવિત્ર અને જિતેન્દ્રિય હોય, તો શ્રાદ્ધાદિક ધર્મનો નાશ થતો નથી. ૧૮૮

अहार्यं ब्राह्मणद्रव्यं राज्ञा नित्यमिति स्थितिः ।
इतरेषां तु वर्णानां सर्वाभावे हरेन्नृपः ॥ १८९ ॥
પુત્રહીન બ્રાહ્મણનું ધન રાજાએ કદીય લેવું નહિ; આવી ધર્મની નિત્ય મર્યાદા છે. બીજી વર્ણોમાં કોઇને વારસ ન હોય, તો તેનું ધન રાજાએ લઇ લેવું. ૧૮૯

संस्थितस्यानपत्यस्य सगोत्रात्पुत्रमाहरेत् ।
तत्र यद्रिक्थजातं स्यात्तत्तस्मिन्प्रतिपादयेत् ॥ १९० ॥

કોઈ અપુત્ર મરી જાય, તો તેના ગોત્રમાંથી એક પુત્ર લેવો અને મરનારનું જે ધન હોય તે તેને સુપરત કરવું. ૧૯૦

**द्वौ तु यौ विवदेयातां द्वाभ्यां जातौ स्त्रिया धने।**
**तयोर्यद्यस्य पित्र्यं स्यात्तत्स गृह्णीत नेतरः ॥ १९१ ॥**

એક સ્ત્રીમાં બે પુરુષોથી થયેલા બે પુત્રો જો મિલકત વિશે ઝગડો કરે, તો તે ધન જેના પિતાનું હોય તે તે ધનને લે; બીજો પુત્ર તે ન લે. ૧૯૧

**जनन्यां संस्थितायां तु समं सर्वे सहोदराः।**
**भजेरन्मातृकं रिक्थं भगिन्यश्च सनाभयः ॥ १९२ ॥**

માતા ગુજરી જતાં, સર્વ સગા ભાઇઓએ તથા બહેનોએ માતાની મિલકત સરખે ભાગે વહેંચી લેવી. ૧૯૨

**यास्तासां स्युर्दुहितरस्तासामपि यथार्हतः।**
**मातामह्या धनात्किञ्चित्प्रदेयं प्रीतिपूर्वकम् ॥ १९३ ॥**

તે બહેનોને જે દીકરીઓ હોય, તેમને પણ યોગ્યતા પ્રમાણે આજી( માની મા )ના ધનમાંથી કંઈક પ્રીતિપૂર્વક આપવું.

**अध्यग्न्यध्यावाहनिकं दत्तं च प्रीतिकर्मणि।**
**भ्रातृमातृपितृप्राप्तं षड्विधं स्त्रीधनं स्मृतम् ॥ १९४ ॥**

અધ્યગ્નિ ( વિવાહ વખતે અગ્નિ સમક્ષ પિતા આદિએ આપેલું ) ધન, અધ્યાવાહનિક ( લગ્ન પછી સાસરે જતી વખતે મળેલું ) ધન, પ્રીતિપૂર્વક આપવામાં આપેલું ધન, ભાઈ તરફથી, માતા તરફથી અને પિતા તરફથી મળેલું ધન—એમ છ પ્રકારનું સ્ત્રીધન કહ્યું છે. ૧૯૪

**अन्वाधेयं च यद्दत्तं पत्या प्रीतेन चैव यत् ।**
**पत्यौ जीवति वृत्तायाः प्रजायास्तद्धनं भवेत् ॥ १९५ ॥**

અન્વાધેય (વિવાહ પછી પિયરિયાં કે સાસરિયાં તરફથી મળેલું) ધન તથા પતિએ પ્રીતિપૂર્વક આપેલું ધન, એ પત્ની પતિના છતાં ગુજરી જાય તો તે સ્ત્રીની પ્રજાનું થાય. ૧૯૫

**ब्राह्मदैवार्षगान्धर्वप्राजापत्येषु यद्वसु ।**
**अप्रजायामतीतायां भर्तुरेव तदिष्यते ॥ १९६ ॥**

બ્રાહ્મ, દૈવ, આર્ષ, ગાન્ધર્વ અને પ્રાજાપત્ય વિવાહોમાં સ્ત્રીને જે ધન મળ્યું હોય, તે તે સ્ત્રી સંતાનરહિત ગુજરી જાય તો તેના સ્વામીનું જાણવું. ૧૯૬

**यत्त्वस्याः स्याद्धनं दत्तं विवाहेष्वासुरादिषु ।**
**अप्रजायामतीतायां मातापित्रोस्तदिष्यते ॥ १९७ ॥**

પણ, આસુરાદિ વિવાહોમાં સ્ત્રીને જે ધન મળ્યું હોય, તે તે સ્ત્રી નિઃસંતાન મરી જાય, તો તેનાં માતાપિતાનું ગણાય.

**स्त्रियां तु यद्भवेद्वित्तं पित्रा दत्तं कथंचन ।**
**ब्राह्मणी तद्धरेत्कन्या तदपत्यस्य वा भवेत् ॥ १९८ ॥**

(બ્રાહ્મણને બ્રાહ્મણી ઉપરાંત બીજી જે સ્ત્રીઓ હોય, તે નિઃસંતાન મરણ પામે, તો તે) સ્ત્રીઓને પિતાએ આપેલું જે કંઇ ધન હોય, તે ધન બ્રાહ્મણીની કન્યાને મળે અથવા તેના પુત્રને મળે. ૧૯૮

**न निर्हारं स्त्रियः कुर्युः कुटुम्बाद्बहुमध्यगात् ।**
**स्वकादपि च वित्ताद्धि स्वस्य भर्तुरनाज्ञया ॥ १९९ ॥**

વિશાળ કુટુંબના મઝિયારા ધનમાંથી સ્ત્રીઓએ ધનસંચય

નહિ કરવો, તેમ પોતાના ધનમાંથીય પોતાના પતિની આજ્ઞા વિના કંઇ ઘરેણાંગાઠાં ન કરાવવાં. ૧૯૯

पत्यौ जीवति यः स्त्रीभिरलङ्कारो धृतो भवेत् ।
न तं भजेरन्दायादा भजमानाः पतन्ति ते ॥ २०० ॥

સ્ત્રીઓ પતિના જીવતાં જે અલંકારો પહેરતી હોય, તે વારસદારોએ ઉતરાવી લેવાં નહિ; તેમ કરનારાઓ પતિત થાય છે. ૨૦૦

अनंशौ क्लीबपतितौ जात्यन्धबधिरौ तथा ।
उन्मत्तजडमूकाश्च ये च केचिन्निरिन्द्रियाः ॥ २०१ ॥

નપુંસક, પતિત, જન્માંધ, બહેરો, ગાંડો, બેવકૂફ, મૂંગો અને જે નિરિન્દ્રિય હોય, તે સૌ પિતાની મિલકતના વારસ થઈ શકતા નથી. ૨૦૧

सर्वेषामपि तु न्याय्यं दातुं शक्त्या मनीषिणा ।
ग्रासाच्छादनमत्यन्तं पतितो ह्यददद्भवेत् ॥ २०२ ॥

પરંતુ વિદ્વાને યથાશક્તિ અને યથાન્યાય એ સૌને જીવતાં સુધી ખાનપાન અને વસ્ત્રાદિ આપવાં. તે નહિ આપનારો પતિત થાય છે. ૨૦૨

यद्यर्थिता तु दारैः स्यात्क्लीबादीनां कथंचन ।
तेषामुत्पन्नतन्तूनामपत्यं दायमर्हति ॥ २०३ ॥

જો નપુંસક આદિ કેમેય પત્ની કરવા ઇચ્છે, તો તેમને થયેલા ક્ષેત્રજ પુત્રના પુત્રને વારસાનો હક રહે. ૨૦૩

यत्किंचित्पितरि प्रेते धनं ज्येष्ठोऽधिगच्छति ।
भागो यवीयसां तत्र यदि विद्यानुपालितः ॥ २०४ ॥

પિતા પરલોકવાસી થતાં મોટો ભાઇ જે કંઈ ધન પામે, તેમાં નાના ભાઇઓનો ભાગ હોય; સિવાય કે, તે નાના ભાઈઓ વિદ્યાભ્યાસી હોય. ૨૦૪

**अविद्यानां तु सर्वेषामीहातश्चेद्धनं भवेत्।**
**समस्तत्र विभागः स्यादपित्र्य इति धारणा ॥ २०५ ॥**

પણ સૌ અવિદ્વાન ભાઇઓનું તે આગમચનું જો ધન હોય, તો બાપુકું ધન બાદ રાખી તે ધનના સરખા ભાગ પડાય એમ શાસ્ત્રમર્યાદા છે. ૨૦૫

**विद्याधनं तु यद्यस्य तत्तस्यैव धनं भवेत्।**
**मैत्र्यमौद्वाहिकं चैव माधुपर्किकमेव च ॥ २०६ ॥**

વિદ્યા, મૈત્રી, વિવાહ અને મધુપર્ક એ અંગે મળેલું ધન તે જેને મળ્યું હોય તેનું જ થાય. ૨૦૬

**भ्रातृणां यस्तु नेहेत धनं शक्तः स्वकर्मणा।**
**स निर्भाज्यः स्वकादंशात्किंचिद्दत्वोपजीवनम् ॥२०७॥**

પુરુષાર્થથી સમર્થ એવો જે ભાઈ ભાઇઓના ધનની ઇચ્છા ન કરે, તેને તેના પોતાના ભાગમાંથી આજીવિકા પૂરતું કંઇક કાઢી આપી અલગ થવા દેવો. ૨૦૭

**अनुपघ्नन् पितृद्रव्यं श्रमेण यदुपार्जितम्।**
**स्वयमीहितलब्धं तन्नाकामो दातुमर्हति ॥ २०८ ॥**

પિતાના દ્રવ્યને હાનિ પહોંચાડ્યા વિના જેણે પોતાના શ્રમથી કંઈ કમાઈ કરી હોય, તે જો પોતે ઇચ્છતો ન હોય તો પોતાનું રળેલું એ ધન ભાઈઓને ન પણ આપે. ૨૦૮

**पैतृकं तु पिता द्रव्यमनवाप्तं यदाप्नुयात्।**
**न तत्पुत्रैर्भजेत्सार्धमकामः स्वयमर्जितम् ॥ २०९ ॥**

ન મળી શકેલી વડવાની મિલકતને કદી પિતા પ્રાપ્ત કરે, ત્યારે તે ઈચ્છતો ન હોય તો તે મિલકત પુત્રોમાં ન પણ વહેંચે. કેમકે, એ તો એણે પોતેજ મેળવેલી છે. ૨૦૯

**विभक्ताः सह जीवन्तो विभजेरन्पुनर्यदि ।**
**समस्तत्र विभागः स्याज्ज्यैष्ठ्यं तत्र न विद्यते ॥ २१० ॥**

એકવાર ભાગ વહેંચી જુદા રહેનારાઓ ફરી ભેગા રહી પાછા ભાગ વહેંચે, તો વહેંચણ સરખે ભાગે થાય. તેમાં જ્યેષ્ઠત્વ હોતું નથી. ૨૧૦

**येषां ज्येष्ठः कनिष्ठो वा हीयेतांशप्रदानतः ।**
**म्रियेतान्यतरो वापि तस्य भागो न लुप्यते ॥ २११ ॥**

ભાઈઓમાં મોટો કે નાનો ભાઈ ભાગની વહેંચણ વખતે મરી જાય કે સંન્યાસ વગેરે કારણે છૂટો પડે, તોપણ તેનો ભાગ લોપ પામતો નથી. ૨૧૧

**सोदर्या विभजेरंस्तं समेत्य सहिताः समम् ।**
**भ्रातरो ये च संसृष्टा भगिन्यश्च सनाभयः ॥ २१२ ॥**

પણ સગા ભાઇઓ અને સગી બહેનો એકઠાં મળીને તેનો તે ભાગ સરખે હિસ્સે વહેંચી લે. ૨૧૨

**यो ज्येष्ठो विनिकुर्वीत लोभाद्भ्रातॄन्यवीयसः ।**
**सोऽज्येष्ठः स्यादभागश्च नियन्तव्यश्च राजभिः ॥ २१३ ॥**

જે મોટો ભાઈ લોભ કરીને નાના ભાઇઓને છેતરે, તે મોટા ભાઈના માનને લાયક રહેતો નથી, તેમ તેને મોટા ભાઈ તરીકેનો ભાગ પણ ઘટતો નથી. રાજાએ તેને દંડ કરવો ઘટે છે.

**सर्व एव विकर्मस्था नार्हन्ति भ्रातरो धनम् ।**
**न चादत्त्वा कनिष्ठेभ्यो ज्येष्ठः कुर्वीत यौतकम् ॥ २१४ ॥**

આડે રસ્તે ચડેલા સર્વ ભાઇઓને પિતાના ધનનો અધિકાર રહેતો નથી. તેમજ મોટા ભાઈએ પણ નાના ભાઇઓને તેમનો ભાગ આપ્યા વિના પોતીકી થાપણ ન કરવી. ૨૧૪

**भ्रातॄणामविभक्तानां यद्युत्थानं भवेत्सह ।**
**न पुत्रभागं विषमं पिता दद्यात्कथंचन ॥ २१५ ॥**

ભેગા રહેતા ભાઇઓની જો સાથે વ્યાપારઆદિ વૃદ્ધિ થાય, તો પિતાએ પુત્રોને ક્યારેય અસમાન ભાગ ન આપવા. ૨૧૫

**ऊर्ध्वं विभागाज्जातस्तु पित्र्यमेव हरेद्धनम् ।**
**संसृष्टास्तेन वा ये स्युर्विभजेत स तैः सह ॥ २१६ ॥**

ભાગ વહેંચાયા પછી જન્મેલો પુત્ર પિતાની મિલકતનો ભાગ લેજ. અથવા, જે ભાઈઓ તેની સાથે રહેતા હોય તેમની સાથે તે મિલકત સરખે ભાગે વહેંચાતી લે. ૨૧૬

**अनपत्यस्य पुत्रस्य माता दायमवाप्नुयात् ।**
**मातर्यपि च वृत्तायां पितुर्माता हरेद्धनम् ॥ २१७ ॥**

અપુત્ર મરી ગયેલા પુત્રનો ભાગ તેની માતા પામે. માતા પણ ગુજરી ગઈ હોય, તો પિતાની માતા તે ધનની વારસ થાય.

**ऋणे धने च सर्वस्मिन्प्रविभक्ते यथाविधि ।**
**पश्चाद्दृश्येत यत्किञ्चित्तत्सर्वं समतां नयेत् ॥ २१८ ॥**

બધું લેણુંદેણું યથાવિધિ વહેંચાઈ ગયા પછી કંઇ ધન-મિલકતની જાણ થાય, તો તે સરખે ભાગે વહેંચી લેવી. ૨૧૮

वस्त्रं पत्रमलङ्कारं कृतान्नमुदकं स्त्रियः ।
योगक्षेमं प्रचारं च न विभाज्यं प्रचक्षते ॥ २१९ ॥

વસ્ત્ર, વાહન, અલંકાર, પકવાન્ન, કૂવા, દાસી, મંત્રી, પુરોહિત, છત્ર, ચામર અને ઘરનો પ્રવેશમાર્ગ, એટલાના ભાગ ન પડાય, એમ કહ્યું છે. ૨૧૯

अयमुक्तो विभागो वः पुत्राणां च क्रियाविधिः ।
क्रमशः क्षेत्रजादीनां द्यूतधर्मं निबोधत ॥ २२० ॥

આ તમને ક્ષેત્રજ આદિ પુત્રોના વારસા વિશે તેમજ તેમની ક્રિયાવિધિ વિશે અનુક્રમે કહ્યું. હવે જુગાર સંબંધી વ્યવસ્થા સાંભળો. ૨૨૦

જુગાર બંધ કરવો—

द्यूतं समाह्वयं चैव राजा राष्ट्रान्निवारयेत् ।
राजान्तकरणावेतौ द्वौ दोषौ पृथिवीक्षिताम् ॥ २२१ ॥

રાજાએ દ્યૂત અને સમાહ્વય એ બંનેને દેશમાંથી દૂર કરવાં. કેમકે, પૃથ્વીપતિના એ બન્ને દોષો તેના રાજ્યનો નાશ કરનારા છે. ૨૨૧

प्रकाशमेतत्तास्कर्यं यद्देवनसमाह्वयौ ।
तयोर्नित्यं प्रतिघाते नृपतिर्यत्नवान्भवेत ॥ २२२ ॥

દ્યૂત અને સમાહ્વય એ બન્ને ઉઘાડી ચોરી છે; રાજાએ એમનો નાશ કરવામાં પ્રયત્નશીલ રહેવું. ૨૨૨

अप्राणिभिर्यत्क्रियते तल्लोके द्यूतमुच्यते ।
प्राणिभिः क्रियते यस्तु स विज्ञेयः समाह्वयः ॥ २२३ ॥

પ્રાણરહિત વસ્તુઓથી (પાસા, સોગઠાં, વગેરેથી) જે જૂગટું

રમાય છે, તે ઘૂત કહેવાય છે; અને પ્રાણીઓ (ગાય, બકરી, વગેરે) થી જે હારજીત રમાય છે, તે સમાહ્વય જાણવો. ૨૨૩

**द्यूतं समाह्वयं चैव यः कुर्यात्कारयेत वा ।**
**तान्सर्वान्घातयेद्राजा शूद्रांश्च द्विजलिङ्गिनः ॥ २२४ ॥**

જેઓ ઘૂત કે સમાહ્વય સ્વયં રમે કે બીજાને રમાડે, તે સૌને તેમજ બ્રાહ્મણવેશી શૂદ્રોને રાજાએ શિક્ષા કરવી. ૨૨૪

**कितवान्कुशीलवान् क्रूरान्पाषण्डस्थांश्च मानवान् ।**
**विकर्मस्थाञ्छौण्डिकांश्च क्षिप्रं निर्वासयेत्पुरात् ॥ २२५ ॥**

જુગારી, ભવાયા, ઘાતકી, પાખંડી, અવળાં કરમ કરનારા તથા કલાલ એ લોકોને રાજાએ તત્કાલ નગર બહાર કાઢવા.

**एते राष्ट्रे वर्तमाना राज्ञः प्रच्छन्नतस्कराः ।**
**विकर्मक्रियया नित्यं बाधन्ते भद्रिकाः प्रजाः ॥ २२६ ॥**

કેમકે, રાજાના રાજ્યમાં તેઓ છૂપા ચોર જેવા રહે છે અને પોતાનાં અવળાં આચરણોથી તેઓ ભદ્ર પ્રજાને નિત્ય બાધા કરે છે. ૨૨૬

**द्यूतमेतत्पुरा कल्पे दृष्टं वैरकरं महत् ।**
**तस्माद् द्यूतं न सेवेत हास्यार्थमपि बुद्धिमान् ॥ २२७ ॥**

પહેલા કલ્પમાંય આ ઘૂત મહાવૈર કરાવનારું અનુભવાયું છે. તેથી બુદ્ધિમાને વિનોદને અર્થે પણ ઘૂતનું સેવન કરવું નહિ. ૨૨૭

**प्रच्छन्नं वा प्रकाशं वा तन्निषेवेत यो नरः ।**
**तस्य दण्डविकल्पः स्याद्यथेष्टं नृपतेस्तथा ॥ २२८ ॥**

જે માણસ છાની કે છતી રીતે જૂગટું રમે, તેને રાજાએ યથેચ્છ દંડની સજા કરવી. ૨૨૮

क्षत्रविट्शूद्रयोनिस्तु दण्डं दातुमशक्नुवन् ।
आनृण्यं कर्मणा गच्छेद्विप्रो दद्याच्छनैः शनैः ॥ २२९ ॥

ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ જાતનો માણસ દંડ ન ભરી શકે, તો તેણે કામ કરાવીને તે દંડનું કરજ વાળવું. બ્રાહ્મણે તે કરજ ધીરે ધીરે વાળવું. ૨૨૯

स्त्रीबालोन्मत्तवृद्धानां दरिद्राणां च रोगिणाम् ।
शिफाविदलरज्ज्वाद्यैर्विदध्यान्नृपतिर्दमम् ॥ २३० ॥

સ્ત્રી, બાલક, ગાંડો, વૃદ્ધ, દરિદ્રી અને રોગી એમને રાજાએ કોરડાથી, વાંસની સોટીથી કે રસી વગેરેથી શિક્ષા કરવી. ૨૩૦

ये नियुक्तास्तु कार्येषु हन्युः कार्याणि कार्यिणाम् ।
धनोष्मणा पच्यमानास्तान्निस्वान्कारयेन्नृपः ॥ २३१ ॥

જેઓ લોકોનાં કામો ઉપર નિમાયેલા હોય, તેઓ ધનની ગરમીથી ફદફદી ઊઠી કામોને હાનિ કરે, તો રાજાએ તેમને મિલકત વગરના કરાવી દેવા. ૨૩૧

कूटशासनकर्तॄंश्च प्रकृतीनां च दूषकान् ।
स्त्रीबालब्राह्मणघ्नांश्च हन्याद्द्विट्सेविनस्तथा ॥ २३२ ॥

કૂડકપટથી શાસન કરનારા, મંત્રીઓમાં બગાડ ઘાલનારા, સ્ત્રીઓ, બાલકો અને બ્રાહ્મણોને હણનારા, તેમજ શત્રુને સેવનારા માણસોને રાજાએ હણી નાખવા. ૨૩૨

तीरितं चानुशिष्टं च यत्र क्वचन यद्भवेत् ।
कृतं तद्धर्मतो विद्यान्न तद्भूयो निवर्तयेत् ॥ २३३ ॥

જે કામમાં ક્યારેક શાસ્ત્રાનુસાર દંડ સુધીનો ફેંસલો અપાયો હોય અને જેમાં આરોપીને શિક્ષાયે થઈ હોય, તે કામ ધર્મપૂર્વક સંપૂર્ણ થયેલું જાણવું—તેની ફેરતપાસ ન કરવી.

રાજાએ અપરાધીઓને શિક્ષા કરવી—

**अमात्याः प्राड्विवाको वा यत्कुर्युः कार्यमन्यथा ।**
**तत्स्वयं नृपतिः कुर्यात्तान्सहस्रं च दण्डयेत् ॥ २३४ ॥**

મંત્રી કે ન્યાયાધીશ જે કામ ઊલટી રીતે પતાવે, તે રાજાએ પોતે ફરી ચલાવવું અને તે મંત્રીઓ કે ન્યાયાધીશોને એક હજાર પણનો દંડ કરવો. ૨૩૪

**ब्रह्महा च सुरापश्च स्तेयी च गुरुतल्पगः ।**
**एते सर्वे पृथग्ज्ञेया महापातकिनो नराः ॥ २३५ ॥**

બ્રહ્મહત્યા કરનારો, મદ્યપાન કરનારો, ચોરી કરનારો અને ગુરુપત્ની સાથે ગમન કરનારો—આ સૌને અલગ અલગ મહાપાપી માણસો જાણવા. ૨૩૫

**चतुर्णामपि चैतेषां प्रायश्चित्तमकुर्वताम् ।**
**शारीरं धनसंयुक्तं दण्डं धर्म्यं प्रकल्पयेत् ॥ २३६ ॥**

આ ચારમાંથી જે કોઈ પ્રાયશ્ચિત્ત ન કરે, તેને રાજાએ ધર્મપૂર્વક દંડ સાથે નીચેની શારીરિક સજા કરવી. ૨૩૬

**गुरुतल्पे भगः कार्यः सुरापाने सुराध्वजः ।**
**स्तेये च श्वपदं कार्यं ब्रह्महण्यशिरा पुमान् ॥ २३७ ॥**

ગુરુપત્ની સાથે ગમન કરનાર પુરુષને કપાળે સ્રીયોનિનો ડામ દેવો, મદ્યપાન કરનારને કલાલની ધજાનો ડામ દેવો, ચોરી કરનારને કૂતરાના પગનો ડામ દેવો અને બ્રહ્મહત્યા કરનારને માથા વિનાના ધડનો ડામ દેવો. ૨૩૭

**असंभोज्या ह्यसंयाज्या असंपाठ्याऽविवाहिनः ।**
**चरेयुः पृथिवीं दीनाः सर्वधर्मबहिष्कृताः ॥ २३८ ॥**

તેવાઓ સાથે જમાય નહિ, તેમના યજ્ઞ ન કરાવાય, તેમની સાથે વેદાદિ પાઠ ન થાય, તેમજ તેમની સાથે વિવાહ-સંબંધ ન રખાય. સર્વ ધર્મથી બહિષ્કૃત થયેલા તે દીનો પૃથ્વી ઉપર ભલે ભટક્યા કરે. ૨૩૮

**ज्ञातिसंबन्धिभिस्त्वेते त्यक्तव्याः कृतलक्षणाः ।**
**निर्दया निर्नमस्कारास्तन्मनोरनुशासनम् ॥ २३९ ॥**

સગાંસંબંધીઓએ અને જ્ઞાતિજનોએ આ ડામ પામેલા-ઓનો ત્યાગ કરવો; તેમના ઉપર દયા ન કરવી, તેમજ તેમને નમસ્કાર પણ ન કરવા; એ મનુની આજ્ઞા છે. ૨૩૯

**प्रायश्चित्तं तु कुर्वाणाः सर्ववर्णा यथोदितम् ।**
**नाङ्क्या राज्ञा ललाटे स्युर्दाप्यास्तूत्तमसाहसम् ॥ २४० ॥**

પણ જેઓ યથાશાસ્ત્ર પ્રાયશ્ચિત્ત કરે, તે સર્વ વર્ણના માણસોને કપાળે રાજાએ ડામ ન દેવડાવવો–તેમની પાસે તેણે ઉત્તમ સાહસનો દંડ લેવો. ૨૪૦

**आगःसु ब्राह्मणस्यैव कार्यो मध्यमसाहसः ।**
**विवास्यो वा भवेद्राष्ट्रात्सद्रव्यः सपरिच्छदः ॥ २४१ ॥**

બ્રાહ્મણ જો ઉપલા અપરાધમાં આવ્યો હોય, તો તેને મધ્યમ સાહસનો દંડ કરવો અથવા તેને સકુટુંબ ધનમાલ સાથે દેશપાર કરવો. ૨૪૧

**इतरे कृतवन्तस्तु पापान्येतान्यकामतः ।**
**सर्वस्वहारमर्हन्ति कामतस्तु प्रवासनम् ॥ २४२ ॥**

પરંતુ બીજી વર્ણવાળાઓ જો અજાણતાં પણ આ પાપો કરે તો તેમનું સર્વસ્વ લઈ લેવું. તેઓ જો જાણીજોઈને એ પાપો કરે તો તેમને દેશનિકાલ કરવા. ૨૪૨

**नाददीत नृपः साधुर्महापातकिनो धनम् ।**
**आददानस्तु तल्लोभात्तेन दोषेण लिप्यते ॥ २४३ ॥**

ધાર્મિક રાજાએ મહાપાપીનું ધન ન લેવું. લોભે કરીને જે તે ધન લે છે, તે દોષથી ખરડાય છે. ૨૪૩

**अप्सु प्रवेश्य तं दण्डं वरुणायोपपादयेत् ।**
**श्रुतवृत्तोपपन्ने वा ब्राह्मणे प्रतिपादयेत् ॥ २४४ ॥**

દંડરૂપે આવેલ તે ધનને પાણીમાં નાખી વરુણદેવને અર્પવું અથવા વેદસંપન્ન સદાચારી બ્રાહ્મણને આપી દેવું.

**ईशो दण्डस्य वरुणो राज्ञां दण्डधरो हि सः ।**
**ईशः सर्वस्य जगतो ब्राह्मणो वेदपारगः ॥ २४५ ॥**

દંડનો સ્વામી વરુણ છે, કેમકે તે રાજાઓનેય દંડ દેનારો છે; અને વેદમાં પારંગત થયેલો બ્રાહ્મણ અખિલ જગતનો ઈશ છે.

**यत्र वर्जयते राजा पापकृद्भ्यो धनागमम् ।**
**तत्र कालेन जायन्ते मानवा दीर्घजीविनः ॥ २४६ ॥**

જ્યાં રાજા પાપ કરનારાઓ તરફથી આવતા ધનને વર્જે છે, ત્યાં માણસો કાળે કરીને લાંબી આવરદાવાળાં થાય છે. ૨૪૬

**निष्पद्यन्ते च सस्यानि यथोप्तानि विशां पृथक् ।**
**बालाश्च न प्रमीयन्ते विकृतं न च जायते ॥ २४७ ॥**

ત્યાં જમીનમાં વિવિધ ધાન્યો વાવ્યા પ્રમાણે પાકે છે, ત્યાં બાલકો મરતાં નથી અને કોઈ ખોડખાંપણવાળું પણ જનમતું નથી. ૨૪૭

**ब्राह्मणान्बाधमानं तु कामादवरवर्णजम् ।**
**हन्याच्चित्रैर्वधोपायैरुद्वेजनकरैर्नृपः ॥ २४८ ॥**

અન્ય વર્ણનો જે કોઈ માણસ બ્રાહ્મણને જાણીજોઈને પીડા કરે છે, તેને રાજાએ ઉદ્વેગ પમાડે એવા અનેક વધઉપાયોથી મારી નાખવો. ૨૪૮

**यावानवध्यस्य वधे तावान्वध्यस्य मोक्षणे ।**
**अधर्मो नृपतेर्दृष्टो धर्मस्तु विनियच्छतः ॥ २४९ ॥**

વધને અયોગ્ય એવા માણસનો વધ કરવાથી રાજાને જેટલો અધર્મ લાગે છે, તેટલો અધર્મ તેને વધને યોગ્ય એવા માણસને છોડી દેવાથી લાગે છે. પરંતુ યથાશાસ્ત્ર દંડ દેવાથી રાજા ધર્મફળ પામે છે. ૨૪૯

**उदितोऽयं विस्तरशो मिथो विवदमानयोः ।**
**अष्टादशसु मार्गेषु व्यवहारस्य निर्णयः ॥ २५० ॥**

રાજાનું કર્તવ્ય—

અઢાર જાતના વ્યવહારો વિશે પરસ્પર વિવાદ કરનારાઓ સંબંધમાં આ વિસ્તારપૂર્વક નિર્ણય કહ્યો. ૨૫૦

**एवं धर्म्याणि कार्याणि सम्यक्कुर्वन्महीपतिः ।**
**देशानलब्धांल्लिप्सेत लब्धांश्च परिपालयेत् ॥ २५१ ॥**

આમ રૂડી રીતે ધર્મ્ય કાર્યોને કરનારો રાજા ન મેળવેલા દેશોને મેળવવા ઇચ્છે અને મેળવેલા દેશોનું પરિપાલન કરે.

**सम्यङ्निविष्टदेशस्तु कृतदुर्गश्च शास्त्रतः ।**
**कण्टकोद्धरणे नित्यमातिष्ठेद्यत्नमुत्तमम् ॥ २५२ ॥**

ભલીભાંતે વસાવેલા દેશમાં રહીને તેમજ શાસ્ત્રપૂર્વક કિલ્લા કરીને રાજાએ ચોર–ડાકુ વગેરે કંટકોને મૂળથી કાઢવામાં નિત્ય ઉત્તમ યત્ન રાખવો. ૨૫૨

**रक्षणादार्यवृत्तानां कण्टकानां च शोधनात् ।**
**नरेंद्रास्त्रिदिवं यान्ति प्रजापालनतत्पराः ॥ २५३ ॥**

પ્રજાપાલનમાં તત્પર રહેલા રાજાઓ, સદાચારી માણસોનું રક્ષણ કરવાથી તથા કંટકરૂપ દુષ્ટોને યોગ્ય દંડ દેવાથી સ્વર્ગને વિશે જાય છે. ૨૫૩

**अशासंस्तस्करान्यस्तु बलिं गृह्णाति पार्थिवः ।**
**तस्य प्रक्षुभ्यते राष्ट्रं स्वर्गाच्च परिहीयते ॥ २५४ ॥**

પણ જે રાજા ચોરોને સજા કરતો નથી અને છતાં કર લે છે, તેનું રાજ્ય ખળભળી ઊઠે છે અને તે સ્વર્ગથી વંચિત થાય છે. ૨૫૪

**निर्भयं तु भवेद्यस्य राष्ट्रं बाहुबलाश्रितम् ।**
**तस्य तद्वर्धते नित्यं सिच्यमान इव द्रुमः ॥ २५५ ॥**

પરંતુ જે રાજાના બાહુબળના આશ્રયે કરીને રાજ્ય નિર્ભય રહે છે, તેનું રાજ્ય નિત્ય સિંચન પામતા વૃક્ષની જેમ વૃદ્ધિ પામે છે. ૨૫૫

**द्विविधांस्तस्करान्विद्यात्परद्रव्यापहारकान् ।**
**प्रकाशांश्चाप्रकाशांश्च चारचक्षुर्महीपतिः ॥ २५६ ॥**

પારકું દ્રવ્ય હરી લેનારા છાના ને ઉઘાડા એવા બે જાતના ચોરોને દૂતરૂપી આંખવાળા રાજાએ પારખી લેવા. ૨૫૬

**प्रकाशवञ्चकास्तेषां नानापण्योपजीविनः ।**
**प्रच्छन्नवञ्चकास्त्वेते ये स्तेनाटविकादयः ॥ २५७ ॥**

તેમાં જાતજાતની દુકાનદારીથી જેઓ જીવિકા ચલાવે છે, તેઓ ઉઘાડા ચોર છે અને જેઓ જંગલ આદિમાં રખડતા લૂંટારા છે, તેઓ છાના ચોરો છે. ૨૫૭

उत्कोचकाश्चोपधिका वञ्चकाः कितवास्तथा ।
मङ्गलादेशवृत्ताश्च भद्राश्चेक्षणिकैः सह ॥ २५८ ॥
असम्यक्कारिणश्चैव महामात्राश्चिकित्सकाः ।
शिल्पोपचारयुक्ताश्च निपुणाः पण्ययोषितः ॥ २५९ ॥
एवमादीन्विजानीयात्प्रकाशाँल्लोककण्टकान् ।
निगूढचारिणश्चान्याननार्यानार्यलिङ्गिनः ॥ २६० ॥

લાંચ લેનારા, ભય બતાવી પૈસા પડાવનારા, છળકપ કરનારા, જુગારી, ખોટી મંગલ વાતો કહી પેટ ભરનારા, ભલુ ભલુ બતાવી પૈસા કઢાવનારા, હાથની રેખા ઉપરથી ફલાદેશ કહ પેટિયું મેળવનારા, અવળાં કામો કરનારા મોટા અધિકારીએ ધૂર્ત વૈદ્યો, શિલ્પના ધંધામાં રહી ધન ફોસલાવી જનારાએ હોશિયાર બજારુ સ્ત્રીઓ વગેરે લોકનાં ખુલ્લાં કંટકરૂપો તેમજ આર્યવેશ ધારણ કરનારા બીજા છૂપા ફરતા અનાર્યો રાજાએ વર્તી લેવા. ૨૫૮–૨૬૦

तान्विदित्वा सुचरितैर्गूढैस्तत्कर्मकारिभिः ।
चारैश्चानेकसंस्थानैः प्रोत्साद्य वशमानयेत् ॥ २६१ ॥

પોતાના કામમાં કુશળ, સુચરિત, ગુપ્ત અને અનેક સ્થ નોમાં રહેનારા દૂતો દ્વારા ઉપર કહેલા લોકો વિશે જાણી લે અને તેમને ચોર વગેરેને આગળ લાવીને વશ કરવા. ૨૬૧

तेषां दोषानभिख्याप्य स्वे स्वे कर्मणि तत्त्वतः ।
कुर्वीत शासनं राजा सम्यक्सारापराधतः ॥ २६२ ॥

રાજાએ તે ચોર વગેરેના જે જે અપરાધો હોય, તે તત્ત્ તાએ પ્રકટ કરવા અને તેમના અપરાધ પ્રમાણે તેમને યથા શિક્ષા કરવી. ૨૬૨

न हि दण्डादृते शक्यः कर्तुं पापविनिग्रहः ।
स्तेनानां पापबुद्धीनां निभृतं चरतां क्षितौ ॥ २६३ ॥

પૃથ્વી ઉપર છાનાછપકા ફરતા પાપી મનના ચોરોનાં પાપોને દંડ સિવાય અંકુશમાં લાવી શકાતાં નથી. ૨૬૩

सभाप्रपापूपशालावेशमद्यान्नविक्रयाः ।
चतुष्पथाश्चैत्यवृक्षाः समाजाः प्रेक्षणानि च ॥ २६४ ॥
जीर्णोद्यानान्यरण्यानि कारुकावेशनानि च ।
शून्यानि चाप्यगाराणि वनान्युपवनानि च ॥ २६५ ॥
एवंविधान्नृपो देशान्गुल्मैः स्थावरजङ्गमैः ।
तस्करप्रतिषेधार्थं चारैश्चाप्यनुचारयेत् ॥ २६६ ॥

સભા, પરબ, મીઠાઇની દુકાન, વેશ્યાઘર, દારૂનાં પીઠાં, વીશી, ચોરા, મોટાં પ્રસિદ્ધ વૃક્ષો, મેળાઓ, નાટકઘરો, જૂના બગીચાઓ, અરણ્યો, કારીગરોનાં મકાનો, સૂનાં ઘરો, વનો અને ઉપવનો એ અને એવાં સ્થાનોમાં રાજાએ ચોરોની અટકાયત સારુ સ્થાવર અને જંગમ થાણાંઓ નાખવાં તેમજ દૂતો દ્વારા તપાસ રખાવવી. ૨૬૪–૨૬૬

तत्सहायैरनुगतैर्नानाकर्मप्रवेदिभिः ।
विद्यादुत्सादयेच्चैव निपुणैः पूर्वतस्करैः ॥ २६७ ॥

ચોરોના સાગરીતો, તેમના અનુચરો, તેમનાં વિવિધ કામો જાણવાવાળાઓ અને અગાઉ ચોરી કરી ચૂકેલા નિપુણ ભેદુઓ દ્વારા તે ચોરોને જાણી લેવા અને તેમને ઉખેડી કાઢવા. ૨૬૭

भक्ष्यभोज्योपदेशैश्च ब्राह्मणानां च दर्शनैः ।
शौर्यकर्मापदेशैश्च कुर्युस्तेषां समागमम् ॥ २६८ ॥

તે ભેદુઓએ ખાનપાનનાં નિમંત્રણનાં, બ્રાહ્મણનાં દર્શનનાં અને બહાદુરીભર્યાં કામોના પ્રદર્શનનાં બહાનાં તળે તે ચોરોને ભેગા કરવા. ૨૬૮

**ये तत्र नोपसर्पेयुर्मूलप्रणिहिताश्च ये ।**
**तान्प्रसह्य नृपो हन्यात्समित्रज्ञातिबान्धवान् ॥ २६९ ॥**

જે ચોરો ત્યાં આવે નહિ તથા જેઓ આ દૂતોથી સાવધ રહી અળગા રહે, તેઓને રાજાએ બળપૂર્વક પકડી તેમના મિત્ર, નાતવાળા તથા બાંધવોની સાથે મારી નાખવા. ૨૬૯

**न होढेन विना चौरं घातयेद्धार्मिको नृपः ।**
**सहोढं सोपकरणं घातयेदविचारयन् ॥ २७० ।**

ધાર્મિક રાજાએ ચોરને મુદ્દામાલ વિના ઘાત ન આપવો, પણ તે જો મુદ્દામાલ સાથે મળી આવે, તો તેનો વિચાર ન કરતાં ઘાત કરવો. ૨૭૦

**ग्रामेष्वपि च ये केचिच्चौराणां भक्तदायकाः ।**
**भाण्डावकाशदाश्चैव सर्वांस्तानपि घातयेत् ॥ २७१ ॥**

ગામોમાંય જે કોઈ ચોરોને ખાવાનું, સામાન કે આશરો આપતા હોય, તે સૌનેય મારી નંખાવવા. ૨૭૧

**राष्ट्रेषु रक्षाधिकृतान्सामन्तांश्चैव चोदितान् ।**
**अभ्याघातेषु मध्यस्थाञ्छिष्याच्चौरानिव द्रुतम् ॥ २७२ ॥**

રાજ્યમાં રખવાળું કરવા નિમાયેલા અધિકારીઓ ધાડ વખતે જો તટસ્થ રહે, તો તેમને ચોરોની જેમ તત્કાલ શિક્ષા કરવી. ૨૭૨

यश्चापि धर्मसमयात्प्रच्युतो धर्मजीवनः ।
दण्डेनैव तमप्योषेत्स्वकाद्धर्माद्धि विच्युतम् ॥ २७३ ॥

જે ન્યાયાધીશ ન્યાયમર્યાદામાંથી ભ્રષ્ટ થાય, તે સ્વધર્મ-થી ભ્રષ્ટ થયેલાને પણ દંડથી સંતાપવો. ૨૭૩

ग्रामघाते हिताभङ्गे पथि मोषाभिदर्शने ।
शक्तितो नाभिधावन्तो निर्वास्याः सपरिच्छदाः ॥ २७४ ॥

ગામ ઉપર ધાડ પડે, પુલ વગેરે ભાંગી જાય અને રસ્તામાં ચોરી થતી જણાય, તે વખતે જે રખવાળો શક્તિ પ્રમાણે પૂંઠ ન પકડે, તેમને માલમિલકત સાથે દેશવટો આપવો. ૨૭૪

राज्ञः कोशापहर्तॄंश्च प्रतिकूलेषु च स्थितान् ।
घातयेद्विविधैर्दण्डैररीणां चोपजापकान् ॥ २७५ ॥

રાજાના ધનભંડારમાં ચોરી કરનાર, રાજાથી પ્રતિકૂળ વર્તનાર અને શત્રુને ભેદ આપી દેનાર—એમને વિવિધ દંડોથી શિક્ષા કરવી. ૨૭૫

संधिं छित्वा तु ये चौर्यं रात्रौ कुर्वन्ति तस्कराः ।
तेषां छित्वा नृपो हस्तौ तीक्ष्णे शूले निवेशयेत् ॥ २७६ ॥

જે ચોરો રાતે સણંગ પાડી ચોરી કરે, તેમના રાજાએ બેઉ હાથ કાપી નંખાવવા અને તેમને તીણી શૂળી ઉપર ચડાવવા. ૨૭૬

अंगुलीर्ग्रन्थिभेदस्य छेदयेत्प्रथमे ग्रहे ।
द्वितीये हस्तचरणौ तृतीये वधमर्हति ॥ २७७ ॥

ગાંઠડીભેદુના પહેલા અપરાધે તેની આંગળીઓ કાપી

નાખવી; બીજા અપરાધે તેના હાથપગ કાપી નાખવા અને ત્રીજા અપરાધે તેનો વધ કરવો. ૨૭૭

अग्निदान्भक्तदांश्चैव तथा शस्त्रावकाशदान् ।
संनिधातॄंश्च मोषस्य हन्याच्चौरमिवेश्वरः ॥ २७८ ॥

જેઓ ચોરોને દેવતા, ભોજન, શસ્ત્ર અને મુકામ આપે, તેમજ જેઓ ચોરીનો માલ સંઘરે, તેમને રાજાએ ચોરની જેમ સજા કરવી. ૨૭૮

तडागभेदकं हन्यादप्सु शुद्धवधेन वा ।
यद्वापि प्रतिसंस्कुर्याद्दाप्यस्तूत्तमसाहसम् ॥ २७९ ॥

પાળ તોડીને જે જલાશયને તોડે છે તેનો પાણીમાં ડુબાડીને કે બીજી શુદ્ધ રીતે વધ કરી નંખાવવો. તે જો જલાશય ફરી બંધાવી આપે, તો તેને ઉત્તમ સાહસનો દંડ કરવો. ૨૭૯

कोष्ठागारायुधागारदेवतागारभेदकान् ।
हस्त्यश्वरथहर्तॄंश्च हन्यादेवाविचारयन् ॥ २८० ॥

જે કોઠાર, આયુધશાળા અને દેવમંદિરને તોડે તેમજ હાથી, ઘોડા અને રથને જે હરી જાય, તેમને વિચાર કર્યા વિના રાજાએ હણી નાખવા. ૨૮૦

यस्तु पूर्वनिविष्टस्य तडागस्योदकं हरेत् ।
आगमं वाप्यपां भिंद्यात्स दाप्यः पूर्वसाहसम् ॥ २८१ ॥

જે આગળથી કરેલા જળાશયનું પાણી ચોરે અથવા પાણીના વહેણને અટકાવે, તેને રાજાએ અઢીસો પણનો દંડ કરવો.

समुत्सृजेद्राजमार्गे यस्त्वमेध्यमनापदि ।
स द्वौ कार्षापणौ दद्यादमेध्यं चाशु शोधयेत् ॥ २८२ ॥

જે સાજો હોવા છતાં રાજમાર્ગ ઉપર જો ગંદવાડ નાખે તો તેને બે કાર્ષાપણનો દંડ કરવો અને તરતજ તેની પાસે ગંદવાડ સાફ કરાવવો. ૨૮૨

**आपद्गतोऽथवा वृद्धो गर्भिणी बाल एव वा ।**
**परिभाषणमर्हन्ति तच्च शोध्यमिति स्थितिः ॥ २८३ ॥**

રોગી, વૃદ્ધ, ગર્ભિણી અને બાલક એમાંનું કોઈ આવો ગંદવાડ નાખે તો તેને ઠપકો આપવો અને તેની પાસે તે ગંદવાડ ઉપડાવવો—એવી મર્યાદા છે. ૨૮૩

**चिकित्सकानां सर्वेषां मिथ्याप्रचरतां दमः ।**
**अमानुषेषु प्रथमो मानुषेषु तु मध्यमः ॥ २८४ ॥**

સર્વે જાતના ચિકિત્સકોમાં જે ઊંધું વૈદું કરતો હોય, તેને શિક્ષા કરવી. તેણે પશુ સંબંધમાં તેવું વૈદું કર્યું હોય, તો પ્રથમ સાહસનો અને માણસના સંબંધમાં કર્યું હોય તો મધ્યમ સાહસનો તેને દંડ કરવો. ૨૮૪

**संक्रमध्वजयष्टीनां प्रतिमानां च भेदकः ।**
**प्रतिकुर्याच्च तत्सर्वं पञ्च दद्याच्छतानि च ॥ २८५ ॥**

નાનો પુલ, રાજધજા, ધ્વજદંડ અને પ્રતિમા એમને જે ભાંગે તેની પાસે તે તમામ પાછાં કરાવવાં તેમજ તેને પાંચસો પણનો દંડ કરવો. ૨૮૫

**अदूषितानां द्रव्याणां दूषणे भेदने तथा ।**
**मणीनामपवेधे च दण्डः प्रथमसाहसः ॥ २८६ ॥**

ચોખ્ખા પદાર્થોને દૂષિત કરનાર, તેમને ભાંગનાર તથા મણિઓમાં ખોટો વેહ પાડનાર એટલાને પ્રથમ સાહસનો (અઢીસો પણનો) દંડ કરવો. ૨૮૬

**समैर्हि विषमं यस्तु चरेद्वै मूल्यतोऽपि वा ।**
**समाप्नुयाद्दमं पूर्वं नरो मध्यममेव वा ॥ २८७ ॥**

જે સરખી કિંમતની વસ્તુના બદલામાં ભારેઓછી કિંમતની વસ્તુ લે છે, તે માણસને વસ્તુના મૂલ્યના પ્રમાણે પ્રથમ કે મધ્યમ સાહસનો દંડ મળે. ૨૮૭

**बन्धनानि च सर्वाणि राजा मार्गे निवेशयेत् ।**
**दुःखिता यत्र दृश्येरन्विकृताः पापकारिणः ॥ २८८ ॥**

રાજાએ સર્વ કારાગૃહો રસ્તા ઉપર રાખવાં, તેથી તેમાંના દુઃખી અને વિકૃત પાપાચારીઓ લોકોની નજરે પડે. ૨૮૮

**प्राकारस्य च भेत्तारं परिखाणां च पूरकम् ।**
**द्वाराणां चैव भंक्तारं क्षिप्रमेव प्रवासयेत् ॥ २८९ ॥**

કોટકિલ્લાને તોડનારા, ખાઇઓ પૂરી દેનારા અને દરવાજા ભાંગી નાખનારા એ સૌને તરતજ દેશનિકાલ કરવા.

**अभिचारेषु सर्वेषु कर्तव्यो द्विशतो दमः ।**
**मूलकर्मणि चानाप्तेः कृत्यासु विविधासु च ॥ २९० ॥**

સૌ જાતના મારણપ્રયોગો, આપ્તજન સિવાયનાંએ કરેલાં વશીકરણો અને વિવિધ ઉચ્ચાટનો, એમાં જો માણસ મરણ ન પામે, તો તે કરનારાને બસો પણનો દંડ કરવો ( માણસ મરણ પામે, તો તેને વધનો દંડ થાય. ) ૨૯૦

**अबीजविक्रयी चैव बीजोत्कृष्टं तथैव च ।**
**मर्यादाभेदकश्चैव विकृतं प्राप्नुयाद्वधम् ॥ २९१ ॥**

ન ઊગે એવાં બી વેચનારો, સારાં બી ભેગાં નઠારાં બી ભેળવનારો, તેમજ ગામ અને શહેરની સીમાને ભાંગનારો એટલાને નાકકાન વગેરે કાપી વિરૂપ કરવા. ૨૯૧

**सर्वकण्टकपापिष्ठं हेमकारं तु पार्थिवः ।**
**प्रवर्तमानमन्याये छेदयेल्लवशः क्षुरैः ॥ २९२ ॥**

સર્વ ચોરોમાં અત્યંત પાપી એવો સોની જો અન્યાયે પ્રવર્તે, તો રાજાએ છરાથી તેના કણકણ કરી નાખવા. ૨૯૨

**सीताद्रव्यापहरणे शस्त्राणामौषधस्य च ।**
**कालमासाद्य कार्यं च राजा दण्डं प्रकल्पयेत् ॥ २९३ ॥**

ખેતીનાં ઓજારો, શાસ્ત્રો તથા ઔષધિઓની ચોરી કરનારને રાજાએ કામ અને વખત જોઇને સજા કરવી. ૨૯૩

**स्वाम्यमात्यौ पुरं राष्ट्रं कोशदण्डौ सुहृत्तथा ।**
**सप्त प्रकृतयो ह्येताः सप्ताङ्गं राज्यमुच्यते ॥२९४॥**

સ્વામી, અમાત્ય, પુર, રાષ્ટ્ર, કોશ, દંડ અને મિત્ર આ સાત પ્રકૃતિઓ છે; અને રાજ્ય આ સાત અંગવાળું કહેવાય છે.

**सप्तानां प्रकृतीनां तु राज्यस्यासां यथाक्रमम् ।**
**पूर्वं पूर्वं गुरुतरं जानीयाद्व्यसनं महत् ॥२९५॥**

રાજ્યની આ સાત પ્રકૃતિઓમાં યથાક્રમે જે પહેલી પહેલી છે, તે પછી પછીની કરતાં ચડિયાતી છે અને તેના બગડવાથી મહાસંકટ જાણવું. ૨૯૫

**सप्ताङ्गस्येह राज्यस्य विष्टब्धस्य त्रिदण्डवत् ।**
**अन्योन्यगुणवैशेष्यान्न किंचिदतिरिच्यते ॥ २९६ ॥**

એકબીજાના ગુણવિશેષે કરીને ત્રણ દંડની જેમ બંધાઈ રહેલા આ રાજ્યનાં સપ્ત અંગોમાં કોઇ અંગ બીજા અંગથી અધિક નથી. ૨૯૬

**तेषु तेषु तु कृत्येषु तत्तदङ्गं विशिष्यते ।**
**येन यत्साध्यते कार्यं तत्तस्मिञ्श्रेष्ठमुच्यते ॥ २९७ ॥**

તે તે અંગ તેનાં તેનાં કાર્યોમાં વિશેષ છે. જે કામ જેનાથી સધાય, તે કામમાં તે અંગ શ્રેષ્ઠ કહેવાય. ૨૯૭

**चारेणोत्साहयोगेन क्रिययैव च कर्मणाम् ।**
**स्वशक्तिं परशक्तिं च नित्यं विद्यान्महीपतिः ॥ २९८ ॥**

દૂતો દ્વારા ઉત્સાહના યોગથી, તેમજ કાર્યોની ક્રિયાથી રાજાએ પોતાની અને શત્રુની શક્તિને નિત્ય જાણવી. ૨૯૮

**पीडनानि च सर्वाणि व्यसनानि तथैव च ।**
**आरभेत ततः कार्यं संचिन्त्य गुरुलाघवम् ॥ २९९ ॥**

સર્વ જાતનાં પીડાદુઃખો અને સંકટોનું ભારેપણું તથા હલકાપણું વિચાર્યા પછી રાજાએ કાર્ય આરંભવું. ૨૯૯

**आरभेतैव कर्माणि श्रान्तः श्रान्तः पुनः पुनः ।**
**कर्माण्यारभमाणं हि पुरुषं श्रीर्निषेवते ॥ ३०० ॥**

થાક ઉપર થાક લાગે, તોય રાજાએ ફરી ફરીને કર્મો આરંભ્યાજ કરવાં. કેમકે લક્ષ્મી કર્મો આરંભનાર પુરુષનેજ સેવે છે. ૩૦૦

**कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेव च ।**
**राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥ ३०१ ॥**

સત્ય, ત્રેતા, દ્વાપર, અને કલિ એ સર્વ યુગો રાજાના આચરણને આધારે છે. કેમકે, રાજાનેજ યુગરૂપ કહ્યો છે. ૩૦૧

**कलिः प्रसुप्तो भवति स जाग्रद्द्वापरं युगम् ।**
**कर्मस्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम् ॥ ३०२ ॥**

રાજા ઊંઘતો રહે, તો કલિયુગ છે; તે જાગ્રત રહે, તો દ્વાપર-યુગ છે; તે કર્મમાં તત્પર રહે, તો ત્રેતાયુગ છે; અને તે કર્માનુષ્ઠાનમાં વિચરતો રહે, તો સત્યયુગ છે. ૩૦૨

**इन्द्रस्यार्कस्य वायोश्च यमस्य वरुणस्य च ।**
**चन्द्रस्याग्नेः पृथिव्याश्च तेजोवृत्तं नृपश्चरेत् ॥ ३०३ ॥**

ઇન્દ્ર, સૂર્ય, વાયુ, યમ, વરુણ, ચન્દ્ર, અગ્નિ અને પૃથ્વી—એમનાં જેવાં તેજસ્વી આચરણ રાજાએ આચરવાં. ૩૦૩

**वार्षिकांश्चतुरो मासान्यथेन्द्रोऽभिप्रवर्षति ।**
**तथाभिवर्षेत्स्वं राष्ट्रं कामैरिन्द्रव्रतं चरन् ॥ ३०४ ॥**

ઇન્દ્ર જેમ વરસમાં ચાર માસ વૃષ્ટિ કરે છે, તેમ રાજાએ ઇન્દ્રવ્રત આચરી પોતાના રાજ્યમાં સર્વ કામનાઓની વૃષ્ટિ કરવી. ૩૦૪

**अष्टौ मासान्यथादित्यस्तोयं हरति रश्मिभिः ।**
**तथा हरेत्करं राष्ट्रान्नित्यमर्कव्रतं हि तत् ॥ ३०५ ॥**

સૂર્ય જેમ પોતાનાં કિરણોદ્વારા આઠ માસ જલ લે છે, તેમ રાજાએ સૂર્યવ્રત રાખી રાષ્ટ્ર પાસેથી નિત્ય કર લેવો.

**प्रविश्य सर्वभूतानि यथा चरति मारुतः ।**
**तथा चारैः प्रवेष्टव्यं व्रतमेतद्धि मारुतम् ॥ ३०६ ॥**

વાયુ જેમ સર્વ ભૂતોમાં પ્રવેશીને વિચરે છે, તેમ રાજાએ દૂતો દ્વારા બધે પ્રવેશવું—એજ વાયુવ્રત છે. ૩૦૬

**यथा यमः प्रियद्वेष्यौ प्राप्ते काले नियच्छति ।**
**तथा राज्ञा नियन्तव्याः प्रजास्तद्धि यमव्रतम् ॥ ३०७ ॥**

યમ જેમ પ્રિય અને અપ્રિયને યથાકાલે દંડ આપે છે, તેમ રાજાએ પણ પ્રજા ઉપર નિયમન રાખવું—તેજ યમવ્રત છે. ૩૦૭

**वरुणेन यथा पाशैर्बद्ध एवाभिदृश्यते ।**
**तथा पापान्निगृह्णीयाद् व्रतमेतद्धि वारुणम् ॥ ३०८ ॥**

પ્રાણી જેમ વરુણથી પાશોવડે બંધાયેલો જણાય છે, તેમ રાજાએ પણ પાપીઓને કબજે રાખવા—એ તેનું વરુણવ્રત છે.

**परिपूर्णं यथा चन्द्रं दृष्ट्वा हृष्यन्ति मानवाः ।**
**तथा प्रकृतयो यस्मिन्स चान्द्रव्रतिको नृपः ॥ ३०९ ॥**

જેમ પૂરા ખીલેલા ચંદ્રને જોઇને મનુષ્યો હરખ પામે છે, તેમ જે રાજાને વિશે પ્રકૃતિમંડળ આનંદ પામે છે, તેને ચંદ્રવ્રતી જાણવો. ૩૦૯

**प्रतापयुक्तस्तेजस्वी नित्यं स्यात्पापकर्मसु ।**
**दुष्टसामन्तहिंस्रश्च तदाग्नेयं व्रतं स्मृतम् ॥ ३१० ॥**

જે રાજા પ્રતાપયુક્ત હોય, જે પાપાચારીઓ સંબંધમાં નિત્ય તેજસ્વી હોય અને જે દુષ્ટ સામન્તો પ્રત્યે હિંસક હોય, તેને અગ્નિવ્રતી કહ્યો છે. ૩૧૦

**यथा सर्वाणि भूतानि धरा धारयते समम् ।**
**तथा सर्वाणि भूतानि बिभ्रतः पार्थिव व्रतम् ॥ ३११ ॥**

ધરતી જેમ ભૂતમાત્રને સરખી રીતે ધારે છે, તેમ રાજાએ સર્વ ભૂતોને સમાન રીતે પાળવાંપોષવાં—એ તેનું પૃથ્વીવ્રત છે.

**एतैरुपायैरन्यैश्च युक्तो नित्यमतन्द्रितः ।**
**स्तेनान् राजा निगृह्णीयात्स्वराष्ट्रे पर एव च ॥ ३१२ ॥**

આ અને બીજા ઉપાયોથી યુક્ત એવા રાજાએ નિત્ય

સાવધાન રહીને પોતાના રાજ્યમાંના તેમજ પરરાજ્યમાંના ચોરોને કબજે રાખવા. ૩૧૨

**परामप्यापदं प्राप्तो ब्राह्मणान्न प्रकोपयेत् ।**
**ते ह्येनं कुपिता हन्युः सद्यः सबलवाहनम् ॥ ३१३ ॥**

મહાઆપત્તિ આવી પડી હોય, તો પણ બ્રાહ્મણોને કોપાવવા નહિ; કેમકે કુપિત થયેલા તેઓ તરતજ રાજાનો તેનાં સેનાબલ અને વાહન સાથે નાશ કરે છે. ૩૧૩

**यैः कृतः सर्वभक्ष्योऽग्निरपेयश्च महोदधिः ।**
**क्षयी चाप्यायितः सोमः को न नश्येत्प्रकोप्य तान् ॥३१४॥**

જે-બ્રાહ્મણોએ અગ્નિને સર્વભક્ષી કર્યો છે, મહાસાગરને અપેય કર્યો છે અને ચંદ્રને ક્ષયવાળો છતાં પૂર્ણ કલાવાન કર્યો છે, તેમને કોપાવીને કોણ નાશ નોતરતો નથી? ૩૧૪

**लोकानन्यान्सृजेयुर्ये लोकपालांश्च कोपिताः ।**
**देवान्कुर्युरदेवांश्च कः क्षिण्वंस्तान्समृध्नुयात् ॥ ३१५ ॥**

જે છંછેડાયેલા બ્રાહ્મણો અન્ય લોકોને અને લોકપાલોને સર્જી દે છે અને જે દેવોને અદેવ કરી નાખે છે, તેમને સંતાપનારો કયો માણસ સમૃદ્ધિ પામી શકે? ૩૧૫

**यानुपाश्रित्य तिष्ठन्ति लोका देवाश्च सर्वदा ।**
**ब्रह्म चैव धनं येषां को हिंस्यात्ताञ्जिजीविषु ॥ ३१६ ॥**

લોકો અને દેવો સદા જે બ્રાહ્મણોને આશ્રયે ટક્યા છે, અને વેદજ જેમનું ધન છે એવા તેમને કયો જીવવાની ઇચ્છાવાળો હણે? ૩૧૬

अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत् ।
प्रणीतश्चाप्रणीतश्च यथाऽग्निर्दैवतं महत् ॥ ३१७ ॥

અગ્નિ વેદમંત્રોથી પ્રગટાવ્યો હોય કે વેદમંત્રો સિવાય પ્રગટાવ્યો હોય, તો પણ તે જેમ મહાન દૈવતરૂપ છે, તેમ બ્રાહ્મણ વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, તો પણ તે મહાન દૈવતરૂપ છે. ૩૧૭

श्मशानेष्वपि तेजस्वी पावको नैव दुष्यति ।
हूयमानश्च यज्ञेषु भूय एवाभिवर्धते ॥ ३१८ ॥

તેજસ્વી અગ્નિ શ્મશાનમાંય અપવિત્ર થતો નથી, તેમ યજ્ઞોમાં હોમ થવાથી તે ફરીને વધે છે. ૩૧૮

एवं यद्यप्यनिष्टेषु वर्तन्ते सर्वकर्मसु ।
सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हि तत् ॥ ३१९ ॥

આમ, બ્રાહ્મણો સર્વ અનિષ્ટ કર્મોમાં વર્તે, તો પણ સર્વથા પૂજ્ય છે; કેમકે, તે પરમ દૈવતરૂપ છે. ૩૧૯

क्षत्रस्यापि प्रवृद्धस्य ब्राह्मणान्प्रति सर्वशः ।
ब्रह्मैव संनियन्तृ स्यात्क्षत्रं हि ब्रह्मसंभवम् ॥ ३२० ॥

બ્રાહ્મણને સર્વદા અત્યંત દુઃખ દેનાર ક્ષત્રિયને બ્રાહ્મણેજ વશમાં આણવો; કેમકે ક્ષત્રિયો બ્રાહ્મણમાંથીજ થયા છે. ૩૨૦

अद्भ्योऽग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लौहमुत्थितम् ।
तेषां सर्वत्रगमं तेजः स्वासु योनिषु शाम्यति ॥ ३२१ ॥

જળમાંથી અગ્નિ, બ્રાહ્મણમાંથી ક્ષત્રિય અને પથ્થરમાંથી લોઢું એમ ઉત્પન્ન થયું છે. તેમનું સર્વત્ર વ્યાપક તેજ પોતપોતાનાં કારણરૂપોમાં શમી જાય છે. ૩૨૧

नाब्रह्म क्षत्रमृध्नोति नाक्षत्रं ब्रह्म वर्धते ।
ब्रह्म क्षत्रं च संपृक्तमिह चामुत्र वर्धते ॥ ३२२ ॥

બ્રાહ્મણ વિના ક્ષત્રિય વૃદ્ધિ પામતો નથી અને ક્ષત્રિય વિના બ્રાહ્મણ વૃદ્ધિ પામતો નથી. બ્રાહ્મણ અને ક્ષત્રિય બન્ને ભેગા મળીને આ લોક અને પરલોકમાં વૃદ્ધિ મેળવે છે. ૩૨૨

दत्त्वा धनं तु विप्रेभ्यः सर्वदण्डसमुत्थितम् ।
पुत्रे राज्यं समासृज्य कुर्वीत प्रायणं रणे ॥ ३२३

દંડનું સર્વ ધન બ્રાહ્મણોને આપીને તેમજ પોતાના પુત્રને રાજ્ય સોંપીને રાજાએ રણમાં પ્રાણત્યાગ કરવો. ૩૨૩

एवं चरन्सदा युक्तो राजधर्मेषु पार्थिवः ।
हितेषु चैव लोकस्य सर्वान्भृत्यान्नियोजयेत् ॥ ३२४ ॥

રાજાએ રાજધર્મોમાં નિત્ય પરાયણ રહીને આ પ્રમાણે વર્તવું અને સર્વ સેવકોને લોકહિતનાં કામો ઉપર યોજવા. ૩૨૪

एषोऽखिलः कर्मविधिरुक्तो राज्ञः सनातनः ।
इमं कर्मविधिं विद्यात्क्रमशो वैश्यशूद्रयोः ॥ ३२५ ॥

રાજાનો આ સનાતન કર્મવિધિ સંપૂર્ણતાએ કહ્યો, હવે વૈશ્ય અને શૂદ્રનો ક્રમપૂર્વક કર્મવિધિ જાણવો. ૩૨૫

વૈશ્યનું કર્તવ્ય—

वैश्यस्तु कृतसंस्कारः कृत्वा दारपरिग्रहम् ।
वार्तायां नित्ययुक्तः स्यात्पशूनां चैव रक्षणे ॥ ३२६ ॥

જાતકર્માદિ સંસ્કાર પામેલા વૈશ્યે લગ્ન કરવું અને ખેતીવાડી, વેપાર વગેરેમાં તથા ઢોરઢાંખરના પાલનમાં નિત્ય પરાયણ રહેવું. ૩૨૬

**प्रजापतिर्हि वैश्याय सृष्ट्वा परिददे पशून् ।**
**ब्राह्मणाय च राज्ञे च सर्वाः परिददे प्रजाः ॥ ३२७ ॥**

કેમકે, પ્રજાપતિએ પશુઓ સર્જીને વૈશ્યને સોંપ્યાં છે અને સર્વ પ્રજાઓ તેણે બ્રાહ્મણ તથા ક્ષત્રિયને સુપરત કરી છે.

**न च वैश्यस्य कामः स्यान्न रक्षेयं पशूनिति ।**
**वैश्ये चेच्छति नाऽन्येन रक्षितव्याः कथंचन ॥ ३२८ ॥**

વૈશ્ય એવી ઈચ્છા કરેજ નહિ કે હું પશુઓનું રક્ષણ ન કરૂં. જ્યાં સુધી વૈશ્ય એ પશુપાલન ઈચ્છે, ત્યાં સુધી બીજા કોઇએ પણ કયારેય તે પાલન ન કરવું. ૩૨૮

**मणिमुक्ताप्रवालानां लोहानां तान्तवस्य च ।**
**गन्धानां च रसानां च विद्यादर्घबलाबलम् ॥ ३२९॥**

મણિઓ, મોતીઓ, પરવાળાં, લોઢું, વસ્ત્ર, સુગંધો અને રસો એમના ચડતાઊતરતા ભાવોની વૈશ્યે જાણ રાખવી. ૩૨૯

**बीजानामुप्तिविच्च स्यात्क्षेत्रदोषगुणस्य च ।**
**मानयोगं च जानीयात्तुलायोगांश्च सर्वशः ॥ ३३० ॥**

તે બિયાં રોપવાની રીતનો જાણકાર હોય, ખેતરના ગુણ-દોષોનો જાણનાર હોય અને તે બધી જાતનાં માપિયાં અને કાટલાંને જાણતો હોય. ૩૩૦

**सारासारं च भाण्डानां देशानां च गुणागुणान् ।**
**लाभालाभं च पण्यानां पशूनां परिवर्धनम् ॥ ३३१ ॥**

માલનું સારાસારપણું, મુલકના ગુણઅવગુણ, વેપારનો નફોતોટો તેમજ પશુઓનો ઉછેર—એ તેણે જાણવાં જોઈએ. ૩૩૧

**भृत्यानां च भृतिं विद्याद्भाषाश्च विविधा नृणाम् ।**
**द्रव्याणां स्थानयोगांश्च क्रयविक्रयमेव च ॥ ३३२ ॥**

નોકરચાકરોનો પગાર, માણસોની વિવિધ ભાષાઓ, માલની સાચવણ અને ખરીદી તથા વેચાણ-એ તેણે જાણવાં જોઈએ. ૩૩૨

**धर्मेण च द्रव्यवृद्धावातिष्ठेद्यत्नमुत्तमम् ।**
**दद्याच्च सर्वभूतानामन्नमेव प्रयत्नतः ॥ ३३३ ॥**

તેણે ધર્મપૂર્વક દ્રવ્યવૃદ્ધિ સંબંધે ઉત્તમ રીતે પ્રયત્નશીલ રહેવું અને જતનપૂર્વક તેણે સર્વ ભૂતોને અન્ન આપવું. ૩૩૩

શૂદ્રનું કર્તવ્ય—

**विप्राणां वेदविदुषां गृहस्थानां यशस्विनाम् ।**
**शुश्रूषैव तु शूद्रस्य धर्मो नैश्रेयसः परः ॥ ३३४ ॥**

વેદવેત્તા, ગૃહસ્થી અને યશસ્વી એવા બ્રાહ્મણોની સેવા કરવી, એજ શૂદ્રનો પરમ કલ્યાણકારી ધર્મ છે. ૩૩૪

**शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहंकृतः ।**
**ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते ॥ ३३५ ॥**

પવિત્ર, ઊંચી સેવા કરનારો, કોમળ બોલનારો, અહંકાર વિનાનો અને બ્રાહ્મણ આદિના આશ્રયવાળો શૂદ્ર નિત્ય ઊંચી જાતિને પામે છે. ૩૩૫

**एषोऽनापदि वर्णानामुक्तः कर्मविधिः शुभः ।**
**आपद्यपि हि यस्तेषां क्रमशस्तन्निबोधत ॥ ३३६ ॥**

આ સર્વ વર્ણો માટેનો આપત્તિરહિત કાલનો શુભ કર્મ-વિધિ કહ્યો. હવે આપત્કાલે તેમનો જે ધર્મ છે તે ક્રમશઃ સાંભળો.

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां नवमोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૯ મો સમાપ્ત

# अध्याय १० मो

**अधीयीरंस्त्रयो वर्णाः स्वकर्मस्था द्विजातयः ।**
**प्रब्रूयाद्ब्राह्मणस्त्वेषां नेतराविति निश्चयः ॥ १ ॥**

સ્વકર્મમાં રહેલી ત્રણે દ્વિજજાતિઓએ વેદાધ્યયન કરવું; પરંતુ બ્રાહ્મણેજ તે અધ્યયન કરાવવું. બીજી બે વર્ણોએ તે ન કરાવવું, આવો નિર્ણય છે. ૧

**सर्वेषां ब्राह्मणो विद्याद्वृत्त्युपायान्यथाविधि ।**
**प्रब्रूयादितरेभ्यश्च स्वयं चैव तथा भवेत् ॥ २ ॥**

બ્રાહ્મણે સર્વ વર્ણોના આજીવિકાના યથાવિધિ ઉપાયો જાણવા અને તે બીજાઓને ભણાવવા તેમજ પોતેય તેમ કરવું.

**वैशेष्यात्प्रकृतिश्रैष्ठ्यान्नियमस्य च धारणात् ।**
**संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥ ३ ॥**

વિશેષતા, સ્વાભાવિક શ્રેષ્ઠતા, નિયમની ધારણા, તેમજ સંસ્કારની ઉત્તમતા એને લઈને બ્રાહ્મણ સર્વ વર્ણોનો પ્રભુ છે. ૩

**ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।**
**चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥ ४ ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ વર્ણો દ્વિજાતિ છે. ચોથો શૂદ્ર એકજાતિ છે, પણ પાંચમો વર્ણ નથી. ૪

અનુલોમ પ્રતિલોમ પ્રજા—

**सर्ववर्णेषु तुल्यासु पत्नीष्वक्षतयोनिषु ।**
**आनुलोम्येन संभूता जात्या ज्ञेयास्त एव ते ॥ ५ ॥**

સૌ વર્ણોમાં પોતપોતાના વર્ણની અક્ષતયોનિ પત્નીઓને વિશે ક્રમપૂર્વક જે સંતાન જન્મે તે તે, તે વર્ણનાં જાણવાં. ૫

स्त्रीष्वनन्तरजातासु द्विजैरुत्पादितान्सुतान्।
सदृशानेव तानाहुर्मातृदोषविगर्हितान् ॥ ६ ॥

દ્વિજોએ એક એક ઊતરતી જાતિની સ્ત્રીઓમાં જે પુત્રો ઉત્પન્ન કર્યા હોય, તેઓ પિતાની સરખી જાતિના ગણાય છે; પણ માતાના દોષને લીધે નિંદિત કહેવાય છે. ૬

अनन्तरासु जातानां विधिरेष सनातनः।
द्व्येकान्तरासु जातानां धर्म्यं विद्यादिमं विधिम् ॥ ७ ॥

એકએક ઊતરતી જાતિમાં જન્મેલાં સંતાન સંબંધમાં આ સનાતન વિધિ છે. હવે બબ્બે ઊતરતી જાતિની સ્ત્રીઓમાં જન્મેલાં સંતાનો સંબંધમાં આ ધર્મ્ય વિધિ જાણવો. ૭

ब्राह्मणाद्वैश्यकन्यायामम्बष्ठो नाम जायते।
निषादः शूद्रकन्यायां यः पारशव उच्यते ॥ ८ ॥

બ્રાહ્મણથી વૈશ્ય કન્યામાં 'અંબષ્ઠ' જન્મે છે. તેનાથી શૂદ્ર કન્યામાં નિષાદ થાય છે, જે 'પારશવ' કહેવાય છે. ૮

क्षत्रियाच्छूद्रकन्यायां क्रूराचारविहारवान्।
क्षत्रशूद्रवपुर्जन्तुरुग्रो नाम प्रजायते ॥ ९ ॥

ક્ષત્રિયથી શૂદ્ર કન્યામાં ક્રૂર આચાર અને વિહારવાળો તેમજ ક્ષત્રિય તથા શૂદ્રના ભેગા પિંડવાળો 'ઉગ્ર' નામે જીવ જન્મે છે. ૯

विप्रस्य त्रिषु वर्णेषु नृपतेर्वर्णयोर्द्वयोः।
वैश्यस्य वर्णे चैकस्मिन्षडेतेऽपसदाः स्मृताः ॥ १० ॥

બ્રાહ્મણને બાકીની ત્રણ જાતિઓમાં, ક્ષત્રિયને બાકીની બે જાતિઓમાં અને વૈશ્યને બાકીની એક જાતિમાં એમ જે છ પુત્રો થાય, તેમને 'અપસદ' (ઊતરતા) કહ્યા છે. ૧૦

**क्षत्रियाद्विप्रकन्यायां सूतो भवति जातितः ।**
**वैश्यान्मागधवैदेहौ राजविप्राङ्गनासुतौ ॥ ११ ॥**

બ્રાહ્મણ કન્યામાં ક્ષત્રિયથી સૂત જાતિનો પુત્ર થાય છે; વૈશ્યથી બ્રાહ્મણીમાં વૈદેહ જાતિનો થાય છે અને તેનાથી ક્ષત્રિયાણીમાં માગધ જાતનો થાય છે. ૧૧

**शूद्रादायोगवः क्षत्ता चण्डालश्चाधमो नृणाम् ।**
**वैश्यराजन्यविप्रासु जायन्ते वर्णसंकराः ॥ १२ ॥**

વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ એ જાતિની સ્ત્રીઓમાં શૂદ્રથી અનુક્રમે આયોગવ, ક્ષત્તા તથા મનુષ્યમાં અધમ એવા ચંડાળ જન્મે છે. શૂદ્રથી ઉત્પન્ન થવાથી તેઓ વર્ણસંકર છે. ૧૨

**एकान्तरे त्वानुलोम्यादम्बष्ठोग्रौ यथा स्मृतौ ।**
**क्षत्तृवैदेहकौ तद्वत्प्रातिलोम्येऽपि जन्मनि ॥ १३ ॥**

એકએકના આંતરાની જાતિમાં જન્મેલા જેમ અનુલોમતાથી અમ્બષ્ઠ અને ઉગ્ર કહેવાય છે, તેમ તે રીતે પ્રતિલોમતાથી જન્મેલા, ક્ષત્તા અને વૈદેહ ગણાય છે. ૧૩

**पुत्रा येऽनन्तरस्त्रीजाः क्रमेणोक्ता द्विजन्मनाम् ।**
**ताननन्तरनाम्नस्तु मातृदोषात्प्रचक्षते ॥ १४ ॥**

દ્વિજોને અનુક્રમે એકએક અને બબ્બે ઊતરતી જાતિઓની સ્ત્રીઓમાં જે પુત્રો જન્મતા કહ્યા છે, તે માતાના દોષને લીધે 'અનંતર' નામે કહેવાય છે. ૧૪

**ब्राह्मणादुग्रकन्यायामावृतो नाम जायते ।**
**आभीरोऽम्बष्ठकन्यायामायोगव्यां तु धिग्वणः ॥ १५ ॥**

બ્રાહ્મણથી ઉગ્ર કન્યામાં આવૃત, અંબષ્ઠ કન્યામાં આ-

ભીર અને આયોગવી કન્યામાં જન્મેલા ધિગ્વણ પુત્ર જન્મે છે. ૧૫

**आयोगवश्च क्षत्ता च चण्डालश्चाधमो नृणाम् ।**
**प्रातिलोम्येन जायन्ते शूद्रादपसदास्त्रयः ॥ १६ ॥**

આયોગવ, ક્ષત્તા અને નરાધમ ચંડાળ એ ત્રણ અપસદ શૂદ્રથી પ્રતિલોમતાએ જન્મે છે. ૧૬

**वैश्यान्मागधवैदेहौक्षत्रियात्सूत एव तु ।**
**प्रतीपमेते जायन्ते परेऽप्यपसदास्त्रयः ॥ १७ ॥**

જેમ વૈશ્યથી માગધ અને વૈદેહ તથા ક્ષત્રિયથી સૂત થાય છે, તેમ પ્રતિલોમતાથી પણ બીજા ત્રણ અપસદો જન્મે છે. ૧૭

**जातो निषादाच्छूद्रायां जात्या भवति पुक्कसः ।**
**शूद्राज्जातो निषाद्यां तु स वै कुक्कुटकः स्मृतः ॥ १८ ॥**

નિષાદથી શૂદ્રામાં થયેલો પુત્ર જાતિએ પુક્કસ થાય છે. શૂદ્રથી નિષાદીમાં થયેલો તે કુક્કુટક કહેવાય છે. ૧૮

**क्षत्तुर्जातस्तथोग्रायां श्वपाक इति कीर्त्यते ।**
**वैदेहकेन त्वम्बष्ठयामुत्पन्नो वेण उच्यते ॥ १९ ॥**

ક્ષત્તાથી ઉગ્ર કન્યામાં થયેલો પુત્ર 'શ્વપાક' કહેવાય છે અને વૈદેહથી અમ્બષ્ઠ કન્યામાં ઉત્પન્ન થયેલો તે 'વેણ' કહેવાય છે. ૧૯

**द्विजातयः सवर्णासु जनयन्त्यव्रतांस्तु यान् ।**
**तान्सावित्रीपरिभ्रष्टान्व्रात्यानिति विनिर्दिशेत् ॥ २० ॥**

દ્વિજવર્ણોને પોતાની સવર્ણા સ્ત્રીઓમાં જે પુત્ર થાય છે તે જો ઉપનયન આદિ વ્રતથી રહિત હોય, તો તે ગાયત્રી-રહિતોને 'વ્રાત્ય' તરીકે નિર્દેશવા. ૨૦

व्रात्यात्तु जायते विप्रात्पापात्मा भूर्जकण्टकः ।
आवन्त्यवाटधानौ च पुष्पधः शैख एव च ॥ २१ ॥

વ્રાત્ય બ્રાહ્મણથી પાપાત્મા 'ભૂર્જકંટક' જન્મે છે અને તેઓ આવંત્ય, વાટધાન, પુષ્પધ તથા શૈખ પણ કહેવાય છે. ૨૧

झल्लो मल्लश्च राजन्याद् व्रात्यान्निच्छिविरेव च ।
नटश्च करणश्चैव खसो द्रविड एव च ॥ २२ ॥

વ્રાત્ય ક્ષત્રિયથી જે સંતાન થાય, તે ઝલ્લ, મલ્લ, નિચ્છિવી, નટ, કરણ, ખસ અને દ્રવિડ કહેવાય છે. ૨૨

वैश्यात्तु जायते व्रात्यात्सुधन्वाचार्य एव च ।
कारुषश्च विजन्मा च मैत्रः सात्वत एव च ॥ २३ ॥

વ્રાત્ય વૈશ્યથી વ્રાત્ય વૈશ્ય સ્ત્રીમાં સુધન્વાચાર્ય, કારુષ, વિજન્મા, મૈત્ર અને સાત્વત—એ જન્મે છે. ૨૩

व्यभिचारेण वर्णानामवेद्यावेदनेन च ।
स्वकर्मणां च त्यागेन जायन्ते वर्णसंकराः ॥ २४ ॥

વર્ણોના પરસ્પર વ્યભિચારથી, અયોગ્ય લગ્નથી અને સ્વકર્મના ત્યાગથી વર્ણસંકરો જન્મ પામે છે. ૨૪

संकीर्णयोमयो ये तु प्रतिलोमानुलोमजाः ।
अन्योन्यव्यतिषक्ताश्च तान्प्रवक्ष्याम्यशेषतः ॥ २५ ॥

અનુલોમ અને પ્રતિલોમથી જન્મેલી તેમજ તે પરસ્પરના સંબંધે થયેલી જે વર્ણસંકર જાતિઓ છે, તે હું અશેષે કહું છું. ૨૫

सूतो वैदेहकश्चैव चण्डालश्च नराधमः ।
मागधः क्षत्तृजातिश्च तथाऽयोगव एव च ॥ २६ ॥

**एते षट् सदृशान्वर्णाञ्जनयन्ति स्वयोनिषु ।**
**मातृजात्यां प्रसूयन्ते प्रवरासु च योनिषु ॥ २७ ॥**

સૂત, વૈદેહક, નરાધમ ચંડાળ, માગધ, ક્ષત્તા અને આયોગવ એ છને પોતાની જાતિની, માતાની જાતિની અને બીજી ચડિયાતી જાતિઓની સ્ત્રીઓમાં પોતાની જાતિના પુત્રો થાય છે.

**यथा त्रयाणां वर्णानां द्वयोरात्मास्य जायते ।**
**आनन्तर्यात्स्वयोन्यां तु तथा बाह्येष्वपि क्रमात् ॥ २८ ॥**

જેમ બ્રાહ્મણ આદિ ત્રિવર્ણમાંના બેના યોગથી જે પુત્ર થાય છે તે અનંતર હોવાથી દ્વિજજાતિમાં ગણાય છે, તેમ બાહ્ય જાતિઓ સંબંધમાં પણ પ્રતિલોમતાએ જાણવું. (આ રીતે બ્રાહ્મણને ક્ષત્રિય તથા વૈશ્ય જાતિની સ્ત્રીઓમાં જે પુત્ર થાય, તે પણ દ્વિજ ગણાય છે. હવે, ક્ષત્રિયને બ્રાહ્મણ સ્ત્રીમાં તેમજ વૈશ્યને બ્રાહ્મણ કે ક્ષત્રિય સ્ત્રીમાં જે સૂત, માગધ અને વૈદેહ પુત્રો થાય છે, તે શૂદ્રથી ત્રિવર્ણની સ્ત્રીમાં થયેલા પ્રતિલોમ પુત્રો કરતાં ચડિયાતા છે, અને તેમને ઉપનયનનો અધિકાર છે.)

**ते चापि बाह्यान्सुबहूंस्ततोऽप्यधिकदूषितान् ।**
**परस्परस्य दारेषु जनयन्ति विगर्हितान् ॥ २९ ॥**

તે આયોગવ વગેરે છ જાતના વર્ણસંકરો પરસ્પરની સ્ત્રીઓમાં પોતાથી પણ અધિક દૂષિત એવા અનેક નિંદિત બાહ્યોને ઉત્પન્ન કરે છે. ૨૯

**यथैव शूद्रो ब्राह्मण्यां बाह्यं जन्तुं प्रसूयते ।**
**तथा बाह्यतरं बाह्यश्चातुर्वर्ण्ये प्रसूयते ॥ ३० ॥**

જેમ શૂદ્ર બ્રાહ્મણીમાં બાહ્ય (ચંડાળ) પુત્ર પેદા કરે છે,

તેમ ચંડાળો વળી ચારે વર્ણોમાં પોતાથીય અધમ બાહ્યપુત્ર ઉત્પન્ન કરે છે. ૩૦

**प्रतिकूलं वर्तमाना बाह्या बाह्यतरान्पुनः ।**
**हीना हीनान्प्रसूयन्ते वर्णान्पञ्चदशैव तु ॥ ३१ ॥**

*વળી, પ્રતિલોમથી થયેલા હીન બાહ્યો પોતાથી ચડિયાતી જાતિની કન્યાઓમાં વિશેષ હીન બાહ્યોને પેદા કરે છે–તેમની પંદર જાતિઓ થાય છે. ૩૧

**प्रसाधनोपचारज्ञमदासं दासजीवनम् ।**
**सैरिन्ध्रं वागुरावृत्तिं सूते दस्युरायोगवे ॥ ३२ ॥**

દસ્યુથી આયોગવી સ્ત્રીમાં તે સૈરિન્ધ્ર જન્મે છે, જે કેશ-શણગાર આદિ પ્રસાધનોના ઉપચારોને જાણે છે, જે દાસ ન હોવા છતાં દાસજીવન રાખે છે અને જે જાળ પાથરી પશુ પકડી ગુજારો કરે છે. ૩૨

**मैत्रेयकं तु वैदेहो माधूकं संप्रसूयते ।**
**नृन्प्रशंसत्यजस्रं यो घण्टाताडोऽरुणोदये ॥ ३३ ॥**

વૈદેહથી આયોગવી સ્ત્રીમાં મીઠાબોલો મૈત્રેયક થાય છે, જે પરોઢિયે ઘંટા વગાડી માણસોની નિત્ય બિરદાવલિ ગાય છે.

---

* ચંડાળ આયોગવ, ક્ષત્તા, માગધ, વૈદેહ અને સૂત એ પાંચ જાતિની કન્યાઓમાં પાંચ હીન પુત્રો પેદા કરે છે. ક્ષત્તા આયોગવ, વૈદેહ, માગધ ને સૂત કન્યાઓમાં ચાર હીન પુત્રો ઉત્પન્ન કરે છે. આયોગવ વૈદેહ, માગધ અને સૂત જાતિની કન્યાઓમાં ત્રણ હીન પુત્રોને જન્મ આપે છે. વૈદેહ માગધ અને સૂત જાતિની કન્યાઓમાં બે હીન પુત્રો જન્માવે છે. માગધ સૂત કન્યામાં એક હીન પુત્ર કરે છે. આમ પંદર હીન પુત્રો થાય છે.

**निषादो मार्गवं सूते दासं नौकर्मजीविनम् ।**
**कैवर्तमिति यं प्राहुरार्यावर्तनिवासिनः ॥ ३४ ॥**

નિષાદથી આયોગવી સ્ત્રીમાં માર્ગવ અથવા દાસ જન્મે છે, જે નાવ ચલાવીને જીવિકા ચલાવે છે અને જેને આર્યાવર્તના નિવાસીઓ કૈવર્તક કહે છે. ૩૪

**मृतवस्त्रभृत्सु नारीषु गर्हितान्नाशनासु च ।**
**भवन्त्यायोगवीष्वेते जातिहीनाः पृथक् त्रयः ॥ ३५ ॥**

શબ પરનાં વસ્ત્રો પહેરનારી અને નિંદિત અન્ન ખાનારી આયોગવી સ્ત્રીઓમાં ઉપરના ત્રણ જુદા જુદા હીન જાતિના પુત્રો જન્મે છે. ૩૫

**कारावरो निषादात्तु चर्मकारः प्रसूयते ।**
**वैदेहिकादन्ध्रमेदौ बहिर्ग्रामप्रतिश्रयौ ॥ ३६ ॥**

નિષાદથી વૈદેહી સ્ત્રીમાં 'કારાવર' નામે ચર્મકાર (મોચી) જન્મે છે અને વૈદેહિકથી તેમાં અંધ્ર તથા મેદ નામે ગામ બહાર વસનારા ઉત્પન્ન થાય છે. ૩૬

**चण्डालात्पाण्डुसोपाकस्त्वक्सारव्यवहारवान् ।**
**आहिण्डिको निषादेन वैदेह्यामेव जायते ॥ ३७ ॥**

વૈદેહી સ્ત્રીમાં ચંડાળથી પાંડુસોપાક જાતિનો પુત્ર થાય છે, જે ઝાડની છાલની તથા વાંસની બનાવટોથી ગુજારો કરે છે. નિષાદથી વૈદેહી સ્ત્રીમાં આહિંડક જાતનો પુત્ર જન્મે છે.

**चण्डालेन तु सोपाको मूलव्यसनवृत्तिमान् ।**
**पुक्कस्यां जायते पापः सदा सज्जनगर्हितः ॥ ३८ ॥**

સજ્જનોથી સદા નિંદિત, પાપી અને અપરાધીઓને

મારીને જીવિકા ચલાવનારો (ફાંસિયો) 'સોપાક' ચંડાલથી પુક્કસીમાં જન્મે છે. ૩૮

**निषादस्त्री तु चण्डालात्पुत्रमन्त्यावसायिनम् ।**
**श्मशानगोचरं सूते बाह्यानामपि गर्हितम् ॥ ३९ ॥**

ચંડાળથી નિષાદસ્ત્રીમાં 'અંત્યાવસાયી' પુત્ર થાય છે, જે શ્મશાનમાં વસે છે અને જે બાહ્યોથીય નિંદિત છે. ૩૯

**सङ्करे जातयस्त्वेताः पितृमातृप्रदर्शिताः ।**
**प्रच्छन्ना वा प्रकाशा वा वेदितव्याः स्वकर्मभिः ॥ ४० ॥**

પિતા અને માતાના ભેદપૂર્વક જણાવેલી આ વર્ણસંકર જાતિઓ થઈ. છાની કે ઉઘાડી એવી તેમને તેમનાં કર્મોથી જાણી લેવી. ૪૦

**सजातिजानन्तरजाः षट् सुता द्विजधर्मिणः ।**
**शूद्राणां तु सधर्माणः सर्वेऽपध्वंसजाः स्मृताः ॥ ४१ ॥**

પોતાની જાતિની કન્યામાં તેમજ પોતાથી એકએક ઊતરતી જાતિની કન્યામાં એમ દ્વિજોએ ઉત્પન્ન કરેલા છ પ્રકારના પુત્રો દ્વિજધર્મી ગણાય છે અને પ્રતિલોમવિધિથી ઉત્પન્ન થયેલા સર્વે પુત્રો શૂદ્ર સમાન છે. ૪૧

**तपोबीजप्रभावैस्तु ते गच्छन्ति युगे युगे ।**
**उत्कर्षं चापकर्षं च मनुष्येष्विह जन्मतः ॥ ४२ ॥**

તપ અને બીજના પ્રભાવને લીધે તેઓ યુગે યુગે અહીં માણસોમાં જન્મને કારણે ઉત્કર્ષ કે અપકર્ષ પામે છે. ૪૨

**शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः ।**
**वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ॥ ४३ ॥**

**पौण्ड्रकाश्चौड्रद्राविडाः काम्बोजा यवनाः शकाः ।**
**पारदा पह्लवाश्चीनाः किराता दरदाः खशाः ॥ ४४ ॥**

નીચેની ક્ષત્રિયજાતિઓ ધીરે ધીરે ક્રિયાના લોપ વગેરેથી તેમજ બ્રાહ્મણના અસંગથી સંસારમાં વૃષલપણાને પામી છે–પૌંડ્રક, ઓડ્ર, દ્રવિડ, કમ્બોજ, યવન, શક, પારદ, પહ્લવ, ચીન, કિરાત, દરદ અને ખશ. ૪૩,૪૪

**मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः ।**
**म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥ ४५ ॥**

મુખ, બાહુ, ઊરુ અને પગ એમાંથી અનુક્રમે થયેલા બ્રાહ્મણાદિ વર્ણોમાંથી લોકમાં જે બાહ્ય જાતિના થયા છે, તે સર્વ દસ્યુઓ કહેવાય છે. પછી ભલે તેઓ મ્લેચ્છ ભાષા અને આર્ય ભાષા બોલનારા હોય. ૪૫

વર્ણસંકરની આજીવિકા—

**ये द्विजानामपसदा ये चापध्वंसजाः स्मृताः ।**
**ते निन्दितैर्वर्तयेयुर्द्विजानामेव कर्मभिः ॥ ४६ ॥**

દ્વિજોમાં જેઓ અપસદો છે તથા જેઓ પ્રતિલોમથી થયેલા કહેવાયા છે, તેઓએ દ્વિજોનાંજ નિન્દિત કર્મોથી જીવિકા ચલાવવી. ૪૬

**सूतानामश्वसारथ्यमम्बष्ठानां चिकित्सनम् ।**
**वैदेहकानां स्त्रीकार्यं मागधानां वणिक्पथः ॥ ४७ ॥**
**मत्स्यघातो निषादानां त्वष्टिस्त्वायोगवस्य च ।**
**मेदान्ध्रचुञ्चुमद्गूनामारण्यपशुहिंसनम् ॥ ४८ ॥**
**क्षत्त्रुग्रपुक्कसानां तु बिलौकोवधबन्धनम् ।**
**धिग्वणानां चर्मकार्यं वेणानां भाण्डवादनम् ॥ ४९ ॥**

સૂતોનું કામ ઘોડાનું સારથિપણું, અંબુષ્ઠોનું વૈદાનું, વૈદેહકોનું રાણીવાસની સેવાનું, માગધોનું વણજનું, નિષાદોનું માછલાં મારવાનું, આયોગવોનું લાકડાં ચીરવાનું, મેદ (વૈદેહક-નિષાદી), અંધ્ર (વૈદેહક–ચર્મકારી), ચુંચુ (બ્રાહ્મણ–વૈદેહકી) અને મદ્ગુ (બ્રાહ્મણ–માગધી) નું વનનાં પશુઓને હણવાનું, ક્ષત્તા, ઉગ્ર, ને પુક્કસોનું દરમાં રહેતાં જનાવરોને મારવા-પકડવાનું, ધિગ્વણો (બ્રાહ્મણ–આયોગવી)નું ચામડાંનું અને વેણોનું ઝાંઝ વગેરે વાદ્યો વગાડવાનું—એમ તેમનાં આજીવિકાનાં કામો છે. ૪૭–૪૯

**चैत्यद्रुमश्मशानेषु शैलेषूपवनेषु च ।**
**वसेयुरेते विज्ञाता वर्तयन्तः स्वकर्मभिः ॥ ५० ॥**

પોતપોતાનાં કર્મોમાં રહી તેઓ પ્રસિદ્ધ રીતે મોટાં વૃક્ષ નીચે, શ્મશાનમાં, પર્વતોમાં કે ઉપવનોમાં વાસ કરે. ૫૦

**चण्डालश्वपचानां तु बहिर्ग्रामात्प्रतिश्रयः ।**
**अपपात्राश्च कर्तव्या धनमेषां श्वगर्दभम् ॥ ५१ ॥**

**वासांसि मृतचेलानि भिन्नभाण्डेषु भोजनम् ।**
**कार्ष्णायसमलंकारः परिव्रज्या च नित्यशः ॥ ५२ ॥**

ચંડાલ અને શ્વપચોનો વાસ ગામ બહારજ હોય; તેમનાં વાસણો હલકાં હોય, કૂતરાં ને ગધેડાં તેમનું ધન હોય, મુડદાં ઉપરનાં વસ્ત્રોજ તેમનાં પહેરવાનાં હોય, તેમનું ભોજન ભાંગલાં પાત્રોમાં હોય, તેમના અલંકાર લોઢાના હોય અને તેઓ નિત્ય ફરતા રહેતા હોય. ૫૧,૫૨

**न तैः समयमन्विच्छेत्पुरुषो धर्ममाचरन् ।**
**व्यवहारो मिथस्तेषां विवाहः सदृशैः सह ॥ ५३ ॥**

ધર્માચારી પુરુષો તેમની સાથે બોલવા સરખો પ્રસંગ ન શોધે. તેમણે પોતાની જાતવાળાઓ સાથેજ પરસ્પર વ્યવહાર અને વિવાહસંબંધ કરવા. ૫૩

**अन्नमेषां पराधीनं देयं स्याद्भिन्नभाजने ।**
**रात्रौ न विचरेयुस्ते ग्रामेषु नगरेषु च ॥ ५४ ॥**
**दिवा चरेयुः कार्यार्थं चिह्निता राजशासनैः ।**
**अबान्धवं शवं चैवं निर्हरेयुरिति स्थितिः ॥ ५५ ॥**
**वध्यांश्च हन्युः सततं यथाशास्त्रं नृपाज्ञया ।**
**वध्यवासांसि गृह्णीयुः शय्याश्चाभरणानि च ॥ ५६ ॥**

બીજાને હાથે અને જુદાંજ વાસણમાં તેમને અન્ન આપવું. તેઓ રાતે ગામ કે નગરમાં ન ફરે. તેઓ રાજશાસનનો પટો રાખી દિવસે કામપ્રસંગે ફરે. નધણિયાતા શબને તેઓ વગે કરે, એવી મર્યાદા છે. વધની શિક્ષા પામેલાઓને તેઓ રાજાની આજ્ઞાથી યથાશાસ્ત્ર સદૈવ હણે અને એ વધ્ય મનુષ્યનાં વસ્ત્રો, શય્યાઓ તથા અલંકારો લઇ લે. ૫૪–૫૬

**वर्णापेतमविज्ञातं नरं कलुषयोनिजम् ।**
**आर्यरूपमिवानार्यं कर्मभिः स्वैर्विभावयेत् ॥ ५७ ॥**

જાતિભ્રષ્ટ થયેલા, દૂષિત યોનિમાં જન્મેલા અને આર્યના જેવા જણાતા અજાણ્યા અનાર્યને તેનાં કર્મો ઉપરથી જાણી લેવાય. ૫૭

**अनार्यता निष्ठुरता क्रूरता निष्क्रियात्मता ।**
**पुरुषं व्यञ्जयन्तीह लोके कलुषयोनिजम् ॥ ५८ ॥**

અનાર્યતા, નિષ્ઠુરતા, ક્રૂરતા અને નિષ્ક્રિયતા—એ જગતમાં ભ્રષ્ટજાત પુરુષને છતો કરે છે. ૫૮

**पित्र्यं वा भजते शीलं मातुर्वोभयमेव वा।**
**न कथंचन दुर्योनिः प्रकृतिं स्वां नियच्छति ॥ ५९ ॥**

એ ભ્રષ્ટજાત પુરુષ પિતાના, માતાના, કે બન્નેના શીલને ભજે છે—પણ ક્યારેય તે પોતાનો સ્વભાવ ઢાંકી શકતો નથી.

**कुले मुख्येऽपि जातस्य यस्य स्याद्योनिसंकरः।**
**संश्रयत्येव तच्छीलं नरोऽल्पमपि वा बहु ॥ ६० ॥**

ઉત્તમ કુલમાં જન્મ્યા છતાં પણ જેનો જાતિવટાળ થાય છે, તે માણસ તેના જનકના શીલને થોડું કે ઘણું સેવેજ છે. ૬૦

**यत्र त्वेते परिध्वंसाज्जायन्ते वर्णदूषकाः।**
**राष्ट्रिकैः सह तद्राष्ट्रं क्षिप्रमेव विनश्यति ॥ ६१ ॥**

જે દેશમાં સર્વનાશને લીધે આ વર્ણસંકરો જન્મે છે, તે દેશ તેના દેશવાસીઓ સાથે તરતજ વિનાશ પામે છે. ૬૧

**ब्राह्मणार्थे गवार्थे वा देहत्यागोऽनुपस्कृतः।**
**स्त्रीबालाभ्युपपत्तौ च बाह्यानां सिद्धिकारणम् ॥ ६२ ॥**

બ્રાહ્મણ, ગાય, સ્ત્રી અને બાળકની રક્ષા સારુ બાહ્યો જો નિષ્કામ દેહત્યાગ કરે, તો તે તેમની જીવનસિદ્ધિના હેતુરૂપ થાય છે. ૬૨

ચારે વર્ણનો સંક્ષિપ્ત ધર્મ—

**अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः।**
**एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥ ६३ ॥**

અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ અને ઇન્દ્રિયનિગ્રહ એ ચારે વર્ણોના ટૂંકમાં ધર્મ છે, એમ મનુએ કહ્યું છે. ૬૩

[ श्राद्धकर्मातिथेयं च दानमस्तेयमार्जवम् ।
प्रजनं स्वेषु दारेषु तथा चैवानसूयता ॥
શ્રાદ્ધકર્મ, અતિથિસત્કાર, દાન, અસ્તેય, સરલતા, સ્વપત્નીમાં પ્રજોત્પત્તિ તથા ઇર્ષ્યારહિતપણું–એ ચારે વર્ણોના સંક્ષેપમાં ધર્મ છે. ]

शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत्प्रजायते ।
अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात् ॥ ६४ ॥
શૂદ્રસ્ત્રીમાં બ્રાહ્મણથી થયેલી કન્યા બ્રાહ્મણને પરણે અને તેથી તેને જે કન્યા થાય તેને વળી બ્રાહ્મણ પરણે–આમ જે અનુક્રમે સાતમો પુરુષ થાય છે તે બ્રાહ્મણજાતિને પામે છે.

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥ ६५ ॥
આ રીતે શૂદ્ર બ્રાહ્મણતા મેળવે છે અને બ્રાહ્મણ શૂદ્રતા મેળવે છે. તેજ રીતે ક્ષત્રિયથી તેમજ વૈશ્યથી શૂદ્ર કન્યામાં જન્મેલા પુરુષ વિશે જાણવું. ૬૫

अनार्यायां समुत्पन्नो ब्राह्मणात्तु यदृच्छया ।
ब्राह्मण्यामप्यनार्यात्तु श्रेयस्त्वं क्वेति चेद्भवेत् ॥ ६६ ॥
દૈવસંયોગે અનાર્ય સ્ત્રીમાં બ્રાહ્મણથી અને બ્રાહ્મણીમાં અનાર્ય પુરુષથી જે પુત્રો થાય, તેમાં ચડિયાતાપણું ક્યાં હોય? ૬૬

जातो नार्यामनार्यायामार्यादार्यो भवेद्गुणैः ।
जातोऽप्यनार्यादार्यायामनार्य इति निश्चयः ॥ ६७ ॥
અનાર્ય સ્ત્રીમાં આર્યથી થયેલો પુત્ર તે ગુણોએ કરીને

આર્ય થાય છે; તેમ આર્ય સ્ત્રીમાં અનાર્ય પુરુષથી થયેલો પુત્ર અનાર્યજ છે, એવો શાસ્ત્રનિર્ણય છે. ૬૭

**तावुभावप्यसंस्कार्याविति धर्मो व्यवस्थितः ।**
**वैगुण्याज्जन्मनः पूर्व उत्तरः प्रतिलोमतः ॥ ६८ ॥**

પહેલો જાતિની વિગુણતાને લીધે અને બીજો પ્રતિલોમતાથી જન્મ્યો હોવાથી, તે બન્ને ઉપનયનસંસ્કારને અયોગ્ય છે—એવી ધર્મવ્યવસ્થા છે. ૬૮

**सुबीजं चैव सुक्षेत्रे जातं संपद्यते यथा ।**
**तथाऽऽर्याज्जात आर्यायां सर्वं संस्कारमर्हति ॥ ६९ ॥**

સારું બીજ સારા ક્ષેત્રમાં રૂડી રીતે ખીલે છે, તેમ આર્ય પુરુષથી આર્યસ્ત્રીમાં જન્મેલાનેજ સર્વ સંસ્કારો ઘટે છે. ૬૯

બીજનો અને ક્ષેત્રનો નિર્ણય—

**बीजमेके प्रशंसन्ति क्षेत्रमन्ये मनीषिणः ।**
**बीजक्षेत्रे तथैवान्ये तत्रेयं तु व्यवस्थितिः ॥ ७० ॥**

કોઈક ઋષિઓ બીજને, બીજા કોઈક ક્ષેત્રને, તો વળી ત્રીજા બીજ તથા ક્ષેત્ર બન્નેને પ્રશંસે છે. પણ તે વિશે વ્યવસ્થા નીચે પ્રમાણે છે. ૭૦

**अक्षेत्रे बीजमुत्सृष्टमन्तरैव विनश्यति ।**
**अबीजकमपि क्षेत्रं केवलं स्थण्डिलं भवेत् ॥ ७१ ॥**

ઊખર ભૂમિમાં નાખેલું બીજ અંદરજ મરી જાય છે, તેમ બીજરહિત ક્ષેત્ર કેવળ સાફ ચોતરોજ રહે છે. ૭૧

**यस्माद्बीजप्रभावेण तिर्यग्जा ऋषयोऽभवन् ।**
**पूजिताश्च प्रशस्ताश्च तस्माद्बीजं प्रशस्यते ॥ ७२ ॥**

બીજના પ્રભાવે કરીને તિર્યગ્યોનિમાં જન્મેલાઓ પણ ઋષિઓ થયા છે અને પૂજા તથા પ્રશંસા પામ્યા છે; તેથી બીજ પ્રશંસાપાત્ર છે. ૭૨

**अनार्यमार्यकर्माणमार्यं चानार्यकर्मिणम् ।**
**संप्रधार्याब्रवीद्धाता न समौ नासमाविति ॥ ७३ ॥**

આર્યકર્મી અનાર્ય અને અનાર્યકર્મી આર્ય તે બન્ને સમાન નથી તેમ અસમાન પણ નથી, એમ બ્રહ્માએ તુલના કરીને કહ્યું છે. ૭૩

દ્વિજવર્ણની આજીવિકા—

**ब्राह्मणा ब्रह्मयोनिस्था ये स्वकर्मण्यवस्थिताः ।**
**ते सम्यगुपजीवेयुः षट्कर्माणि यथाक्रमम् ॥ ७४ ॥**

સ્વકર્મમાં પરાયણ અને બ્રહ્મમાં ધ્યાનનિષ્ઠ એવા બ્રાહ્મણોએ નીચેના ક્રમનાં છ કર્મોથી રૂડી રીતે આજીવિકા ચલાવવી.

**अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।**
**दानं प्रतिग्रहश्चैव षट्कर्माण्यग्रजन्मनः ॥ ७५ ॥**

ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, દાન લેવું અને દાન આપવું, એ બ્રાહ્મણનાં ષટ્કર્મો છે. ૭૫

**षण्णां तु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका ।**
**याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ॥ ७६ ॥**

આ છ કર્મોમાં યજ્ઞ કરાવવો, ભણાવવું અને વિશુદ્ધ જાતિ પાસેથી દાન લેવું, એ ત્રણ એની આજીવિકા માટે છે.

**त्रयो धर्मा निवर्तन्ते ब्राह्मणात्क्षत्रियं प्रति ।**
**अध्यापनं याजनं च तृतीयश्च प्रतिग्रहः ॥ ७७ ॥**

वैश्यं प्रति तथैवैते निवर्तेरन्निति स्थितिः ।
न तौ प्रति हि तान्धर्मान्मनुराह प्रजापतिः ॥ ७८ ॥

ભણાવવું, યજ્ઞ કરાવવો અને ત્રીજું દાન લેવું એ ત્રણ કર્મો કેવળ બ્રાહ્મણ માટેનાં જ છે; તે ક્ષત્રિય અને વૈશ્ય માટે નથીજ, એવી ધર્મમર્યાદા છે. કેમકે, પ્રજાપતિ મનુએ તે કર્મો તે બે માટે કહ્યાંજ નથી. ૭૭,૭૮

शस्त्रास्त्रभृत्त्वं क्षत्रस्य वणिक्पशुकृषिर्विशः ।
आजीवनार्थं धर्मस्तु दानमध्ययनं यजिः ॥ ७९ ॥

ક્ષત્રિયે આજીવિકા માટે શસ્ત્રાસ્ત્ર ધારવાં અને વૈશ્યે વેપાર, પશુપાલન તથા ખેતીવાડી કરવી; પણ દાન, અધ્યયન તથા યજન એ બંનેના ધર્મ છે. ૭૯

वेदाभ्यासो ब्राह्मणस्य क्षत्रियस्य च रक्षणम् ।
वार्ता कर्मैव वैश्यस्य विशिष्टानि स्वकर्मसु ॥ ८० ॥

વેદાભ્યાસ, પ્રજારક્ષણ અને પશુપાલનાદિ એ અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનાં વિશિષ્ટ સ્વકર્મ છે. ૮૦

ચારે વર્ણના આપદ્ધર્મનો નિર્ણય—

अजीवंस्तु यथोक्तेन ब्राह्मणः स्वेन कर्मणा ।
जीवेत्क्षत्रियधर्मेण स ह्यस्य प्रत्यनन्तरः ॥ ८१ ॥

કહેલા સ્વકર્મથી બ્રાહ્મણ જો પોતાનો નિર્વાહ ન કરી શકે,તો તે ક્ષત્રિયધર્મથી જીવિકા ચલાવે—કેમકે, તે ધર્મ તેની તરતના પછીના વર્ણનો છે. ૮૧

उभाभ्यामप्यजीवंस्तु कथं स्यादिति चेद्भवेत् ।
कृषिगोरक्षमास्थाय जीवेद्वैश्यस्य जीविकाम् ॥ ८२ ॥

બ્રાહ્મણ જો આ બન્ને કર્મોથી પણ જીવિકા ન નભાવી શકે, તો તેણે ખેતીવાડી અને ગોરક્ષામાં રહી વૈશ્યની આજીવિકાથી નભાવ કરવો. ૮૨

**वैश्यवृत्त्याऽपि जीवंस्तु ब्राह्मणः क्षत्रियोऽपि वा ।**
**हिंसाप्रायां पराधीनां कृषिं यत्नेन वर्जयेत् ॥ ८३ ॥**

વૈશ્યવૃત્તિથી જીવનનિર્વાહ કરતા બ્રાહ્મણે કે ક્ષત્રિયે સુધ્ધાં હિંસાભરી અને પરાધીન એવી ખેતીને યત્નપૂર્વક વર્જવી.

**कृषिं साध्विति मन्यन्ते सा वृत्तिः सद्विगर्हिता ।**
**भूमिं भूमिशयांश्चैव हन्ति काष्ठमयोमुखम् ॥ ८४ ॥**

કોઇ ખેતીને સારી માને છે, પણ સજ્જનો તે વૃત્તિને નિંદે છે; કેમકે, લોઢાના મોંવાળું લાકડું ભૂમિને તથા ભૂમિમાં રહેતા જીવોને હણે છે. ૮૪

**इदं तु वृत्तिवैकल्यात्त्यजतो धर्मनैपुणम् ।**
**विट्पण्यमुद्धृतोद्धारं विक्रेयं वित्तवर्धनम् ॥ ८५ ॥**

બ્રાહ્મણ અને ક્ષત્રિય સ્વકર્મથી જીવનનિર્વાહ ન કરી શકે અને વૃત્તિના અભાવે તેઓ પોતાની ધર્મનિપુણતા છોડે, તો તેમણે વૈશ્યના વેપારમાલમાંથી નિષિદ્ધ પદાર્થોનો ત્યાગ કરી, બાકીના ધનવૃદ્ધિ કરનારા પદાર્થોનું વેચાણ કરવું. ૮૫

**सर्वान्रसानपोहेत कृतान्नं च तिलैः सह ।**
**अश्मनो लवणं चैव पशवो ये च मानुषाः ॥ ८६ ॥**

તેણે સર્વ રસો, રાંધેલું અન્ન, તલ, પથ્થર, મીઠું અને મનુષ્યોને ઉપકારી એવાં પશુઓ એટલાં વેચવાં નહિ. ૮૬

सर्वं च तान्तवं रक्तं शाणक्षौमाविकानि च।
अपि चेत्स्युररक्तानि फलमूले तथौषधीः ॥ ८७ ॥
अपः शस्त्रं विषं मांसं सोमं गन्धांश्च सर्वशः।
क्षीरं क्षौद्रं दधि घृतं तैलं मधु गुडं कुशान् ॥ ८८ ॥
आरण्यांश्च पशून्सर्वान्दंष्ट्रिणश्च वयांसि च।
मद्यं नीलीं च लाक्षां च सर्वांश्चैकशफांस्तथा ॥ ८९ ॥

બધી જાતનાં રંગીન ધાગાવાળાં વસ્ત્રો, રંગ્યાં વિનાનાં હોય, તોપણ શણ, અળસી અને ઊનનાં વસ્ત્રો, ફળ, મૂલ, ઔષધિ, પાણી, શસ્ત્ર, વિષ, માંસ, સોમ, સર્વ સુગંધી દ્રવ્યો, દૂધ, મધ, દહીં, ઘી, તેલ, મધુ, ગોળ, દર્ભ, વનપશુઓ, દાઢવાળાં પશુઓ, પંખીઓ, મદ્ય, ગળી, લાખ, તેમજ એક ખરીવાળાં પશુઓ—એ તેણે વેચવાં નહિ. ૮૭–૮૯

[ त्रपु सीसं तथा लोहं तैजसानि च सर्वशः।
बालान् चर्म तथाऽस्थीनि सस्नायूनि च वर्जयेत् ॥

લાખ, સીસું ને લોઢું વગેરે સર્વ ધાતુઓની તેમજ વાળ, ચામડાં, હાડકાં તથા સ્નાયુઓની સર્વ બનાવટો તેણે વર્જવી. ]

काममुत्पाद्य कृष्यां तु स्वयमेव कृषीवलः।
विक्रीणीत तिलाञ्छुद्धान्धर्मार्थमचिरस्थितान् ॥ ९० ॥

ખેડૂત પોતાની ઇચ્છાએ પોતેજ તલ ઉગાડે, તો તેણે શુદ્ધ તલને ઝાઝો વખત સંઘરી ન રાખતાં ધર્માર્થે વેચી દેવા.

भोजनाभ्यञ्जनाद्दानाद्यदन्यत्कुरुते तिलैः।
कृमिभूतः श्वविष्ठायां पितृभिः सह मज्जति ॥ ९१ ॥

જે માણસ તલને ભોજન, સ્નાન અને દાન સિવાયના બીજા કામમાં લે છે, તે કીડો થઈને પિતૃઓ સાથે કૂતરાની વિષ્ટામાં ખૂંચે છે. ૯૧

**सद्यः पतति मांसेन लाक्षया लवणेन च ।**
**त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयात् ॥ ९२ ॥**

બ્રાહ્મણ જો માંસ, લાખ અને મીઠું વેચે છે, તો તે તત્કાલ પતિત થાય છે. દૂધ વેચવાથી તે ત્રણ દહાડામાં શૂદ્ર થઈ જાય છે. ૯૨

**इतरेषां तु पण्यानां विक्रयादिह कामतः ।**
**ब्राह्मणः सप्तरात्रेण वैश्यभावं नियच्छति ॥ ९३ ॥**

આ સિવાયના બીજા નિષિદ્ધ પદાર્થોને ઇચ્છાપૂર્વક વેચવાથી બ્રાહ્મણ સાત દિવસમાં વૈશ્યપણાને પામે છે. ૯૩

**रसा रसैर्निमातव्या न त्वेव लवणं रसैः ।**
**कृतान्नं चाकृतान्नेन तिला धान्येन तत्समाः ॥ ९४ ॥**

ગોળ આદિ રસોને ઘી વગેરે રસો સાથેજ અદલબદલ કરવા, પણ રસો સાથે મીઠાની અદલાબદલી ન કરવી. રાંધેલાં અન્નને કાચા અન્ન સાથે તથા તલને બીજાં ધાન્ય સાથે અદલબદલ કરવાં. ૯૪

**जीवेदेतेन राजन्यः सर्वेणाप्यनयं गतः ।**
**न त्वेव ज्यायसीं वृत्तिमभिमन्येत कर्हिचित् ॥ ९५ ॥**

ક્ષત્રિય આપત્તિમાં આવ્યો હોય, તોપણ તેણે આ સર્વ વૈશ્યવૃત્તિએ નિર્વાહ કરવો; પરંતુ તેણે ક્યારેય બ્રાહ્મણવૃત્તિ ઉપર ન ટાંપવું. ૯૫

**यो लोभादधमो जात्या जीवेदुत्कृष्टकर्मभिः ।**
**तं राजा निर्धनं कृत्वा क्षिप्रमेव प्रवासयेत् ॥ ९६ ॥**

અધમ જાતિનો જે માણસ લોભથી ઊંચી જાતિનાં કર્મોથી જીવિકા ચલાવે, તેને રાજાએ તરતજ નિર્ધન કરીને દેશનિકાલ આપવો. ૯૬

**वरं स्वधर्मो विगुणो न पारक्यः स्वनुष्ठितः ।**
**परधर्मेण जीवन् हि सद्यः पतति जातितः ॥ ९७ ॥**

ભલે ગુણે ઓછો હોય તોપણ સ્વધર્મ ચડિયાતો છે– પારકો ધર્મ સારી રીતે આચરી શકાતો હોય તોપણ ચડિયાતો નથી. જે પરધર્મથી આજીવિકા કરે છે, તે તરતજ નીતિભ્રષ્ટ થાય છે. ૯૭

**वैश्योऽजीवन्स्वधर्मेण शूद्रवृत्त्याऽपि वर्तयेत् ।**
**अनाचरन्नकार्याणि निवर्तेत च शक्तिमान् ॥ ९८ ॥**

સ્વધર્મથી આજીવિકા ન ચલાવી શકતા વૈશ્યે શૂદ્રની વૃત્તિથી નિર્વાહ કરવો; પણ તેણે શૂદ્રનાં અયોગ્ય કાર્યો આચરવાં નહિ અને શક્તિમાન થતાં એ વૃત્તિમાંથી મુક્ત થવું. ૯૮

**अशक्नुवंस्तु शुश्रूषां शूद्रः कर्तुं द्विजन्मनाम् ।**
**पुत्रदारात्ययं प्राप्तो जीवेत्कारुककर्मभिः ॥ ९९ ॥**

જે શૂદ્રનાં પુત્ર અને પત્ની આપત્તિમાં હોય અને જે પોતે દ્વિજજાતિઓની સેવા કરવા શક્તિમાન ન હોય, તેણે કારીગરકામથી ( સુતારી, લુહારી આદિથી ) જીવિકા ચલાવવી.

**यैः कर्मभिः प्रचरितैः शुश्रूष्यन्ते द्विजातयः ।**
**तानि कारुककर्माणि शिल्पानि विविधानि च ॥ १०० ॥**

જે કર્મો કર્યાથી દ્વિજવર્ણોની સેવા થઈ શકે છે, તેવાં અનેક પ્રકારનાં શિલ્પનાં અને કારીગરીનાં કર્મો શૂદ્રે કરવાં.

**वैश्यवृत्तिमनातिष्ठन्ब्राह्मणः स्वे पथि स्थित ।**
**अवृत्तिकार्षितः सीदन्निमं धर्मं समाचरेत् ॥ १०१ ॥**

આજીવિકા વિના દુઃખી થયેલો કલેશયુક્ત બ્રાહ્મણ વૈશ્યવૃત્તિથી ન રહેતાં સ્વકર્મને માર્ગે જ વર્તે, તો તેણે આ નીચેનો ધર્મ આચરવો. ૧૦૧

**सर्वतः प्रतिगृह्णीयाद्ब्राह्मणस्त्वनयं गतः ।**
**पवित्रं दुष्यतीत्येतद्धर्मतो नोपपद्यते ॥ १०२ ॥**

દુઃખમાં આવેલો વિપદગ્રસ્ત બ્રાહ્મણ સૌ કોઈ પાસેથી દાન લે; કેમકે પવિત્રને દૂષણ લાગે છે, એવો ધર્મમત નથી. ૧૦૨

**नाध्यापनाद्याजनाद्वा गर्हिताद्वा प्रतिग्रहात् ।**
**दोषो भवति विप्राणां ज्वलनाम्बुसमा हि ते ॥ १०३ ॥**

આપત્તિકાલે નિંદિતોને વેદ ભણાવવાથી, તેમને યજ્ઞ કરાવવાથી અથવા તેમની પાસેથી દાન લેવાથી બ્રાહ્મણોને દોષ લાગતો નથી; કેમકે તેઓ અગ્નિ અને જલ સમાન પવિત્ર છે.

**जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः ।**
**आकाशमिव पङ्केन न स पापेन लिप्यते ॥ १०४ ॥**

પ્રાણસંકટમાં આવી પડેલો માણસ જ્યાંથી ત્યાંથી અન્ન જમે, તો જેમ આકાશ કાદવથી લેપાતું નથી તેમ તે પાપથી લેપાતો નથી. ૧૦૪

**अजीगर्तः सुतं हन्तुमुपासर्पद्बुभुक्षितः ।**
**न चालिप्यत पापेन क्षुत्प्रतीकारमाचरन् ॥ १०५ ॥**

અજીગર્ત ઋષિ ભૂખના માર્યા પુત્ર (શુનઃશેપ)ને હણવા તૈયાર થયા હતા; ભૂખનો આમ ઉપાય કરવાથી તેમને પાપનો લેપ લાગ્યો નહોતો. ૧૦૫

**श्वमांसमिच्छन्नार्तोऽत्तुं धर्माधर्मविचक्षणः ।**
**प्राणानां परिरक्षार्थं वामदेवो न लिप्तवान् ॥ १०६ ॥**

ધર્માધર્મને જાણનારા દુઃખી વામદેવ ઋષિએ પ્રાણરક્ષા સારુ કૂતરાનું માંસ ખાવા ઇચ્છ્યું હતું, તો પણ તે પાપથી લેપાયા નહોતા. ૧૦૬

**भरद्वाजः क्षुधार्तस्तु सपुत्रो विजने वने ।**
**बह्वीर्गाः प्रतिजग्राह वृधोस्तक्ष्णो महातपाः ॥ १०७ ॥**

મહાતપસ્વી ભરદ્વાજ ઋષિએ અને તેમના પુત્રે, ભૂખથી પીડાઇને, નિર્જન વનમાં વૃધુ નામના સુથાર પાસેથી અનેક ગાયો લીધી હતી. ૧૦૭

**क्षुधार्तश्चात्तुमभ्यागाद्विश्वामित्रः श्वजाघनीम् ।**
**चण्डालहस्तादादाय धर्माधर्मविचक्षणः ॥ १०८ ॥**

પીડા પામતાં, ધર્મ અને અધર્મને જાણવાવાળા વિશ્વામિત્ર ઋષિ ભૂખને લીધે ચંડાલના હાથમાંથી લઇને કૂતરાની જાંઘ ખાવા તૈયાર થયા હતા. ૧૦૮

**प्रतिग्रहाद्याजनाद्वा तथैवाध्यापनादपि ।**
**प्रतिग्रहः प्रत्यवरः प्रेत्य विप्रस्य गर्हितः ॥ १०९ ॥**

પ્રતિગ્રહ, યાજન (યજ્ઞ કરાવવો) અને અધ્યાપન એમ સૌમાં પ્રતિગ્રહ (દાન લેવું) સૌથી નીચો છે અને તે બ્રાહ્મણનો પરભવ બગાડનારો છે. ૧૦૯

**याजनाध्यापने नित्यं क्रियेते संस्कृतात्मनाम् ।**
**प्रतिग्रहस्तु क्रियते शूद्रादप्यन्त्यजन्मनः ॥ ११० ॥**

યાજન અને અધ્યાપન તો નિત્ય સંસ્કારી પુરુષોને કરાવવામાં આવે છે, ત્યારે પ્રતિગ્રહ તો શૂદ્ર અને અંત્યજો પાસેથી પણ લેવાય છે. ૧૧૦

**जपहोमैरपैत्येनो याजनाध्यापनैः कृतम् ।**
**प्रतिग्रहनिमित्तं तु त्यागेन तपसैव च ॥ १११ ॥**

નિષિદ્ધ યાજન અને અધ્યાપન કરાવ્યાથી લાગેલું પાપ જપહોમથી નાશ પામે છે; પરંતુ નિષિદ્ધ પ્રતિગ્રહને નિમિત્તે લાગેલું પાપ ત્યાગ તથા તપથીજ દૂર થાય છે. ૧૧૧

**शिलोञ्छमप्याददीत विप्रोऽजीवन्यतस्ततः ।**
**प्रतिग्रहाच्छिलः श्रेयांस्ततोऽप्युञ्छः प्रशस्यते ॥ ११२ ॥**

જ્યાંત્યાંથી દાન લઈ જીવિકા ચલાવવા ન ઇચ્છતા બ્રાહ્મણે શિલોંછવૃત્તિ રાખવી. એ પ્રતિગ્રહ કરતાં *શિલવૃત્તિ શ્રેષ્ઠ છે, અને શિલ કરતાંય ઉંછવૃત્તિ શ્રેષ્ઠતર છે. ૧૧૨

**सीदद्भिः कुप्यमिच्छद्भिर्धनं वा पृथिवीपतिः ।**
**याच्यः स्यात्स्नातकैर्विप्रैरदित्संस्त्यागमर्हति ॥ ११३ ॥**

વિપત્તિમાં ગળાતા અને ધાન્ય, વસ્ત્ર તથા યજ્ઞાદિ અર્થે ધનની ઇચ્છાવાળા એવા સ્નાતક વિપ્રોએ રાજાને યાચવો–તે જો ન આપે તો તેનો ત્યાગ કરવો. ૧૧૩

---

* અનાજ ખેતરમાંથી ખળામાં લઇ જવાય, ત્યારે જે ડૂંડાં ખેતરમાં રહે તેનાથી જે જીવનનભાવ કરાય તે શિલવૃત્તિ. અનાજ ખળામાં ગયા પછી ખેતરમાં જે દાણા પડી રહે, તે વીણી ખાવા એ ઉંછવૃત્તિ.

**अकृतं च कृतात्क्षेत्राद्गौरजाविकमेव च।**
**हिरण्यं धान्यमन्नं च पूर्वं पूर्वमदोषवत्॥ ११४॥**

ખેડેલા ખેતર કરતાં વગર ખેડેલું ખેતર દોષહીન છે. તેમ, ગાય, બકરાં, મેઢાં, સોનું, ધાન્ય અને રાંધ્યું અન્ન એમાં પહેલાં પહેલાં તે પછી પછીનાં કરતાં વિશેષ દોષહીન છે. ૧૧૪

**सप्त वित्तागमा धर्म्या दायो लाभः क्रयो जयः।**
**प्रयोगः कर्मयोगश्च सत्प्रतिग्रह एव च॥ ११५॥**

ધનની આવકના આ સાત ધર્મસંમત માર્ગો છે—વારસો, અકસ્માત્ લાભ, માલવેચાણ, રણમાં વિજય, વ્યાજ વગેરેના પ્રયોગ, ખેતીવાડી વગેરેના કર્મયોગ અને સત્પાત્ર પાસેથી મળેલું દાન. ૧૧૫

**विद्या शिल्पं भृतिः सेवा गोरक्ष्यं विपणिः कृषिः।**
**धृतिर्भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः॥ ११६॥**

વિદ્યા, શિલ્પ, નોકરી, સેવાચાકરી, પશુપાલન, દુકાનદારી, ખેતી, સંતોષપૂર્વક થોડાથી જીવવાની ધીરજ, ભિક્ષાવૃત્તિ, અને વ્યાજવટાવ, એ દશ જીવનહેતુઓ છે. ૧૧૬

**ब्राह्मणः क्षत्रियो वापि वृद्धिं नैव प्रयोजयेत्।**
**कामं तु खलु धर्मार्थं दद्यात्पापीयसेऽल्पिकाम्॥ ११७॥**

બ્રાહ્મણ કે ક્ષત્રિય વ્યાજવટંતર નજ કરે. છતાં, જોઇએ તો, નીચ લોકને તે ધર્મને નિમિત્તે થોડે વ્યાજે ધન આપે. ૧૧૭

**चतुर्थमाददानोऽपि क्षत्रियो भागमापदि।**
**प्रजा रक्षन्परं शक्त्या किल्बिषात्प्रतिमुच्यते॥ ११८॥**

આપત્કાલમાં રાજા ચોથો ભાગ લઇને પણ જો સ્વશક્તિ પ્રમાણે પ્રજાનું રક્ષણ કરે, તો તે પાપમાંથી મુક્ત થાય છે.

**स्वधर्मो विजयस्तस्य नाहवे स्यात्पराङ्मुखः ।**
**शस्त्रेण वैश्यान् रक्षित्वा धर्म्यमाहारयेद्बलिम् ॥ ११९ ॥**

રણમાં વિજય એ તેનો સ્વધર્મ છે. યુદ્ધમાં તેણે પીઠ ન બતાવવી, તેણે શસ્ત્રોથી વૈશ્યોની રક્ષા કરવી અને ધર્મમાર્ગે કર લેવો. ૧૧૯

**धान्येऽष्टमं विंशं शुल्कं विंशं कार्षापणावरम् ।**
**कर्मोपकरणाः शूद्राः कारवः शिल्पिनस्तथा ॥ १२० ॥**

વૈશ્યો પાસેથી તેણે ધાન્યનો આઠમો ભાગ લેવો, સુવર્ણથી કાર્ષાપણ સુધીના ધનનો દશમો ભાગ લેવો અને શૂદ્રો, સુતારો, શિલ્પીઓ પાસે કામરૂપે ભાગ લેવો. ૧૨૦

**शूद्रस्तु वृत्तिमाकाङ्क्षन्क्षत्रमाराधयेद्यदि ।**
**धनिनं वाप्युपाराध्य वैश्यं शूद्रो जिजीविषेत् ॥ १२१ ॥**

જીવિકા ઇચ્છતા શૂદ્રે જોઈએ તો ક્ષત્રિયને સેવવો અથવા ધનવાન વૈશ્યને સેવી તેણે ગુજારો કરવા ઇચ્છવું. ૧૨૧

**स्वर्गार्थमुभयार्थं वा विप्रानाराधयेत्तु सः ।**
**जातब्राह्मणशब्दस्य सा ह्यस्य कृतकृत्यता ॥ १२२ ॥**

પણ સ્વર્ગને અર્થે અથવા આ લોક અને પરલોક એ બંનેને સારુ તેણે બ્રાહ્મણોનેજ સેવવા જોઇએ. તે 'અમુક બ્રાહ્મણનો સેવક છે' એટલા શબ્દોમાંય તેની કૃતાર્થતા રહી છે.

**विप्रसेवैव शूद्रस्य विशिष्टं कर्म कीर्त्यते ।**
**यदतोऽन्याद्धि कुरुते तद्भवत्यस्य निष्फलम् ॥ १२३ ॥**

બ્રાહ્મણની સેવા એજ શૂદ્રનું વિશિષ્ટ કર્મ કહેવાય છે આથી બીજું એ જો કંઈ કરે, તે એને માટે નિષ્ફળ જાય છે.

प्रकल्प्या तस्य तैर्वृत्तिः स्वकुटुम्बाद्यथार्हतः ।
शक्तिं चावेक्ष्य दाक्ष्यं च भृत्यानां च परिग्रहम् ॥ १२४

સેવકોની શક્તિ, હોશિયારી તથા તેમના આશ્રિત પરિ
એનો વિચાર કરીને તે બ્રાહ્મણોએ પોતાના કુટુંબમાંથી તે
માટે યથાયોગ્ય આજીવિકા બાંધી આપવી. ૧૨૪

उच्छिष्टमन्नं दातव्यं जीर्णानि वसनानि च ।
पुलाकाश्चैव धान्यानां जीर्णाश्चैव परिच्छदाः ॥ १२५ ।

તેને વધ્યું અન્ન, જૂનાં થયેલાં વસ્ત્રો અને ધાન્યે
છાંટણ આપવાં, તેમજ પુરાણી સાધનસામગ્રીઓ આપવી.૧

न शूद्रे पातकं किंचिन्न च संस्कारमर्हति ।
नास्याधिकारो धर्मेऽस्ति न धर्मात्प्रतिषेधनम् ॥ १२६ ॥

શૂદ્રને લસણ વગેરે ખાવા સંબંધમાં કંઇ જ પાતક ન
તેમ તે ઉપનયન આદિ સંસ્કારને પણ યોગ્ય નથી.
અગ્નિહોત્રાદિ ધર્મનો અધિકાર નથી, તેમ મંત્ર વિનાના પ
યજ્ઞાદિ ધર્મનો નિષેધ નથી. ૧૨૬

धर्मेप्सवस्तु धर्मज्ञाः सतां वृत्तमनुष्ठिताः ।
मन्त्रवर्ज्यं न दुष्यन्ति प्रशंसां प्राप्नुवन्ति च ॥ १२७ ॥

ધર્મજ્ઞ અને સત્પુરુષોના આચારમાં રહેવાવાળા ધર્મે
શૂદ્રો જે મંત્ર વિના પંચમહાયજ્ઞો કરે છે, તો તેઓ દોષ
પડતા નથી પણ પ્રશંસા પામે છે. ૧૨૭

यथा यथा हि सद्वृत्तमातिष्ठत्यनसूयकः ।
तथा तथेमं चामुं च लोकं प्राप्नोत्यनिन्दितः ॥ १२८ ॥

ઈર્ષ્યારહિત રહીને જે શૂદ્ર જેમ જેમ સદાચરણને સેવે

તેમ તેમ તે અનિન્દિત થઇને આ લોક અને પરલોકમાં સુખ પામે છે. ૧૨૮

**शक्तेनापि हि शूद्रेण न कार्यो धनसञ्चयः ।**
**शूद्रो हि धनमासाद्य ब्राह्मणानेव बाधते ॥ १२९ ॥**

શક્તિમાન હોય તો પણ શૂદ્રે ધનસંચય કરવો નહિ. કેમકે, શૂદ્ર ધન મેળવીને બ્રાહ્મણોને પીડા કરે છે. ૧૨૯

**एते चतुर्णां वर्णानामापद्धर्माः प्रकीर्तिताः ।**
**यान्सम्यगनुतिष्ठन्तो व्रजन्ति परमां गतिम् ॥ १३० ॥**

ચારે વર્ણોના આ આપદ્ધર્મો કહ્યા. તેમને રૂડી રીતે અનુસરનારાઓ પરમગતિને પામે છે. ૧૩૦

**एष धर्मविधिः कृत्स्नश्चातुर्वर्ण्यस्य कीर्तितः ।**
**अतः परं प्रवक्ष्यामि प्रायश्चित्तविधिं शुभम् ॥ १३१ ॥**

ચાતુર્વર્ણ્યનો આ સમગ્ર ધર્મવિધિ કહ્યો. હવે પ્રાયશ્ચિત્તનો શુભ વિધિ કહીશ. ૧૩૧

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां दशमोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૧૦ મો સમાપ્ત

---

# अध्याय ११ मो

બ્રાહ્મણને દાન આપવું—

**सांतानिकं यक्ष्यमाणमध्वगं सर्ववेदसम् ।**
**गुर्वर्थं पितृमात्रर्थं स्वाध्यायार्थ्युपतापिनः ॥ १ ॥**
**नवैतान्स्नातकान्विद्याद्ब्राह्मणान्धर्मभिक्षुकान् ।**
**निःस्वेभ्यो देयमेतेभ्यो दानं विद्याविशेषतः ॥ २ ॥**

સંતાનના પ્રયોજન સારુ વિવાહ કરવા ઇચ્છતો, યજ્ઞયાગાદિ કરવાની ઇચ્છા રાખતો, વટેમાર્ગુ, સર્વસ્વની દક્ષિણાવાળો વિશ્વજિત્ યજ્ઞ કરનારો, ગુરુ અને માતપિતા માટે ભોજન-વસ્ત્રની ઇચ્છા કરતો, સ્વાધ્યાયના હેતુવાળો અને રોગી—એ નવ સ્નાતક બ્રાહ્મણોને ધર્મભિક્ષુક જાણવા; અને તે નિર્ધનોને તેમની વિદ્યાની વિશેષતા પ્રમાણે દાન આપવું. ૧,૨

**एतेभ्यो हि द्विजाग्र्येभ्यो देयमन्नं सदक्षिणम् ।**
**इतरेभ्यो बहिर्वेदि कृतान्नं देयमुच्यते ॥ ३ ॥**

આ દ્વિજવરોને દક્ષિણા સાથે અન્ન આપવું અને બીજાઓને વેદીની બહાર રાંધેલું અન્ન આપવું—એમ કહેવાયું છે. ૩

**सर्वरत्नानि राजा तु यथार्हं प्रतिपादयेत् ।**
**ब्राह्मणान्वेदविदुषो यज्ञार्थं चैव दक्षिणाम् ॥ ४ ॥**

વેદવેત્તા બ્રાહ્મણોને રાજાએ યજ્ઞને માટેનું દક્ષિણાધન તથા સર્વ રત્નો એ યથાયોગ્ય જોઇને આપવાં. ૪

**कृतदारोऽपरान्दारान्भिक्षित्वा योऽधिगच्छति ।**
**रतिमात्रं फलं तस्य द्रव्यदातुस्तु सन्ततिः ॥ ५ ॥**

પત્નીવાળો જે માણસ દ્રવ્ય માગીને બીજી પત્નીઓ કરે છે, તે માત્ર રતિફલ પામે છે. તેની સંતતિ તો તેને દ્રવ્યનું દાન કરનારની કહેવાય છે. ૫

**धनानि तु यथाशक्ति विप्रेषु प्रतिपादयेत् ।**
**वेदवित्सु विविक्तेषु प्रेत्य स्वर्गं समश्नुते ॥ ६ ॥**

વેદજ્ઞ અને અનાસકત બ્રાહ્મણોને યથાશક્તિ ધન આપવું; તેથી મરણ પછી સ્વર્ગપ્રાપ્તિ થાય છે. ૬

यस्य त्रैवार्षिकं भक्तं पर्याप्तं भृत्यवृत्तये ।
अधिकं वापि विद्येत स सोमं पातुमर्हति ॥ ७ ॥

પોષ્યવર્ગના ભરણપોષણ માટે જે બ્રાહ્મણ પાસે ત્રણ વર્ષ ચાલે એટલું અથવા તેથી અધિક અન્ન હોય, તેણે સોમયાગ કરવો ઘટે છે. ૭

अतः स्वल्पीयसि द्रव्ये यः सोमं पिबति द्विजः ।
स पीतसोमपूर्वोपि न तस्याप्नोति तत्फलम् ॥ ८ ॥

જે દ્વિજ પાસે એથી ઓછું દ્રવ્ય હોય તે જો સોમયાગ કરે, તો તેણે પ્રથમથી સોમપાન કર્યું હોવા છતાં તેને તેનું ફળ મળતું નથી. ૮

शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।
मध्वापातो विषास्वादः स धर्मप्रतिरूपकः ॥ ९ ॥

જે સંપન્ન માણસ સ્વજનોને દુઃખમાં જીવતા રાખી પરજનોને દાન આપે છે, તે આરંભે મધ પીએ છે પણ પરિણામે વિષ ચાખે છે–તે ધર્મનો ઓળોજ સેવે છે. ૯

भृत्यानामुपरोधेन यत्करोत्यौर्ध्वदेहिकम् ।
तद्भवत्यसुखोदर्कं जीवतश्च मृतस्य च ॥ १० ॥

જો માણસ પોષ્યવર્ગને અવગણીને પારલૌકિક કર્મો કરે છે, તો તે ધર્મકાર્યો તેને જીવતાં અને મર્યા પછી દુઃખદાયી થાય છે. ૧૦

[ वृद्धौ च मातापितरौ साध्वी भार्या शिशुः सुतः ।
अप्यकार्यशतं कृत्वा भर्तव्या मनुरब्रवीत् ॥

ઘરડાં માબાપ, સાધ્વી પત્ની અને બાળક પુત્ર એમનું બીજાં

સો કામો પડતાં મૂકીને ભરણપોષણ કરવું, એમ મનુએ કહ્યું છે.]

યજ્ઞ માટે ધન હરી લાવવું—

**यज्ञश्चेत्प्रतिरुद्धः स्यादेकेनाङ्गेन यज्वनः ।**
**ब्राह्मणस्य विशेषेण धार्मिके सति राजनि ॥ ११ ॥**
**यो वैश्यः स्याद्बहुपशुर्हीनक्रतुरसोमपः ।**
**कुटुम्बात्तस्य तद्द्रव्यमाहरेद्यज्ञसिद्धये ॥ १२ ॥**

રાજા ધાર્મિક હોય ત્યારે યજમાનનો—ખાસ કરીને બ્રાહ્મણનો યજ્ઞ જો એક અંગ સારુ અટકી પડે તો જે વૈશ્ય ઘણાં ઢોરઢાંખરવાળો હોય અને જે યજ્ઞયાગ તથા સોમયજ્ઞ ન કરતો હોય, તેના કુટુંબમાંથી તે યજ્ઞની સિદ્ધિ અર્થે તેટલું ધન લઈ લેવું. ૧૧,૧૨

**आहरेत्त्रीणि वा द्वे वा कामं शूद्रस्य वेश्मनः ।**
**न हि शूद्रस्य यज्ञेषु कश्चिदस्ति परिग्रहः ॥ १३ ॥**

જો યજ્ઞનાં બે કે ત્રણ અંગ રહ્યાં હોય, તો કદી શૂદ્રને ઘેરથી તે જોઇતું લેવું; કારણકે શૂદ્રને યજ્ઞો વિષે કંઈજ સંબંધ હોતો નથી. ૧૩

**योऽनाहिताग्निः शतगुरयज्वा च सहस्रगुः ।**
**तयोरपि कुटुम्बाभ्यामाहरेदविचारयन् ॥ १४ ॥**

સો ગાયો છતાં જેણે અગ્નિહોત્ર ન રાખ્યો હોય અને હજાર ગાયો છતાં જેણે યજ્ઞ ન કર્યો હોય, તે બન્નેનાં કુટુંબોમાંથી વિચાર કર્યા વિના ધન લઇ લેવું. ૧૪

**आदाननित्याच्चादातुराहरेदप्रयच्छतः ।**
**तथा यशोऽस्य प्रथते धर्मश्चैव प्रवर्धते ॥ १५ ॥**

જે નિત્ય દાન લેતો હોય પણ દાન આપતો ન હોય, તે ધન ન આપે તો પણ તેની પાસેથી તે લઈ લેવું. તેમ કરવાથી એ ધન લાવનારનો જશ ફેલાય છે અને ધર્મ વૃદ્ધિ પામે છે. ૧૫

**तथैव सप्तमे भक्ते भक्तानि षडनश्नता ।**
**अश्वस्तनविधानेन हर्तव्यं हीनकर्मणः ॥ १६ ॥**

તેમજ જે માણસ ૭ ટંકથી ભૂખ્યો હોય તેણે ભોજનના સાતમા ટંકે, હીન કર્મ કરવાવાળાને ત્યાંથી પણ એક દિવસના પૂરા ભોજન પૂરતું અન્ન હરી લેવું. ૧૬

**खलात्क्षेत्रादगाराद्वा यतो वाऽप्युपलभ्यते ।**
**आख्यातव्यन्तु तत्तस्मै पृच्छते यदि पृच्छति ॥ १७ ॥**

તેણે ખળામાંથી, ખેતરમાંથી, ઘરમાંથી અથવા જ્યાંથી મળે ત્યાંથી તે હરી લેવું. અને પૂછનાર જો પૂછે તો તેને સાચી વાત કહી દેવી. ૧૭

**ब्राह्मणस्वं न हर्तव्यं क्षत्रियेण कदाचन ।**
**दस्युनिष्क्रिययोस्तु स्वमजीवन्हर्तुमर्हति ॥ १८ ॥**

છતાં ક્ષત્રિયે ક્યારેય બ્રાહ્મણનું ધન હરવું નહિ. પોતાની આજીવિકા ન ચાલતી હોય, તો તેણે દસ્યુઓ અને ક્રિયાહીનો પાસેથી તે હરણ કરવું. ૧૮

**योऽसाधुभ्योऽर्थमादाय साधुभ्यः संप्रयच्छति ।**
**स कृत्वा प्लवमात्मानं संतारयति तावुभौ ॥ १९ ॥**

જે અસાધુઓ પાસેથી લાવીને સાધુઓને આપે છે, તે પોતાને નૌકારૂપ કરીને એ બન્નેને તારે છે. ૧૯

**यद्धनं यज्ञशीलानां देवस्वं तद्विदुर्बुधाः ।**
**अयज्वनां तु यद्वित्तमासुरस्वं तदुच्यते ॥ २० ॥**

યજ્ઞશીલોનું જે ધન છે તેને પંડિતો દેવધન કહે છે. યજ્ઞ ન કરનારાનું જે ધન છે, તે આસુરી ધન કહેવાય છે. ૨૦

**न तस्मिन्धारयेद्दण्डं धार्मिकः पृथिवीपतिः ।**
**क्षत्रियस्य हि बालिश्याद्ब्राह्मणः सीदति क्षुधा ॥ २१ ॥**

ઉપર કહેલા સંજોગોમાં ધનાદિ મેળવનાર બ્રાહ્મણને ધાર્મિક રાજાએ શિક્ષા કરવી નહિ. કેમકે ક્ષત્રિયની મૂર્ખાઇને લીધે જ બ્રાહ્મણ ભૂખે ગળાય છે. ૨૧

**तस्य भृत्यजनं ज्ञात्वा स्वकुटुम्बान्महीपतिः ।**
**श्रुतशीले च विज्ञाय वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ॥ २२ ॥**

રાજાએ તો તે બ્રાહ્મણનાં ભરણપોષણને યોગ્ય કુટુંબીઓને જાણી લેવાં અને તેની વિદ્વત્તા તથા સદાચાર સમજી તેને ધર્મયુક્ત આજીવિકા કરી આપવી. ૨૨

**कल्पयित्वाऽस्य वृत्तिं च रक्षेदेनं समन्ततः ।**
**राजा हि धर्मषड्भागं तस्मात्प्राप्नोति रक्षितात् ॥ २३ ॥**

એને આજીવિકા બાંધી આપીને એનું સર્વ રીતે રક્ષણ કરવું; કારણ કે બ્રાહ્મણનું રક્ષણ કરવાથી રાજા તેના ધર્મનો છઠ્ઠો ભાગ મેળવે છે. ૨૩

**न यज्ञार्थं धनं शूद्राद्विप्रो भिक्षेत कर्हिचित् ।**
**यजमानो हि भिक्षित्वा चण्डालः प्रेत्य जायते ॥ २४ ॥**

બ્રાહ્મણે યજ્ઞને અર્થે કદી પણ શૂદ્ર પાસેથી ધનની ભિક્ષા માગવી નહિ. કારણ કે એમ ભીખીને યજ્ઞ કરનાર મરણ પછી ચંડાળ જન્મે છે. ૨૪

**यज्ञार्थमर्थं भिक्षित्वा यो न सर्वं प्रयच्छति ।**
**स याति भासतां विप्रः काकतां वा शतं समाः ॥२५॥**

યજ્ઞને માટે ભિક્ષા માગીને જે તે સર્વ યજ્ઞમાં આપતો નથી, તે બ્રાહ્મણ સો વરસ સુધી ભાસપક્ષીની કે કાગડાની જાતિને પામે છે. ૨૫

દેવનું ધન ખાઇ જનાર વગેરેની અધોગતિ—

**देवस्वं ब्राह्मणस्वं वा लोभेनोपहिनस्ति यः ।**
**स पापात्मा परे लोके गृध्रोच्छिष्टेन जीवति ॥ २६ ॥**

જે માણસ દેવધનને કે બ્રાહ્મણધનને લોભથી ઓળવી જાય છે, તે પાપાત્મા બીજા જનમમાં ગીધની એઠથી જીવે છે. ૨૬

**इष्टिं वैश्वानरीं नित्यं निर्वपेदब्दपर्यये ।**
**क्लृप्तानां पशुसोमानां निर्वपेदब्दपर्यये ॥ २७ ॥**

વરસ બદલાતાં સુધીમાં જો વિહિત પશુ અને સોમયાગો ન થઇ શકયા હોય, તો બીજા વર્ષના આરંભમાં શૂદ્ર આદિ પાસેથી ધન લઇને વૈશ્વાનર યજ્ઞ કરવો. ૨૭

**आपत्कल्पेन यो धर्मं कुरुतेऽनापदि द्विजः ।**
**स नाप्नोति फलं तस्य परत्रेति विचारितम् ॥ २८ ॥**

જે દ્વિજ અનાપત્તિના વખતમાં પણ આપત્કાળના ધર્મને અનુસરે છે, તે પરલોકમાં ધર્મનું ફળ પામતો નથી, એવો મનુનો નિર્ણય છે. ૨૮

**विश्वैश्च देवैः साध्यैश्च ब्राह्मणैश्च महर्षिभिः ।**
**आपत्सु मरणाद्भीतैर्विधेः प्रतिनिधिः कृतः ॥ २९ ॥**

મરણથી ભય પામેલા વિશ્વેદેવો, સાધ્યો, બ્રાહ્મણો અને મહર્ષિઓએ આપદ્ધર્મને મુખ્ય વિધિનો પ્રતિનિધિ કર્યો છે. ૨૯

**प्रभुः प्रथमकल्पस्य योऽनुकल्पेन वर्तते ।**
**न सांपरायिकं तस्य दुर्मतेर्विद्यते फलम् ॥ ३० ॥**

જે માણસ મુખ્ય વિધિ કરવાને સમર્થ હોવા છતાં ગૌણ વિધિએ વર્તે છે, તે દુર્બુદ્ધિને પારલૌકિક ફળ સાંપડતું નથી. ૩૦

**न ब्राह्मणो वेदयेत किंचिद्राजनि धर्मवित् ।**
**स्ववीर्येणैव ताञ्छिष्यान्मानवानपकारिणः ॥ ३१ ॥**

ધર્મવેત્તા બ્રાહ્મણે રાજાને કોઈના અપરાધ વિષે કંઇયે નિવેદન કરવું નહિ. પોતાના સામર્થ્યથીજ તેણે તે માણસોને શિક્ષા કરવી. ૩૧

**स्ववीर्याद्राजवीर्याच्च स्ववीर्यं बलवत्तरम् ।**
**तस्मात्स्वेनैव वीर्येण निगृह्णीयादरीन्द्विजः ॥ ३२ ॥**

પોતાનું સામર્થ્ય અને રાજાનું સામર્થ્ય એ બેમાં પોતાનું સામર્થ્ય વિશેષ બલવતું છે. તેથી બ્રાહ્મણે પોતાનાજ સામર્થ્યથી શત્રુઓને વશ કરવા. ૩૨

**श्रुतीरथर्वांगिरसीः कुर्यादित्यविचारयन् ।**
**वाक्शस्त्रं वै ब्राह्मणस्य तेन हन्यादरीन्द्विजः ॥ ३३ ॥**

તેણે વિચારવા અટકયા વિના જ અથર્વવેદના અંગિરા ઋષિએ કહેલા મંત્રો ભણી અભિચાર કરવો. મંત્ર એ જ બ્રાહ્મણનું શસ્ત્ર છે. તેનાથી બ્રાહ્મણે શત્રુઓને હણવા. ૩૩

**क्षत्रियो बाहुवीर्येण तरेदापदमात्मनः ।**
**धनेन वैश्यशूद्रौ तु जपहोमैर्द्विजोत्तमः ॥ ३४ ॥**

ક્ષત્રિય બાહુબળથી પોતાની આપત્તિને તરે; વૈશ્ય અને શૂદ્ર ધનથી આપત્તિ તરે; પણ દ્વિજવર જપહોમોથી આપત્તિ તરે. ૩૪

**विधाता शासिता वक्ता मैत्रो ब्राह्मण उच्यते ।**
**तस्मै नाकुशलं ब्रूयान्न शुष्कां गिरमीरयेत् ॥ ३५ ॥**

બ્રાહ્મણને વિહિત કર્મોના વિધાન કરનારો, પુત્ર તથા શિષ્ય આદિને શિક્ષણ આપનારો, પ્રાયશ્ચિત્ત વગેરે ધર્મોનો કહેનારો, તેમજ સકલ પ્રાણીઓ વિશે મૈત્રી રાખનારો કહ્યો છે. તેને અકુશળ કહેવું નહિ તેમ તેને કડવા બોલ કહેવા નહિ. ૩૫

**न वै कन्या न युवतिर्नाल्पविद्यो न बालिशः ।**
**होता स्यादग्निहोत्रस्य नार्तो नासंस्कृतस्तथा ॥ ३६ ॥**

કન્યા, યુવતી, અલ્પ વિદ્યાવાળો, મૂર્ખ, રોગી અને ઉપનયન સંસ્કારથી રહિત એટલાંએ અગ્નિહોત્રમાં હોમ કરવો નહિ. ૩૬

**नरके हि पतन्त्येते जुह्वन्तः स च यस्य तत् ।**
**तस्माद्वैतानकुशलो होता स्याद्वेदपारगः ॥ ३७ ॥**

કન્યા આદિ તેઓ જો આમ હોમ કરે છે, તો તેઓ અને જેની વતી તેઓ હોમે છે તે, એમ બધાં નરકમાં પડે છે. આથી શ્રૌતકર્મમાં કુશળ અને વેદમાં પારંગત એવાએ જ હોતા થવું. ૩૭

પુણ્યનાં કામ કરવાં—

**प्राजापत्यमदत्वाऽश्वमग्न्याधेयस्य दक्षिणाम् ।**
**अनाहिताग्निभवति ब्राह्मणो विभवे सति ॥ ३८ ॥**

અગ્નિહોત્ર રાખીને જે બ્રાહ્મણ સંપન્ન હોવા છતાં પ્રજાપતિ દૈવતવાળા અશ્વની દક્ષિણા આપતો નથી, તે અગ્નિ-હોત્ર રાખ્યા છતાં અગ્નિહોત્રનું ફળ પામતો નથી. ૩૮

**पुण्यान्यन्यानि कुर्वीत श्रद्दधानो जितेन्द्रियः ।**
**न त्वल्पदक्षिणैर्यज्ञैर्यजन्ते ह कथंचन ॥ ३९ ॥**

શ્રદ્ધાસંપન્ન જિતેન્દ્રિય બ્રાહ્મણે ભલે બીજાં પુણ્યકાર્યો કરવાં, પણ કયારેય અલ્પ દક્ષિણાયુક્ત યજ્ઞોથી યજન ન કરવું.

**इन्द्रियाणि यशः स्वर्गमायुः कीर्तिं प्रजाः पशून् ।**
**हन्त्यल्पदक्षिणो यज्ञस्तस्मान्नाल्पधनो यजेत् ॥ ४० ॥**

અલ્પ દક્ષિણાવાળો યજ્ઞ ઇન્દ્રિયો, યશ, સ્વર્ગ, આયુ, કીર્તિ, પ્રજા અને પશુઓને હણે છે. તેથી અલ્પ ધનવાળાએ યજ્ઞ કરવો નહિ. ૪૦

**अग्निहोत्र्यपविध्याग्नीन्ब्राह्मणः कामकारतः ।**
**चान्द्रायणं चरेन्मासं वीरहत्यासमं हि तत् ॥ ४१ ॥**

જે અગ્નિહોત્રી બ્રાહ્મણ જાણીબૂઝીને સવારસાંજ અગ્નિમાં હોમ ન કરે, તેણે એક માસ ચાંદ્રાયણવ્રત આચરવું. કેમકે, હોમત્યાગ પુત્રહત્યા સમાન છે. ૪૧

**ये शूद्रादधिगम्यार्थमग्निहोत्रमुपासते ।**
**ऋत्विजस्ते हि शूद्राणां ब्रह्मवादिषु गर्हिताः ॥ ४२ ॥**

જે બ્રાહ્મણો શૂદ્ર પાસેથી ધન લઈને અગ્નિહોત્રને ઉપાસે છે, તેઓ શૂદ્રોના ઋત્વિજો છે અને તેઓ બ્રહ્મવાદીઓમાં નિંદાને પામે છે. ૪૨

**तेषां सततमज्ञानां वृषलाग्न्युपसेविनाम् ।**
**पदा मस्तकमाक्रम्य दाता दुर्गाणि संतरेत् ॥ ४३ ॥**

આમ શૂદ્રની પાસેથી ધન લઈને વ્રતબાહ્ય અગ્નિહોત્ર ઉપાસનારા તે અજ્ઞાની બ્રાહ્મણોનાં માથાં ઉપર શૂદ્ર દાતા સતત પગ મૂકી ચડે છે અને પરલોકમાં સર્વ સંકટો તરી જાય છે. (અર્થાત્ ફળ તે અગ્નિહોત્રીઓને મળતું નથી, પણ શૂદ્ર દાતાને મળે છે.) ૪૩

પતિતનું લક્ષણ—

**अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ।**
**प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तीयते नरः ॥ ४४ ॥**

જે માણસ વિહિત કર્મ કરતો નથી અને નિંદિત કર્મ આચરે છે, તેમજ જે ઇંદ્રિયોના વિષયોમાં લીન રહે છે તે પ્રાયશ્ચિત્તને પાત્ર છે. ૪૪

પાપનું પ્રાયશ્ચિત્ત—

**अकामतः कृते पापे प्रायश्चित्तं विदुर्बुधाः ।**
**कामकारकृतेऽप्याहुरेके श्रुतिनिदर्शनात् ॥ ४५ ॥**

વિદ્વાનો અજાણતાં થયેલા પાપ સંબંધમાં પ્રાયશ્ચિત્ત હોય એમ કહે છે. કેટલાક વિદ્વાનો શ્રુતિનું ઉદાહરણ આપી જાણીજોઇને કરેલાં પાપ વિશેય પ્રાયશ્ચિત્ત કહે છે. ૪૫

**अकामतः कृतं पापं वेदाभ्यासेन शुद्ध्यति ।**
**कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः ॥ ४६ ॥**

અજાણતાં થયેલા પાપની શુદ્ધિ વેદના અભ્યાસથી થાય છે; પણ જાણીબૂઝીને મોહમાં કરેલા પાપની શુદ્ધિ તો જુદી જુદી જાતનાં પ્રાયશ્ચિત્તોથી થાય છે. ૪૬

**प्रायश्चित्तीयतां प्राप्य दैवात्पूर्वकृतेन वा ।**
**न संसर्गं व्रजेत्सद्भिः प्रायश्चित्तेऽकृते द्विजः ॥ ४७ ॥**

જે દ્વિજ દૈવે કરીને કે પૂર્વજન્મના કર્મે કરીને પ્રાયશ્ચિત્તને પાત્ર થાય છે, તેણે પ્રાયશ્ચિત્ત કર્યા વિના સજ્જનોની સાથે સંસર્ગ કરવો નહિ. ૪૭

**[ प्रायो नाम तपः प्रोक्तं चित्तं निश्चय उच्यते ।**
**तपो निश्चयसंयुक्तं प्रायश्चित्तमिति स्मृतम् ॥**

'પ્રાય' નામ તપનું કહ્યું છે અને 'ચિત્ત' એટલે નિશ્ચય કહેવાય છે. તેથી, નિશ્ચયપૂર્વક તપ એ 'પ્રાયશ્ચિત્ત' છે, એમ કહ્યું છે.]

કર્મવિપાક—

**इह दुश्चरितैः केचित्केचित्पूर्वकृतैस्तथा ।**
**प्राप्नुवन्ति दुरात्मानो नरा रूपविपर्ययम् ॥ ४८ ॥**

કેટલાક દુરાત્મા માણસો આ જન્મનાં તો કેટલાક આગલા જન્મનાં દુરાચરણોને લીધે રૂપની વિકૃતિને પામે છે. ૪૮

**सुवर्णचौरः कौनख्यं सुरापः श्यावदन्तताम् ।**
**ब्रह्महा क्षयरोगित्वं दौश्चर्म्यं गुरुतल्पगः ॥ ४९ ॥**
**पिशुनः पौतिनासिक्यं सूचकः पूतिवक्त्रताम् ।**
**धान्यचौरोऽङ्गहीनत्वमातिरेक्यं तु मिश्रकः ॥ ५० ॥**
**अन्नहर्ताऽमयावित्वं मौक्यं वागपहारकः ।**
**वस्त्रापहारकः श्वैत्र्यं पङ्गुतामश्वहारकः ॥ ५१ ॥**
**एवं कर्मविशेषेण जायन्ते सद्विगर्हिताः ।**
**जडमूकान्धबाधिरा विकृताकृतयस्तथा ॥ ५२ ॥**

સોનું ચોરનારના નખ ભૂંડા થાય, દારૂ પીનારના દાંત કાળા પડે; બ્રહ્મહત્યારાને ક્ષયરોગ લાગે, ગુરુપત્ની સાથે ગમન કરનારને ચામડીના રોગ થાય, ચૂગલીખોરનું નાક ગંધાય, ખોટી કૂથલી કરનારાનું મોં વાસ મારે, અનાજ ચોરનારો અંગે ન્યૂન થાય, ભેગસેગ કરનારો અંગે અધિક થાય, અન્ન હરનારને મંદાગ્નિ થાય, વાણી ચોરનારને ગૂંગાપણું મળે, વસ્ત્ર ચોરનારને સફેદ કોઢ થાય અને ઘોડો ચોરી જનાર પાંગળો

થાય છે. આમ ખાસ ખાસ કર્મે કરીને જડ, મૂંગા, આંધળા, બહેરા તેમજ વિકૃત આકૃતિવાળા જન્મે છે અને તેઓ સજ્જનોથી નિંદા પામે છે. ૪૯—૫૨

[ **दीपहर्ता भवेदन्धः काणो निर्वापको भवेत् ।**
**हिंसया व्याधिभूयस्त्वमरोगित्वमहिंसया ॥**

દીવો ચોરનારો આંધળો થાય છે, ત્યારે દીવો બુઝાવી દેનારો કાણો થાય છે. હિંસા કરનારો અનેક વ્યાધિવાળો થાય છે, પણ અહિંસાથી અરોગિતા રહે છે. ]

**चरितव्यमतो नित्यं प्रायश्चित्तं विशुद्धये ।**
**निन्द्यैर्हि लक्षणैर्युक्ता जायन्तेऽनिष्कृतैनसः ॥ ५३ ॥**

આથી, વિશુદ્ધિ માટે નિત્ય પ્રાયશ્ચિત આચરવું. કારણ કે પાપનું પ્રાયશ્ચિત ન કરનારાઓ નિંદ્ય લક્ષણો સાથે જન્મે છે.

મહાપાપ—

**ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।**
**महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥ ५४ ॥**

બ્રહ્મહત્યા, મદ્યપાન, સોના વગેરેની ચોરી, ગુરુપત્ની સાથે ગમન અને એ કરનારા સાથેનો સંસર્ગ, એને મહાપાપો કહ્યાં છે. ૫૪

**अनृतं च समुत्कर्षे राजगामि च पैशुनम् ।**
**गुरोश्चालीकनिर्बन्धः समानि ब्रह्महत्यया ॥ ५५ ॥**

આપવડાઈમાં જૂઠાણું હાંકવું, રાજા આગળ ચાડીચૂગલી કરવી અને ગુરુને ખોટો દોષ લગાડવો, એ પાપો બ્રહ્મહત્યા સમાન છે. ૫૫

**ब्रह्मोज्झता वेदनिन्दा कौटसाक्ष्यं सुहृद्वधः ।**
**गर्हितानाद्ययोर्जग्धिः सुरापानसमानि षट् ॥ ५६ ॥**

વેદ વિસારે મૂકવા, વેદની નિંદા કરવી, ખોટી સાક્ષી પૂરવી, મિત્રનો વધ કરવો અને નિંદિત તથા નિષિદ્ધ વસ્તુઓ ખાવી—એ ૭ પાપો સુરાપાન સમાન છે. ૫૬

**निक्षेपस्यापहरणं नराश्वरजतस्य च ।**
**भूमिवज्रमणीनां च रुक्मस्तेयसमं स्मृतम् ॥ ५७ ॥**

કોઇની અનામત ઉચાપત કરવી તથા મનુષ્ય, અશ્વ, ચાંદી, ભૂમિ, હીરા અને મણિનું હરણ કરવું, એ પાપ સુવર્ણની ચોરી સમાન ગણ્યું છે. ૫૭

**रेतःसेकः स्वयोनीषु कुमारीष्वन्त्यजासु च ।**
**सख्युः पुत्रस्य च स्त्रीषु गुरुतल्पसमं विदुः ॥ ५८ ॥**

સગી બહેનોમાં, કુંવારી કન્યાઓમાં, અંત્યજ સ્ત્રીઓમાં તેમજ મિત્ર અને પુત્રની પત્નીઓમાં વીર્યસિંચન કરવું, એ ગુરુપત્ની સાથે ગમન કર્યા સમાન જાણવું. ૫૮

ઉપપાતકો—

**गोवधोऽयाज्यसंयाज्यपारदार्यात्मविक्रयाः ।**
**गुरुमातृपितृत्यागः स्वाध्यायाग्न्योः सुतस्य च ॥ ५९ ॥**
**परिवित्तितानुऽजेऽनूढे परिवेदनमेव च ।**
**तयोर्दानं च कन्यायास्तयोरेव च याजनम् ॥ ६० ॥**
**कन्याया दूषणं चैव वार्धुष्यं व्रतलोपनम् ।**
**तडागारामदाराणामपत्यस्य च विक्रयः ॥ ६१ ॥**

व्रात्यता बान्धवत्यागो भृत्याध्यापनमेव च ।
भृत्या चाध्ययनादानमपण्यानां च विक्रयः॥ ६२ ॥
सर्वाकरेष्वधिकारो महायन्त्रप्रवर्तनम् ।
हिंसौषधीनां स्त्र्याजीवोऽभिचारो मूलकर्म च ॥ ६३ ॥
इन्धनार्थमशुष्काणां द्रुमाणामवपातनम् ।
आत्मार्थं च क्रियारम्भो निन्दिताम्नादनं तथा ॥ ६४ ॥
अनाहिताग्निता स्तेयमृणानामनपक्रिया ।
असच्छास्त्राधिगमनं कौशीलव्यस्य च क्रिया ॥ ६५ ॥
धान्यकुप्यपशुस्तेयं मद्यपस्त्रीनिषेवणम् ।
स्त्रीशूद्रविट्क्षत्रवधो नास्तिक्यं चोपपातकम् ॥ ६६ ॥

ગાયનો વધ કરવો, યજ્ઞને યોગ્ય નથી એવાને યજ્ઞ કરાવવો, પરસ્ત્રી સાથે ગમન કરવું, પોતાની જાતનું વેચાણ કરવું, ગુરુ, માતા, પિતા, વેદનો સ્વાધ્યાય, શ્રૌતસ્માર્ત્ત અગ્નિઓ તથા પુત્રનો ત્યાગ કરવો, મોટાભાઈને કુંવારો રાખીને નાનાભાઈએ પરણી મોટાને *પરિવિત્તિ કરવો, આમ નાનાએ પરણીને અગ્નિહોત્ર રાખી પરિવેત્તા થવું, એ બન્નેને કન્યા આપવી, એ બેઉના યજ્ઞ કરાવવા, કન્યાને દૂષિત કરવી, અયોગ્ય વ્યાજ લેવું, વ્રતનો લોપ કરવો, જલાશય, બાગ, પત્ની તથા પુત્રને વેચવાં, ઉપનયન આદિ સંસ્કારો ન કરવા, બંધવોનો ત્યાગ કરવો, પગારથી અધ્યાપન કરવું, પગાર આપી અધ્યયન કરવું, વેચાણને અયોગ્ય એવી વસ્તુઓ વેચવી, સોનારૂપા

* નાનો પરણે ને મોટો કુંવારો રહે, તો મોટો ભાઈ પરિવિત્તિ અને પરણનાર નાનો ભાઈ પરિવેત્તા કહેવાય છે.

વગેરેની સર્વ ખાણો ઉપર અધિકાર કરવો, મોટાં યંત્રો ચલાવવાં, ઔષધિઓ વાઢવી, સ્ત્રી ઉપર ગુજરાન ચલાવવું, મારણ પ્રયોગ કરવા, વશીકરણાદિ કરવું, ઇંધણાં માટે લીલાં ઝાડ કાપી નાખવાં, આપહેતુથીજ પાકાદિ ક્રિયા કરવી, નિંદિત અન્ન ખાવું, અગ્નિહોત્રનો ત્યાગ કરવો, ચોરી કરવી ઋણ ન વાળવું, અસત્ શાસ્ત્રોનું સેવન કરવું, નાચ, નાટક આદિ તમાશા કરવા, ધાન્ય, સોનાચાંદી સિવાયની ધાતુઓ અને પશુઓની ચોરી કરવી, દારૂડિયણ સ્ત્રીનો સંગ કરવો, સ્ત્રી, શૂદ્ર, વૈશ્ય તથા ક્ષત્રિયનો વધ કરવો, અને નાસ્તિકતા–એ સર્વ ઉપપાતકો છે. ૫૯–૬૬

જાતિભ્રંશકરણ પાપ—

**ब्राह्मणस्य रुजःकृत्या घ्रातिरघ्रेयमद्ययोः।**
**जैह्मयं च मैथुनं पुंसि जातिभ्रंशकरं स्मृतम् ॥ ६७ ॥**

બ્રાહ્મણને પ્રહારપીડા આપવી, દુર્ગંધવાળા પદાર્થો અને મદ્ય સૂંઘવાં, કુટિલતા અને પુરુષની સાથે મૈથુન–એને જાતિભ્રંશકર (જાતિ ભ્રષ્ટ કરનાર) પાપ કહ્યાં છે. ૬૭

સંકરીકરણ પાપ—

**खराश्वोष्ट्रमृगेभानामजाविकवधस्तथा।**
**संकरीकरणं ज्ञेयं मीनाहिमहिषस्य च ॥ ६८ ॥**

ગધેડાં, ઘોડાં, ઊંટ, મૃગ, હાથી, મેંઢાં, બકરાં, માછલાં, સાપ અને પાડા એટલાંનો વધ કરવો. એને સંકરીકરણ પાપ જાણવું. ( એટલે, તે વધ કરનારો વર્ણસંકર થાય છે. ) ૬૮

અપાત્રીકરણ પાપ—

**निन्दितेभ्यो धनादानं वाणिज्यं शूद्रसेवनम् ।**
**अपात्रीकरणं ज्ञेयमसत्यस्य च भाषणम् ॥ ६९ ॥**

નિંદિતો પાસેથી ધન લેવું, વેપાર કરવો, શૂદ્રની સેવા કરવી અને અસત્ય બોલવું, એને અપાત્રીકરણ પાપ જાણવું (અર્થાત્ એ કરનારને અપાત્ર જાણવો.) ૬૯

મલિનીકરણ પાપ—

**कृमिकीटवयोहत्या मद्यानुगतभोजनम् ।**
**फलैधःकुसुमस्तेयमधैर्यं च मलावहम् ॥ ७० ॥**

કૃમિ, કીટ અને પક્ષીની હત્યા, દારૂ સાથે ભળેલું ભોજન, ફળ, લાકડાં અને ફૂલની ચોરી અને અધીરતા—એટલાં મલિનીકરણ (મલિન કરવાવાળાં) પાપો છે. ૭૦

**एतान्येनांसि सर्वाणि यथोक्तानि पृथक्पृथक् ।**
**यैर्यैर्व्रतैरपोह्यन्ते तानि सम्यङ्निबोधत ॥ ७१ ॥**

આ જે જુદાંજુદાં સર્વ પાપો કહ્યાં, તે જે જે વ્રતોથી નાશ પામે છે તે વિશે યથાવિધિ સાંભળો. ૭૧

મહાપાપનાં પ્રાયશ્ચિત્તો—

**ब्रह्महा द्वादश समाः कुटीं कृत्वा वने वसेत् ।**
**भैक्षाश्यात्मविशुद्ध्यर्थं कृत्वा शवशिरोध्वजम् ॥ ७२ ॥**

બ્રહ્મહત્યા કરનારાએ પોતાની વિશુદ્ધિ અર્થે બાર વરસ સુધી વનમાં ઝૂપડી બાંધી રહેવું, માર્યા ગયેલા બ્રાહ્મણની ખોપરીનું કપાળે નિશાન રાખવું અને ભિક્ષાથી ભોજન કરવું.

**लक्ष्यं शस्त्रभृतां वा स्याद्विदुषामिच्छयात्मनः ।**
**प्रास्येदात्मानमग्नौ वा समिद्धे त्रिरवाक्शिराः ॥ ७३ ॥**

અથવા પોતે સ્વેચ્છાથી શસ્ત્ર ધારણ કરનાર વિદ્વાનોનું નિશાનરૂપ થવું. અથવા પોતે ભડભડતા અગ્નિમાં ત્રણવાર ઊંધે માથે ઝંપલાવવું. ૭૩

**यजेत वाऽश्वमेधेन स्वर्जिता गोसवेन वा ।**
**अभिजिद्विश्वजिद्भ्यां वा त्रिवृताग्निष्टुतापि वा ॥ ७४ ॥**

અથવા, તેણે અશ્વમેધ, સ્વર્ગજિત્, ગોસવ, અભિજિત્, વિશ્વજિત્ યજ્ઞ અથવા તો ત્રિવૃત્ કે અગ્નિષ્ટુત્ યજ્ઞ કરવો.

**जपन् वाऽन्यतमं वेदं योजनानां शतं व्रजेत् ।**
**ब्रह्महत्यापनोदाय मितभुङ्नियतेन्द्रियः ॥ ७५ ॥**

અથવા બ્રહ્મહત્યા ટાળવા સારુ તેણે ઇંદ્રિયોને સંયમમાં રાખીને તથા પરિમિત ભોજન સેવીને ગમે તે વેદનો જપ કરતાં કરતાં સો યોજન જવું. ૭૫

**सर्वस्वं वेदविदुषे ब्राह्मणायोपपादयेत् ।**
**धनं वा जीवनायालं गृहं वा सपरिच्छदम् ॥ ७६ ॥**

અથવા, તેણે વેદવેત્તા બ્રાહ્મણને પોતાનું સર્વસ્વ આપી દેવું અથવા તેને જીવન માટે પૂરું ધન આપવું અથવા તેને બધા રાચરચીલા સાથે ઘર આપવું. ૭૬

**हविष्यभुग्वाऽनुसरेत्प्रतिस्रोतः सरस्वतीम् ।**
**जपेद्वा नियताहारस्त्रिर्वै वेदस्य संहिताम् ॥ ७७ ॥**

અથવા, હવિષ્યાન્નનું ભોજન રાખી, તેણે સરસ્વતીના પ્રવાહ સાથે ચાલ્યા કરવું; અથવા નિયમિત આહારવાળા રહી તેણે ત્રણવાર વેદની સંહિતા જપવી. ૭૭

कृतवापनो निवसेद्ग्रामान्ते गोव्रजेऽपि वा।
आश्रमे वृक्षमूले वा गोब्राह्मणहिते रतः ॥ ७८ ॥

અથવા, મુંડન રાખી, ગાય અને બ્રાહ્મણના હિતમાં પરાયણ રહી તેણે ગામને છેડે, ગોંદરે, આશ્રમમાં, કે વૃક્ષના મૂળમાં વાસ કરવો. ૭૮

ब्राह्मणार्थे गवार्थे वा सद्यः प्राणान्परित्यजेत्।
मुच्यते ब्रह्महत्याया गोप्ता गोर्ब्राह्मणस्य च ॥ ७९ ॥

અથવા તેણે ગાય કે બ્રાહ્મણને માટે તત્કાલ પ્રાણ ઓવારી નાખવા. ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરનારો બ્રહ્મહત્યાના પાપથી છૂટે છે. ૭૯

त्रिवारं प्रतिरोद्धा वा सर्वस्वमवजित्य वा।
विप्रस्य तन्निमित्ते वा प्राणालाभे विमुच्यते ॥ ८० ॥

અથવા, કોઇ ચોર બ્રાહ્મણનું સર્વસ્વ હરી જતો હોય ત્યારે તેણે ત્રણવાર તેનો સામનો કરવો અથવા તે ધન પાછું મેળવી આપવા પ્રયત્ન કરવો અથવા તેને નિમિત્તે પોતાના પ્રાણ અળગા કરવા—આથી તે બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થાય છે.૮૦

एवं दृढव्रतो नित्यं ब्रह्मचारी समाहितः।
समाप्ते द्वादशे वर्षे ब्रह्महत्यां व्यपोहति ॥ ८१ ॥

આમ દૃઢ વ્રત રાખતો, નિત્ય બ્રહ્મચર્ય પાળતો અને સ્વસ્થચિત્ત રહેતો તે બાર વર્ષ વીત્યે બ્રહ્મહત્યાના પાપથી મુક્ત થાય છે. ૮૧

शिष्ट्वा वा भूमिदेवानां नरदेवसमागमे।
स्वमेनोऽवभृतस्नातो हयमेधे विमुच्यते ॥ ८२ ॥

અથવા અશ્વમેધ યજ્ઞ વખતે, બ્રાહ્મણો તથા રાજાઓના સંમેલન આગળ જે પોતાનું પાપ નિવેદિત કરી અવભૃતસ્નાન કરે છે, તે પોતાના બ્રહ્મહત્યાના પાપથી મુક્તિ પામે છે. ૮૨

**धर्मस्य ब्राह्मणो मूलमग्रं राजन्य उच्यते ।**
**तस्मात्समागमे तेषामेनो विख्याप्य शुद्ध्यति ॥ ८३ ॥**

બ્રાહ્મણ ધર્મના મૂળરૂપ છે અને ક્ષત્રિય તેના અગ્રભાગરૂપ કહેવાય છે. તેથી તેમના સંમેલન પ્રસંગે પાપનિવેદન કરવાથી વિશુદ્ધિ મેળવાય છે. ૮૩

**ब्राह्मणः संभवेनैव देवानामपि दैवतम् ।**
**प्रमाणं चैवं लोकस्य ब्रह्मात्रैव हि कारणम् ॥ ८४ ॥**

જન્મથી જ બ્રાહ્મણ દેવોનુંય દૈવત છે. તે લોકમાં પ્રમાણરૂપ છે. આ વિષે વેદ જ કારણરૂપ છે. ૮૪

**तेषां वेदविदो ब्रूयुस्त्रयोऽप्येनः सुनिष्कृतिम् ।**
**सा तेषां पावनाय स्यात्पवित्रा विदुषां हि वाक् ॥ ८५ ॥**

તેમનામાંથી ત્રણ વેદવેત્તાઓ પણ પાપનું જે પ્રાયશ્ચિત બતાવે, તે પ્રાયશ્ચિત પાપીઓને પાવનકારી થાય છે; કેમકે વિદ્વાનોની વાણી પાવનકારી છે. ૮૫

**अतोऽन्यतममास्थाय विधिं विप्रः समाहितः ।**
**ब्रह्महत्याकृतं पापं व्यपोहत्यात्मवत्तया ॥ ८६ ॥**

સાવધાનચિત્ત બ્રાહ્મણ આમાંની ગમે તે વિધિ આચરી પ્રાયશ્ચિત્ત કરે અને આત્મજ્ઞાની થઈને બ્રહ્મહત્યાથી લાગેલું પાપ દૂર કરે. ૮૬

**हत्वा गर्भमविज्ञातमेतदेव व्रतं चरेत् ।**
**राजन्यवैश्यौ चेजानावात्रेयीमेव च स्त्रियम् ॥ ८७ ॥**

અજાણ્યા ગર્ભનો, યજ્ઞમાં બેઠેલા ક્ષત્રિય અને વૈશ્યનો તેમજ આત્રેયી સ્ત્રી( રજસ્વલા, અથવા ગર્ભવતી, અથવા અત્રિ ગોત્રની )નો વધ કરીને આ જ પ્રાયશ્ચિતવ્રત આદરવું.

**उक्त्वा चैवानृतं साक्ष्ये प्रतिरुद्ध्य गुरुं तथा ।**
**अपहृत्य च निःक्षेपं कृत्वा च स्त्रीसुहृद्वधम् ॥ ८८ ॥**

ખોટી સાક્ષી પૂરીને, ગુરુને દોષ ચોંટાડીને, થાપણ પચાવી પાડીને, તેમજ સ્ત્રી તથા મિત્રનો વધ કરીને બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત કરવું. ૮૮

**इयं विशुद्धिरुदिता प्रमाप्याकामतो द्विजम् ।**
**कामतो ब्राह्मणवधे निष्कृतिर्न विधीयते ॥ ८९ ॥**

વગર ઇરાદે બ્રાહ્મણને માર્યો હોય તો તેની ઉપર પ્રમાણે શુદ્ધિ કહી છે. ઇરાદાપૂર્વક બ્રાહ્મણવધ કરવામાં આવ્યો હોય, તો તે માટે ( મરણ સિવાય ) પ્રાયશ્ચિત્તનું વિધાન જ નથી. ૮૯

વ્યસનનિષેધ—

**सुरां पीत्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् ।**
**तया स काये निर्दग्धे मुच्यते किल्बिषात्ततः ॥ ९० ॥**

બ્રાહ્મણ મોહે કરીને મદિરા પીએ, તો તેણે અગ્નિના જેવી રાતીચોળ સુરા પીવી. એમ પીવાથી તેની કાયા બળી જાય છે ત્યારે તે સુરાપાનના પાપથી છૂટે છે. ૯૦

**गोमूत्रमग्निवर्णं वा पिबेदुदकमेव वा ।**
**पयो घृतं वाऽऽमरणाद्गोशकृद्रसमेव वा ॥ ९१ ॥**

અથવા તેણે મરણ આવે ત્યાં સુધી ગાયનું મૂતર, પાણી, દૂધ, ઘી, અથવા ગાયના છાણનો રસ એમને અગ્નિનાં જેવાં લાલચોળ કરી પીવાં. ૯૧

**कणान्वा भक्षयेदब्दं पिण्याकं वा सकृन्निशि ।**
**सुरापानापनुत्त्यर्थं बालवासा जटी ध्वजी ॥ ९२ ॥**

અથવા સુરાપાનનું પાપ દૂર કરવા સારુ તેણે એક વરસ સુધી રાતે એક વાર ચોખાની કણકી તથા તલનો ખોળ ખાવાં, તેમજ વાળનાં વસ્ત્ર પહેરવાં, જટા રાખવી અને મદ્યપાત્રના ચિહ્નવાળી ધજા રાખવી. ૯૨

**सुरा वै मलमन्नानां पाप्मा च मलमुच्यते ।**
**तस्माद्ब्राह्मणराजन्यौ वैश्यश्च न सुरां पिबेत् ॥ ९३ ॥**

સુરા એ અન્નનો મળ છે અને મળને પાપ કહે છે. તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે સુરા પીવી નહિ. ૯૩

**गौडी पैष्टी च माध्वी च विज्ञेया त्रिविधा सुरा ।**
**यथैवैका तथा सर्वा न पातव्या द्विजोत्तमैः ॥ ९४ ॥**

* ગૌડી, પૈષ્ટી અને માધ્વી એ ત્રણ જાતની સુરા જાણવી. જેવી એક છે, તેવી બધી છે. તેથી દ્વિજવરોએ તે નજ પીવી.

**यक्षरक्षःपिशाचान्नं मद्यं मांसं सुरासवम् ।**
**तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥ ९५ ॥**

મદ્ય, માંસ, સુરા અને આસવ એ યક્ષ, રાક્ષસો અને પિશાચોનું ભોજન છે. તેથી દેવોના હવિષ ખાતા બ્રાહ્મણે તે ખાવાંપીવાં નહિ. ૯૫

---

* ગોળમાંથી જે દારૂ નીકળે તે ગૌડી; ઘઉં, ચોખા, જવ વગેરે લોટમાંથી જે નીકળે તે પૈષ્ટી; અને મહુડામાંથી જે થાય તે માધ્વી.

अमेध्ये वा पतेन्मत्तो वैदिकं वाप्युदाहरेत् ।
अकार्यमन्यत्कुर्याद्वा ब्राह्मणो मदमोहितः ॥ ९६ ॥

કેફથી ગાંડો થયેલો બેભાન બ્રાહ્મણ અપવિત્ર જગાએ પડી જાય, ગમે તેમ વેદમંત્રો બબડી નાખે અથવા ન કરવાનાં કામ કરી બેસે. ૯૬

यस्य कायगतं ब्रह्म मद्येनाप्लाव्यते सकृत् ।
तस्य व्यपैति ब्राह्मण्यं शूद्रत्वं च स गच्छति ॥ ९७ ॥

બ્રાહ્મણની કાયામાં રહેલો જીવ એકવાર પણ જો મદ્યથી ભીંજાય, તો તેનું બ્રાહ્મણત્વ નાશ થાય છે અને તે શૂદ્રત્વને પામે છે. ૯૭

एषा विचित्राऽभिहिता सुरापानस्य निष्कृतिः ।
उत ऊर्ध्वं प्रवक्ष्यामि सुवर्णस्तेयनिष्कृतिम् ॥ ९८ ॥

સુરાપાન સંબંધી આ જુદોજુદો પ્રાયશ્ચિત્તવિધિ કહ્યો. હવે સુવર્ણની ચોરીના પ્રાયશ્ચિત્ત વિશે કહીશ. ૯૮

सुवर्णस्तेयकृद्विप्रो राजानमभिगम्य तु ।
स्वकर्म ख्यापयन्ब्रूयान्मां भवाननुशास्त्विति ॥ ९९ ॥

સુવર્ણની ચોરી કરનાર બ્રાહ્મણે રાજા પાસે જઇ પોતાનું કર્યું કામ નિવેદિત કરી કહેવું કે આપ મને શિક્ષા આપો. ૯૯

गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम् ।
वधेन शुद्ध्यति स्तेनो ब्राह्मणस्तपसैव तु ॥ १०० ॥

રાજાએ પોતે હાથમાં મુશલ લઇને તેને એકવાર મારવો. ચોર મારથી અને બ્રાહ્મણ તપથીજ શુદ્ધ થાય છે. ૧૦૦

तपसापनुनुत्सुस्तु सुवर्णस्तेयजं मलम् ।
चीरवासा द्विजोऽरण्ये चरेद्ब्रह्महणो व्रतम् ॥ १०१ ॥

સોનાની ચોરીને લીધે લાગેલા પાપને જે બ્રાહ્મણ તપથી દૂર કરવા ઇચ્છતો હોય, તેણે અરણ્યમાં ચીંથરાં પહેરીને બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. ૧૦૧

**एतैर्व्रतैरपोहेत पापं स्तेयकृतं द्विजः ।**
**गुरुस्त्रीगमनीयं तु व्रतैरेभिरपानुदेत् ॥ १०२ ॥**

ચોરીથી લાગેલા પાપને દ્વિજ આ પ્રાયશ્ચિત્તવિધિથી દૂર કરે. પણ ગુરુપત્નીની સાથે ગમન કર્યાના પાપને તે નીચેનાં વ્રતોથી નિવારે. ૧૦૨

**गुरुतल्प्यभिभाष्येनस्तप्ते स्वप्यादयोमये ।**
**सूर्मीं ज्वलन्तीं स्वाश्लिष्येन्मृत्युना स विशुद्ध्यति ॥१०३॥**

ગુરુપત્નીની સાથે ગમન કરનારે પોતાનું પાપ જાહેર કરવું, લોઢાની ધગધગતી શય્યા ઉપર સૂવું અને લાલચોળ બળતી લોઢાની બનાવેલી સ્ત્રીને બરાબર આલિંગી રહેવું. આમ મૃત્યુ પામીને તે પાપમુક્તિ પામે. ૧૦૩

**स्वयं वा शिश्नवृषणावुत्कृत्याधाय चाञ्जलौ ।**
**नैर्ऋतीं दिशमातिष्ठेदानिपातादजिह्मगः ॥ १०४ ॥**

અથવા પોતેજ પોતાના ઉપસ્થને તથા વૃષણોને કાપી નાખે અને તેમને ખોબામાં રાખી તે શરીર પડે ત્યાં સુધી નૈઋર્ત્ય ખૂણામાં સીધો ચાલતો રહે. ૧૦૪

**खट्वाङ्गी चीरवासा वा श्मश्रुलो विजने वने ।**
**प्राजापत्यं चरेत्कृच्छ्रमब्दमेकं समाहितः ॥ १०५ ॥**

અથવા, હાથમાં ખાટલાની ઈસ રાખી, ચીંથરાંનાં કપડાં પહેરી અને પંચકેશ વધારીને તે નિર્જન વનમાં રહે અને

સાવધાન ચિત્તે એક વર્ષ સુધી પ્રાજાપત્ય વ્રત કરે. ૧૦૫

**चान्द्रायणं वा-त्रीन्मासानभ्यस्येन्नियतेन्द्रियः ।**
**हविष्येण यवाग्वा वा गुरुतल्पापनुत्तये ॥ १०६ ॥**

અથવા ગુરુપત્ની સાથેના ગમનના પાપને દૂર કરવા તે જિતેન્દ્રિય રહીને હવિષ્યાન્ન કે જવની રાબડીથી ત્રણ માસ સુધી ચાંદ્રાયણવ્રત કરે. ૧૦૬

**एतैर्व्रतैरपोहेयुर्महापातकिनो मलम् ।**
**उपपातकिनस्त्वेवमेभिर्नानाविधैर्व्रतैः ॥ १०७ ॥**

મહાપાતક કરનારાઓએ પોતાના મળ આ વ્રતોથી શુદ્ધ કરવા. ઉપપાતક કરનારાઓ નીચેનાં વિવિધ વ્રતોથી પાપમુક્ત થાય છે. ૧૦૭

ઉપપાતકનું પ્રાયશ્ચિત્ત—

**उपपातकसंयुक्तो गोघ्नो मासं यवान्पिबेत् ।**
**कृतवापो वसेद्गोष्ठे चर्मणा तेन संवृतः ॥ १०८ ॥**
**चतुर्थकालमश्नीयादक्षारलवणं मितम् ।**
**गोमूत्रेणाचरेत्स्नानं द्वौ मासौ नियतेन्द्रियः ॥ १०९ ॥**
**दिवाऽनुगच्छेद्गास्तास्तु तिष्ठन्नूर्ध्वं रजः पिबेत् ।**
**शुश्रूषित्वा नमस्कृत्य रात्रौ वीरासनं वसेत् ॥ ११० ॥**
**तिष्ठन्तीष्वनुतिष्ठेत्तु व्रजन्तीष्वप्यनुव्रजेत् ।**
**आसीनासु तथाऽऽसीनो नियतो वीतमत्सरः ॥ १११ ॥**
**आतुरामभिशस्तां वा चौरव्याघ्रादिभिर्भयैः ।**
**पतितां पङ्कलग्नां वा सर्वोपायैर्विमोचयेत् ॥ ११२ ॥**
**उष्णे वर्षति शीते वा मारुते वाति वा भृशम् ।**
**न कुर्वीतात्मनस्त्राणं गोरकृत्वा तु शक्तितः ॥ ११३ ॥**

आत्मनो यदि वाऽन्येषां गृहे क्षेत्रेऽथवा खले।
भक्षयन्तीं न कथयेत्पिबन्तं चैव वत्सकम् ॥ ११४ ॥
अनेन विधिना यस्तु गोघ्नो गामनुगच्छति।
स गोहत्याकृतं पापं त्रिभिर्मासैर्व्यपोहति ॥ ११५ ॥

ગાયનો વધ કરનારા ઉપપાતકીએ એક માસ જવ પીવા, અને મુંડન કરાવી તથા ગાયનું ચામડું ઓઢી ગાયની કોઢમાં વસવું. પછી બે માસ તેણે ઇન્દ્રિયોને નિયમમાં રાખી નિત્ય ગાયના મૂતરથી સ્નાન કરવું અને ચોથી વેળે ક્ષાર તથા લવણ વિનાનું પરિમિત હવિષ્યાન્ન જમવું. દિવસે તેણે ગાયોની પાછળ પાછળ જવું, ઊભાં ઊભાં તેમની ઊડતી રજ પીવી, અર્થાત્ તેનો સ્વાદ લેવો, તેમની સેવાચાકરી કરવી, તેમને નમસ્કાર કરવા અને રાત્રે વીરાસન રાખી ચોકી કરવી. નિયમપરાયણ અને મત્સર-રહિત રહીને તેણે ગાયો ઊભી હોય ત્યારે પાછળ ઊભા રહેવું, તે ચાલતી હોય ત્યારે પાછળ ચાલવું અને બેઠી હોય ત્યારે પાછળ બેસવું. માંદી, ચોર તથા વાઘ વગેરેના ભયથી ઘેરાયેલી, પડી ગયેલી અને કાદવમાં ખૂંચી પડેલી તે તે ગાયને તેણે સર્વ ઉપાયોથી તે તે સંકટોમાંથી છોડાવવી. તાપ, વરસાદ, ટાઢ, અને સખત ફૂંકાતા પવનમાં ગાયને યથાશક્તિ રક્ષણ આપ્યા વિના પોતે પોતાનું રક્ષણ કરવું નહિ. પોતાને કે પારકાને ઘેર, ખેતરમાં કે ખળામાં ખાઇ જતી ગાય વિશે તેમજ ધાવી જતા વાછરડા વિશે કોઈને કંઇ કહેવું નહિ. જે ગોહત્યારો આ વિધિએ ગાયની સેવા કરે છે, તે ગોહત્યાથી લાગેલા પાપમાંથી ત્રણ મહિનામાં મુક્ત થાય છે. ૧૦૮–૧૧૫

**वृषभैकादशा गाश्च दद्यात्सुचरितव्रतः ।**
**अविद्यमाने सर्वस्वं वेदविद्भ्यो निवेदयेत् ॥ ११६ ॥**

સારી રીતે પ્રાયશ્ચિત્તવ્રત કરનારાએ એક બળદ અને દશ ગાય દાનમાં આપવાં. તે ન હોય તો વેદવેત્તા બ્રાહ્મણોને પોતાનું સર્વસ્વ અર્પણ કરવું. ૧૧૬

**एतदेव व्रतं कुर्युरुपपातकिनो द्विजाः ।**
**अवकीर्णिवर्ज्यं शुद्ध्यर्थं चान्द्रायणमथापि वा ॥११७॥**

અવકીર્ણી સિવાયના ઉપપાતકી દ્વિજોએ શુદ્ધિને અર્થે આ પ્રાયશ્ચિત્તવ્રત કરવું અથવા ચાંદ્રાયણવ્રત કરવું. ૧૧૭

અવકીર્ણીનું પ્રાયશ્ચિત્ત—

**अवकीर्णी तु काणेन गर्दभेन चतुष्पथे ।**
**पाकयज्ञविधानेन यजेत निर्ऋतिं निशि ॥ ११८ ॥**

અવકીર્ણી (પરસ્ત્રીસંગથી બ્રહ્મચર્ય ભાંગનાર) પુરુષે રાત્રે ચોરામાં કાણા ગધેડાથી પાકયજ્ઞના વિધિ પ્રમાણે નિર્ઋતિ દેવતાના નિમિત્તે યાગ કરવો ૧૧૮

**हुत्वाऽग्नौ विधिवद्धोमानन्ततश्च समेत्यृचा ।**
**वातेन्द्रगुरुवह्नीनां जुहुयात्सर्पिषाहुतीः ॥ ११९ ॥**

શાસ્ત્રવિધિ પ્રમાણે અગ્નિમાં ગધેડાની ચરબીનો હોમ કર્યા પછી છેવટે **समासिञ्चन्तु मरुतः** એ ઋચાથી વાયુ, ઇન્દ્ર, ગુરુ અને અગ્નિને ઘીની આહુતિઓ આપવી. ૧૧૯

**कामतो रेतसः सेकं व्रतस्थस्य द्विजन्मनः ।**
**अतिक्रमं व्रतस्याहुर्धर्मज्ञा ब्रह्मवादिनः ॥ १२० ॥**

બ્રહ્મચર્યવ્રતમાં રહેલો દ્વિજ જો ઇચ્છાપૂર્વક વીર્યને સ્ખલિત કરે, તો ધર્મજ્ઞ બ્રહ્મવાદીઓ તેણે વ્રતનો ભંગ કર્યો કહે છે.

**मारुतं पुरुहूतं च गुरुं पावकमेव च।**
**चतुरो व्रतिनोऽभ्येति ब्राह्मं तेजोऽवकीर्णिनः ॥ १२१ ॥**

અવકીર્ણીવ્રતીનું વેદાધ્યયન આદિનું જે તેજ હોય, તે ઈન્દ્ર, વાયુ બૃહસ્પતિ તથા અગ્નિ એ ચારમાં ચાલ્યું જાય છે.

**एतस्मिन्नेनसि प्राप्ते वसित्वा गर्दभाजिनम्।**
**सप्तागारांश्चरेद्भैक्षं स्वकर्म परिकीर्तयन् ॥ १२२ ॥**

આ અવકીર્ણ પાતક લાગે ત્યારે તે અવકીર્ણીએ ગધેડાનું ચામડું ઓઢી, પોતાના પાપનો ઢંઢેરો કરતાં સાત ઘેરથી ભિક્ષા માગવી. ૧૨૨

**तेभ्यो लब्धेन भैक्षेण वर्तयन्नेककालिकम्।**
**उपस्पृशंस्त्रिषवणं त्वब्देन स विशुद्ध्यति ॥ १२३ ॥**

તે ઘરેથી મળેલી ભિક્ષા વડે તેણે એક વેળા ભોજન કરવું અને રોજ ત્રણવાર સ્નાન કરતા રહેવું. આમ તે એક વર્ષમાં વિશુદ્ધ થાય છે. ૧૨૩

જાતિભ્રંશકરણનું પ્રાયશ્ચિત—

**जातिभ्रंशकरं कर्म कृत्वाऽन्यतममिच्छया।**
**चरेत्सांतपनं कृच्छ्रं प्राजापत्यमनिच्छया ॥ १२४ ॥**

કોઈ જાતિભ્રંશકર પાપ ઈરાદાપૂર્વક કરાય, તો તે કરનારે સાંતપનવ્રત કરવું. તે પાપ જો અજાણતાં થઈ જાય, તો તેણે પ્રાજાપત્યવ્રત કરવું. ૧૨૪

સંકરીકરણ, મલિનીકરણ તથા અપાત્રીકરણનું પ્રાયશ્ચિત—

**संकरापात्रकृत्यासु मासं शोधनमैन्दवम् ।**
**मलिनीकरणीयेषु तप्तः स्याद्यावकैस्त्र्यहम् ॥ १२५ ॥**

સંકરીકરણ અને અપાત્રીકરણ એ પાપોમાંથી કોઈ પાપ કર્યું હોય, તો શુદ્ધિ માટે એક માસ ચાંદ્રાયણવ્રત કરવું. જો મલિનીકરણ પાપોમાંનું કોઈ પાપ કર્યું હોય, તો ત્રણ દહાડા સુધી જવની ઉકાળેલી રાબ પીવી. ૧૨૫

ક્ષત્રિયાદિ વર્ણની હત્યાનું પ્રાયશ્ચિત્ત—

**तुरीयो ब्रह्महत्यायाः क्षत्रियस्य वधे स्मृतः ।**
**वैश्येऽष्टमांशो वृत्तस्थे शूद्रे ज्ञेयस्तु षोडशः ॥ १२६ ॥**

ક્ષત્રિયના વધ સંબંધમાં બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તના ચોથા ભાગ (ત્રણ વર્ષ)નું પ્રાયશ્ચિત્ત કહ્યું છે. વૈશ્યના વધ સંબંધમાં તે તેના આઠમા ભાગ (દોઢ વર્ષ)નું છે, ત્યારે વ્રતસ્થ શૂદ્રના વધ સંબંધમાં તે તેના સોળમા ભાગ (નવ માસ)નું જાણવું. ૧૨૬

**अकामतस्तु राजन्यं विनिपात्य द्विजोत्तमः ।**
**वृषभैकसहस्रा गा दद्यात्सुचरितव्रतः ॥ १२७ ॥**

જે દ્વિજવર વગર ઇરાદે ક્ષત્રિયનો વધ કરે, તેણે સારી રીતે પ્રાયશ્ચિત્તવ્રત આચરી એક બળદ અને એક હજાર ગાયો દાનમાં આપવાં. ૧૨૭

**त्र्यब्दं चरेद्वा नियतो जटी ब्रह्महणो व्रतम् ।**
**वसन्दूरतरे ग्रामाद्वृक्षमूलनिकेतनः ॥ १२८ ॥**

एतदेव चरेदब्दं प्रायश्चित्तं द्विजोत्तमः ।
प्रमाप्य वैश्यं वृत्तस्थं दद्याच्चैकशतं गवाम् ॥ १२९ ॥

અથવા નિયમપરાયણ રહી, જટા રાખીને ગામથી ઘણે દૂર ઝાડના મૂળતળે નિવાસ કરી, તેણે ત્રણ વર્ષ સુધી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. સ્વકર્મમાં રહેવાવાળા વૈશ્યનો વધ કરીને બ્રાહ્મણે એક વર્ષ સુધી આ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરવું અને એક સો એક ગાયનું દાન કરવું. ૧૨૮, ૧૨૯

एतदेव व्रतं कृत्स्नं षण्मासान् शूद्रहा चरेत् ।
वृषभैकादशा वापि दद्याद्विप्राय गाः सिताः ॥ १३० ॥

એજ રીતે શૂદ્રને મારનારા દ્વિજે પણ આ આખું વ્રત છ માસ સુધી આચરવું; અથવા તેણે એક બળદ અને દશ ધોળી ગાયો બ્રાહ્મણને દાનમાં આપવી. ૧૩૦

मार्जारनकुलौ हत्वा चाषं मण्डूकमेव च ।
श्वगोधोलूककाकांश्च शूद्रहत्याव्रतं चरेत् ॥ १३१ ॥
पयः पिबेत्त्रिरात्रं वा योजनं वाऽध्वनो व्रजेत् ।
उपस्पृशेत्स्रवन्त्यां वा सूक्तं वाऽब्दैवतं जपेत् ॥ १३२ ॥

બિલાડાં, નોળિયા, દેડકાં, કૂતરાં, ચંદનઘો, ઘુવડ અને કાગડા એટલાંને અજાણતાં મારતાં શૂદ્રની હત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. અથવા ત્રણ રાત્રિ સુધી માત્ર દૂધજ પીવું, અથવા જોજન જેટલો પંથ કરવો, નદીમાં સ્નાન કરવું, અથવા आपोहिष्ठा આદિ સૂક્તનો જાપ કરવો. ૧૩૧,૧૩૨

अभ्रिं कार्ष्णायसीं दद्यात्सर्पं हत्वा द्विजोत्तमः ।
पलालभारकं षण्ढे सैसकं चैकमाषकम् ॥ १३३ ॥

સાપને મારીને બ્રાહ્મણે લોઢાનો અણિદાર સળિયો દાનમાં આપવો. ષંઢને મારીને તેણે એક ભાર પરાળ અથવા એક માસો સીસું દાન કરવું. ૧૩૩.

**घृतकुम्भं वराहे तु तिलद्रोणं च तित्तिरौ ।**
**शुके द्विहायनं वत्सं क्रौञ्चं हत्वा त्रिहायणम् ॥ १३४ ॥**

વરાહને મારીને ઘીનો એક ઘાડવો, તેતરને મારીને દ્રોણ-ભાર તલ, પોપટને મારીને બે વરસનો વાછરડો અને ક્રૌંચને મારીને ત્રણ વરસનો વાછરડો એમ દાન આપવાં. ૧૩૪

**हत्वा हंसं बलाकां च बकं बर्हिणमेव च ।**
**वानरं श्येनभासौ च स्पर्शयेद्ब्राह्मणाय गाम् ॥ १३५ ॥**

હંસ, બગલી, બગલો, મોર, વાંદરો, બાજ અને ભાસ એમાંથી કોઇને મારીને બ્રાહ્મણને ગાય આપવી. ૧૩૫

**वासो दद्याद्धयं हत्वा पञ्च नीलान्वृषान्गजम् ।**
**अजमेषावनड्वाहं खरं हत्वैकहायनम् ॥ १३६ ॥**

ઘોડાને મારીને વસ્ત્રદાન કરવું, હાથીને મારીને પાંચ નીલ બળદો દાન કરવા, મેંઢાંબકરાંને મારીને એક બળદનું દાન આપવું અને ગધેડાને મારીને એક વર્ષનો વાછરડો દાનમાં આપવો. ૧૩૬

**क्रव्यादांस्तु मृगान्हत्वा धेनुं दद्यात्पयस्विनीम् ।**
**अक्रव्यादान्वत्सतरीमुष्ट्रं हत्वा तु कृष्णलम् ॥ १३७ ॥**

માંસાહારી પશુઓને મારી એક દૂધ દેતી ગાયનું દાન કરવું; માંસ ન ખાનારાં પશુઓને મારી વાછરડી દાનમાં આપવી અને ઊંટને મારીને એક એક રતી સોનાનું દાન દેવું.

जीनकार्मुकबस्तावीन्पृथग्दद्याद्विशुद्धये ।
चतुर्णामपि वर्णानां नारीर्हत्वाऽनवस्थिताः ॥ १३८ ॥

ચારે વર્ણોની ભ્રષ્ટ સ્ત્રીઓને મારતાં વિશુદ્ધિ માટે વર્ણ ક્રમે મૃગચર્મ, ધનુષ, બકરો અને ઘેટું એ દાનમાં આપવાં.

[ वर्णानामानुपूर्व्वेण त्रयाणामविशेषतः ।
अमत्या च प्रमाप्य स्त्रीं शूद्रहत्याव्रतं चरेत् ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણોની સ્ત્રીને અજાણતાં મારીને શૂદ્રની હત્યા પ્રમાણેનું પ્રાયશ્ચિત્ત કરવું. ]

दानेन वधनिर्णेकं सर्पादीनामशक्नुवन् ।
एकैकशश्चरेत्कृच्छ्रं द्विजः पापापनुत्तये ॥ १३९ ॥

સર્પાદિની હત્યાના પ્રાયશ્ચિત્ત સારુ જે બ્રાહ્મણ દાન કરવા અસમર્થ હોય, તે પાપશુદ્ધિ અર્થે એક એક કૃચ્છ્રવ્રત કરે.

आस्थिमतां तु सत्त्वानां सहस्रस्य प्रमापणे ।
पूर्णे चानस्यनस्थ्नां तु शूद्रहत्याव्रतं चरेत् ॥ १४० ॥

હાડકાંવાળા એક હજાર પ્રાણી માર્યાં હોય અને હાડકાં વિનાનાં એક ગાડું ભરીને પ્રાણી માર્યાં હોય, તો શૂદ્રની હત્યા પ્રમાણેનું પ્રાયશ્ચિત્ત કરવું. ૧૪૦

किंचिदेव तु विप्राय दद्यादस्थिमतां वधे ।
अनस्थ्नां चैव हिंसायां प्राणायामेन शुद्ध्यति ॥ १४१ ॥

હાડકાંવાળા જીવોને મારીને બ્રાહ્મણને કંઇક તો દાન કરવું જ. હાંડકાંવિનાના જીવોની હિંસામાં પ્રાણાયામથી શુદ્ધ થવાય છે. ૧૪૧

फलदानां तु वृक्षाणां छेदने जप्यमृक्शतम् ।
गुल्मवल्लीलतानां च पुष्पितानां च वीरुधाम् ॥ १४२ ॥

ફળાઉ ઝાડોને, ગુચ્છોને, વેલાઓને, લતાઓને તેમજ ફૂલવાળી વેલીઓને છેદી હોય, તો સો ઋચાનો જપ કરવો.

**अन्नाद्यजानां सत्त्वानां रसजानां च सर्वशः ।**
**फलपुष्पोद्भवानां च घृतप्राशो विशोधनम् ॥ १४३ ॥**

અનાજમાં, રસમાં, ફળમાં અને ફૂલમાં થતા જીવોની હિંસા થાય, તો કેવળ ઘીનું પ્રાશન કરવાથી શુદ્ધિ મેળવાય છે.

**कृष्टजानामोषधीनां जातानां च स्वयं वने ।**
**वृथालम्भेऽनुगच्छेद्गां दिनमेकं पयोव्रतः ॥ १४४ ॥**

ખેતીથી થયેલી તથા વનમાં આપોઆપ થઈ આવેલી ઔષધિઓને જો નિરર્થક કાપવામાં આવે, તો એક દિવસ માત્ર દૂધ પીને રહેવું અને ગાયની પાછળ ફરવું. ૧૪૪

**एतैर्व्रतैरपोह्यं स्यादेनो हिंसासमुद्भवम् ।**
**ज्ञानाज्ञानकृतं कृत्स्नं शृणुतानाद्यभक्षणे ॥ १४५ ॥**

જાણ્યે–અજાણ્યે હિંસા કરવાને લીધે જે કંઇ પાપ થયું હોય, તે ઉપરનાં વ્રતોથી દૂર કરવામાં આવે. હવે અભક્ષ્ય ભક્ષણ સંબંધી પાપનું પ્રાયશ્ચિત્ત સાંભળો. ૧૪૫

અભક્ષ્ય ભક્ષણનું અને અપેયપાનનું પ્રાયશ્ચિત્ત—

**अज्ञानाद्वारुणीं पीत्वा संस्कारेणैव शुद्ध्यति ।**
**मतिपूर्वमनिर्देश्यं प्राणान्तिकमिति स्थितिः ॥ १४६ ॥**

વારુણી નામે મદિરા અજાણ્યે પીધી હોય, તો ફરી સંસ્કાર કરવાથી શુદ્ધ થવાય છે. પણ જાણીજોઈને તે પીવામાં આવી હોય, તો પ્રાણાન્તિક પ્રાયશ્ચિત્ત સિવાયનું આગળ કહ્યું પ્રાયશ્ચિત કરવું, એવી ધર્મમર્યાદા છે. ૧૪૬

**अपः सुराभाजनस्था मद्यभाण्डस्थितास्तथा ।**
**पञ्चरात्रं पिबेत्पीत्वा शङ्खपुष्पीशृतं पयः ॥ १४७ ॥**

સુરાના કે મદ્યના વાસણમાં રહેલું પાણી પીધું હોય, તો પાંચ રાત્રિ સુધી તેણે શંખાવલી સાથે વાટેલું પાણી પીવું.

**स्पृष्ट्वा दत्त्वा च मदिरां विधिवत्प्रतिगृह्य च ।**
**शूद्रोच्छिष्टाश्च पीत्वापः कुशवारि पिबेत्त्र्यहम् ॥ १४८ ॥**

જે મદિરાને અડયો હોય, જેણે તે આપી હોય અને જેણે તે વિધિપૂર્વક સ્વીકારી હોય, તેમજ જેણે શૂદ્રનું ઉચ્છિષ્ટ પાણી પીધું હોય, તેણે ત્રણ રાત સુધી દર્ભ સાથેનું પાણી પીવું.

**ब्राह्मणस्तु सुरापस्य गन्धमाघ्राय सोमपः ।**
**प्राणानप्सु त्रिरायम्य घृतं प्राश्य विशुद्ध्यति ॥ १४९ ॥**

સોમપાન કરનારો બ્રાહ્મણ જો સુરા પીનારની વાસ લે, તો તે પાણીમાં રહી ત્રણ પ્રાણાયામ કરવાથી તેમજ ઘીનું પ્રાશન કરવાથી વિશુદ્ધ થાય છે. ૧૪૯

**अज्ञानात्प्राश्य विण्मूत्रं सुरासंस्पृष्टमेव च ।**
**पुनः संस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥ १५० ॥**

ત્રણે દ્વિજવર્ણોનો કોઈ માણસ નરક, મૂત્ર અને સુરાના સ્પર્શવાળી કોઈ ચીજને અજ્ઞાનમાં ખાય, તો તેને ફરી ઉપનયનસંસ્કાર કરવા ઘટે છે. ૧૫૦

**वपनं मेखलादण्डौ भैक्षचर्या व्रतानि च ।**
**निवर्तन्ते द्विजातीनां पुनःसंस्कारकर्मणि ॥ १५१ ॥**

દ્વિજોનાં ફરીનાં સંસ્કારકર્મોમાં મુંડન, મેખલાબંધન, દંડધારણ, ભિક્ષાચરણ તથા વ્રતો એ કંઈ કરવાં નહિ. ૧૫૧

**अभोज्यानां तु भुक्त्वाऽन्नं स्त्रीशूद्रोच्छिष्टमेव च ।**
**जग्ध्वा मांसमभक्ष्यं च सप्तरात्रं यवान्पिबेत् ॥ १५२ ॥**

અયોગ્યનું ભોજન જમીને, સ્ત્રી તેમજ શૂદ્રનું ઉચ્છિષ્ટ ખાઇને અને અભક્ષ્ય માંસાહાર કરીને સાત રાત્રિ સુધી જવનો સાથવો પીવો. ૧૫૨

**शुक्तानि च कषायांश्च पीत्वा मेध्यान्यपि द्विजः ।**
**तावद्भवत्यप्रयतो यावत्तन्न व्रजत्यधः ॥ १५३ ॥**

આથાઓ અને શુદ્ધ કવાથો પીધા પછી, માણસ ત્યાં સુધી અશુદ્ધ રહે છે જ્યાં સુધી તે પદાર્થો પચીને નીચે ન જાય.

**विड्वराहखरोष्ट्राणां गोमायोः कपिकाकयोः ।**
**प्राश्य मूत्रपुरीषाणि द्विजश्चान्द्रायणं चरेत् ॥ १५४ ॥**

ગાય, ભૂંડ, ગધેડાં, ઊંટ, શિયાળ, વાંદરાં અને કાગડાનાં મળમૂત્રને જે દ્વિજ આરોગે, તેણે ચાંદ્રાયણ વ્રત આચરવું.

**शुष्काणि भुक्त्वा मांसानि भौमानि कवकानि च ।**
**अज्ञातं चैव सूनास्थमेतदेव व्रतं चरेत् ॥ १५५ ॥**

સૂકાં માંસ, જમીનમાં થતા બિલાડીના ટોપ આદિ, અજાણ્યાં માંસ, તેમજ કસાઇખાનામાંનું માંસ એ ખાનારે પણ એજ ચાંદ્રાયણવ્રત કરવું. ૧૫૫

**क्रव्यादसूकरोष्ट्राणां कुक्कुटानां च भक्षणे ।**
**नरकाकखराणां च तप्तकृच्छ्रं विशोधनम् ॥ १५६ ॥**

કાચું માંસ ખાનાર પ્રાણીઓ, સૂવરો, ઊંટો, કૂકડાં, મનુષ્યો, કાગડાઓ અને ગધેડાં, એમનું માંસ ખાઈને વિશુદ્ધિ માટે તપ્તકૃચ્છ્રવ્રત કરવું. ૧૫૬

**मासिकान्नं तु योऽश्नीयादसमावर्तको द्विजः ।**
**स त्रीण्यहान्युपवसेदेकाहं चोदके वसेत् ॥ १५७ ॥**

સમાવર્તન ન પામેલો દ્વિજ જો માસિયાનું ભોજન લે, તો તેણે ત્રણ દિવસ ઉપવાસ કરવા અને એક દિવસ પાણીમાં રહેવું. ૧૫૭

**ब्रह्मचारी तु योऽश्नीयान्मधु मांसं कथंचन ।**
**स कृत्वा प्राकृतं कृच्छ्रं व्रतशेषं समापयेत् ॥ १५८ ॥**

જે બ્રહ્મચારી ક્યારેય મદ્ય અને માંસ જમે, તેણે પ્રાજાપત્ય વ્રત કરીને શેષ વ્રતની સમાપ્તિ કરવી. ૧૫૮

**बिडालकाकाखूच्छिष्टं जग्ध्वा श्वनकुलस्य च ।**
**केशकीटावपन्नं च पिबेद्ब्रह्मसुवर्चलाम् ॥ १५९ ॥**

બિલાડાં, કાગડા, ઊંદર, કૂતરાં અને નોળિયા એમનું બોટેલું તથા વાળ તેમજ કીડા પડેલું અન્ન ખાવામાં આવતાં બ્રહ્મસુવર્ચલા ( બ્રાહ્મી )નો કાઢો પીવો. ૧૫૯

**अभोज्यमन्नं नात्तव्यमात्मनः शुद्धिमिच्छता ।**
**अज्ञानभुक्तं तूत्तार्यं शोध्यं वाऽप्याशु शोधनैः ॥ १६० ॥**

પોતાની શુદ્ધિ ઇચ્છતા માણસે અભોજ્ય અન્ન જમવું નહિ. અજ્ઞાનમાં તે ખવાઈ ગયું હોય, તો ઊલટી કરીને કાઢી નાખવું અથવા પ્રાયશ્ચિત્ત વડે તરત શુદ્ધિ કરવી. ૧૬૦

**एषोऽनाद्यादनस्योक्तो व्रतानां विविधो विधिः ।**
**स्तेयदोषापहर्तॄणां व्रतानां श्रूयतां विधिः ॥ १६१ ॥**

અભક્ષ્ય ભોજન સંબંધના પ્રાયશ્ચિત્તોનો આ વિવિધ વિધિ કહ્યો. હવે ચોરીના દોષને હરનારાં પ્રાયશ્ચિત્તોનો વિધિ સાંભળો. ૧૬૧

ચોરીનું પ્રાયશ્ચિત્ત—

**धान्यान्नधनचौर्याणि कृत्वा कामाद्द्विजोत्तमः ।**
**स्वजातीयगृहादेव कृच्छ्राब्देन विशुद्ध्यति ॥ १६२ ॥**

જે બ્રાહ્મણ પોતાની જાતનાના ઘેરથી ધાન્ય, રાંધ્યાં અન્ન અને ધનની ચોરીઓ ઇરાદાપૂર્વક કરે, તે એક વર્ષ સુધી પ્રાજાપત્ય વ્રત કરીને શુદ્ધ થાય છે. ૧૬૨

**मनुष्याणां तु हरणे स्त्रीणां क्षेत्रगृहस्य च ।**
**कूपवापीजलानां च शुद्धिश्चान्द्रायणं स्मृतम् ॥ १६३ ॥**

જે માણસ, સ્ત્રી, ખેતર અને ઘરનું હરણ કરે, અથવા કૂવા અને વાવનાં પાણી ચોરે, તેને માટે ચાંદ્રાયણવ્રત કહ્યું છે.

**द्रव्याणामल्पसाराणां स्तेयं कृत्वान्यवेश्मतः ।**
**चरेत्सांतपनं कृच्छ्रं तन्निर्यात्यात्मशुद्धये ॥ १६४ ॥**

પારકાના ઘરમાંથી ઓછી કિંમતનાં દ્રવ્યોની ચોરી કરી હોય, તો તે પદાર્થો મૂળ ધણીને પાછા આપવા અને પોતે આત્મશુદ્ધિ માટે સાંતપન કૃચ્છ્ર આચરવું. ૧૬૪

**भक्ष्यभोज्यापहरणे यानशय्यासनस्य च ।**
**पुष्पमूलफलानां च पञ्चगव्यं विशोधनम् ॥ १६५ ॥**

લાડુ વગેરે ભક્ષ્યો અને ખીર આદિ ભોજ્યો, વાહન, શય્યા, આસન, ફૂલ, મૂળ અને ફળ એટલાંની ચોરીમાં પંચ-ગવ્ય (ગાયનાં દૂધ, દહીં, ઘી, મૂત્ર અને છાણ)નું પ્રાશન કરી વિશુદ્ધ થવાય. ૧૬૫

**तृणकाष्ठद्रुमाणां च शुष्कान्नस्य गुडस्य च ।**
**चेलचर्मामिषाणां च त्रिरात्रं स्यादभोजनम् ॥ १६६ ॥**

ઘાસ, લાકડાં, ઝાડ, સૂકાં અન્ન, ગોળ, વસ્ત્ર, ચામડાં અને માંસ, એની ચોરી કરી હોય, તો ત્રણ રાત્રિ ઉપવાસ કરવા. ૧૬૬

**मणिमुक्ताप्रवालानां ताम्रस्य रजतस्य च।**
**अयःकांस्योपलानां च द्वादशाहं कणान्नता ॥ १६७ ॥**

મણિ, મોતી, પરવાળાં, તાંબું, રૂપું, લોઢું, કાંસું અને પથ્થર એટલાંની ચોરીમાં બાર દિવસ સુધી કણકી ખાવી. ૧૬૭

**कार्पासकीटजोर्णानां द्विशफैकशफस्य च।**
**पक्षिगन्धौषधीनां च रज्ज्वाश्चैव त्र्यहं पयः ॥ १६८ ॥**

કપાસ, રેશમ, ઊન, બે ખરીનાં અને એક ખરીનાં પશુઓ, પક્ષીઓ, સુગંધી પદાર્થો, ઔષધિઓ, તેમજ દોરડાં દોરડી એની જે ચોરી કરે, તેણે ત્રણ દિવસ સુધી માત્ર દૂધ પીને રહેવું. ૧૬૮

અગમ્યાગમનનું પ્રાયશ્ચિત્ત—

**एतैर्व्रतैरपोहेत पापं स्तेयकृतं द्विजः।**
**अगम्यागमनीयं तु व्रतैरेभिरपानुदेत ॥ १६९ ॥**

દ્વિજે આ પ્રાયશ્ચિત્ત વ્રતો કરીને ચોરીના પાપની શુદ્ધિ કરવી. ગમનને અયોગ્ય એવી સ્ત્રીઓ સાથે ગમન કર્યાના પાપને આ નીચેનાં પ્રાયશ્ચિત્તોથી દૂર કરવું. ૧૬૯

**गुरुतल्पव्रतं कुर्याद्रेतः सिक्त्वा स्वयोनिषु।**
**सख्युः पुत्रस्य च स्त्रीषु कुमारीष्वन्त्यजासु च ॥ १७० ॥**

સગી બહેન, મિત્રપત્ની, પુત્રવધૂ, કુમારી અને અંત્યજ સ્ત્રીઓ સાથે જે ગમન કરે, તેણે ગુરુપત્ની સાથેના ગમન સંબંધીનું પ્રાયશ્ચિત્ત કરવું. ૧૭૦

**पैतृष्वसेयीं भगिनीं स्वस्रीयां मातुरेव च ।**
**मातुश्च भ्रातुस्तनयां गत्वा चान्द्रायणं चरेत् ॥ १७१ ॥**

જે ફોઈયાત, માસિયાત અને મોળાત બહેન સાથે સમાગમ કરે, તેણે ચાંદ્રાયણવ્રત આચરવું. ૧૭૧

**एतास्तिस्रस्तु भार्यार्थे नोपयच्छेत्तु बुद्धिमान् ।**
**ज्ञातित्वेनानुपेयास्ताः पतति ह्युपयन्नधः ॥ १७२ ॥**

બુદ્ધિમાન માણસે એ ત્રણને પત્ની તરીકે સ્વીકારવી નહિ; બંધુભાવને કારણે તેમની સાથે વિવાહ કરાય નહિ; તેમને જે પરણે છે, તે અધોગતિને પામે છે. ૧૭૨

**अमानुषीषु पुरुष उदक्यायामयोनिषु ।**
**रेतः सिक्त्वा जले चैव कृच्छ्रं सांतपनं चरेत् ॥ १७३ ॥**

જે પુરુષ મનુષ્યેતર યોનિમાં, રજસ્વલા સ્ત્રીઓમાં, યોનિ સિવાયનાં અંગોમાં અને જલમાં વીર્યપાત કરે છે, તેણે સાંતપન વ્રત આચરવું. ૧૭૩

**मैथुनं तु समासेव्य पुंसि योषिति वा द्विजः ।**
**गोयानेऽप्सु दिवा चैव सवासाः स्नानमाचरेत् ॥ १७४ ॥**

બળદગાડીમાં, જળમાં અને દિવસે જે દ્વિજ સ્ત્રી સાથે કે પુરુષ સાથે મૈથુન કરે, તેણે વસ્ત્ર સાથે સ્નાન કરવું. ૧૭૪

**चण्डालान्त्यस्त्रियो गत्वा भुक्त्वा च प्रतिगृह्य च ।**
**पतत्यज्ञानतो विप्रो ज्ञानात्साम्यं तु गच्छति ॥ १७५ ॥**

જે બ્રાહ્મણ અજ્ઞાનમાં ચંડાળણ કે અંત્યજ સ્ત્રીનો સંગ કરે, તેમનું અન્ન જમે અને તેમની પાસેથી દાન લે, તે પતિત થાય છે. તે જો જાણીબૂઝીને એ કાર્યો કરે, તો તે ચંડાળ અને અંત્યજ સમાન થાય છે. ૧૭૫

**विप्रदुष्टां स्त्रियं भर्ता निरुन्ध्यादेकवेश्मनि ।**
**यत्पुंसः परदारेषु तच्चैनां चारयेद्व्रतम् ॥ १७६ ॥**

વ્યભિચારથી ભ્રષ્ટ થયેલી સ્ત્રીને સ્વામીએ એક ઘરમાં કબજે રાખવી અને પુરુષ જે પરસ્ત્રીગમન કરે ત્યારે તેણે જે પ્રાયશ્ચિત્ત કરવાનું છે, તે તે સ્ત્રી પાસે કરાવવું. ૧૭૬

**सा चेत्पुनः प्रदुष्येत्तु सदृशेनोपयन्त्रिता ।**
**कृच्छ्रं चान्द्रायणं चैव तदस्याः पावनं स्मृतम् ॥ १७७ ॥**

તે સ્ત્રી જો સજાતિ પુરુષની તેડી ફરી ભ્રષ્ટ થાય, તો તેની શુદ્ધિ માટે ચાંદ્રાયણવ્રત કહ્યું છે. ૧૭૭

[ **ब्राह्मणक्षत्रियविशां स्त्रियाः शूद्रेऽपसङ्गताः ।**
**अप्रजाता विशुध्येयुः प्रायश्चित्तेन नेतराः ॥**

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સ્ત્રીઓ શૂદ્ર સાથે સંગ પામી હોય, પણ તેમને જો ગર્ભ ન રહ્યો હોય, તો તેઓ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય છે—ગર્ભ પામેલી સ્ત્રીઓ એ રીતે શુદ્ધ ન થાય. ]

**यत्करोत्येकरात्रेण वृषलीसेवनाद्द्विजः ।**
**तद्भैक्षभुग्जपन्नित्यं त्रिभिर्वर्षैर्व्यपोहति ॥ १७८ ॥**

દ્વિજને વૃષલીના એક રાતના સંગથી જે પાપ લાગે છે, તે ત્રણ વર્ષ સુધી ભિક્ષા માગી જમવાથી તથા નિત્ય ગાયત્રીનો જપ કરવાથી દૂર થાય છે. ૧૭૮

**एषा पापकृतामुक्ता चतुर्णामपि निष्कृतिः ।**
**पतितैः संप्रयुक्तानामिमाः शृणुत निष्कृतीः ॥ १७९ ॥**

ચારે વર્ણોના પાપ કરનારાઓ સંબંધમાં આ પ્રાયશ્ચિત્ત

કહ્યાં. હવે પતિતો સાથેના સંસર્ગ સંબંધી પ્રાયશ્ચિત્તો સાંભળો. ૧૭૯

સંસર્ગી ક્યારે પતિત થાય છે—

**संवत्सरेण पतति पतितेन सहाचरन् ।**
**याजनाध्यापनाद्यौनान्न तु यानासनाशनात् ॥ १८० ॥**

પતિત સાથે એક વર્ષ સુધી વાહન, આસન અને ભોજનમાં સહચાર રાખનારો પતિત થાય છે; પણ તેની સાથે યજ્ઞ કરાવવાનો, વેદ ભણાવવાનો તથા લગ્નસંબંધ રાખવાનો આચાર રાખનારો તો તુરતજ પતિત થાય છે. ૧૮૦

સંસર્ગીએ પ્રાયશ્ચિત્ત કરવું—

**यो येन पतितेनैषां संसर्गं याति मानवः ।**
**स तस्यैव व्रतं कुर्यात्तत्संसर्गविशुद्धये ॥ १८१ ॥**

જે માણસ એ પતિતોમાંથી જેની સાથે સંસર્ગ પામે, તે માણસે તે સંસર્ગથી શુદ્ધ થવા સારુ તે તે પતિત માટેનું પ્રાયશ્ચિત્ત કરવું. ૧૮૧

કાળે ઘડે સ્નાનનો વિધિ—

**पतितस्योदकं कार्यं सपिण्डैर्बान्धवैर्बहिः ।**
**निन्दितेऽहनि सायाह्ने ज्ञात्यृत्विग्गुरुसंनिधौ ॥ १८२ ॥**

પતિતના સપિંડીઓએ તથા બાંધવોએ નિન્દિત દિવસે સાંજે ગામબહાર, જ્ઞાતિજનો, ઋત્વિજો તથા ગુરુજનો સમક્ષ તે પતિતના જીવતાંજ તેની ઉદકક્રિયા કરવી. ૧૮૨

**दासी घटमपां पूर्णं पर्यस्येत्प्रेतवत्पदा ।**
**अहोरात्रमुपासीरन्नशौचं बान्धवैः सह ॥ १८३ ॥**

દાસીએ પાણીથી ભર્યા ઘડાને તે પ્રેત હોય તેમ પગથી ફોડી નાખવો અને પતિતના સપિંડીઓ બાંધવો સાથે એક રાત્રિદિવસનું સૂતક પાળે. ૧૮૩

**निवर्तेरंश्च तस्मात्तु संभाषणसहासने ।**
**दायाद्यस्य प्रदानं च यात्रा चैव हि लौकिकी ॥ १८४ ॥**

તેઓ તે પતિત સાથે સંભાષણ ન કરે, તેની સાથે ન બેસે, તેને વારસાભાગ ન આપે, તેમજ તેની સાથે લૌકિક વહેવાર ન રાખે. ૧૮૪

**ज्येष्ठता च निवर्तेत ज्येष्ठावाप्यं च यद्धनम् ।**
**ज्येष्ठांशं प्राप्नुयाच्चास्य यवीयान्गुणतोऽधिकः ॥ १८५ ॥**

તે પતિતને મોટાપણું ન આપવું અને તેને મોટા તરીકના ઉદ્ધારનું ધન આપવું નહિ, મોટા ભાઈ તરીકનો ભાગ જે હોય તે તેને ન અપાય; પણ તેના અધિક ગુણવાન નાના ભાઈને આપવામાં આવે. ૧૮૫

**प्रायश्चित्ते तु चरिते पूर्णकुम्भमपां नवम् ।**
**तेनैव सार्धं प्रास्येयुः स्नात्वा पुण्ये जलाशये ॥ १८६ ॥**

પણ એ પતિત જો પ્રાયશ્ચિત્ત કરે, તો સપિંડીઓ તથા બાંધવોએ તેની સાથે પવિત્ર જલાશય ઉપર જઈ સ્નાન કરવું અને પાણીનો ભરેલો નવો ઘડો તેમાં નાખવો. ૧૮૬

**स त्वप्सु तं घटं प्रास्य प्रविश्य भवनं स्वकम् ।**
**सर्वाणि ज्ञातिकार्याणि यथापूर्वं समाचरेत् ॥ १८७ ॥**

તે પતિત તે ઘડાને પાણીમાં નાખીને પોતાને ઘેર આવે અને પોતાનાં સર્વ જ્ઞાતિકાર્યો પૂર્વની જેમ કરે. ૧૮૭

**एतदेव विधिं कुर्याद्योषित्सु पतितास्वपि ।**
**वस्त्रान्नपानं देयं तु वसेयुश्च गृहान्तिके ॥ १८८ ॥**

પતિત થયેલી સ્ત્રીઓના સંબંધમાં પણ આ વિધિ કરવો. તેમને વસ્ત્ર તથા ખાનપાન આપવાં અને પોતાના ઘરની પાસે એકાંતવાસ આપવો. ૧૮૮

**एनस्विभिरनिर्णिक्तैर्नार्थं किंचित्सहाचरेत् ।**
**कृतनिर्णेजनांश्चैव न जुगुप्सेत कर्हिचित् ॥ १८९ ॥**

પ્રાયશ્ચિત્ત ન કર્યું હોય એવા પાપીઓ સાથે કશોય વ્યવહારસંબંધ ન રાખવો; તેમ પ્રાયશ્ચિત્ત કર્યું હોય તેવા-ઓની ક્યારેય નિંદા કરવી નહિ. ૧૮૯

**बालघ्नांश्च कृतघ्नांश्च विशुद्धानपि धर्मतः ।**
**शरणागतहन्तॄंश्च स्त्रीहन्तॄंश्च न संवसेत् ॥ १९० ॥**

બાલહત્યા કરનારાઓ, કૃતઘ્નો, શરણે આવેલાઓને હણ-નારાઓ, તેમજ સ્ત્રીહત્યારાઓ—એ પ્રાયશ્ચિત્ત વડે શુદ્ધ થાય તો પણ તેમની સાથે સહવાસ કરવો નહિ. ૧૯૦

**येषां द्विजानां सावित्री नानूच्येत यथाविधि ।**
**तांश्चारयित्वा त्रीन्कृच्छ्रान्यथाविध्युपनाययेत् ॥ १९१ ॥**

જે દ્વિજોને યથાકાલે યથાવિધિ ગાયત્રી ઉપદેશ અપાયો હોય નહિ, તેમને ત્રણ પ્રાજાપત્ય કરાવીને યથાવિધિ ઉપ-નયનસંસ્કાર કરવો. ૧૯૧

**प्रायश्चित्तं चिकीर्षन्ति विकर्मस्थास्तु ये द्विजाः ।**
**ब्रह्मणा च परित्यक्तास्तेषामप्येतदादिशेत् ॥ १९२ ॥**

અન્ય કર્મોમાં રહેલા જે દ્વિજો પ્રાયશ્ચિત્ત ઇચ્છતા હોય

અને જેઓ વેદથી ત્યજાયેલા હોય, તેમને પણ આજ પ્રાયશ્ચિત્ત આપવું. ૧૯૨

**यद्गर्हितेनार्जयन्ति कर्मणा ब्राह्मणा धनम् ।**
**तस्योत्सर्गेण शुद्ध्यन्ति जप्येन तपसैव च ॥ १९३ ॥**

જે બ્રાહ્મણો નિંદિત કર્મથી ધન રળે છે, તેઓ તે ધનનો ત્યાગ કરીને તેમજ જપ અને તપ કરીને શુદ્ધ થાય છે. ૧૯૩

**जपित्वा त्रीणि सावित्र्याः सहस्राणि समाहितः ।**
**मासं गोष्ठे पयः पीत्वा मुच्यतेऽसत्प्रतिग्रहात् ॥ १९४ ॥**

અયોગ્યનું દાન લીધું હોય તો તે પુરુષે, સાવધાનચિત્તે ત્રણ હજાર ગાયત્રીનો જપ કરવો અને એક મહિનો ગાયની કોઢમાં રહી દૂધ પીને રહેવું; આમ તે પાપમુક્ત થાય છે. ૧૯૪

**उपवासकृशं तं तु गोव्रजात्पुनरागतम् ।**
**प्रणतं प्रति पृच्छेयुः साम्ये सौम्येच्छमीति किम् ॥१९५॥**

ઉપવાસથી દૂબળા થયેલા અને ગાયની કોઢમાંથી આવેલા તે વિનમ્રને બ્રાહ્મણોએ પૂછવું–'હે સૌમ્ય! તું અમારી સાથે બરાબરી ઇચ્છે છે ને?' ૧૯૫

**सत्यमुक्त्वा तु विप्रेषु विकिरेद्यवसं गवाम् ।**
**गोभिः प्रवर्तिते तीर्थे कुर्युस्तस्य परिग्रहम् ॥ १९६ ॥**

તેણે બ્રાહ્મણોને 'હા સત્ય છે' એમ કહી ગાયને ઘાસ નીરવું અને બ્રાહ્મણોએ ગાયની પગવાટના પવિત્ર તીર્થમાં તેનો સ્વીકાર કરવો. ૧૯૬

**व्रात्यानां याजनं कृत्वा परेषामन्त्यकर्म च ।**
**अभिचारमहीनं च त्रिभिः कृच्छ्रैर्व्यपोहति ॥ १९७ ॥**

વ્રાત્યોને યજ્ઞ કરાવીને, માતપિતા સિવાયના નિષિદ્ધોની ઉત્તરક્રિયા કરીને, મારણક્રિયા કરીને, તેમજ અહીન નામનો યાગ કરીને જે પાપ લાગે, તે ત્રણ પ્રાજાપત્ય વ્રત કરવાથી દૂર થાય છે. ૧૯૭

**शरणागतं परित्यज्य वेदं विप्लाव्य च द्विजः।**
**संवत्सरं यवाहारस्तत्पापमपमेधति ॥ १९८ ॥**

જે દ્વિજ શરણાગતનો ત્યાગ કરે છે અને અનધિકારીઓને વેદ ભણાવે છે, તે એક વર્ષ સુધી જવનો આહાર રાખીને તે પાપમાંથી મુક્ત થાય છે. ૧૯૮

**श्वसृगालखरैर्दष्टो ग्राम्यैः क्रव्याद्भिरेव च।**
**नराश्वोष्ट्रवराहैश्च प्राणायामेन शुद्ध्यति ॥ १९९ ॥**

જેને ગામનું કૂતરું, શિયાળ, ગધેડું, માણસ, ઘોડું, ઊંટ, ભૂંડ કે માંસાહારી પશુ કરડે, તે પ્રાણાયામ કરવાથી શુદ્ધ થાય છે. ૧૯૯

[ **शुनाघ्रातोपलीढस्य दन्तैर्विदलितस्य च।**
**अद्भिः प्रक्षालनं प्रोक्तमग्निना चोपचूलनम् ॥**

જે માંસને કૂતરાએ સૂંઘ્યું હોય, ચાટ્યું હોય કે દાંતે કરડ્યું હોય, તેને પાણીથી ધોઈ અગ્નિથી ઉકાળવું, એમ કહ્યું છે. ]

**षष्ठान्नकालता मासं संहिताजप एव वा।**
**होमाश्च सकला नित्यमपाङ्क्त्यानां विशोधनम् ॥२००॥**

જે પંક્તિબાહ્ય છે તેણે એક માસ સુધી છઠ્ઠી છઠ્ઠી વેળે સાયંકાળે ભોજન કરવું, વેદસંહિતાનો નિત્ય પાઠ કરવો, અથવા

**देवकृतस्यैनसोऽवयजनमसि स्वाहा** વગેરે આઠ સાકલમંત્રોથી હોમ કરવા; એ તેમની શુદ્ધિ છે. ૨૦૦

**उष्ट्रयानं समारुह्य खरयानं तु कामतः ।**
**स्नात्वा तु विप्रो दिग्वासा प्राणायामेन शुद्ध्यति ॥ २०१ ॥**

જે બ્રાહ્મણ ઇચ્છાપૂર્વક ઊંટ–ગધેડાની સવારી કરે અથવા જે નાગો નાગો નાહે તે પ્રાણાયામ કરીને શુદ્ધ થાય છે.

**विनाऽद्भिरप्सु वाऽप्यार्तः शारीरं संनिवेश्य च ।**
**सचैलो बहिराप्लुत्य गामालभ्य विशुद्ध्यति ॥ २०२ ॥**

રોગી હોય તો પણ, જે વગર પાણીએ કે પાણીમાં શરીરનાં મળમૂત્રનું વિસર્જન કરે છે, તે તે બહાર આવીને સવસ્ત્ર સ્નાન કરે અને જળમાંથી બહાર આવીને ગાયને સ્પર્શે તો તેથી તે શુદ્ધ થાય છે. ૨૦૨

**वेदोदितानां नित्यानां कर्मणां समतिक्रमे ।**
**स्नातकव्रतलोपे च प्रायश्चित्तमभोजनम् ॥ २०३ ॥**

જેણે વેદોક્ત નિત્ય કર્મોનો ત્યાગ કર્યો હોય અને જેણે સ્નાતકના વ્રતનો લોપ કર્યો હોય, તેને માટે એક દિવસનો ઉપવાસ એ પ્રાયશ્ચિત્ત છે. ૨૦૩

**हुंकारं ब्राह्मणस्योक्त्वा त्वंकारं च गरीयसः ।**
**स्नात्वानश्नन्नहःशेषमभिवाद्य प्रसादयेत् ॥ २०४ ॥**

બ્રાહ્મણને હુંકાર અને શ્રેષ્ઠને તુંકાર કહ્યો હોય, તો તે દિવસે સ્નાન કરી, ઉપવાસ રાખી, તેમને વંદનપૂર્વક પ્રસન્ન કરવા. ૨૦૪

**ताडयित्वा तृणेनापि कण्ठे वाबध्य वाससा ।**
**विवादे वा विनिर्जित्य प्रणिपत्य प्रसादयेत् ॥ २०५ ॥**

બ્રાહ્મણને તણખલાથીયે માર્યો હોય, અથવા તેને ગળે લૂગડાથી બાંધ્યો હોય, અથવા વિવાદમાં તેને હરાવ્યો હોય, તો તેને પગે લાગીને પ્રસન્ન કરવો. ૨૦૫

**अवगूर्य त्वब्दशतं सहस्रमभिहत्य च ।**
**जिघांसया ब्राह्मणस्य नरकं प्रतिपद्यते ॥ २०६ ॥**

બ્રાહ્મણને મારવા માટે લાકડી ઉગામીને માણસને સો વર્ષ સુધીનો અને તેને મારીને હજાર વરસ સુધીનો નરકવાસ મળે છે. ૨૦૬

**शोणितं यावतः पांसून्संगृह्णाति महीतले ।**
**तावन्त्यब्दसहस्राणि तत्कर्ता नरके वसेत् ॥ २०७ ॥**

બ્રાહ્મણનું લોહી પૃથ્વીતલના જેટલા રજકણોને ભીંજવે છે તેટલાં હજાર વરસો સુધી તે કર્મનો કરનારો નરકવાસ સેવે છે.

**अवगूर्य चरेत्कृच्छ्रमतिकृच्छ्रं निपातने ।**
**कृच्छ्रातिकृच्छ्रौ कुर्वीत विप्रस्योत्पाद्य शोणितम् ॥ २०८ ॥**

બ્રાહ્મણને મારવા સારુ લાકડી ઉગામી હોય, તો પ્રાજાપત્યવ્રત કરવું; તેને લાકડી મારી હોય તો અતિકૃચ્છ્ર વ્રત કરવું; અને તેને લોહી કાઢ્યું હોય તો કૃચ્છ્ર અને અતિકૃચ્છ્ર બન્ને વ્રતો કરવાં. ૨૦૮

**अनुक्तनिष्कृतीनां तु पापानामपनुत्तये ।**
**शक्तिं चावेक्ष्य पापं च प्रायश्चित्तं प्रकल्पयेत् ॥ २०९ ॥**

જે પાપોની શુદ્ધિ સારુ પ્રાયશ્ચિત્તો ન કહેવાયાં હોય તે માટે શક્તિ જોઇને તથા પાપ તપાસીને પ્રાયશ્ચિત્તની કલ્પના કરવી. ૨૦૯

**यैरभ्युपायैरेनांसि मानवो व्यपकर्षति ।**
**तान्वोऽभ्युपायान्वक्ष्यामि देवर्षिपितृसेवितान् ॥ २१० ॥**

માણસો જે વ્રતઉપાયોથી પાપોને દૂર કરે છે, તે દેવ, ઋષિ તથા પિતૃઓએ સેવેલા વ્રતોપાયો વિશે હું તમને કહીશ. ૨૧૦

વ્રતો—

**त्र्यहं प्रातस्त्र्यहं सायं त्र्यहमद्यादयाचितम् ।**
**त्र्यहं परं च नाश्नीयात्प्राजापत्यं चरन्द्विजः ॥ २११ ॥**

પ્રાજાપત્ય વ્રત આચરનારા દ્વિજે ત્રણ દિવસ સવારે અને ત્રણ દિવસ સાંજે તથા ત્રણ દિવસ માગ્યા વિના મળેલું ભોજન લેવું, તેમજ ત્રણ દિવસ ઉપવાસ કરવા. ૨૧૧

**गोमूत्रं गोमयं क्षीरं दधिः सर्पिः कुशोदकम् ।**
**एकरात्रोपवासश्च कृच्छ्रं सांतपनं स्मृतम् ॥ २१२ ॥**

એક દિવસ ગાયનું મૂતર, ગાયનું છાણ, તેનું દૂધ, તેનું દહીં, તેનું ઘી તથા દર્ભનું જલ એનુંજ ભેગું ભોજન કરવું અને બીજે દિવસે ઉપવાસ કરવો; આને સાંતપન કૃચ્છ્ર કહ્યું છે. ૨૧૨

**एकैकं ग्रासमश्नीयात्त्र्यहाणि त्रीणि पूर्ववत् ।**
**त्र्यहं चोपवसेदन्त्यमतिकृच्छ्रं चरन्द्विजः ॥ २१३ ॥**

અતિકૃચ્છ્ર આચરતા દ્વિજે પહેલા ત્રણ દિવસે મધ્યાહ્‌ને, બીજા ત્રણ દિવસ સાંજે અને ત્રીજા ત્રણ દિવસ માગ્યા વિના એમ નવ દિવસ એકએક કોળિયો જમવું અને છેલ્લે ત્રણ દિવસ ઉપવાસ કરવા. ૨૧૩

तप्तकृच्छ्रं चरन्विप्रो जलक्षीरघृतानिलान् ।
प्रतित्र्यहं पिबेदुष्णान्सकृत्स्नायी समाहितः ॥ २१४ ॥

તપ્તકૃચ્છ્ર કરતા દ્વિજે સાવધાન ચિત્તે સ્નાન કરીને પહેલા ત્રણ દિવસ ઊનું પાણી પીવું, બીજા ત્રણ દિવસ ઊનું દૂધ લેવું અને ત્રીજા ત્રણ દિવસ ઊંનું ઘી ચાટવું અને છેલ્લા ત્રણ દિવસ વાયુભક્ષી (ઉપવાસી) રહેવું. ૨૧૪

[ अपां पिबेच्च त्रिपलं पलमेकं च सर्पिषः ।
पयः पिबेत्तु त्रिपलं त्रिमात्रं चोक्तमानतः ॥

એણે કહ્યા માપ પ્રમાણે ત્રણ દિવસ ત્રણ ત્રણ પલ પાણી પીવું, ત્રણ દિવસ એક એક પલ ઘી પીવું અને ત્રણ દિવસ ત્રણ ત્રણ પલ દૂધ પીવું. ]

यतात्मनोऽप्रमत्तस्य द्वादशाहमभोजनम् ।
पराको नाम कृच्छ्रोऽयं सर्वपापापनोदनः ॥ २१५ ॥

સાવધ રહી, મનને નિયમમાં રાખી, બાર દિવસ સુધી અનશન કરવું, એ સર્વ પાપોનું નાશ કરનારું પરાક નામે કૃચ્છ્ર છે. ૨૧૫

एकैकं ह्रासयेत्पिण्डं कृष्णे शुक्ले च वर्धयेत् ।
उपस्पृशंस्त्रिषवणमेतच्चान्द्रायणं स्मृतम् ॥ २१६ ॥

મળસકે, મધ્યબપોરે અને સાંજે એમ ત્રણવાર સ્નાન કરવું તથા સુદમાં એક એક કોળિયો વધારતા જવું અને વદમાં એક એક કોળિયો ઓછો કરતા રહેવું, એને (પિપિલિકામધ્ય) ચાંદ્રાયણવ્રત કહ્યું છે. ૨૧૬

एतमेव विधिं कृत्स्नमाचरेद्यवमध्यमे ।
शुक्लपक्षादिनियतश्चरंश्चान्द्रायणं व्रतम् ॥ २१७ ॥

યવમધ્યમ ચાંદ્રાયણવ્રત આચરનારા દ્વિજે સુદથી વ્રતારંભ કરી, નિયમપરાયણ રહી, એજ સમગ્ર વિધિ આચરવો.

**अष्टावष्टा समश्नीयात्पिण्डान्मध्यंदिने स्थिते ।**
**नियतात्मा हविष्याशी यतिचान्द्रायणं चरन् ॥ २१८ ॥**

યતિચાંદ્રાયણવ્રત કરતા દ્વિજે જિતેન્દ્રિય રહીને હવિષ્યાન્નના રોજ મધ્યાહ્નને આઠ આઠ ગ્રાસ ખાવા. ૨૧૮

**चतुरः प्रातरश्नीयात्पिण्डान्विप्रः समाहितः ।**
**चतुरोऽस्तमिते सूर्ये शिशुचान्द्रायणं स्मृतम् ॥ २१९ ॥**

સ્વસ્થચિત્ત બ્રાહ્મણ ચાર કોળિયા મળસકે ખાય અને ચાર સૂર્ય અસ્ત પામ્યે ખાય, તો તે શિશુચાંદ્રાયણવ્રત કહેવાય છે.

**यथा कथंचित्पिण्डानां तिस्रोऽशीतीः समाहितः ।**
**मासेनाश्नन्हविष्यस्य चन्द्रस्यैति सलोकताम् ॥२२०॥**

જે દ્વિજ નિયમચિત્ત રહી, એક માસમાં હવિષ્યાન્નના ગમે તે રીતે બસો ચાલીશ કોળિયા ખાય છે, તે ચંદ્રના લોકને પામે છે. ૨૨૦

**एतद्रुद्रास्तथादित्या वसवश्चाचरन्व्रतम् ।**
**सर्वाकुशलमोक्षाय मरुतश्च महर्षिभिः ॥ २२१ ॥**

રુદ્રો, આદિત્યો, વસુઓ, મરુતો અને મહર્ષિઓએ સર્વ અકુશલોથી છૂટવા માટે આ વ્રત આચર્યું છે. ૨૨૧

**महाव्याहृतिभिर्होमः कर्तव्यः स्वयमन्वहम् ।**
**अहिंसासत्यमक्रोधमार्जवं च समाचरेत् ॥ २२२ ॥**

વ્રત કરનારે રોજરોજ મહાવ્યાહૃતિઓથી હોમ કરવો અને અહિંસા, સત્ય, અક્રોધ તથા ઋજુતા રાખવાં. ૨૨૨

त्रिरह्नस्त्रिर्निशायां च सवासा जलमाविशेत् ।
स्त्रीशूद्रपतितांश्चैव नाभिभाषेत कर्हिचित् ॥ २२३ ॥

તેણે દિવસે અને રાતે ત્રણ ત્રણ વાર વસ્ત્ર સાથે જલમાં સ્નાન કરવું અને કયારેય સ્ત્રી, શૂદ્ર તથા પતિતો સાથે ભાષણ ન કરવું. ૨૨૩

स्थानासनाभ्यां विहरेदशक्तोऽधः शयीत वा ।
ब्रह्मचारी व्रती च स्याद्गुरुदेवद्विजार्चकः ॥ २२४ ॥

તેણે સ્થાન અને આસન સાથેજ ઊઠવું–બેસવું, અથવા અશક્ત હોય તો નીચે સૂવું. તેણે બ્રહ્મચારી અને વ્રતી રહેવું તેમજ ગુરુ, દેવ અને દ્વિજની અર્ચના કરવી. ૨૨૪

सावित्रीं च जपेन्नित्यं पवित्राणि च शक्तितः ।
सर्वेष्वेव व्रतेष्वेवं प्रायश्चित्तार्थमादृतः ॥ २२५ ॥

તેણે શક્તિ અનુસાર નિત્ય ગાયત્રીજપ કરવો તથા અઘમર્ષણ આદિ પવિત્ર મંત્રો જપવા. પ્રાયશ્ચિત્ત અર્થે સર્વ વ્રતોમાં આજ રીતે કરવું. ૨૨૫

एतैर्द्विजातयः शोध्या व्रतैराविष्कृतैनसः ।
अनाविष्कृतपापांस्तु मन्त्रैर्होमैश्च शोधयेत् ॥ २२६ ॥

જેમનાં પાપ પ્રસિદ્ધ થયાં હોય, એવા દ્વિજો આ વ્રતોથી શુદ્ધ થાય. પણ જેમનાં પાપ પ્રકટ થયાં ન હોય તેમને મંત્રો અને હોમોથી શુદ્ધ કરાય. ૨૨૬

ख्यापनेनानुतापेन तपसाध्ययनेन च ।
पापकृन्मुच्यते पापात्तथा दानेन चापदि ॥ २२७ ॥

પાપ પ્રકટ કરવાથી, પશ્ચાત્તાપથી, તપથી, અધ્યયનથી અને આપત્કાલે દાનથીય પાપ કરનારો પાપથી મુક્ત થાય છે.

**यथा यथा नरोऽधर्मं स्वयं कृत्वानुभाषते।**
**तथा तथा त्वचेवाहिस्तेनाधर्मेण मुच्यते ॥ २२८ ॥**

માણસ અધર્મ કરીને જેમ જેમ પોતાની મેળેજ તે પ્રકટ કરી દે છે, તેમ તેમ તે તે અધર્મથી મુક્ત થાય છે—માનો, સાપ કાંચળીથી છૂટે છે. ૨૨૮

**यथा यथा मनस्तस्य दुष्कृतं कर्म गर्हति।**
**तथा तथा शरीरं तत्तेनाधर्मेण मुच्यते ॥ २२९ ॥**

તેનું મન જેમ જેમ પોતાના દુષ્કૃત્યને નિંદે છે, તેમતેમ તેનું શરીર તે તે અધર્મથી મુક્ત થાય છે. ૨૨૯

**कृत्वा पापं हि संतप्य तस्मात्पापात्प्रमुच्यते।**
**नैवं कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः ॥ २३० ॥**

પાપ કરીને સંતાપ કરનારો માણસ પાપમાંથી મુક્ત થાય છે. 'આવું ફરી નહિ કરું' એમ નિવૃત્તિરૂપી નિશ્ચય કરવાથી તે પવિત્ર થાય છે. ૨૩૦

**एवं मंचिन्त्य मनसा प्रेत्य कर्मफलोदयम्।**
**मनोवाङ्मूर्तिभिर्नित्यं शुभं कर्म समाचरेत् ॥ २३१ ॥**

મરણ પછી કર્મનું ફલ આવું મળશે એમ મનથી વિચારીને માણસે મન, વાણી અને કાયાથી નિત્ય શુભ કર્મ આચરવું.

**अज्ञानाद्यदि वा ज्ञानात्कृत्वा कर्म विगर्हितम्।**
**तस्माद्विमुक्तिमन्विच्छन्द्वितीयं न समाचरेत् ॥ २३२ ॥**

અજ્ઞાનથી કે જ્ઞાનથી નિંદિત કર્મ કર્યા પછી તેમાંથી મુક્તિ મેળવવા ઇચ્છનારે ફરીને એવું બીજું કર્મ ન આચરવું.

તપનું માહાત્મ્ય—

**यस्मिन्कर्मण्यस्य कृते मनसः स्यादलाघवम् ।**
**तस्मिंस्तावत्तपः कुर्याद्यावत्तुष्टिकरं भवेत् ॥ २३३ ॥**

પ્રાયશ્ચિત્તકર્મ સંબંધમાં જો એના મનને સંતોષ ન થાય, તો તે સંબંધમાં સંતોષ થાય ત્યાં સુધી તપ કરવું. ૨૩૩

**तपोमूलमिदं सर्वं दैवमानुषकं सुखम् ।**
**तपोमध्यं बुधैः प्रोक्तं तपोऽन्तं वेददर्शिभिः ॥ २३४ ॥**

દેવ અને મનુષ્ય સંબંધી આ સર્વ સુખનું આદિ તપ-જ છે. વેદદ્રષ્ટા વિદ્વાનોએ તપને જ મધ્યરૂપ અને અંતરૂપ કહ્યું છે. ૨૩૪

**ब्राह्मणस्य तपो ज्ञानं तपः क्षत्रस्य रक्षणम् ।**
**वैश्यस्य तु तपो वार्ता तपः शूद्रस्य सेवनम् ॥ २३५ ॥**

જ્ઞાન એ બ્રાહ્મણનું તપ છે, રક્ષણ એ ક્ષત્રિયનું તપ છે, ખેતીવાડી ને વેપાર એ વૈશ્યનું તપ છે અને સેવા એ શૂદ્રનું તપ છે. ૨૩૫

**ऋषयः संयतात्मानः फलमूलानिलाशनाः ।**
**तपसैव प्रपश्यन्ति त्रैलोक्यं सचराचरम् ॥ २३६ ॥**

ફળ, મૂળ અને વાયુનું ભક્ષણ કરનારા જિતેન્દ્રિય ઋષિઓ તપે કરીનેજ સચરાચર ત્રણે લોકને જુએ છે. ૨૩૬

**औषधान्यगदो विद्या दैवी च विविधा स्थितिः ।**
**तपसैव प्रसिद्ध्यन्ति तपस्तेषां हि साधनम् ॥ २३७ ॥**

ઔષધિઓ, ઓસડો, દૈવી વિદ્યા અને સ્વર્ગાદિ વિવિધ સ્થિતિ એ તપથીજ સિદ્ધ થાય છે—તપજ તેમના સાધનરૂપ છે.

यद्दुस्तरं यद्दुरापं यद्दुर्गं यच्च दुष्करम् ।
सर्वं तु तपसा साध्यं तपो हि दुरतिक्रमम् ॥ २३८ ॥

જે દુસ્તર છે, જે દુષ્પ્રાપ્ય છે, જે દુર્ગમ છે અને જે દુષ્કર છે, તે બધું તપથી સધાય છે—તપજ ઓળંગાવું મુશ્કેલ છે. ૨૩૮

महापातकिनश्चैव शेषाश्चाकार्यकारिणः ।
तपसैव सुतप्तेन मुच्यन्ते किल्बिषात्ततः ॥ २३९ ॥

મહાપાતકો તથા બીજાં ઉપપાતકો કરનારાઓ સારી રીતે સેવેલા તપે કરીને તે તે પાપથી મુક્ત થાય છે. ૨૩૯

कीटाश्चाहिपतङ्गाश्च पशवश्च वयांसि च ।
स्थावराणि च भूतानि दिवं यान्ति तपोबलात् ॥ २४० ॥

કીડાઓ, સાપો, પતંગો, પશુઓ, પક્ષીઓ અને સ્થાવર પ્રાણીઓ એ સૌ તપોબલથી સ્વર્ગે જાય છે. ૨૪૦

यत्किंचिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २४१ ॥

માણસો મન, વાણી અને કાયાથી જે કંઇ પાપ કરે છે, તે બધાં તપોધનો તપ વડે તુરતજ બાળી નાખે છે. ૨૪૧

तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान्संवर्धयन्ति च ॥ २४२ ॥

તપથી વિશુદ્ધ થયેલા બ્રાહ્મણના યજ્ઞમાં દેવો બલિ સ્વીકારે છે અને તેની કામનાઓને પૂર્ણ કરે છે. ૨૪૨

प्रजापतिरिदं शास्त्रं तपसैवासृजत्प्रभुः ।
तथैव वेदानृषयस्तपसा प्रतिपेदिरे ॥ २४३ ॥

સમર્થ પ્રજાપતિએ તપથીજ આ શાસ્ત્ર સર્જ્યું છે. તેમજ ઋષિઓ તપથીજ વેદો પામ્યા છે. ૨૪૩

**इत्येतत्तपसो देवा महाभाग्यं प्रचक्षते ।**
**सर्वस्यास्य प्रपश्यन्तस्तपसः पुण्यमुत्तमम् ॥ २४४ ॥**

સર્વ તપનું આવું ઉત્તમ પુણ્ય જોનારા દેવો તપનું આ ।માણે મહાભાગ્ય કહે છે. ૨૪૪

[ **ब्रह्मचर्य जपो होमः काले शुद्धाल्पभोजनम् ।**
**अरागद्वेषलोभाश्च तप उक्तं स्वयंभुवा ॥**

બ્રહ્મચર્ય, જપ, હોમ, યોગ્ય કાલે શુદ્ધ ને અલ્પ આહાર, ।મજ રાગ, દ્વેષ અને લોભથી રહિતતા એને સ્વયંભૂ ભગવાને ।પ કહ્યું છે. ]

**वेदाभ्यासोऽन्वहं शक्त्या महायज्ञक्रिया क्षमा ।**
**नाशयन्त्याशु पापानि महापातकजान्यपि ॥ २४५ ॥**

યથાશક્તિ પ્રતિદિન વેદાધ્યયન, પંચ મહાયજ્ઞોનું અનુ- ।ાન અને ક્ષમા એ મહાપાતકથી લાગેલાં પાપોનેય તરતજ ।ાશ કરે છે. ૨૪૫

**यथैधस्तेजसा वह्निः प्राप्तं निर्दहति क्षणात् ।**
**तथा ज्ञानाग्निना पापं सर्वं दहति वेदवित् ॥ २४६ ॥**

અગ્નિ જેમ પોતાના તેજે કરીને પાસે રહેલાં ઇંધણાંને એક ક્ષણમાં બાળી મૂકે છે, તેમ વેદવેત્તા જ્ઞાનરૂપી અગ્નિથી ।ર્વ પાપોને ખાખ કરે છે. ૨૪૬

**इत्येतदेनसामुक्तं प्रायश्चित्तं यथाविधि ।**
**अत ऊर्ध्वं रहस्यानां प्रायश्चितं निबोधत ॥ २४७ ॥**

આમ પ્રકટ પાપોનું યથાવિધિ પ્રાયશ્ચિત્ત કહ્યું. હવે ગૂઢ ।ાપોનાં પ્રાયશ્ચિત્ત વિશે સાંભળો. ૨૪૭

ગુપ્ત પાપનાં પ્રાયશ્ચિત્ત—

**सव्याहृतिप्रणवकाः प्राणायामास्तु षोडश ।**
**अपि भ्रूणहणं मासात्पुनन्त्यहरहः कृताः ॥ २४८ ॥**

જો રોજરોજ વ્યાહૃતિ અને ઓંકાર સાથે સોળ પ્રાણાયામ એક માસ સુધી કરવામાં આવે, તો ભ્રૂણહત્યારાને પણ તે શુદ્ધ કરે. ૨૪૮

**कौत्सं जप्त्वाप इत्येतद्वासिष्ठं च प्रतीत्यृचम् ।**
**माहित्रं शुद्धवत्यश्च सुरापोऽपि विशुद्धयति ॥ २४९ ॥**

કૌત્સઋષિ જેના દ્રષ્ટા છે તે '**अप नःशोशुचदघम्**' એ સૂક્તનો, વસિષ્ઠ જેના દ્રષ્ટા છે તે '**प्रतिस्तोमेभिरुषसं**' એ ઋચાનો, '**महित्रीणामवोऽस्तु**' એ સૂક્તનો, તેમજ '**एतोन्विन्द्रं स्तवाम शुद्धम्**' એ ત્રણ ઋચાઓનો જો એક માસ સુધી જાપ કરવામાં આવે, તો તેથી સુરા પીનારોય શુદ્ધ થાય છે.

**सकृज्जप्त्वास्य वामीयं शिवसंकल्पमेव च ।**
**अपहृत्य सुवर्णं तु क्षणाद्भवति निर्मलः ॥ २५० ॥**

એક માસ સુધી '**अस्य वामस्य पलितस्य**' એ સૂક્તનો તેમજ '**यज्जाग्रतो दूरमुदैति**' એ શિવસંકલ્પ સૂક્તનો રોજ એકએક પાઠ કરવામાં આવે, તો તેથી સોનાની ચોરી કરનારો નિર્મલ થાય છે. ૨૫૦

**हविष्यन्तीयमभ्यस्य न तमंह इतीति च ।**
**जपित्वा पौरुषं सूक्तं मुच्यते गुरुतल्पगः ॥ २५१ ॥**

ગુરુપત્ની સાથે ગમન કરનારો પાતકી '**हविष्यान्तमजरं स्वर्विदि**' એ ઓગણીસ ઋચાઓનો, અથવા '**न तमहो न**

**दुरितम्**' એ આઠ ઋચાઓનો અથવા **तन्मे मनः शिवसंकल्प-मस्तु** એ સૂક્તનો, અથવા '**सहस्रशीर्षा पुरुषः**' એ પૂરુષ-સૂક્તનો એક માસ સુધી જપ કરે, તો તે પાપથી તે મુક્ત થાય છે. ૨૫૧

**एनसां स्थूलसूक्ष्माणां चिकीर्षन्नपनोदनम् ।**
**अवेत्यृचं जपेदब्दं यत्किंचेदमितीति वा ॥ २५२ ॥**

સ્થૂલ અને સૂક્ષ્મ મહાપાતકોની શુદ્ધિ ઇચ્છતા માણસે '**अव ते हेळो वरुण नमोभिः**' એ ઋચાનો, અથવા '**यत्किंचेदं वरुण दैव्ये जने**' એ ઋચાનો અથવા તો '**शिवसंकल्पमस्तु**' એ સૂક્તનો એક વરસ સુધી નિત્ય જપ કરવો. ૨૫૨

**प्रतिगृह्याप्रतिग्राह्यं भुक्त्वा चान्नं विगर्हितम् ।**
**जपंस्तरत्समन्दीयं पूयते मानवस्त्र्यहात् ॥ २५३ ॥**

જેણે અયોગ્ય દાન લીધું હોય અથવા નિંદિત ભોજન કર્યું હોય, તે માણસ '**तरत्समन्दी धावति**' એ ચાર ઋચાઓ જપવાથી ત્રણ દિવસમાં શુદ્ધ થાય છે. ૨૫૩

**सोमारौद्रं तु बह्वेना मासमभ्यस्य शुद्ध्यति ।**
**स्रवन्त्यामाचरन्स्नानमर्यम्णामिति च तृचम् ॥ २५४ ॥**

અનેક પાપો કરનારો માણસ જો '**सोमारुद्रा धारयेथाम-सुर्यम्** એ ચાર ઋચાઓનો અથવા '**अर्यमणं वरुणं मित्रं च**' એ ત્રણ ઋચાઓનો એક માસ સુધી સ્નાન કરીને નિત્ય અભ્યાસ કરે તો તે તે પાપોમાંથી શુદ્ધ થાય છે. ૨૫૪

**अब्दार्धमिन्द्रमित्येतदेनस्वी सप्तकं जपेत् ।**
**अप्रशस्तं तु कृत्वाप्सु मासमासीत भैक्षभुक् ॥ २५५ ॥**

પાપી માણસ છ માસ સુધી **'इन्द्रं मित्रं वरुणमग्निम्'** એ સાત ઋચાઓનો જપ કરે. તેણે જલમાં અયોગ્ય ક્રિયા કરી હોય, તો તે એક માસ સુધી ભિક્ષા માગી જમે. ૨૫૫

**मन्त्रैः शाकलहोमीयैरब्दं हुत्वा घृतं द्विजः ।**
**सुगुर्वप्यपहन्त्येनो जप्त्वा वा नम इत्यृचम् ॥ २५६ ॥**

**'देवकृतस्य'** વગેરે શાકલ હોમના મંત્રોથી દ્વિજ જો ઘી હોમે, તેમજ **'नमः इन्द्रश्च'** એ ઋચાનો એક વર્ષ સુધી જપ કરે, તો તેનું મહાપાપ દૂર થાય છે. ૨૫૬

**महापातकसंयुक्तोऽनुगच्छेद्गाः समाहितः ।**
**अभ्यस्याब्दं पावमानीर्भैक्षाहारो विशुद्ध्यति ॥ २५७ ॥**

મહાપાતકવાળો પુરુષ સાવધાનચિત્ત થઇ જો એક વર્ષ સુધી ભિક્ષાથી આહાર કરે, નિત્ય ગાયનું અનુગમન કરે, અને **'यः पावमानीरध्येति'** વગેરે પવમાન ઋચાઓનો અભ્યાસ કરે, તો તે તેથી શુદ્ધ થાય છે. ૨૫૭

**अरण्ये वा त्रिरभ्यस्य प्रयतो वेदसंहिताम् ।**
**मुच्यते पातकैः सर्वैः पराकैः शोधितस्त्रिभिः ॥ २५८ ॥**

ત્રણ પરાક વ્રતોથી શુદ્ધ થયેલો માણસ અરણ્યમાં પ્રયત્નપૂર્વક વેદસંહિતાનો ત્રણ વાર અભ્યાસ કરે, તો તે સર્વ પાપોથી મુક્ત થાય છે. ૨૫૮

**त्र्यहं तूपवसेद्युक्तस्त्रिरह्नोऽभ्युपयन्नपः ।**
**मुच्यते पातकैः सर्वैस्त्रिर्जपित्वाघमर्षणम् ॥ २५९ ॥**

નિયમયુક્ત રહી, ત્રણ દિવસ ઉપવાસ કરી અને ત્રણ કાલ

પાણીમાં સ્નાન કરી જે 'ऋतं च सत्यं च' એ અઘમર્ષણ મંત્રનો ત્રણ વાર જપ કરે છે, તે બધાં પાપોથી છૂટે છે. ૨૫૯

**यथाऽश्वमेधः क्रतुराट् सर्वपापापनोदनः ।**
**तथाघमर्षणं सूक्तं सर्वपापापनोदनम् ॥ २६० ॥**

સર્વ યજ્ઞોમાં શ્રેષ્ઠ એવો અશ્વમેધ જેમ સર્વ પાપોનો નાશ કરે છે, તેમ આ અઘમર્ષણ સૂક્ત સર્વ પાપોને દૂર કરી દે છે. ૨૬૦

**हत्वा लोकानपीमांस्त्रीनश्नन्नपि यतस्ततः ।**
**ऋग्वेदं धारयन्विप्रो नैनः प्राप्नोति किंचन ॥ २६१ ॥**

ઋગ્વેદને ધારણ કરનારો વિપ્ર કદી આ ત્રણે લોકોને હણે અને ગમે ત્યાંથી ભોજન કરે, તો પણ તેને કશુંય પાપ લાગતું નથી. ૨૬૧

**ऋक्संहितां त्रिरभ्यस्य यजुषां वा समाहितः ।**
**साम्नां वा सरहस्यानां सर्वपापैः प्रमुच्यते ॥ २६२ ॥**

જે સમચિત્ત મનુષ્ય ઋક્, યજુર્ અને સામ એ વેદોનો અથવા બ્રાહ્મણ તથા ઉપનિષદ્ સાથેની સામસંહિતાનો ત્રણ-વાર અભ્યાસ કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થાય છે. ૨૬૨

**यथा महाह्रदं प्राप्य क्षिप्तं लोष्टं विनश्यति ।**
**तथा दुश्चरितं सर्वं वेदे त्रिवृति मज्जति ॥ २६३ ॥**

જેમ મોટા ધરામાં નાખેલું માટીનું ઢેકું નાશ પામે છે, તેમ ત્રિવૃત્ વેદમાં સર્વ દુશ્ચરિતો ડૂબી જાય છે. ૨૬૩

**ऋचो यजूंषि चान्यानि सामानि विविधानि च ।**
**एष ज्ञेयस्त्रिवृद्वेदो यो वेदैनं स वेदवित् ॥ २६४ ॥**

ઋક્, યજુર્ અને સામ તથા એ ત્રણેનાં વિવિધ બ્રાહ્મણાદિ શાસ્ત્ર એને ત્રિવૃત્વેદ જાણવા. જે એ ત્રિવૃત્વેદને જાણે છે, તે વેદજ્ઞ છે. ૨૬૪

**आद्यं यत्त्र्यक्षरं ब्रह्म त्रयी यस्मिन्प्रतिष्ठिता।**
**स गुह्योऽन्यस्त्रिवृद्वेदो यस्तं वेद स वेदवित्॥ २६५॥**

જે ત્રણ અક્ષરવાળો (ૐ) આદ્ય બ્રહ્મરૂપ છે અને જેમાં ત્રણ વેદ સમાયેલા છે, તે ગુહ્ય એવો બીજો ત્રિવૃત્વેદ છે. જે એને જાણે છે, તે વેદવેત્તા છે. ૨૬૫

[**पृथग् ब्राह्मणकल्पाभ्यां स हि वेदस्त्रिवृत्स्मृतः॥**

સંહિતા, બ્રાહ્મણ અને કલ્પ એ ત્રણ ભેગાં ત્રિવૃત્વેદ કહેવાય છે.]

[**एष वोभिहितः कृत्स्नः प्रायश्चित्तस्य निर्णयः।**
**निःश्रेयसं धर्मविधिं विप्रस्येमं निबोधत॥**

પ્રાયશ્ચિત્તનો આ સમગ્ર નિર્ણય તમને કહ્યો. હવે બ્રાહ્મણને કલ્યાણકારી એવો આ ધર્મવિધિ સાંભળો.]

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां एकादशोऽध्यायः॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૧૧ મો સમાપ્ત



# अध्याय १२ मो

**चातुर्वर्ण्यस्य कृत्स्नोऽयमुक्तो धर्मस्त्वयाऽनघ ।**
**कर्मणां फलनिर्वृत्तिं शंस नस्तत्त्वतः पराम् ॥ १ ॥**

હે નિષ્પાપ ! તમે ચાતુર્વર્ણ્યનો આ સમગ્ર ધર્મ કહ્યો. હવે તમે અમને કર્મની પરમ ફલપ્રાપ્તિ વિશે યથાર્થ કહો. ૧

**स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भृगुः ।**
**अस्य सर्वस्य शृणुत कर्मयोगस्य निर्णयम् ॥ २ ॥**

ધર્માત્મા તે મનુપુત્ર ભૃગુએ તે મહર્ષિઓને કહ્યું કે આ સર્વ કર્મયોગનો નિર્ણય તમે સાંભળો. ૨

ત્રણ જાતનાં કર્મ—

**शुभाशुभफलं कर्म मनोवाग्देहसंभवम् ।**
**कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ ३ ॥**

મન, વાણી અને દેહે કરીને થયેલાં કર્મનું શુભ કે અશુભ ફળ મળે છે; અને તે તે કર્મ પ્રમાણે મનુષ્યોને ઉત્તમ, મધ્યમ અને અધમ ગતિઓ આવે છે. ૩

**तस्येह त्रिविधस्यापि त्र्यधिष्ठानस्य देहिनः ।**
**दशलक्षणयुक्तस्य मनो विद्यात्प्रवर्तकम् ॥ ४ ॥**

દેહધારીઓનાં દશ લક્ષણવાળાં અને ત્રણ જાતની ઉત્તમ, મધ્યમ અને અધમ ગતિ આપનારાં ત્રણ જાતનાં જે કર્મો છે તેમના પ્રવર્તક તરીકે મનને જાણવું. ૪

**परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनम् ।**
**वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ ५ ॥**

પરદ્રવ્ય વિશે નજર બગાડવી, મનથી અનિષ્ટ ચિંતવવું, અને નાસ્તિક વિચારગ્રહ રાખવો, એ ત્રણ જાતનાં માનસિક પાપકર્મો છે. ૫

**पारुष्यमनृतं चैव पैशून्यं चापि सर्वशः ।**
**असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ६ ॥**

કઠોર ભાષણ, અસત્ય વચન, બધી બાજુથી ચાડી ચૂગલી અને ફાવે તેમ બકવાદ, એ ચાર જાતનાં વાણી સંબંધી પાપકર્મો છે. ૬

**अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।**
**परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥ ७ ॥**

આપ્યા વિનાનું પરદ્રવ્ય લઇ લેવું, શાસ્ત્રવિધાન વિનાની હિંસા કરવી અને પરપત્નીગમન કરવું, એ ત્રણ જાતનાં શરીરવિષયક પાપકર્મો છે. ૭

**मानसं मनसैवायमुपभुंक्ते शुभाशुभम् ।**
**वाचा वाचा कृतं कायेनैव च कायिकम् ॥ ८ ॥**

શુભ અને અશુભ એવાં માનસ કર્મોનું ફલ માણસ મનથીજ ભોગવે છે, તેમ તેવાં વાચિક કર્મોનું ફલ તે વાચાથી ભોગવે છે અને તેવાં કાયિક કર્મોનું ફલ તે કાયાથી ભોગવે છે

**[ त्रिविधं च शरीरेण वाचा चैव चतुर्विधम् ।**
**मनसा त्रिविधं कर्म दशाधर्मपथांस्त्यजेत् ॥**

આ ત્રણ જાતનાં કાયિક કર્મ, ચાર જાતનાં વાચિક કર્મ અને ત્રણ જાતનાં માનસિક કર્મ—એમ દશે પ્રકારનાં એ અધર્મ કર્મોને મનુષ્યે ત્યજવાં. ]

**शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः ।**
**वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ ९ ॥**

શરીરથી થયેલા કર્મદોષોએ કરીને માણસ સ્થાવરતા (વૃક્ષો, પર્વત વગેરેને) પામે છે. વાણીથી થયેલા દોષોને લીધે પશુપક્ષીનો અવતાર પામે છે; અને માનસિક કર્મ-દોષોથી તે અંત્યજ જાતિમાં જન્મ ધરે છે. ૯

**[ शुभैः प्रयोगैर्देवत्वं व्यामिश्रैर्मानुषो भवेत् ।**
**अशुभैः केवलैश्चैव तिर्यग्योनिषु जायते ॥**

શુભ કર્મયોગોથી માણસ દેવત્વ મેળવે છે, મિશ્રિત કર્મયોગોથી તે માનવ જન્મે છે અને કેવળ અશુભ કર્મ-યોગથી તે પક્ષીયોનિમાં જન્મ પામે છે. ]

**[ वाग्दण्डोथ भवेन्मौनं मनोदण्डस्त्वनाशनम् ।**
**शारीरस्य हि दण्डस्य प्राणायामो विधीयते ॥**

મૌન એ વાગ્દંડરૂપ છે; અનશન એ મનોદંડરૂપ છે અને પ્રાણાયામ એ શારીર દંડરૂપ છે. ]

**[ वाग्दण्डो हन्ति विज्ञानं मनोदण्डः परां गतिम् ।**
**कर्मदंडस्तु लोकांस्त्रीन्हन्यादपरिरक्षितः ॥**

દંડને બરાબર રક્ષિત રાખ્યા હોય નહિ, તો વાગ્દંડ વિજ્ઞાનને હણે છે, મનોદંડ પરમગતિને હણે છે અને કર્મદંડ ત્રણે લોકોને હણે છે. ]

**[ त्रिदण्डं धारयेद्योगी शारीरं न तु वैणवम् ।**
**वाचिकं कायिकं चैव मानसं च यथाविधि ॥**

યોગીએ આ શારીર આદિનો—નહિ કે વાંસનો દંડ ધારવો.

તેણે યથાવિધિ વાચિક, કાયિક અને માનસિક એ ત્રણ દંડ ધારણ કરવા.]

**वाग्दण्डोऽथ मनोदण्डः कायदण्डस्तथैव च।**
**यस्यैते निहिता बुद्धौ त्रिदण्डीति स उच्यते॥ १०॥**

વાગ્દંડ, મનોદંડ, અને કાયિક દંડ એ જેની બુદ્ધિમાં નિયમપૂર્વક રહ્યા છે, તે ત્રિદંડી કહેવાય છે. ૧૦

**त्रिदण्डमेतन्निक्षिप्य सर्वभूतेषु मानवः।**
**कामक्रोधौ तु संयम्य ततः सिद्धिं नियच्छति॥ ११॥**

જે માણસ આ ત્રણે દંડાથી પ્રાણીમાત્ર પ્રત્યે વ્યવહાર કરે છે અને જે કામક્રોધને સંયમમાં રાખે છે, તે પરમસિદ્ધિ પામે છે. ૧૧

ક્ષેત્રજ્ઞ અને ભૂતાત્મા—

**योऽस्यात्मनः कारयिता तं क्षेत्रज्ञं प्रचक्षते।**
**यः करोति तु कर्माणि स भूतात्मोच्यते बुधैः॥ १२॥**

જે આ શરીરને કર્મ કરાવનારો છે તેને ક્ષેત્રજ્ઞ કહે છે અને જે કર્મો કરે છે તેને પંડિતો ભૂતાત્મા (શરીર) કહે છે.

**जीवसंज्ञोऽन्तरात्माऽन्यः सहजः सर्वदेहिनाम्।**
**येन वेदयते सर्वं सुखं दुःखं च जन्मसु॥ १३॥**

સર્વ દેહધારીઓની સાથેજ બીજો જીવ સંજ્ઞાવાળો અંતરાત્મા ઉત્પન્ન થાય છે અને તેથી જન્મજન્મમાં સર્વ સુખદુઃખો જાણવામાં આવે છે. ૧૩

**तावुभौ भूतसंपृक्तौ महान्क्षेत्रज्ञ एव च।**
**उच्चावचेषु भूतेषु स्थितं तं व्याप्य तिष्ठतः॥ १४॥**

મહાન (સૂક્ષ્મ શરીર) અને ક્ષેત્રજ્ઞ (જીવાત્મા) તે બન્ને પંચ મહાભૂતો સાથે જોડાઈ રહીને નાનાંમોટાં સર્વ પ્રાણીઓમાં રહેલા તે પરમાત્માના આશ્રયથી રહે છે. ૧૪

[ **उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।**
**यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥**

ઉત્તમ પુરુષ તો બીજોજ છે—તે પરમાત્મા કહેવાય છે, તે અવિનાશી ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશીને તેમનું ભરણપોષણ કરે છે. ]

**असंख्या मूर्तयस्तस्य निष्पतन्ति शरीरतः ।**
**उच्चावचानि भूतानि सततं चेष्टयन्ति याः ॥ १५ ॥**

તે પરમાત્માના શરીરમાંથી અસંખ્ય જીવો નીકળીને ઊંચનીચ સર્વ ભૂતોને સતત ચેષ્ટામય કરે છે. ૧૫

ધર્માધર્મનું ફળ—

**पञ्चभ्य एव मात्राभ्यः प्रेत्य दुष्कृतिनां नृणाम् ।**
**शरीरं यातनार्थीयमन्यदुत्पद्यते ध्रुवम् ॥ १६ ॥**

દુષ્કૃત્ય કરનારા માણસોને મરણ પછી, કર્મની યાતના ભોગવવા સારુ પંચ તન્માત્રાઓમાંથી બીજું (સૂક્ષ્મ) શરીર ઊપજે છે. ૧૬

**तेनानुभूय ता यामीः शरीरेणेह यातनाः ।**
**तास्वेव भूतमात्रासु प्रलीयन्ते विभागशः ॥ १७ ॥**

તે શરીરથી યમલોકની યાતનાઓ ભોગવીને તેઓ પાછા તેજ પંચભૂતોની માત્રાઓમાં વિભાગ પ્રમાણે લય પામે છે.

**सोऽनुभूयासुखोदर्कान्दोषान्विषयसङ्गजान् ।**
**व्यपेतकल्मषोऽभ्येति तावेवोभौ महौजसौ ॥ १८ ॥**

વિષયસંગથી જન્મેલા દુઃખપરિણામી દોષોને અનુભવીને તે જીવ પાપમુક્ત થઇને પાછા તેજ બે મહાઓજસ્વી (મહત્તત્ત્વ અને ક્ષેત્રજ્ઞ) નો આશ્રય લે છે. ૧૮

**तौ धर्मं पश्यतस्तस्य पापं चातन्द्रितौ सह ।**
**याभ्यां प्राप्नोति संपृक्तः प्रेत्येह च सुखासुखम् ॥ १९ ॥**

તંદ્રારહિત તે બેઉ જીવનાં પાપ અને પુણ્ય વિચારે છે, અને જીવ એ પાપપુણ્યથી જોડાઇને આ લોક તથા પરલોકમાં સુખ ને દુઃખ પામે છે. ૧૯

**यद्याचरति धर्मं स प्रायशोऽधर्ममल्पशः ।**
**तैरेव चावृतो भूतैः स्वर्गे सुखमुपाश्नुते ॥ २० ॥**

જીવ જો અલ્પ એવોજ અધર્મ કરે છે અને મોટે ભાગે ધર્મજ આચરે છે, તો એ પંચમહાભૂતોથી વીંટાઈને તે સ્વર્ગમાં સુખ ભોગવે છે. ૨૦

**यदि तु प्रायशोऽधर्मं सेवते धर्ममल्पशः ।**
**तैर्भूतैः स परित्यक्तो यामीः प्राप्नोति यातनाः ॥ २१ ॥**

પણ, તે જો મોટે ભાગે અધર્મનેજ સેવે છે અને ધર્મને અલ્પ પ્રમાણમાંજ આચરે છે, તો એ પંચમહાભૂતોથી વિખૂટો પડીને તે યમલોકની યાતનાઓને પામે છે. ૨૧

**यामीस्ता यातनाः प्राप्य स जीवो वीतकल्मषः ।**
**तान्येव पञ्च भूतानि पुनरप्येति भागशः ॥ २२ ॥**

તે જીવ યમલોકની એ યાતનાઓ ભોગવીને અને પાપ-મુક્ત થઈને, ફરીથી તેજ પંચમહાભૂતોને વિભાગવાર ધારે છે.

**एता दृष्ट्वास्य जीवस्य गतीः स्वेनैव चेतसा ।**
**धर्मतोऽधर्मतश्चैव धर्मे दध्यात्सदा मनः ॥ २३ ॥**

ધર્મ અને અધર્મ પ્રમાણેની જીવની આ ગતિને સ્વ-બુદ્ધિથી જોઇને મનુષ્યે મનને સદાય ધર્મમાં જોડવું. ૨૩

સત્ત્વ, રજ અને તમોગુણનાં લક્ષણ—

**सत्त्वं रजस्तमश्चैव त्रीन्विद्यादात्मनो गुणान् ।**
**यैर्व्याप्येमान्स्थितो भावान्महान्सर्वानशेषतः ॥ २४ ॥**

સત્ત્વ, રજ અને તમ એ ત્રણ આત્મા (મહત્)ના ગુણો જાણવા. મહત્તત્ત્વ તે ગુણો વડે આ સર્વ પદાર્થોને અશેષે વ્યાપીને રહ્યું છે. ૨૪

**यो यदैषां गुणो देहे साकल्येनातिरिच्यते ।**
**स तदा तद्गुणप्रायं तं करोति शरीरिणम् ॥ २५ ॥**

એ ગુણોમાંથી જીવના શરીરમાં જે ગુણ વિશેષે કરીને હોય છે, તે ગુણ શરીરધારી જીવને પોતાનાં લક્ષણોથી યુક્ત કરે છે. ૨૫

**सत्त्वं ज्ञानं तमोऽज्ञानं रागद्वेषौ रजः स्मृतम् ।**
**एतद्व्याप्तिमदेतेषां सर्वभूताश्रितं वपुः ॥ २६ ॥**

જ્ઞાન સત્ત્વગુણ છે, અજ્ઞાન તમોગુણ છે અને રાગદ્વેષ રજોગુણ છે, એમ કહ્યું છે. પ્રાણીમાત્રને આશ્રયે રહેલું આ શરીર આ ગુણોથી વ્યાપ્ત છે. ૨૬

**तत्र यत्प्रीतिसंयुक्तं किंचिदात्मनि लक्षयेत् ।**
**प्रशान्तमिव शुद्धाभं सत्त्वं तदुपधारयेत् ॥ २७ ॥**

તેમાં આત્મામાં જે કંઈ પ્રીતિયુક્ત, પ્રશાંત અને શુદ્ધ પ્રકાશરૂપ જણાય, તેને સત્ત્વગુણ જાણવો. ૨૭

**यत्तु दुःखसमायुक्तमप्रीतिकरमात्मनः ।**
**तद्रजोऽप्रतिपं विद्यात्सततं हारि देहिनाम् ॥ २८ ॥**

પણ જે દુઃખયુક્ત હોય, આત્માને જે અપ્રીતિકર હોય અને દેહધારીઓને જે સતત પ્રતિકૂળ (વિષયો) તરફ ખેંચતો હોય, તેને રજોગુણ જાણવો. ૨૮

**यत्तु स्यान्मोहसंयुक्तमव्यक्तं विषयात्मकम् ।**
**अप्रतर्क्यमविज्ञेयं तमस्तदुपधारयेत् ॥ २९ ॥**

વળી, જે મોહયુક્ત હોય, જે અપ્રકટ વિષયાત્મક હોય, જેને વિશે તર્ક ન કરી શકાય અને જેને વિશે જાણી ન શકાય, તેને તમોગુણ માનવો. ૨૯

**त्रयाणामपि चैतेषां गुणानां यः फलोदयः ।**
**अग्र्यो मध्यो जघन्यश्च तं प्रवक्ष्याम्यशेषतः ॥ ३० ॥**

આ ત્રણે ગુણોની ઉત્તમ, મધ્યમ અને અધમ એવી જે ફલપ્રાપ્તિ છે, તે હું સંપૂર્ણતાએ કહીશ. ૩૦

**वेदाभ्यासस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः ।**
**धर्मक्रियाऽऽत्मचिन्ता च सात्त्विकं गुणलक्षणम् ॥ ३१ ॥**

વેદાભ્યાસ, તપ, જ્ઞાન, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, ધર્મક્રિયા અને આત્મચિંતન એ સત્ત્વગુણનાં લક્ષણ છે. ૩૧

**आरम्भरुचिताऽधैर्यमसत्कार्यपरिग्रहः ।**
**विषयोपसेवा चाजस्रं राजसं गुणलक्षणम् ॥ ३२ ॥**

આરંભમાં રુચિ, અધીરતા, અસત્કાર્યોનો સ્વીકાર અને નિત્ય વિષયોનું સેવન એ રજોગુણનાં લક્ષણ છે. ૩૨

**लोभःस्वप्नोऽधृतिः क्रौर्यं नास्तिक्यं भिन्नवृत्तिता ।**
**याचिष्णुता प्रमादश्च तामसं गुणलक्षणम् ॥ ३३ ॥**

લોભ, ઊંઘણશીપણું, અધીરાઈ, ક્રૂરતા, નાસ્તિકતા, આચારભ્રષ્ટતા, માગણવૃત્તિ અને પ્રમાદ એ તમોગુણનાં લક્ષણ છે. ૩૩

**त्रयाणामपि चैतेषां गुणानां त्रिषु तिष्ठताम् ।**
**इदं सामासिक ज्ञेयं क्रमशो गुणलक्षणम् ॥ ३४ ॥**

ત્રણે કાલમાં રહેવાવાળા આ સત્ત્વાદિ ત્રણ ગુણોના આ અનુક્રમે સંક્ષેપમાં ગુણ તથા લક્ષણો જાણવાં. ૩૪

**यत्कर्म कृत्वा कुर्वंश्च करिष्यंश्चैव लज्जति ।**
**तज्ज्ञेयं विदुषा सर्वं तामसं गुणलक्षणम् ॥ ३५ ॥**

જે કર્મ કરીને, કરતી વખતે અને કર્યા પહેલાં લજ્જા આવે છે, તે સર્વ કર્મને વિદ્વાને તમોગુણના લક્ષણવાળાં જાણવાં.

**येनास्मिन्कर्मणा लोके ख्यातिमिच्छति पुष्कलाम् ।**
**न च शोचत्यसंपत्तौ तद्विज्ञेयं तु राजसम् ॥ ३६ ॥**

જે કર્મથી મનુષ્ય આ લોકમાં પુષ્કળ ખ્યાતિ ઇચ્છે છે અને ખ્યાતિની સંપત્તિ ન મળતાં છતાં જેને વિશે તે શોક કરતો નથી, તે કર્મને રજોગુણી જાણવું. ૩૬

**यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन् ।**
**येन तुष्यति चात्मास्य तत्सत्त्वगुणलक्षणम् ॥ ३७ ॥**

જે કર્મથી મનુષ્ય જ્ઞાન ઇચ્છે છે, જે આચરતાં તેને લજાવાપણું નથી અને જેથી એના આત્માને સંતોષ થાય છે, તે સર્વ કર્મ સત્ત્વગુણનાં લક્ષણવાળાં છે. ૩૭

**तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते ।**
**सत्त्वस्य लक्षणं धर्मं श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥ ३८ ॥**

તમોગુણનું મુખ્ય લક્ષણ કામ છે, રજોગુણનું મુખ્ય લક્ષણ અર્થ છે અને સત્ત્વગુણનું મુખ્ય લક્ષણ ધર્મ છે; એમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠતા છે. ૩૮

સત્ત્વાદિક ગુણોથી થનારી ગતિઓ—

**येन यस्तु गुणेनैषां संसारान्प्रतिपद्यते ।**
**तान्समासेन वक्ष्यामि सर्वस्यास्य यथाक्रमम् ॥ ३९ ॥**

એ ગુણોમાંથી જે ગુણથી જીવ સંસારને પ્રાપ્ત કરે છે, તે એ સર્વની ગતિઓને હું યથાક્રમે સંક્ષેપમાં કહીશ. ૩૯

**देवत्वं सात्त्विका यान्ति मनुष्यत्वं च राजसाः ।**
**तिर्यक्त्वं तामसा नित्यमित्येषा त्रिविधा गतिः ॥ ४० ॥**

સાત્ત્વિકો દેવત્વને પામે છે, રાજસીઓ મનુષ્યત્વ પામે છે અને તામસીઓ તિર્યગ્યોનિપણું પામે છે. આમ આ નિત્ય ત્રણ પ્રકારની ગતિ છે. ૪૦

**त्रिविधा त्रिविधैषा तु विज्ञेया गौणिकी गतिः ।**
**अधमा मध्यमाऽग्र्या च कर्मविद्याविशेषतः ॥ ४१ ॥**

વળી કર્મ અને વિદ્યાના વિશેષે કરીને એ ત્રિવિધ ગતિ પાછી અધમ, મધ્યમ અને ઉત્તમ એમ ત્રણ પ્રકારની જાણવી.

**स्थावराः कृमिकीटाश्च मत्स्याः सर्पाः सकच्छपाः ।**
**पशवश्च मृगाश्चैव जघन्या तामसी गतिः ॥ ४२ ॥**

વૃક્ષાદિ સ્થાવરો, કૃમિઓ, કીડાઓ, માછલાં, સરપો, કાચબાઓ, પશુઓ અને મૃગો એ તમોગુણની અધમ ગતિ છે. ૪૨

**हस्तिनश्च तुरंगाश्च शूद्रा म्लेच्छाश्च गर्हिताः ।**
**सिंहा व्याघ्रा वराहाश्च मध्यमा तामसी गतिः ॥ ४३ ॥**

હાથીઓ, ઘોડાઓ, શૂદ્રો, નિંદિત મ્લેચ્છો, સિંહો, વાઘો અને ભૂંડો એ તમોગુણની મધ્યમ ગતિ છે. ૪૩

**चारणाश्च सुपर्णाश्च पुरुषाश्चैव दाम्भिकाः ।**
**रक्षांसि च पिशाचाश्च तामसीषूत्तमा गतिः ॥ ४४ ॥**

ચારણો, ગરુડ આદિ પંખીઓ, દાંભિક પુરુષો, રાક્ષસો અને પિશાચો એ તમોગુણની ઉત્તમ ગતિ છે. ૪૪

**झल्ला मल्ला नटाश्चैव पुरुषाः शस्त्रवृत्तयः ।**
**द्यूतपानप्रसक्ताश्च जघन्या राजसी गतिः ॥ ४५ ॥**

ઝલ્લો, મલ્લો, નટો, શસ્ત્રવૃત્તિવાળા પુરુષો, જુગાર અને દારૂ પીનારાઓ, એ રજોગુણની અધમ ગતિ છે. ૪૫

**राजानः क्षत्रियाश्चैव राज्ञां चैव पुरोहिताः ।**
**वादयुद्धप्रधानाश्च मध्यमा राजसी गतिः ॥ ४६ ॥**

રાજાઓ, ક્ષત્રિયો, રાજાના પુરોહિતો અને વાદયુદ્ધ કરનારા પુરુષો, એ રજોગુણની મધ્યમ ગતિ છે. ૪૬

**गन्धर्वा गुह्यका यक्षा विबुधानुचराश्च ये।**
**तथैवाप्सरसः सर्वा राजसीषूत्तमा गतिः ॥ ४७ ॥**

ગન્ધર્વો, ગુહ્યકો, યક્ષો, દેવોના અનુચરો અને અપ્સરાઓ, એ સર્વ રજોગુણની ઉત્તમ ગતિ છે. ૪૭

**तापसा यतयो विप्रा ये च वैमानिका गणाः।**
**नक्षत्राणि च दैत्याश्च प्रथमा सात्त्विकी गतिः ॥ ४८ ॥**

તાપસો, યતિઓ, બ્રાહ્મણો, વિમાનચારી ગણો, નક્ષત્રો અને દૈત્યો, એ સત્ત્વગુણની અધમ ગતિ છે. ૪૮

**यज्वान ऋषयो देवा वेदा ज्योतींषि वत्सराः।**
**पितरश्चैव साध्याश्च द्वितीया सात्त्विकी गतिः ॥ ४९ ॥**

યજમાનો, ઋષિઓ, દેવો, વેદો, નક્ષત્રો, વર્ષો, પિતૃઓ અને સાધ્યો, એ સત્ત્વગુણની મધ્યમ ગતિ છે. ૪૯

**ब्रह्मा विश्वसृजो धर्मो महानव्यक्तमेव च।**
**उत्तमां सात्त्विकीमेतां गतिमाहुर्मनीषिणः ॥ ५० ॥**

બ્રહ્મા, પ્રજાપતિઓ, ધર્મ, મહત્તત્ત્વ અને અવ્યક્ત (પ્રકૃતિ) અને પંડિતો સત્ત્વગુણની ઉત્તમ ગતિ કહે છે. ૫૦

**एष सर्वः समुद्दिष्टस्त्रिप्रकारस्य कर्मणः।**
**त्रिविधस्त्रिविधः कृत्स्नः संसारः सार्वभौतिकः ॥ ५१ ॥**

ત્રણ પ્રકારના કર્મનાં ત્રણ પ્રકારનાં ફળ અને એમનો પાછો ત્રણત્રણ જાતનો સર્વ પ્રાણીઓનો આ સંસાર, સંપૂર્ણ રીતે કહ્યો. ૫૧

**इन्द्रियाणां प्रसङ्गेन धर्मस्यासेवनेन च।**
**पापान्संयान्ति संसारानविद्वांसो नराधमाः ॥ ५२ ॥**

મૂર્ખ નરાધમો ઇન્દ્રિયોના અતિસંગથી અને ધર્મના અસેવનથી પાપી સંસારગતિને પામે છે. ૫૨

કર્મવિપાક—

**यां यां योनिं तु जीवोऽयं येन येनेह कर्मणा ।**
**क्रमशो याति लोकेऽस्मिंस्तत्तत्सर्वं निबोधत ॥ ५३ ॥**

આ જીવ અહીં આ લોકમાં જે જે કર્મથી જે જે યોનિને ક્રમાનુસારે પામે છે, તે તે સર્વ સાંભળો. ૫૩

**बहून्वर्षगणान्घोरान्नरकान्प्राप्य तत्क्षयात् ।**
**संसारान्प्रतिपद्यन्ते महापातकिनस्त्विमान् ॥ ५४ ॥**

મહાપાતકીઓ અનેકાનેક વર્ષો સુધી નરકમાં પડ્યા રહે છે અને પાપક્ષય થતાં તેઓ ફરી આ સંસારોને પામે છે. ૫૪

**श्वसूकरखरोष्ट्राणां गोजाविमृगपक्षिणाम् ।**
**चण्डालपुक्कसनां च ब्रह्महा योनिमृच्छति ॥ ५५ ॥**

બ્રહ્મહત્યા કરનારો માણસ કૂતરાં, ભૂંડ, ગધેડાં, ઊંટ, બળદ, બકરાં, ઘેટાં, મૃગ, પંખી, ચંડાલ અને પુક્કસ એ યોનિઓને પામે છે. ૫૫

**कृमिकीटपतङ्गानां विड्भुजां चैव पक्षिणाम् ।**
**हिंस्राणां चैव सत्त्वानां सुरापो ब्राह्मणो व्रजेत् ॥ ५६ ॥**

સુરાપાન કરનારો બ્રાહ્મણ કૃમિ, કીડા, પતગિયાં, વિષ્ટા ખાનારાં પક્ષીઓ અને હિંસક પ્રાણીઓની યોનિમાં જાય છે.

**लूताहिसरटानां च तिरश्चां चाम्बुचारिणाम् ।**
**हिंस्राणां च पिशाचानां स्तेनो विप्रः सहस्रशः ॥ ५७ ॥**

ચોરી કરનારો બ્રાહ્મણ કરોળિયો, સર્પ, સરડો, જલચર જીવ, હિંસક પ્રાણીઓ તેમજ પિશાચો એ યોનિઓમાં હજારો વાર જન્મે છે. ૫૭

**तृणगुल्मलतानां च क्रव्यादां दंष्ट्रिणामपि ।**
**क्रूरकर्मकृतां चैव शतशो गुरुतल्पगः ॥ ५८ ॥**

ગુરુપત્ની સાથે ગમન કરનારો ઘાસ, ગુચ્છ, લતા અને કાચું માંસ ખાનારાં, દાઢવાળાં, તેમજ ક્રૂર કર્મ કરવાવાળાં પ્રાણીઓની જાતિમાં સેંકડોવાર જન્મ પામે છે. ૫૮

**हिंस्रा भवन्ति क्रव्यादाः कृमयोऽभक्ष्यभक्षिणः ।**
**परस्परादिनः स्तेनाः प्रेतान्त्यस्त्रीनिषेविणः ॥ ५९ ॥**

હિંસા કરનારાઓ કાચું માંસ ખાનારાં પ્રાણીઓ થઈને જન્મે છે; અભક્ષ્ય ખાનારાઓ કૃમિઓ થઈને જન્મે છે; સાધારણ ચોરો એક બીજાને ખાઇ જનારાં પ્રાણીઓ તરીકે અવતરે છે અને અંત્યજ સ્ત્રીને સેવનારાઓ પ્રેત થાય છે. ૫૯

**संयोगे पतितैर्गत्वा परस्यैव च योषितम् ।**
**अपहृत्य च विप्रस्वं भवति ब्रह्मराक्षसः ॥ ६० ॥**

પતિતો સાથે સંયોગ રાખવાથી, પરસ્ત્રી સાથે ગમન કરવાથી, તેમજ બ્રાહ્મણનું ધન હરવાથી માણસ બ્રહ્મરાક્ષસ થાય છે. ૬૦

**मणिमुक्ताप्रवालानि हृत्वा लोभेन मानवः ।**
**विविधानि च रत्नानि जायते हेमकर्तृषु ॥ ६१ ॥**

જે માણસ લોભથી મણિ, મોતી, પરવાળાં તેમજ વિવિધ રત્નોની ચોરી કરે છે, તે હેમકાર પક્ષીની જાતનાં જન્મ પામે છે. ૬૧

**धान्यं हृत्वा भवत्याखुः कांस्यं हंसो जलं प्लवः ॥**
**मधु दंशः पयः काको रसं श्वा नकुलो घृतम् ॥ ६२ ॥**
**मांसं गृध्रो वपां मद्गुस्तैलं तैलपकः खगः ।**
**चीरीवाकस्तु लवणं बलाका शकुनिर्दधि ॥ ६३ ॥**
**कौशेयं तित्तिरिर्हृत्वा क्षौमं हृत्वा तु दर्दुरः ।**
**कार्पासतान्तवं क्रौञ्चो गोधा गां वाग्गुदो गुडम् ॥ ६४ ॥**
**छुच्छुन्दरिः शुभान् गन्धान् पत्रशाकं तु बर्हिणः ।**
**श्वावित्कृतान्नं विविधमकृतान्नं तु शल्यकः ॥ ६५ ॥**

અનાજ ચોરવાથી ઉંદર, કાંસુ ચોરવાથી હંસ, જલ ચોરવાથી પ્લવપક્ષી, મધ ચોરવાથી ડાંસ, દૂધ ચોરવાથી કાગડા, રસ ચોરવાથી કૂતરો, ઘી ચોરવાથી નોળિયો, માંસ ચોરવાથી ગીધ, ચરબી ચોરવાથી જલકૂકડી, તેલ ચોરવાથી તૈલપ (તેલ પીનારું) પંખી, મીઠું ચોરવાથી ચીરીવાક (ઊંચા સ્વરવાળું) પક્ષી, દહીં ચોરવાથી બલાકા પક્ષી, રેશમી વસ્ત્ર ચોરવાથી તેતર, અળસીનું વસ્ત્ર ચોરવાથી દેડકો, સુતરાઉ વસ્ત્ર ચોરવાથી સારસ, ગાય ચોરવાથી ઘો, ગોળ ચોરવાથી વાગ્ગુદ પક્ષી, શુભ સુગંધી પદાર્થો ચોરવાથી છછૂંદર, શાકપાન ચોરવાથી મોર, વિવિધ પકવાન્ન ચોરવાથી શ્વાવિધ (મોટી સેઢાઇ) અને કાચાં અન્ન ચોરવાથી શલ્યક (નાની સેઢાઇ)–એ પ્રમાણે તે તે યોનિઓમાં જન્મ થાય છે. ૬૨–૬૫

**बको भवति हृत्वाऽग्निं गृहकारी ह्युपस्करम् ।**
**रक्तानि हृत्वा वासांसि जायते जीवजीवकः ॥ ६६ ॥**

અગ્નિ ચોરવાથી બગલાનો, રાચરચીલું ચોરવાથી ગૃહ-

કારી (ગિંધેલ) નો અને રંગેલાં વસ્ત્રો ચોરવાથી ચંકોરપક્ષીનો જન્મ આવે છે. ૬૬

**वृको मृगेभं व्याघ्रोऽश्वं फलमूलं तु मर्कटः ।**
**स्त्रीमृक्षः स्तोकको वारि यानान्युष्ट्रः पशूनजः ॥ ६७ ॥**

મૃગ તથા હાથીને ચોરનારો વરુનો, ઘોડો ચોરનારો વાઘનો, ફલમૂળ ચોરનારો માંકડાનો, સ્ત્રીહરણ કરનારો રીંછ-નો, પાણી ચોરનારો બપૈયાનો, વાહન ચોરનારો ઊંટનો અને પશુ ચોરનારો બકરાનો અવતાર પામે છે. ૬૭

**यद्वा तद्वा परद्रव्यमपहृत्य बलान्नरः ।**
**अवश्यं याति तिर्यक्त्वं जग्ध्वा चैवाहुतं हविः ॥ ६८ ॥**

જે માણસ ગમે તેવું તોપણ પરદ્રવ્યનું હરણ કરે છે તેમજ જે હોમ્યા વિનાનું હવિ ખાય છે, તે અવશ્ય પશુ-પંખીની યોનિને પામે છે. ૬૮

**स्त्रियोऽप्येतेन कल्पेन हृत्वा दोषमवाप्नुयुः ।**
**एतेषामेव जन्तूनां भार्यात्वमुपयान्ति ताः ॥ ६९ ॥**

સ્ત્રીઓ ચોરી કરે, તો તેમને પણ આ પ્રમાણે દોષો લાગે છે અને તેઓ તે તે જીવોની માદા થઈ જન્મે છે. ૬૯

**स्वेभ्यः स्वेभ्यस्तु कर्मभ्यश्च्युता वर्णा ह्यनापदि ।**
**पापान्संसृत्य संसारान् प्रेष्यतां यान्ति शत्रुषु ॥ ७० ॥**

આપત્તિરહિત સમયમાં પણ પોતપોતાના સ્વકર્મથી ભ્રષ્ટ થયેલા ચારે વર્ણવાળાઓ પાપી યોનિઓમાં અવતરી-ને શત્રુઓનું દાસપણું પામે છે. ૭૦

**वान्ताश्युल्कामुखः प्रेतो विप्रो धर्मात्स्वकाच्च्युतः ।**
**अमेध्यकुणपाशी च क्षत्रियः कटपूतनः ॥ ७१ ॥**

સ્વધર્મથી ભ્રષ્ટ થયેલો વિપ્ર એકિલું ખાનારો ઉલ્કામુખ (જ્વાલામુખ) નામે પ્રેત થાય છે, તેમ તેવો ક્ષત્રિય વિષ્ટા અને શબ ખાનારો કટપૂતન નામે પ્રેત થાય છે. ૭૧

**मैत्राक्षज्योतिकः प्रेतो वैश्यो भवति पूयभुक् ।**
**चैलाशकश्च भवति शूद्रो धर्मात्स्वकाच्च्युतः ॥ ७२ ॥**

સ્વકર્મથી ભ્રષ્ટ વૈશ્ય પરનું ભોજન કરનારો મૈત્રાક્ષજ્યોતિક નામે પ્રેત થાય છે; તેમ સ્વધર્મથી ચૂકેલો શૂદ્ર લૂગડાંમાંની જૂ વગેરે ખાનારો ચૈલાશક નામે પ્રેત થાય છે. ૭૨

**यथा यथा निषेवन्ते विषयान्विषयात्मिकाः ।**
**तथा तथा कुशलता तेषां तेषूपजायते ॥ ७३ ॥**

વિષયચિત્ત માણસો જેમ જેમ વિષયોને સેવે છે, તેમ તેમ તેઓ તેમાં કુશલતા આણે છે. ૭૩

**तेऽभ्यासात्कर्मणां तेषां पापानामल्पबुद्धयः ।**
**संप्राप्नुवन्ति दुःखानि तासु तास्विह योनिषु ॥ ७४ ॥**

તે ટૂંકી બુદ્ધિવાળાઓ પાપી કર્મોના અભ્યાસે કરીને તે તે યોનિઓમાં દુઃખ પામે છે. ૭૪

**तामिस्रादिषु चोग्रेषु नरकेषु विवर्तनम् ।**
**असिपत्रवनादीनि बन्धनच्छेदनानि च ॥ ७५ ॥**

તેઓ તામિસ્ર આદિ ઘોર નરકોમાં ફેરા લે છે, તેમજ અસિપત્ર વન આદિ બંધનો અને છેદન આદિ યાતનાઓ પામે છે. ૭૫

**विविधाश्चैव संपीडाः काकोलूकैश्च भक्षणम् ।**
**करम्भवालुकापान् कुंभीपाकांश्च दारुणान् ॥ ७६ ॥**

તેઓ વિવિધ પીડાઓ ભોગવે છે, તેમને કાગડાઓ અને ઘુવડો ખાય છે, તેમને ધગધગતી રેતીના તાપ સહેવા પડે છે, તેમજ તેમને કુંભીપાક વગેરે દારુણ નરકો મળે છે. ૭૬

**संभवाश्च वियोनीषु दुःखप्रायासु नित्यशः ।**
**शीतातपाभिघातांश्च विविधानि भयानि च ॥ ७७ ॥**

તેઓ મુખ્યત્વે દુઃખભરી એવી તિર્યક્ આદિ યોનિઓમાં વારંવાર જન્મ પામે છે અને ટાઢતડકાની પીડાઓ તથા વિવિધ ભય ભોગવે છે. ૭૭

**असकृद्गर्भवासेषु वासं जन्म च दारुणम् ।**
**बन्धनानि च काष्ठानि परप्रेष्यत्वमेव च ॥ ७८ ॥**

તેમને વારંવાર ગર્ભવાસમાં રહેવાનું આવે છે, દારુણ જન્મ લેવા પડે છે, કષ્ટદાયી બંધનો પડે છે, તેમજ પારકાની ચાકરી કરવાની આવે છે. ૭૮

**बन्धुप्रियवियोगांश्च संवासं चैव दुर्जनैः ।**
**द्रव्यार्जनं च नाशं च मित्रामित्रस्य चार्जनम् ॥ ७९ ॥**

તેમને બંધુઓ અને પ્રિયજનોના વિયોગો આવે છે, દુર્જનો સાથે સહવાસ આવે છે, ધન રળવાને મથવું પડે છે, ધનનો નાશ આવે છે, મુશ્કેલીએ મિત્ર મળે છે અને અકારણ શત્રુઓ થાય છે. ૭૯

**जरां चैवाप्रतीकारां व्याधिभिश्चोपपीडनम् ।**
**क्लेशांश्च विविधांस्तांस्तान्मृत्युमेव च दुर्जयम् ॥ ८० ॥**

તેમને અટળ ઘડપણ આવે છે, વ્યાધિઓથી પીડા થાય છે, વિવિધ કલેશો આવે છે અને તેઓ દુર્જય મરણને પ્રાપ્ત થાય છે. ૮૦

**यादृशेन तु भावेन यद्यत्कर्म निषेवते ।**
**तादृशेन शरीरेण तत्तत्फलमुपाश्नुते ॥ ८१ ॥**

જે જે ભાવથી મનુષ્ય જેવું જેવું કર્મ કરે છે, તેવું તેવું શરીર પામીને તે તે કર્મનું ફળ ભોગવે છે. ૮૧

**एष सर्वः समुद्दिष्टः कर्मणां वः फलोदयः ।**
**नैःश्रेयसकरं कर्म विप्रस्येदं निबोधत ॥ ८२ ॥**

આ તમને કર્મોની સર્વ ફલપ્રાપ્તિ વિશે કહ્યું. હવે જે કર્મોથી બ્રાહ્મણનો મોક્ષ થાય છે તે સાંભળો. ૮૨

બ્રાહ્મણનાં શ્રેયસ્કર કર્મ—

**वेदाभ्यासस्तपो ज्ञानमिन्द्रियाणां च संयमः ।**
**अहिंसा गुरुसेवा च निःश्रेयसकरं परम् ॥ ८३ ॥**

વેદાભ્યાસ, તપ, જ્ઞાન, ઇંદ્રિયસંયમ, અહિંસા અને ગુરુસેવા એ બ્રાહ્મણોનાં પરમ કલ્યાણકારી કર્મ છે. ૮૩

**सर्वेषामपि चैतेषां शुभानामिह कर्मणाम् ।**
**किंचिच्छ्रेयस्करतरं कर्मोक्तं पुरुषं प्रति ॥ ८४ ॥**

આ લોકમાં આ સર્વ શુભ કર્મોમાંય કયું કર્મ પુરુષને વિશે વિશેષ શ્રેયસ્કર કહ્યું છે? ૮૪

**सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम् ।**
**तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः ॥ ८५ ॥**

આ સૌ કર્મોમાં આત્મજ્ઞાનને શ્રેષ્ઠ કહ્યું છે. કેમકે તે સર્વ વિદ્યાઓમાં ઉત્તમ છે અને તેથીજ મોક્ષપ્રાપ્તિ થાય છે. ૮૫

**षण्णामेषां तु सर्वेषां कर्मणां प्रेत्य चेह च।**
**श्रेयस्करतरं ज्ञेयं सर्वदा कर्म वैदिकम् ॥ ८६ ॥**

આ સર્વ ખટકર્મોમાં આ લોક તેમજ પરલોકમાં વૈદિક કર્મને સર્વદા અધિક કલ્યાણકારી જાણવું. ૮૬

**वैदिके कर्मयोगे तु सर्वाण्येतान्यशेषतः।**
**अन्तर्भवन्ति क्रमशस्तस्मिंस्तस्मिन्क्रियाविधौ ॥ ८७ ॥**

વૈદિક કર્મયોગ(જ્યોતિષ્ટોમાદિ)ના તે તે ક્રિયાવિધિમાં બાકીનાં સર્વ કર્મો, ક્રમપૂર્વક અંતર્ગત થાય છે. ૮૭

**सुखाभ्युदयिकं चैव नैःश्रेयसिकमेव च।**
**प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥ ८८ ॥**

સ્વર્ગાદિ સુખનો અભ્યુદય કરનારું 'પ્રવૃત્ત કર્મ' અને મોક્ષ આપનારું 'નિવૃત્ત કર્મ'–આમ વૈદિક કર્મ બે પ્રકારનાં છે. ૮૮

**इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते।**
**निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते ॥ ८९ ॥**

આ લોક તથા પરલોકના સુખની કામના માટેનું કર્મ 'પ્રવૃત્ત' કહેવાય છે, ત્યારે જ્ઞાનપૂર્વક નિષ્કામ કર્મ 'નિવૃત્ત' બતાવાય છે. ૮૯

**[अकामोपहतं नित्यं निवृत्तं च विधीयते।**
**कामतस्तु कृतं कर्म प्रवृत्तमुपदिश्यते ॥**

નિત્ય નિષ્કામભાવે કરેલું કર્મ નિવૃત્ત કર્મ છે, ત્યારે કામનાપૂર્વક કરેલું કર્મ પ્રવૃત્ત કહેવાય છે. ]

**प्रवृत्तं कर्म संसेव्य देवानामेति साम्यताम् ।**
**निवृत्तं सेवमानस्तु भूतान्यत्येति पञ्च वै ॥ ९० ॥**

પ્રવૃત્ત કર્મ સેવીને માણસ દેવોનું સામ્યત પામે છે, ત્યારે નિવૃત્ત કર્મ સેવનારો પંચમહાભૂતોને વટાવીને મોક્ષ મેળવે છે. ૯૦

**सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।**
**समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥ ९१ ॥**

પ્રાણીમાત્રને વિશે જે પોતાના આત્માને જુએ છે, તેમ-જ જે પોતાના આત્મામાં પ્રાણીમાત્રને જુએ છે, એમ સ-મ દૃષ્ટિથી જોનારો તે આત્મયજ્ઞ કરનાર પુરુષ સ્વારાજ્ય (મોક્ષ) ને પામે છે. ૯૧

**यथोक्तान्यपि कर्माणि परिहाय द्विजोत्तमः ।**
**आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान् ॥ ९२ ॥**

શાસ્ત્રમાં કહેલાં કર્મોને પણ છોડીને બ્રાહ્મણે આત્મજ્ઞાન, ઇંદ્રિયજય અને વેદાભ્યાસ વિશે પ્રયત્નવાન રહેવું. ૯૨

**एतद्धि जन्मसाफल्यं ब्राह्मणस्य विशेषतः ।**
**प्राप्यैतत्कृतकृत्यो हि द्विजो भवति नान्यथा ॥ ९३ ॥**

બ્રાહ્મણની એજ વિશેષે કરીને જન્મસફલતા છે. તે એને પામીને કૃતાર્થ થાય છે, બીજી રીતે નહિ. ૯૩

વેદનું માહાત્મ્ય—

**पितृदेवमनुष्याणां वेदश्चक्षुः सनातनम् ।**
**अशक्यं चाप्रमेयं च वेदशास्त्रमिति स्थितिः ॥ ९४ ॥**

વેદ એ પિતૃઓ, દેવો અને મનુષ્યોનું સનાતન નેત્ર છે. વેદશાસ્ત્ર અશક્ય (અપૌરુષેય) અને અપ્રમેય (મીમાંસા તથા ન્યાયશાસ્ત્ર વિના માપી શકાય નહિ એવું) છે, એવી વ્યવસ્થા છે. ૯૪

**या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ।**
**सर्वास्ता निष्फलाः प्रेत्य तमोनिष्ठा हि ताः स्मृताः ॥ ९५ ॥**

જે સ્મૃતિઓ વેદબહાર છે અને જે શાસ્ત્રો વેદવિરુદ્ધ કુતર્કમૂલક છે, તે સૌ પરલોકમાં અફળ જનારાં છે. કેમકે સ્મૃતિશાસ્ત્રો નરકવાસ લાવનારાં છે. ૯૫

**उत्पद्यन्ते च्यवन्ते च यान्यतोऽन्यानि कानिचित् ।**
**तान्यर्वाक्कालिकतया निष्फलान्यनृतानि च ॥ ९६ ॥**

વેદમૂલક નહિ એવાં જે કોઇ શાસ્ત્રો રચાય છે, તેઓ નાશ પામે છે. તેમની અર્વાચીનતાને લીધે તેઓ નિષ્ફળ અને અસત્ય છે. ૯૬

**चातुर्वर्ण्यं त्रयो लोकाश्चत्वारश्चाश्रमाः पृथक् ।**
**भूतं भव्यं भविष्यं च सर्वं वेदात्प्रसिद्ध्यति ॥ ९७ ॥**

ચાર વર્ણ, ત્રણ લોક (ભૂર્, ભુવર્ અને સ્વર્), ચાર જુદા જુદા આશ્રમો, ભૂત, વર્તમાન અને ભવિષ્ય—એ સર્વ વેદ વડેજ પ્રસિદ્ધ થાય છે. ૯૭

**शब्दः स्पर्शश्च रूपं च रसो गंधश्च पञ्चमः ।**
**वेदादेव प्रसूयन्ते प्रसूतिगुणकर्मतः ॥ ९८ ॥**

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમો ગંધ, એ સત્ત્વાદિ ગુણોના કર્મો વડે વેદમાંથીજ પ્રસવ પામે છે. ૯૮

**बिभर्ति सर्वभूतानि वेदशास्त्रं सनातनम् ।**
**तस्मादेतत्परं मन्ये यज्जन्तोरस्य साधनम् ॥ ९९ ॥**

સનાતન વેદશાસ્ત્ર ભૂતમાત્રોનું ધારણપોષણ કરે છે; તેથી હું એને પ્રાણીના પરમ કલ્યાણકારી સાધનરૂપ માનું છું. ૯૯

**सेनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च ।**
**सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ १०० ॥**

વેદશાસ્ત્રને જાણનારો માણસ સેનાપતિપણું, રાજ્ય, દંડનું નેતાપણું, તેમજ સર્વ લોક ઉપર આધિપત્ય પામવાને યોગ્ય છે. ૧૦૦

**यथा जातबलो वह्निर्दहत्यार्द्रानपि द्रुमान् ।**
**तथा दहति वेदज्ञः कर्मजं दोषमात्मनः ॥ १०१ ॥**

જેમ ભડભડ થયેલો અગ્નિ લીલાં ઝાડોને પણ બાળી નાખે છે, તેમ વેદજ્ઞ મનુષ્ય કર્મથી થયેલા પોતાના દોષોને ખાખ કરે છે. ૧૦૧

**[ न वेदबलमाश्रित्य पापकर्मरुचिर्भवेत् ।**
**अज्ञानाच्च प्रमादाच्च दहते कर्म नेतरत् ॥**

વેદરૂપી બળનો આશ્રય કર્યા પછી પાપકર્મમાં રુચિજ થતી નથી. વૈદિક કર્મ અજાણતાં કે ગફલતથી થયેલાં પાપોનેજ બાળે છે, બીજાં પાપોને નહિ. ]

**वेदशास्त्रार्थतत्त्वज्ञो यत्र तत्राश्रमे वसन् ।**
**इहैव लोके तिष्ठन्स ब्रह्मभूयाय कल्पते ॥ १०२ ॥**

વેદના શાસ્ત્રાર્થનો તત્ત્વજ્ઞ માણસ ગમે તે કોઇ આશ્રમમાં વસતો હોય, તો પણ આ લોકમાં રહેતો તે બ્રહ્મરૂપને યોગ્ય છે.

**अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा ग्रन्थिभ्यो धारिणो वराः ।**
**धारिभ्यो ज्ञानिनः श्रेष्ठा ज्ञानिभ्यो व्यवसायिनः ॥ १०३ ॥**

વેદના અજ્ઞાનીઓ કરતાં વેદગ્રંથનો પાઠ કરનારા શ્રેષ્ઠ છે; એ ગ્રંથપાઠીઓ કરતાં વેદને સ્મરણમાં ધારણ કરનારા શ્રેષ્ઠ છે; એ સ્મરણમાં ધારણ કરનારા કરતાં વેદના જ્ઞાનવાળા શ્રેષ્ઠ છે; અને એ જ્ઞાનવાળાઓ કરતાં તદ્વત્ આચરનારાઓ શ્રેષ્ઠ છે.

**तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् ।**
**तपसा किल्बिषं हन्ति विद्ययाऽमृतमश्नुते ॥ १०४ ॥**

તપ અને વિદ્યા એ બ્રાહ્મણને પરમ કલ્યાણકારી છે. તપથી તે પાપ નાશ કરે છે અને વિદ્યાથી તે અમૃત ( મોક્ષ ) ભોગવે છે. ૧૦૪

**प्रत्यक्षं चानुमानं च शास्त्रं च विविधागमम् ।**
**त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥ १०५ ॥**

ધર્મતત્ત્વને જાણવા ઇચ્છનારાએ પ્રત્યક્ષ ( શ્રુતિ ), અનુમાન (સ્મૃતિ) અને વિવિધ આગમશાસ્ત્રો—એ ત્રણને સારી રીતે જાણવાં જોઇએ. ૧૦૫

**आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना ।**
**यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥ १०६ ॥**

ઋષિસેવિત વેદનું અને સ્મૃતિ આદિ ધર્મોપદેશનું જે

વેદને અવિરોધી એવા તર્કથી (ન્યાયથી) અનુસંધાન કરે છે, તે ધર્મને જાણે છે, બીજો તેને જાણતો નથી. ૧૦૬

**नैःश्रेयसमिदं कर्म यथोदितमशेषतः ।**

**मानवस्यास्य शास्त्रस्य रहस्यमुपदिश्यते ॥ १०७ ॥**

મોક્ષદાયી સર્વ કર્મો આ યથાશાસ્ત્ર કહ્યાં. હવે આ માનવશાસ્ત્રનું રહસ્ય ઉપદેશું છું. ૧૦૭

**अनाम्नातेषु धर्मेषु कथं स्यादिति चेद्भवेत् ।**

**यं शिष्टा ब्राह्मणा ब्रूयुः स धर्मः स्यादशङ्कितः ॥ १०८ ॥**

અહીં નહિ કહેવાયેલા ધર્મો સંબંધી જો 'શું કરવું' એવી શંકા થાય, તો શિષ્ટ બ્રાહ્મણો જેને ધર્મ કહે તે નિઃશંક રીતે ધર્મ જાણવો. ૧૦૮

શિષ્ટ બ્રાહ્મણો—

**धर्मेणाधिगतो यैस्तु वेदः सपरिबृंहणः ।**

**ते शिष्टा ब्राह्मणा ज्ञेयाः श्रुतिप्रत्यक्षहेतवः ॥ १०९ ॥**

જેમણે ધર્મપૂર્વક સર્વાંગસમેત વેદનું અધ્યયન કર્યું હોય, તે શ્રુતિને પ્રત્યક્ષ કરવામાં કારણરૂપ એવા બ્રાહ્મણોને શિષ્ટ જાણવા. ૧૦૯

**दशावरा वा परिषद्यं धर्मं परिकल्पयेत् ।**

**त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ॥ ११० ॥**

દશ શ્રેષ્ઠ બ્રાહ્મણોની પરિષદ અથવા ત્રણ સદાચારી બ્રાહ્મણો જે ધર્મ ઠરાવે, તે ધર્મને ઉથાપવો નહિ. ૧૧૦

**[ पुराणं मानवो धर्मः साङ्गो वेदश्चिकित्सितम् ।**

**आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः ॥**

પુરાણો, માનવધર્મશાસ્ત્ર, ષડંગ વેદ, તેમજ આયુર્વેદ એ ચાર આજ્ઞાસિદ્ધ છે, કુતર્કોથી તેમનો નાશ કરાય નહિ. ]

પરિષદ—

**त्रैविद्यो हेतुकस्तर्की नैरुक्तो धर्मपाठकः ।**
**त्रयश्चाश्रमिणः पूर्वे परिषत्स्याद्दशावरा ॥ १११ ॥**

ત્રણ વેદોને જાણનારા, ન્યાયશાસ્ત્ર જાણનાર, મીમાંસાના તર્કને જાણનાર, નિરુક્ત જાણનાર, ધર્મશાસ્ત્ર જાણનાર, બ્રહ્મચારી, ગૃહસ્થી અને વાનપ્રસ્થી એ ત્રણ આશ્રમીઓ એમ ઓછામાં ઓછા દશ વિદ્વાનોની પરિષદ થાય છે. ૧૧૧

**ऋग्वेदविद्यजुर्विच्च सामवेदविदेव च ।**
**त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ ११२ ॥**

અથવા ધર્મના સંશય વખતે નિર્ણય કરવા માટે ઋગ્વેદ જાણનાર, યજુર્વેદ જાણનાર અને સામવેદ જાણનાર એ ત્રણની પરિષદ જાણવી. ૧૧૨

**एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद्द्विजोत्तमः ।**
**स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥ ११३ ॥**

અથવા એક પણ વેદજ્ઞ દ્વિજવર જે ધર્મ ઠરાવે તેને પરમ ધર્મ જાણવો. પણ દશ હજાર અજ્ઞાનીઓ જેનો નિર્ણય કરે તેને ધર્મરૂપ નહિ જાણવો. ૧૧૩

**अव्रतानाममन्त्राणां जातिमात्रोपजीविनाम् ।**
**सहस्रशः समेतानां परिषत्त्वं न विद्यते ॥ ११४ ॥**

બ્રહ્મચર્યાદિ વ્રત વિનાના, વેદમંત્રના અધ્યયનથી રહિત

અને જાતિના નામ માત્રે પેટ ભરનારાઓ હજારોની સંખ્યામાં ભેગા થાય, તો પણ તે પરિષદ્ નથી થતી. ૧૧૪

**यं वदन्ति तमोभूता मूर्खा धर्ममतद्विदः ।**
**तत्पापं शतधा भूत्वा तद्वक्तॄननुगच्छति ॥ ११५ ॥**

વેદને યથાર્થ નહિ જાણનારા તમોગુણી મૂર્ખાઓ જે પ્રાયશ્ચિત્તાદિક ધર્મ કહે છે, તેનું પાપ સેંકડો રૂપો લઈને તેના બોલનારાઓને લાગે છે. ૧૧૫

**एतद्वोऽभिहितं सर्वं निःश्रेयसकरं परम् ।**
**अस्मादप्रच्युतो विप्रः प्राप्नोति परमां गतिम् ॥ ११६ ॥**

આ તમને પરમ કલ્યાણકારી સર્વ સાધન કહ્યું. જે બ્રાહ્મણ આમાંથી ચલિત થતો નથી, તે પરમ ગતિને પામે છે. ૧૧૬

**एवं स भगवान्देवो लोकानां हितकाम्यया ।**
**धर्मस्य परमं गुह्यं ममेदं सर्वमुक्तवान् ॥ ११७ ॥**

આ પ્રકારે, તે ભગવાન મનુદેવે લોકોના હિતની ઇચ્છાથી ધર્મનું આ સર્વ પરમરહસ્ય કહ્યું છે. ૧૧૭

દ્વિજને ઉપદેશ—

**सर्वमात्मनि संपश्येत्सच्चासच्च समाहितः ।**
**सर्वं ह्यात्मनि संपश्यन्नाधर्मे कुरुते मनः ॥ ११८ ॥**

સાવધાન ચિત્તે સત્ અને અસત્ એ સર્વને આત્મામાં જોવાં. કેમકે એમ સર્વને આત્મામાં જોનાર અધર્મમાં મન કરતો નથી. ૧૧૮

**आत्मैव देवताः सर्वाः सर्वमात्मन्यवस्थितम् ।**
**आत्मा हि जनयत्येषां कर्मयोगं शरीरिणाम् ॥ ११९ ॥**

આત્માજ સર્વ દેવતાઓ છે. આત્મામાંજ સૌ કાંઈ રહેલું છે. આત્માજ આ શરીરધારીઓના કર્મયોગને ઉત્પન્ન કરે છે.

**खं सांनिवेशयेत्खेषु चेष्टनस्पर्शनेऽनिलम् ।**
**पंक्तिदृष्ट्योः परं तेजः स्नेहेऽपो गां च मूर्तिषु ॥ १२० ॥**
**मनसीन्दुं दिशः श्रोत्रे क्रान्ते विष्णुं बले हरम् ।**
**वाच्यग्निं मित्रमुत्सर्गे प्रजने च प्रजापतिम् ॥ १२१ ॥**

બાહ્ય આકાશને અંદરના આકાશોમાં, વાયુને ચેષ્ટા અને સ્પર્શોમાં, અગ્નિના તેજને જઠરાગ્નિમાં, સૂર્યના તેજને નેત્રમાં, જલને સ્નેહમાં, પૃથ્વીને શરીરોમાં, ચંદ્રને મનમાં, દિશાઓને કાનોમાં, વિષ્ણુને ચરણગતિમાં, હરને બળમાં, અગ્નિને વાણીમાં, મિત્રને ગુદામાં અને પ્રજાપતિને જનનેન્દ્રિયમાં એમ એકભાવ કરવો. ૧૨૦,૧૨૧

**प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि ।**
**रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम् ॥ १२२ ॥**

તે પરમ પુરુષને પ્રીછવો—જે સર્વનો નિયંતા છે. જે અણુથી પણ અણુ છે; જે સુવર્ણ કાંતિવાળો છે અને જે સ્વપ્નની બુદ્ધિ (નિર્વિકલ્પ જ્ઞાન)થી સાક્ષાત્કાર યોગ્ય છે. ૧૨૨

**एनमेके वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् ।**
**इन्द्रमेके परे प्राणमपरे ब्रह्म शाश्वतम् ॥ १२३ ॥**

એને કોઇક અગ્નિ કહે છે, તો કોઇક મનુ કહે છે; કોઇક પ્રજાપતિ કહે છે, તો કોઇક ઇંદ્ર કહે છે; કોઈક વળી એને પ્રાણ કહે છે, તો વળી બીજા એને શાશ્વત બ્રહ્મ કહે છે. ૧૨૩

**एष सर्वाणि भूतानि पञ्चभिर्व्याप्य मूर्तिभिः ।**
**जन्मवृद्धिक्षयैर्नित्यं संसारयति चक्रवत् ॥ १२४ ॥**

એ પરમાત્મા સર્વ ભૂતોને પંચમહાભૂતો વડે વ્યાપ્ત કરે છે અને નિત્ય ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરીને તેમને ચક્રની જેમ સંસારમાં ઘુમાવે છે. ૧૨૪

**एवं यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना ।**
**स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम् ॥ १२५ ॥**

આ રીતે જે માણસ પ્રાણીમાત્રને વિશે પોતાના આત્માએ કરીને પોતાનાજ આત્માને જુએ છે, તે સર્વને વિશે સમતા પામીને પરમપદરૂપ બ્રહ્મને પામે છે. ૧૨૫

મનુસ્મૃતિ ભણવાનું ફળ—

[ **चतुर्वेदसमं पुण्यमस्य शास्त्रस्य धारणात् ।**
**भूयोवाप्यतिरिच्येत पापनिर्यातनं महत् ॥**

આ શાસ્ત્રનું અધ્યયન કરવાથી ચાર વેદોનાં અધ્યયન જેટલું પુણ્ય મળે છે. વિશેષમાં આ છે કે, તેથી પાપનો પણ નાશ થાય છે. ]

**इत्येतन्मानवं शास्त्रं भृगुप्रोक्तं पठन्द्विजः ।**
**भवत्याचारवान्नित्यं यथेष्टां प्राप्नुयाद्गतिम् ॥ १२६ ॥**

ભૃગુએ કહેલા આ માનવશાસ્ત્રનો જે દ્વિજ પાઠ કરે છે, તે નિત્ય આચારસંપન્ન થાય છે અને ઇચ્છિત ગતિને પ્રાપ્ત કરે છે. ૧૨૬

[ **मनुः स्वायंभुवो देवः सर्वशास्त्रार्थपारगः ।**
**तस्यास्यानिर्गतं धर्मं विचार्य बहुविस्तरम् ॥**

**ये पठन्ति द्विजाः केचित्सर्वपापोपशान्तिदम् ।**
**ते गच्छन्ति परं स्थानं ब्रह्मणः सद्म शाश्वतम् ॥**

સ્વયંભૂના પુત્ર મનુદેવ સર્વ શાસ્ત્રોના અર્થોના પારગામી હતા. તેમના મુખમાંથી નીકળેલા ખૂબ વિસ્તારવાળા અને સર્વ પાપોની શાંતિ કરનારા આ ધર્મશાસ્ત્રને જે કોઇ દ્વિજો વિચારપૂર્વક ભણે છે, તે પરમસ્થાનને—બ્રહ્મના સનાતન ધામને—પામે છે.]

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां द्वादशोऽध्यायः ॥**
ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૧૨ મો સમાપ્ત



# ધર્મપાલનની શ્રેષ્ઠ ભૂમિ

સનાતન ધર્મ તો એકજ છે, શરીરધર્મ ભલે ભિન્ન ભિન્ન હો પણ આત્માનો ધર્મ તો એકજ છે. સર્વ કાળ, સર્વ સ્થળે સત સ્વરૂપ તો એકજ છે અને સત્યનું અણીશુદ્ધ પાલન ધર્મ.

ધર્મ કોઇએ ખોળી કાઢયો નથી કે કોઇએ ઉત્પન્ન કર્યો નથી. જડ કે ચેતન કોઇ પણ પદાર્થની કે જીવની ઉત્પત્તિ સાથેજ તે ધર્મ સ્વીકારાતો આવે છે. ધર્મ કોઈ એક વ્યક્તિની, દેશની દુનિયાની થાપણ નથી. સર્વ દેશની તે સામાન્ય મિલકત છે.

જેના પાલનથી શાશ્વત આનંદસુખ પ્રાપ્ત થાય તે સત્ય. સત્ય ત્રિકાલ-અબાધિત છે અને તેથી અનંત, અવ્યય અને અગાધ છે.

સ્થિતિનું ભાન થતાં વિવેક જન્મે છે, વિવેકના હુતાશમાંથી વૈરાગ્ય જન્મે છે અને વૈરાગ્યમાંથી ભક્તિસહિત જ્ઞાન પ્રકટે છે. અજ્ઞાનને જેમ જેમ તે વધુ ઓળખતો થાય છે, તેમ તેમ તે ભક્તિ-સહિત જ્ઞાનની વધુ નજીક જાય છે. અજ્ઞાનનો અંધકાર હવે તેને સ્પષ્ટ સમજાય છે અને ભક્તિસહિત જ્ઞાનના પ્રકાશમાં તેનાં નેત્રનાં પોપચાં અણુમીંચાયાં રાખતાં તે ટેવાતો જાય છે.

સત્સંગથી વિવેક જન્મે છે અને સારાસાર પારખનારી શક્તિ જે વિવેક તે અભ્યાસથી આવે છે. સમજપૂર્વક એકનિષ્ઠ ચિંતન તે અભ્યાસ. આવા અભ્યાસમાં ચિત્ત પરોવાઈ રહે ને વિવેકદૃષ્ટિ સાંપડે એ જીવનને ધન્યવાદ છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસન માણસને એ ચિંતનમાં પ્રેરે છે.

ધર્મપાલનની આ ઊંચામાં ઊંચી ભૂમિકા છે. આપણું તે ધ્યેય હો, આપણા સૌ પ્રયત્નો તે દિશાએ હો, આપણી ગતિ પ્રગતિ હો, તેવા ધર્મરાજના ચરણમાં આપણા કોટિ કોટિ પ્રણામ હો.

(શુભસંગ્રહ-ભાગ ૪ થા ના આધારે)

---

મનુ૦